


# સાનમેટો.

# SANMETTO.

આ દવા પુરૂષ તથા સ્રીની જનનેંદ્રિયની જીવનશક્તિ વધારનાર એ ઉત્તમ દવા તરીકે આખી દુનીઆના પ્રખ્યાત દાક્તરો અને વૈદ્યો મુત્રવ્યાધિના અસાધ્ય રોગોને માટે ઘણા વખતથી વાપરે છે. સાનમેટો યકૃત તથા જનનેંદ્રિ અને મુત્રાશયના રોગો માટે ઘણુંજ ઉપયોગી છે; તે લેવાથી પિશાબ સ્વચ્છ અને સાફ આવે છે. મુત્રાશયના મોં આગળના ભાગ ઉપર 'પ્રોસ્ટેટ ગ્લેન્ડ' નામની એ નાની ગાંઠ હોય છે, તે ઘણું કરીને વૃદ્ધાવસ્થામાં મોટી થઇ જાય છે અને તે કારણથી પિશાબ સાફ આવવામાં ઘણી અડચણ આવે છે તથા રાત્ર દિવસ ઘડી ઘડી પિસાબ કરવાની શંકા થાય છે; આવી સ્થિતિમાં સાનમેટોના જેવી બીજી એક પણ દવા નથી. સાનમેટો સ્રીઓના ગર્ભાવસ્થાના કાળ વખતે થતા રોગો જેની અંદર પિસાબ ઘણીજ ગરમ, બળત્રા થતી અને ઘણી વખત થાય છે એવા મુત્રાશયને લગતા વ્યાધિમા બહુ ફળદાયક છે. વળી નાનાં બચ્ચાંઓ ઉંઘમાં બિછાનામાં પિસાબ કરી નાંખે છે તે રોગમા ઘણુ ઉપયોગી છે, તથા સ્રી પુરૂષને પિસાબમાં થતી હરેક પ્રકારની અડચણ તથા બળતરા દુર કરે છે આ ઉત્તમ દવા પ્રમેહ અને વિપ્રમેહના રોગ માટે ઘણા વખતથી વપરાય છે. સાનમેટો પુરૂષ તથા સ્રીની જનનેંદ્રિયની શિથિલતા તથા દુર્બળતાને લગતા દરેક વિકારને માટે વિશેષ ફળદાયી છે તથા અશક્ત અને વિર્યહિન થયેલી ઇંદ્રિને તાકાદ આપી સ્રી પુરૂષને નવી જુવાની બક્ષે છે.

## સાનમેટો રોગને અટકાવનારી દવા તરીકે.

ઘણાખરા લોકો જનનેંદ્રિયને રોગમાંથી બચાવવાને અને સારી તંદુરસ્તીમાં રાખવાને ઘણુંજ થોડું લક્ષ આપે છે. કોઇ પણ માણસ પરસેવા અથવા તો આંતરડાની હીલચાલ વગર થોડા વખત લગણ જીવી શકે છે પણ જો જનનેંદ્રિય ૨૪ થી ૪૮ કલાક કામ કરતી બંધ પડે તો ઘણુંજ દુઃખ અને ઇજા થઇ આવે છે કારણ કે ઘણોજ ઝેરી કચરો જે મુત્ર વાટે નીકળી જવા જોઇએ તે રહી જાય છે, અને તથી જનનેંદ્રિયના સઘળા અગત્યના કામ કરતા કબજીઆતથી છુટા થવાને અને આતરડાની ઇજા વગર હીલચાલ માટે ઘણું વિચારવામાં આવે છે જો હમેશ મુત્ર ઘણું વધારે અથવા થોડું, નીકળે અથવા ઘણો વખત અથવા જોઇએ તે કરતાં ઓછી વખત નીકળે; જો મુત્રમા કાઇ કચરો હોય અથવા ભુરાસ પડતું અને પારદર્શક નહિ હોય અથવા લોહીવાળું હોય, જો મુત્રથી તણખ મારતી હોય કે ઇજા થતી હોય અથવા ટીપાં પડતા હોય; જો મુત્રાશયની કોથળી આગળનો ભાગ પુરો ભરેલો છે એમ લાગતું હોય, અને તે કાઢવાને પુરી શક્તિ નહિ હોય; જો કોઇને રાત્રે મુત્રને માટે વારંવાર ઉઠવું પડતું હોય; જો જનનેંદ્રિય ઉઘાડી રહેવાથી ઠંડી લાગી હોય તેથી ઇજા થતી હોય તો આ દરેક માટે એક અથવા બે ચમચા દહાડામાં જમ્યા અગાઉ અથવા પછી અને રાત્રીના સુતા વખત મળી ત્રણચાર વાર સાનમેટો લેવા ભુલવું નહિ.

આથી જનનેંદ્રિયને ભવિષ્યમાં ઇજાથી બચાવી દેશે અને આખી સીસ્ટમ બરાબર ચાલુ રહેશે, તે જનનેંદ્રિયને પુરેપુરી મુત્રથી ખાલી કરીને મજબૂત કરશે અને જનનેંદ્રિયમાં ખરાબ મુત્ર રહેવાથી ધીમી ફરી સિસ્ટમને દુર કરશે.

સાનમેટો ફક્ત આઠ ઔંસની બાટલીમાં વેચાય છે. દરેક બાટલીની કિંમત ત્રણ રૂપૈયા અને આઠ આના. દવા વેચનાર કેમિસ્ટ અથવા ડ્રગિસ્ટને ત્યાંથી છુટક તથા જથાબંધ મળશે. કોઇપણ કારણથી ન મળી શકે તો અમને લખી જણાવવાથી તરત મોકલવામાં આવશે.

**ઓડી. કેમીકલ કુંપની, બૅરો સ્ટ્રીટ, ન્યુ યૉર્ક—અમેરિકા.**

 Od. CHEM. CO., 61 Barrow Street, NEW YORK U. S. A.

---

સરક્યુલર નાં. ૪.

શ્રી ઇન્ડિયન પેસેન્જર્સ એન્ડ ટ્રાફીક રીલીફ એસોસીએશન.

## હિંદી પ્રજાને અપીલ.

જોઇએ છે,

દરેક હિંદી રેલ્વે ઉતારૂએ જાણવું:—

૧. કે જ્યારે એક રેલ્વે કુંપનીનો નોકર અથવા રેલ્વે પોલીસનો માંણસ ઉતારૂઓના વર્ગમા ખીચોખીચ બેસાડવાને સખ્તાઇ વાપરે ત્યારે તેને તેમ કરતો અટકાવવાને કાયદા પૂર્વક હક્ક છે

૨ કે આ હક્કના જ્ઞાનનો અજાણ ઉતારૂઓમા ફેલાવો કરવાની દરેક ભણેલા ઉતારૂની ફરજ છે

૩ કે પોતીમ ને પોતીકા કરતા ઓછા નસીબદાર ઉતારૂ-ભાઇના સ્વાર્થને ખાતર આ હક્કનો ઉપયોગ કરવાનો દરેક ભણેલા ઉતારૂની ફરજ છે

૪ કે હિંદ દરેક તેના બેટા, ને પછી તે પહેલા વર્ગનો કે બીજા વર્ગનો ઉતારૂ હોય, તે જોય કે તેના ત્રીજા વર્ગના ઉતારૂઓ તરફ વાજબી રીતે વર્તવામા નથી આવતુ તો તેની મદદે જવા આશા રાખે છે

૫ કે ઇન્ડિયન પેસેન્જર્સ એન્ડ ટ્રાફીક રીલીફ એસોસીએશન નામની એક મંડળી છે તે કેઇ પણ ઉતારૂને રેલ્વે સામે ફરિયાદ કરવી હોય તો તેને ઉપલી મંડળીના ઓનરરી સેક્રેટરીને ન ૨૮૧-૨૯૩ બોરા બજાર સ્ટ્રીટ, કોટ, મુંબઇ લખી જણાવવુ

૬ કે દરેક ઉતારૂએ રેલ્વે કાયદાઓ મુસાફરી ક્યા પહેલા જાણવાની જરૂર છે

લી॰ સેવક,

રાજ ગોકલદાસ નેણશી.

ઓ. ને. સેક્રેટરી

બોરા બજાર સ્ટ્રીટ,

કોટ, મુંબઇ

# મહુવા (કાઠિયાવાડ) ગૌરક્ષક સભાનો હેવાલ અને તેને મદદની જરૂર.

આ જીવદયાની સંસ્થામાં સં. ૧૯૫૬માં ૧૨૩૮, સં. ૧૯૬૮માં ૨૧૭૪ ને સં. ૧૯૭૨ માં ૨૩૭૭ ગાયોનું સંરક્ષણ થયું છે ને આ વરસે પણ ઘાસ-ચારાનો ભયંકર દુષ્કાળ પડયાથી એક રૂપીયાનું ત્રીશ રતલ ઘાસ મળવાથી આસપાસના ગામોની હંમેશા દિવસે પાંચ સાત ગાયોની આવક શરૂ છે; અને પ્રાતઃકાળે ગોશાળાનો દરવાજો ઉઘાડવામાં આવે છે ત્યાં નજીકમાં કુંમકુંમના ચાંદલા કરેલી, શીંગડે લીલા કટકા બાંધેલી ગામડાની પ્રજા મુકી ગયેલી દશ પંદર ગાયો એટલી હોય છે તે સર્વે સંભાળી લેવામાં આવે છે તેને લીધે અત્યારે ત્રણ હજાર ગાયો એકઠી થઈ છે ને હજુ ઉનાળાની ખરી મોશમ બાકી છે તે મુદતના દરમીયાન કેટલી સંખ્યા વધશે તેનું પ્રમાણ બાંધી શકાતું નથી. તેના સંરક્ષણાર્થે કાયમી ફંડ કે કેપીટલ નહીં હોવાથી હાલના કટાકટીના વખતમાં તેના કાર્યવાહકો પૂર્ણ ગમગીની ને મુશ્કેલીમાં આવ્યા છતાં જાહેર હિંમત રાખી કમર કસી જુવાર બાજરાની પુષ્કળ કડબ ખરીદ કરવા તથા દાનેશ્વરીની મદદ મેળવવા સ્તુતિપાત્ર પ્રયાસ શરૂ રાખ્યો છે તે ઘણુંજ ચાહના ધરાવનારૂં છે. આવા દેશહિતૈષી પરમાર્થિક ખાતાને લક્ષ્મીવાનો પોતાની લક્ષ્મી મદદમાં મોકલવાનો સદ્વ્યય કરશે તો પરમાર્થ થવા સાથે કેશો-

# ધાતુ ક્ષિણતાના રોગનાં લક્ષણ તથા તેની દવા.



અંગનું થાકી જવું, મનનું ઉદાસ રહેવું, છાતીમાં ધબકારા થવા ઉંઘ ન આવવી માથામાં વેદના થવી, ચકરી તથા આંખે અંધારાં આવવાં, કંટાળો આવવો, વિચાર શક્તિનું ગુમ થવું સ્વભાવ ચીડો થવો, જરા જરામાં ઉશ્કેરાઇ જવું, સ્ત્રીપર અભાવો ધાતુનું તુરત સ્ખલીત થવું. શરીરનું તવાઇ જવું તથા હમેશ ગરમ રહેવુ, પ્રિયવસ્તુ તરફ અણગમો:—આમ જ્યારે થાય ત્યારે સમજવું કે ધાતુ ઓછી થઇ ગઇ છે. અથવા થાય છે, ત્યારે નિરાશ ન થતાં અમારી બનાવેલ ગેરેન્ટીવાળી

## રાજ રાજેશ્રી ગોળીઓ

નું સેવન કરવા ભલામણ કરીએ છીએ. આ ગોળીઓ તમામ દર્દો મટાડી શરીર હૃષ્ટપુષ્ટ બનાવી લોહી તથા વિર્યને સુધારી વધારી શરીર તેજસ્વી બનાવે છે, મર્દાઈ વધારે છે અને ખોરાકી વધારી દુધ પચાવી વિર્ય સ્તંભન કરે છે. ક્ષય સંગ્રહણી ઇત્યાદિ રોગ મટાડી તવાઇ ગયેલ શરીરને હૃષ્ટપુષ્ટ બનાવે છે કીં. ગોળી ૩૦ ની ડબીના રૂા. ૨⅟₂ ફાયદો ન થાય તો એક પણ શબ્દ પુછયા શિવાય પૈસા પાછા આપવાની લેખીત જામીનગીરી મળે છે.

ખાસ સ્ત્રીઓ માટે ગેરેન્ટીવાળી

## કાન્તામૃત ગોળીઓ.

આ ગોળીઓનું સેવન કરવાથી સ્ત્રીઓને સ્વરૂપવાન બનાવે છે. વિખાયેલ શરીરનો બાંધો સ્તન વિગેરે અવયવોને ફરી દ્રઢ કરે છે, ધાસણી ધુપણી અને રૂતુદોષથી થતા રોગ મટાડે છે ગર્ભાશયને સુધારો છે અને ગર્ભ ધારણ કરવા ચોગ્ય બનાવે છે. સુવારોગ અને તે પછીની નબળાઇ પાચન શક્તિનો નાશ થવો, ઝાડા વિગેરે રોગને મટાડી શરીર હૃષ્ટપુષ્ટ બનાવે છે. કીં. ગોળી ૩૨ ની ડબીના રૂા. ૫.

એક ડબી સાથે ફાયદો ન થાય તો પૈસા પાછા આપવાની લેખીત ગેરેન્ટી આપવામાં આવે છે.

---

## વૈદ્ય કલ્યાણજી હરીકૃષ્ણ ઠાકર,

જુની હનુમાન ગલીને નાકે, કાલકાદેવીનાં મંદીર સામે,

કાલબાદેવી રોડ—મુંબઇ.

આ માસિક નં. ૯૩, ચીંચપોકલી પરેલ રોડ મુંબઇ, લેડી નોર્થકોટ હિંદુ ઑર્ફનેજ કે. એન સેલર પ્રેસમાં ધોંડીબા નારાયણ વનારસેએ છાપ્યું છે અને ધી ઈન્ડીયન મરચન્ટસ ચેમ્બર અને બ્યુરો માટે જયસુખલાલ કૃષ્ણલાલ મહેતાએ, મુંબઇ ઓલ્ડ ટેલીફોન બીલ્ડીંગ્સ ૧૯, બૅંક સ્ટ્રીટ કોટમા પ્રસિદ્ધ કર્યું છે.

THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CH



દેશી
વેપારી ચેમ્બરનું માસિક.

પુસ્તક ૧૨ મું VOL XII SEPTEMBER 1919, સપ્ટેમ્બર ૧૯૧૯. અંક ૩ જો No

## જાહેર ખબરની અનુક્રમણીકા. — INDEX

# The Indian Cotton Co., Ltd.

*7/9 Churchgate St. Fort Bombay.*

Represent the following companies for fire, marine and Life Insurance *Rates Tariff.*

(1) Royal Exchange Assurance Corporation.

(2) Hongkong Fire Insurance Co. Ltd.

(3) Union Insurance Society of Canton Ltd.

(4) Canton Insurance Office Ltd.

(5) Triton Insurance Co. Ltd.

(6) Imperial Marine Transport & Fire Insurance Co. Ltd.

(પર)

---

# તમારા ઘરઘતુ ખપની

કે

# વેપાર વણજને માટે

ડગલા અને સુટને માટે ઘણીજ સરસ ચાઇના સીલ્ક, અને લેમીંગ કાર્ડ સીલ્ક જાપાનીસ રેશમી કે સુતરાઉ કાપડ અને તૈયાર સીવેલો માલ અને એન્ટીમનીવેર, ડામાસેંટ, ક્લોઝની, સર સુમા, લેડીઝ હેન્ડબેગ અને નોટકેશ વગેરે અમારે ત્યાંથી જથાબધ તથા પરચુરણ કીફાયત ભાવે મલશે.—લખી સોકલો.

J. Balamal & Co.
Dana Bunder
Bombay. 3.

## જે. બાલામલ કું૦

દાણા બંદર, મુંબઇ. ૩.

(પર)

નામદાર મુંબઇના ગવરનર સાહેબ તથા નામદાર મહારાજા ગાયકવાડના આસરા હેઠળ.

# ફીરોઝ એમ. દસ્તુરની કું૦



ગવર્નમેંટ ટેલીગ્રાફ ઓફીસ સામે, નં૦ ૭ હોર્નબી રોડ, કોટ, મુંબઇ.

મુંબઇમાં ફકત અમારૂંજ એક સંપુરણ ખાતું છે, જયાં ઈંગલીશ ડીગ્રી ધરાવનારા અને વીલાયતની તથા વીએનાની આંખની હોસ્પીતાલમાં કામ કરી આવેલા ૨૬ વરસના અનુભવી ડાકટરની આંખના દરદો માટે સલાહ મફત મલે છે.

વળી અમારે ત્યાં ૨૬ વરસના રેતીનાસ્કોપથી તથા ઓફ્થેલમોસ્કોપથી આંખ તપાસવાનો ચાલુ અનુભવ ધરાવનાર મી૦ ફીરોઝ પોતે આંખ તપાસી ચસમા લાગુ કરી આપે છે કે જે કામ બાહેર મોટી ફી ખરચતાં પણ જવલેજ સંતોષકારક રીતે બની શકે છે.

મી૦ ફીરોઝને ગવાલીઅરના મહારાજા સીંધીયા, ઓનરેબલ સર લોરેન્સ જેનકીન્સ, ઓનરેબલ મી૦ જસટીસ બેટી, ચીસીસ બેટી, ઓનરેબલ સર એન. ચંદાવરકર, ઓનરેબલ મી૦ જસટીસ બીમન, ઓનરેબલ મી૦ જસટીસ બેચેલર, કરનલ ફોરમેન, P. M. O., R. A. M. C., કરનલ બુલ્ડ M. D., I. M. S., કરનલ પીટરસ, M. B., I. M. S., મુંબઇના પોલીસ કમીશનર મી૦ જેલ M. V. O. અને બીજા કેટલાક નામાંકીત ડાકટરો અને ગ્રહસ્થો તરફથી એમની કાબેલીયતપણાની ઉમદા સરટીફીકેટો મળી છે.

વળી હમો પોતે અમારા વીજળીથી ચાલતા યંત્રોમાં છેલ્લામાં છેલ્લી શોધના

## "ક્રીપટોક"

બાઇફોકલ ફ્લેટ તથા તોરીક (દુર તથા નજીક જોવા માટે સાંધા વગરનાં) લેન્સીસ તથા ઉંચી કવોલીટીના બ્રેઝીલીઅન પેબલસના તેમજ આંખને ઠંડક આપનારા સફેદ તથા રંગીન ક્રાઉન ગલાસના સીલીનદરીકલ તથા કમપાઉન્ડ સીલીનદરીકલ પ્રીઝમેટીક વગેરે દરેક જાતના લેનસીસ બનાવી આપીએ છીએ. ઉતમ માલ છતાં ભાવ ઘણાજ કીફાયત.

## "વી વી"

આંખનાં ટીપાં

આંખ દુઃખવા આવવી, પાણી જવું, ખીલ વગેરે દરદો માટે ઠંડા ખાત્રીપુર્વક ઇલાજ કીંમત આના ૧૨.

આંખની સંભાળને લગતી કીંમતી નુસખાઓ સાથની ચોપડી મુફત મળશે.

# નબળાં બૈરાં માટે.

———:o:———

આલટ્રેઝ કોરડીયલ રીયો એજ સ્ત્રીના તમામ દરદોપર અકસીર અને રામબાણ ઇલાજ છે. ખાસ કરીને સ્ત્રીના ગરભાશયના તમામ દરદો દુર કરવાને અચુક શક્તિ ધરાવે છે.. બઇરાંના ગરભાશયના થતા તમામ દરદો જેવાં કે મેનોરીયા, લ્યુકોરીયા, એમનોરીયા અને એવાંજ દરદો દુર કરવાની તેમાં અદભુત શક્તિ છે. નબળી પડેલી અને લોહી વગરની ફીક્કી છોકરીઓ અને ગરભવંતી સ્ત્રીઓને ઉપલી ગયેલી શકિત પાછી લાવી આપે છે. આલટ્રેઝ કોરડીયલ રીયો ગરભાશયના ક્રમને બરાબર ઠેકાણે લાવે છે, અને કસુવાવડ થતી અટકાવે છે. પીઠમાંનો દુખાવો, પેઢુંમાં થતું દરદ અને કમ્મરમાં થતું અસહ્ય દુઃખ જે બૈરાંને થતું હોય તેને ઉપલી દવા આપવી. વૈદો તથા ડોકટરોને ઉપલી દવા ગરભાશય સંબંધી દરદોને દુર કરવાને ઘણી અકસીર થઇ પડશે.

જે બાળાઓ ૧૧ થી ૧૮ વર્ષની ઉમ્મરની અંદર હોય છે અને જેઓ બાળા મટીને સ્ત્રીની અવસ્થામાં આવતી હોય તો તેને ઉપલી આલટ્રેઝ કોરડીયલ રીયો તેઓના અવયવને બરાબર ખીલવવામાં ઘણી ઉપયોગી થઇ પડશે. **દવા લેવાની રીતઃ—** દહાડામાં ત્રણ વખત ચાના એક ચમચાભર.

———:o:———

# શકિતની દવા.

સલેરીન જેઓ ઘણાં નબળા હોય, જેઓને ઉંઘ આવતી ન હોય, જેને હિસ્ટીરીયા લાગુ પડયો હોય, જેનું પચતું ન હોય અને જેઓ નબળાઇથી તવાઇને ક્ષીણ થઇ ગયા હોય તેઓએ ઉપલી દવા જરૂર લેવી. **દવા લેવાની રીતઃ—** જમવા પહેલા અને સુવા જવા એક કલાક આગમજ એક ચાના ચમચાભાર દવા લેવી.

સેલેરીના લગભગ ૪૦ (ચાલીસ) વર્ષ થયાં નબળા પૂરૂષોને માટે શકિતને માટે જાહેર થયેલી છે.

ઉપલી આલટ્રેઝ કોરડીયલ રીયો અને સેલેરીના હિંદુસ્તાનમાં કોઇ બી આબરૂદાર કેમીસ્ટ, ગાંધી અથવા દવા વેચનાર પાસેથી છુટક અથવા જથ્થાબંધ મળી શકશે. ઉપલી દવાની ઉપર જણાવેલાં દરદો દુર કરવાની અચળુચ શક્તિને લીધે ઘણાં ધંધાદારી એની નકલ કરવા લાગ્યા છે; માટે જે કોઇબી ઉપલી દવા જ્યારે બી લે ત્યારે એનાપર લગાડેલું લેબલ જેના પર 'રીયો કેમીકલ કું.' નામ લખેલું છે તે વાંચવું.

ઉપલી દવાનો જેને બી અજમાયેશ કરવો હોય તેને નીચે ઠેકાણેથી મફત મોકલવામાં આવશે.

THE RIO CHEMICAL Co.

79, BARROW STREET,

New York, U. S. A.

રીયો કેમીકલ કું.

૭૯, બારો સ્ટ્રીટ,

ન્યુ યાર્ક સીટી યુનાઇટેડ સ્ટેટસ, અમેરિકા.

# સ્વદેશી આગની વીમા કું.

## ધી ઈન્ડીયન મર્કેન્ટાઇલ ઈન્શ્યુરન્સ કંપની લીમીટેડ.

( સને ૧૮૮૨ ના ૬ ઠા એકટની અને ૧૮૯૫ ના ૧૨ મા એકટની
રૂએ રજીષ્ટર્ડ કરી છે. )

ફંડ રૂ૦ ૫૦,૦૦,૦૦૦ જે ૫૦,૦૦૦ શેરોમાં
વેહેંચાયેલું છે. દર શેર રૂ. ૧૦૦ નો,
ભરાયલી કેપીટલ રૂ. ૨૧,૧૫,૩૦૦,
રીઝર્વ ફંડ રૂ. ૨,૦૮,૦૦૦
મીલકતની કીંમતમાં ઘટાડાનું રીઝર્વ ફંડ રૂ. ૫૦,૦૦૦
આગની નુકશાનીના દાવાની ભરેલી કુલ રકમ આશરે રૂ. ૨,૭૫,૦૦૦.

## ડીરેકટરો.

ઑન. શેઠ મનમોહનદાસ રામજી ( ચેરમેન. )
શેઠ માધવજી દામોદરદાસ ઠાકરસી.
શેઠ માધવજી ઠાકરશી.
શેઠ મોરારજી વેલજી.
શેઠ જેઠાભાઇ વાલજી.
શેઠ વાલજી સુંદરજી.
શેઠ પરશોત્તમ કાનજી.
શેઠ જગજીવન શેષકરણ.

દરેક જાતનું આગના વીમાનું કામ ( જેવું કે બીલ્ડીંગસપર, મીલોપર વિગેરે વિગેરે) હાથમા ારવામાં આવે છે જાહેર પ્રજાને તથા વેપારી વર્ગને એલ્તેમાસ કરવામાં આવે છે કે આ સ્વદેશી ૦પનીને પુરતું ઉત્તેજન આપવાની મેહેરબાની કરવી વધુ વિગત સારૂ આ કંપનીની ઓફિસમાં લખવું અથવા જાતે મળવું

**પેસ્તનજી એદલજી ધાલા.**
સેક્રેટરી, ધી ઈન્ડીયન મર્કેન્ટાઈલ ઇન્શ્યુરન્સ કું૦ લી૦

૬-૧૧ ૧૯, એન્ઠઓટ, કોટ, મુંબઇ.

# ટુંકી જાહેર ખબરો.

# તમારા લાભનું.



## ઈનામ રૂ. ૧૦૦૦

મેળવાની તમે કોશેશ કરો.

કેશવકાન્ત—હેર ઓઇલ વ્હાઇટ્ ઓઇલ (ઘાસલેટ) થી તદન રહિત છે. વ્હાઇટ ઓઇલના લાબા વપરાસથી માથાને તથા બાલને તે નુકસાન કરે છે. માટે જો કોઇ તેમ પુરવાર કરશે, કે કેશવકાન્ત હેર ઓઇલમા વ્હાઇટ ઓઇલ છે તેને ઉપર જણાવેલું ઇનામ અમે આપશુ.

બાટલી ૧ ના રૂા ૦-૧૨-૦.

દરેક જાણીતા વપારીઓ પાસેથી મળશે.

દ્વારકાદાસ જગમોહનદાસ એન્ડ કું

પ્રોપરાઇટર્સ

ધી હિંદ બટન્ ફેક્ટરી એન્ડ મેટલ વર્કસ.

ધી કેશવ પરફ્યુમરી વર્કસ, ૧૪૭ અબદુલ રહેમાન સ્ટ્રીટ, મુંબાઇ

(૫૩)



*Registered No. B. 810*

THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER

# દેશી

# વેપારી ચેમ્બરનું માસિક.

પુસ્તક ૧૨મું. VOL. XII. SEPT. 1919. No. 3. સપટેંબર ૧૯૧૯. અંક ૩ જો

## અનુક્રમણિકા

# અમે પોતે

આ માસિકમા બહારથી આવેલા લેખો માટે અમે જવાબદાર નથી

આ માસિકનુ લવાજમ મુબઇના ગ્રાહકોને માટે વાર્ષિક રૂા. ૩–૮–૦ તથા બાહાર ગામના ગ્રાહકો માટે વાષિક રૂા ૪—૦—૦ પોસ્ટેજ સુદ્ધા રાખવામા આવ્યુ છે છુટક નકલ એકના આના ૬ છ નમુનાની કોપી મફત મોકલવામા આવતી નથી.

---

આ માસિકમા જે જાહેર ખબરો છે તેમા કઇ ફેરફાર સુચવવો હોય યા તો કાઢી નાખવી હોય તો આવી જાતની ખબર આગલા મહિનાની ૨૦ મી તારીખ પહેલા આપવી જોઇએ નહિ તો તે પ્રમાણે કરવુ બની શકશે નહિ

---

અમારા જૂના કૉન્ટ્રેક્ટો પૂરા થયા બાદ, રીડીંગ મૅટરમા અમે જાહેર ખબર લેવા માગવા નથી તેથી સર્વ જાહેર ખબર આપનાર ગૃહસ્થોને વિનતિ કરવામા આવે છે કે ત્હેમણે પોતાની જાહેર ખબરો મૅટરની આગળ યા પાછળ છપાવવા માટે આપવી

---

અમોને તા ૧૦–૭–૧૯૧૮ના રોજ માસિકના લવાજમ પેટે રૂ ૩–૬–૦ મનીઓર્ડરથી મળેલ છે પરતુ તેમા નામ બરાબર ચોકખુ નહિ લખેલ હોવાથી તે માસિક કોને મોકલવુ' તે અમો સમજી શકતા ન હોવાથી જે ગૃહસ્થે ઉપરનો મનીઓર્ડર મોકલાવ્યો હોય છતા માસિક ન મળ્યું હોય તેને તે વિષે અધિપતિને જણાવવા વિનતી કરવામાં આવે છે.

---

આ માસીક દર મહીને પહેલી પાચ તારીખોની અંદર પોસ્ટમા રવાના કરવામા આવે છે માટે જે ગ્રાહકોને આઠમી તારીખ સુધીમા અક ન મળે તેમણે અમને તુરત ખબર આપવી જેથી જલદી તે વીશે તપાસ પણ કરી શકાય અને જરૂર હોય તો શીઘ્રીકમાથી બીજી પ્રત પણ રવાના કરી શકાય પાછળથી બધી પ્રતો ખપી જાય છે એટલે તે પછી કોઇની ફરીયાદ ખરી હોય તો પણ તે માટે ઇલાજ કરવો અશક્ય થઇ પડે છે

## COMMERCIAL SUBJECTS.

## વ્હેપારી વિષયો.

### હિદના ખાંડ બનાવવાના ઉદ્યોગની સ્થિતિ.

હીંદમા ખાડની પેદાશ પોતાના ઉપયોગ માટે જોઇએ તે કરતા પણ વધારે થાય અને એ વધારે નીકાશ કરે એવી સ્થિતિ હિદ પ્રાપ્ત કરી શકશે કે કેમ

તે વિશે ખાંડને લગતી બાબતોના ખાસ વિદ્વાન ( એકસપર્ટ ) ડાકટર સી. એ. બારબર લડાઇ પુરી થઈ તે અગાઉ લખેલા એક લેખમાં નીચે પ્રમાણે જણાવે છે:—

ખાંડની છત જોઇએ તે કરતાં થોડી છે એમ દુન્યાના હરેક દેશની ફરીયાદ છે. એમ થવાનાં બે મુખ્ય કારણ છે. એક એ કે માણસ દીઠ ખાંડનો વપરાશ ઘણી ઝડપથી વધ્યો છે અને બીજું એ કે બીટના કળમાંથી બનતી ખાંડનો મોટો જથ્થો જર્મની, ઓસ્ત્રીયા તથા ફ્રાંન્સથી નીકાશ થતો હતો તે લડાઇને લીધે તદન બંધ પડી ગયો છે. લડાઈ અગાઉ દર વર્ષે એક કરોડ એંશી લાખ ટન ખાંડ વપરાતી હતી તેમાં અર્ધ ભાગ શેરડીની ખાંડનો અને અર્ધ ભાગ બીટની ખાંડનો હતો.

છેલ્લાં કેટલાંક વરસથી હીંદમાં ખાંડની આયાત વધતી જાય છે એ વાત હવે સર્વત્ર જાણીતી છે. એ આયાત હવે લગભગ દશ લાખ ટન જેટલી થાય છે અગાઉ એમાં ઘણો ભાગ આસ્ત્રીયાથી આવતો હતો. હાલ થોડા વખતથી મોરીસસથી આવવા લાગી છે પણ હાલ આવતી ખાંડમાં મોટો ભાગ તો જાવાથી આવતી ખાંડનો હોય છે. દુનયામાં ખાંડની અછત છે તેનું પરીણામ એ છે કે હીંદમા ખાંડના ભાવ બમણા થઇ ગયા છે. ભાવમાં થયેલા આ વધારાનો લાભ લઇને હીંદ પોતાને માટે જોઇતી ખાડ બનાવશે ? અગાઉ એક સમયે હીંદથી ખાંડ પરદેશ જતી હતી તે સ્થિતિ ફરીથી પ્રાપ્ત કરવા માટે હીંદ પ્રયત્ન કરશે ? આ સવાલનો જવાબ આપી શકાય તે પહેલાં બે વાત ધ્યાનમાં લેવી જોઇએ. એક તો એ કે હાલ ભાવમાં જે વધારો થયેલો દેખાય છે તે ઘણો સમય ચાલુ રહેશે કે લડાઈ પછી પાછો ધીમે ધીમે ઘટી જશે તે વીશે આપણે કાંઇ જાણતા નથી. ખાંડનો ઉદ્યોગ એવો નથી કે જલદી જમાવી શકાય શરૂઆત કર્યા પછી કેટલેક વરસે એને સારા પાયાપર મુકી શકાય છે. હીંદમાં ખાંડ બનાવવાનું કામ એક નવા ઉદ્યોગ જેવું છે અને ગરમ મુલકોમાં જ્યાં શેરડી ઉગાડવામાં આવે છે ત્યાંના કરતાં પણ વધારે મુશકેલી હીંદમાં ખાંડના ઉદયોગને નડે છે. બહુજ અગત્યનો મુદ્દો તો એ છે કે લડાઇ પછી ખાંડના ભાવ શા રહેશે ? મારો અભિપ્રાય એવો છે કે લડાઇ અગાઉ હતા તે ભાવે ખાડ વેચાય તે અગાઉ કેટલાંક વરસો નીકળી જશે અને તે પછી પણ એ જુના ભાવ આવશે એમ નક્કી કહી શકાય નહીં. આ પ્રમાણે અભિપ્રાય બાંધવાના કારણો નીચે પ્રમાણે છે:—

(૧) દરેક દેશમા ખાંડનો વપરાશ વધતો જાય છે અને લડાઇથી એને ઉત્તેજન મળશે એ પ્રમાણે વધારે ખાંડ વાપરવાની ટેવ પડશે તે ઘણાં વરસ સુધી ચાલુ રહેશે એમ હું માનું છું.

(૨) અત્યારે જેમની સાથે લડાઇ ચાલે છે તે રાજ્યોમાંથી ખાંડ આવતી અટકાવવા માટે બ્રીટીશ સરકાર ખાસ પ્રયત્ન કર્યા વગર રહેશે નહીં અને તેને લીધે પણ હીંદમાં ખાંડના ભાવ ઉંચા રહેશે.

(૩) યુરોપના ઘણા ભાગોમા જ્યા બીટનો પાક કરવામાં આવતો હતો ત્યાં હાલ જમીનની સ્થિતિ બદલાઇ થઇ છે અને વેપારધંધો પણ ચુંથાઇ ગયો છે કારણ કે જે ભાગોમાં એ પાક થતો હતો તેજ ભાગોમાં લડાઇ ચાલી હતી. એવી જગાનો નાશ કરવા માટે ખાસ પ્રયત્નો કરવામાં આવેલા છે એટલે ત્યાં બીટનો પાક કરે તો પણ તે માટેનો ખેતરોના વીસ્તાર અગાઉ કરતાં ઓછો રહેશે. જરમનીથી ખાંડ પરદેશ ખાતે જતી હતી તે બંધ થઇ ગઇ છે તે છતાં ત્યાં અત્યારે ખાંડની અછત થઇ છે અને લડાઇને પરીણામે બધાંને એમ લાગશે કે લોકો તથા ઢોરોના ખોરાકમાં ખાંડનો ઉપયોગ અગાઉ

કરતાં વધારે કરવામા આવે તો તેથી દેશને વધારે લાભ થઇ શકે. એ રીતે ખાંડનો જે જથ્થો બનાવવામાં આવે તેનો અગાઉ કરતાં વધારે ભાગ દેશમાંજ વપરાય એવી ઇચ્છાથી જ્યારે કામ લેવામાં આવશે ત્યારે નીકાશ ઓછીજ રહેશે. જે જે દેશોમાં બીટમાંથી ખાંડ બને છે તે સર્વ મુલકોમાં એમ બનશે.

(૪) ગરમ મુલામાં શેરડીના પાકનો વીસ્તાર વધવાની મને આશા નથી. આ બાબતમાં એક અપવાદ છે તે સંબંધી આગળ વીવેચન આવશે પણ તે શીવાયના મુલકો વીશે સામાન્ય રીતે લેતાં એમ કહી શકાય કે જે જે દેશોમા શેરડીનો પાક કરવામાં આવે છે ત્યાં બધે છેલ્લા વીસ વરસમાં એ પાકના વીસ્તારમાં ઘણો વધારો થયો છે અને હવે પછી એમા જે વધારો થશે તે ખાંડની ખપતમાં થતા વધારાના કરતા પણ વધારે પ્રમાણમા નહીં થાય. દરેક દેશની છુટી છુટી તપાસ આ માટે લઇ શકાય પણ સ્થળસંકોચને લીધે અત્રે માત્ર એજ દેશની સ્થિતિ તપાસીશું. એ બે દેશો જાવા અને કયુબા છે. ત્યા ખાંડની પેદાશ ઘણી થાય છે. ખાડની પેદાશ કરનારા દેશોમાં એ બેઉ મુખ્ય સ્થાન અત્યારે ભોગવે છે. મારી જાણમાં ઘણા સંજોગો એવા આવ્યા છે કે જેથી મને લાગે છે કે શેરડીના પાક માટેની સઉથી સરસ જે જે જમીન હતી તે સઘળી ત્યાં એજ કામમાં ઉપયોગમા લેવામા આવી છે અને તે ઉપરાંતની કેટલીક જમીનમાં જ્યાં શેરડીનો પાક કરવામાં આવ્યો હતો ત્યાં તેની ઉતર ઘટતી જાય છે. એ રીતે ગણતાં હવે જાવામાં શેરડીના પાકો માટેનો વીસ્તાર વધવાની હદ લગભગ આવી ગઇ છે. કયુબા માટે એજ રીતની વાત કરી નહીં શકાય. ત્યાં સ્થિતિ કેવી છે તે વીશેની વધારે વીગત જાણવામાં નથી પણ જે કેટલીક વીગત જાણવામાં આવી છે તે વીશે ધ્યાન એવું ઠીક થઇ પડશે. એમ પણ બને કે દુનિયામાં જેમ કોફીની પેદાશ માટે બ્રાઝીલે સર્વોપરી સ્થાન પ્રાપ્ત કર્યું છે તેજ પ્રમાણે ખાડની પેદાશ માટેનું સર્વોપરી સ્થાન કયુબા પ્રાપ્ત કરે. મોરીશસ, ઇસ્ટ ઇન્ડીયા, જાવા વગેરે દેશમાં ખેતરમાંથી શેરડી, અને તેમાંથી ખાંડ વધારે પ્રમાણમા પેદા કરવા માટેના પ્રયત્નોમા રસાયણ શાસ્ત્ર વગેરે શાસ્ત્રોની મદદ ઘણી લેવામાં આવી હતી તેવી મદદ લેવાનો પ્રસંગ કયુબામાં આવ્યો નથી અને એવી મદદ લેવાનું કયુબામાં હજી બની શકે તેમ નથી. શેરડીના પાકનો વીસ્તાર વધારવા માટે કયુબામાં હજી સારૂં ક્ષેત્ર છે એમ નીચે રજુ કરેલા આંકડા ઉપરથી માલમ પડશે:—

૧૮૯૮ ની લડાઇ અગાઉ કયુબામાં દશ લાખ ટન જેટલી ખાંડ દર વરસે બનતી હતી તે પછી કયુબામા ખાડની પેદાશ.

| | | | | |
|---|---|---|---|---|
| ૧૮૯૭—૧૯૦૦ મા | દર વરસે | ૨ લાખથી | ૩ લાખ | ટન હતી. |
| ૧૯૦૧—૧૯૦૩ મા | ,, | ૬ ,, | ૧૦ ,, | ,, |
| ૧૯૦૪—૧૯૧૨ સુધી | ,, | ૧૦ ,, | ૨૦ ,, | ,, |
| ૧૯૧૩—૧૯૧૬ ,, | ,, | ૨૦ ,, | ૩૦ ,, | ,, |

૧૯૧૭ માં પાંત્રીસ લાખ ટન જેટલી ખાંડ કયુબામાં બનશે એમ ધારવામાં આવે છે. હજી ત્યાં ઘણી જમીન પાક વગરની છે અને થાપણ તથા સંચાકામની આયાત કયુબામાં વધતી જાય છે એને પરીણામે ખાડની પેદાશ ઘણી વધે અને ખાડના ભાવ ઉપર પણ તેની અસર થાય એવો સંભવ લાગે છે.

---

બ્રોકન મોઝેક ટાઇલ્સની ડીઝાઇનો કયાં જોવા મળશે ?

હીંદમાં શેરડી ઉગાડવામાં આવે છે તેની જાતભાતનો વિચાર કરીએ તો હીંદની કેટલીક મુશ્કેલીઓ સમજાય. ખાસ કરીને શેરડીનો પાક જે જમીનમાં કરવામાં આવે છે તેના એક બીજાથી ભીન્ન એવા બે પ્રકાર છે. એક જાત એવી છે કે જ્યાં ગરમ મુલકની માફક જાડી શેરડી ઉગાડાય. જાવા તથા વેસ્ટ ઈંડીઝમાં જે જાતની શેરડી ઉગાડવામાં આવે છે તેને મળતી આવે એવી એ જાત છે. બીજો પ્રકાર એ છે કે જ્યાં પાતળી સખત, રેસાવાળી, અને અસસલ હીંદી શેરડી થાય છે. એમાંથી ખાંડ બનાવવાનું ફાવતું નથી. પહેલા પ્રકારની જમીન મદ્રાસ, માઇસોર, મુંબઈ ઇલાકાના કેટલાક ભાગમાં અને મધ્ય પ્રાંતમાં કેટલેક ઠેકાણે આવેલી છે. આસામ તથા બરમામાં પણ એવીજ જમીન કેટલેક સ્થળે છે. શેરડીના પાક માટેજ કુદરતે નીર્માણ કરી હોય એવી આ જમીન છે અને ગરમ મુલકોમાંજ તે ઘણું કરીને હોય છે. આસામમાં પણ તે છે એ નવાઇ જેવું છે. એન્ટીગુઆના ટાપુ જેવા ગરમ મુલકોમાં હોય તેવી ત્યાંની હવા છે. બીજા પ્રકારની જમીન ગરમ મુલકમાં જડતી નથી. બંગાલ તથા બીહારમાં જે ભાગોમાં શેરડીનો પાક કરવામાં આવે છે તેને એ બે પ્રકારની જમીનના મધ્યમાં આવેલા ગણી શકીયે. તે પછી રાજમહાલ પર્વતની ટેકરીઓની હાર છોડી આગળ વધીએ તો જમીન બદલાઇ ગયેલી દેખાય છે. એ ભાગમાં શેરડી કરતાં ઘઉંનો પાક વધારે સારી રીતે કરી શકાય છે. એ વિભાગમાં ગંગાનદીનો પ્રદેશ, મધ્ય પ્રાંતો, તથા મુંબઇ ઇલાકાના કેટલાક ભાગો આવેલા છે. જે વિભાગમાં શેરડીના પાકને લાયકની જમીન છે તે વિભાગમાં શેરડીના પાકનો વિસ્તાર ઘણો થોડો છે જ્યારે ૯૦ ટકા જેટલો શેરડીનો પાક એ વિભાગમાં આવ્યો છે કે જ્યાં ઘઉંના પાકને લાયકની જમીન વધારે છે. ખાંડનો ઉદ્યોગ આગળ વધારવામાં આથી મુશ્કેલી નડે છે એ ઉભી થવાનાં કારણોની વીગતવાર તપાસમાં ઉતર્યા વગર એટલું કહેવું બસ થશે કે અગાઉ હીંદના દક્ષીણ ભાગમાં ખાંડનો જે ખપ રહેતો તે માટે નાળીયેર ખજુર વગેરેમાંથી જે ખાંડ બનાવી શકાય તેટલાથી ગરજ સરતી અને ઉત્તરના મુલકોમાં શેરડીનો પાક વધારે મુખ્ય સ્થાન લેતો. ઉત્તર વિભાગમાં તે માટે ઓછો ખર્ચ થતો અને દક્ષીણ વિભાગમાં જાડી શેરડી ઉગાડવા જતાં ખર્ચ અતીશય વધી જતો એથી દક્ષીણમાં શેરડીનો પાક થતો અટકી પડયો અને ઉત્તરમાં એ પાકનો વિસ્તાર વધ્યો.

(૨) બીજી મુશ્કેલી હીંદમાં ખાંડના ઉદ્યોગે ધ્યાનમા લેવા જેવી એ છે કે તેને ગોળ બનાવવાના ઉદ્યોગ સાથે હરીફાઈ કરવી પડે છે. બીજાં અનાજની માફક ખાંડ ઉપર લોકોનાં જીવનનો આધાર નથી. ગોળ એ ખાંડ કરતાં ઓછી સાફ કરેલી વસ્તુ છે પણ ભોજનની બાબદમાં લોકો તેને વધારે સંતોષથી વાપરે છે. એ ગોળમાંથી ખાંડ બનાવવા જતાં ખરચ વધી જાય છે. હીંદમાં શેરડીનો જે પાક થાય છે. તેનો મોટો ભાગ ગોળ બનાવનારાઓ લઇ જાય છે. દુનયામાં ખાંડનો ભાવ વધે કે ઘટે તેની બહુજ થોડી અસર ગોળના ભાવ ઉપર થાય છે. શેરડીના પાકનો વીસ્તાર વધે એવાં કારણો નીચે પ્રમાણે છેઃ—(૧) લોકોની વસ્તીમાં વધારો. (૨) લોકોની રહેણીકરણીમાં

સુધારો, (૨) મોસમની અનુકુળતા અને (૪) એની સાથે વારાફરતી ઉગાડાય એવા પાકના ભાવમાં વધારો. કોઇ પણ અમુક ભાગમાં ગોળ બનાવવાનું વધારે સારૂં પડશે કે ખાંડ બનાવવી વધારે સારી ગણી શકાય તે સવાલનો જવાબ આપતા પહેલા એ મુલકમા ભાવ કેવા રહે છે તે જોવું પડે અને એ રીતની તપાસ દરેક જીલા માટે ખાસ જુદી લેવી પડે એમ છે. વેપારની દૃષ્ટિથી આ વીશે વધારે વિવેચન કરવાની મારી સ્થિતિ નથી પણ એટલું કહ્યા વગર મારાથી રહેવાતું નથી કે આ હરીફાઇ બે સરખી સ્થિતિના પક્ષકારો વચ્ચે નથી પણ નબળા અને જબરા વચ્ચેનું આ યુદ્ધ છે. જેની પાસે શેરડીનો પાક હોય તે ગોળ બનાવી શકે. એમાં પાક બરોબર તૈયાર થયો છે કે હજી કાચો છે એ જોવાની પણ જરૂર રહેતી નથી થાપણુ મોટી જોઇતી નથી અને ઇચ્છામા આવે ત્યારે શરૂ કરાય અને ઇચ્છા થાય ત્યારે છોડી દેવાય એવો એ ધંધાની સ્થિતિ છે. ખાંડ બનાવવાનો ઉદ્યોગ હીંદમાં નવો છે એમા મોટી થાપણની જરૂર પડે છે. એને માટે ઘણી સંભાળથી તૈયારીઓ કરવી પડે છે અને બંધ કરવો હોય તો નાણાં સંબંધી ઘણી ખોટ જાય છે.

(૩) જમીનની અતિશય વહેંચણી એ ત્રીજી અડચણ છે. થોડાક મોટા જમીનદારો કરતા પાસે પાસે આવેલાં નાનાં નાના સંખ્યાબંધ ખેતરોના માલીકો સાથે ગોઠવણ કરવી વધારે મુશ્કેલ પડે એ સમજાય એવી વાત છે અને અનુભવીઓ જણાવે છે કે ખાંડના ઉદ્યોગ સારી રીતે ચલાવવો હોય તો જે જમીનના ભાગો ઉપર તેનો આધાર હોય તે પાસે પાસે આવેલા હોવા જોઇએ અને મોટા પાયા ઉપર એ કામ ઉપાડવું જોઇએ. જગા પાસે પાસે હોય તો ગાડાંનું નુર ઓછું ખરચવું પડે અને શેરડી એક ખેતરમાંથી ન લવાય તો બીજું ખેતર પાસે હોય ત્યાંથી લવાય એટલે એ રીતે કારખાનામાં માલની આયાત વધારે વહેલી, નીયમીત રીતે અને અનુકુળ પ્રમાણમાં થઇ શકે શેરડીના પાકવાળા ખેતરો નાનાં હોય અને છુટા છવાયા હોય અને જમીનના હક છોડી શકાય નહીં એવા હોય ત્યાં ખાંડ બનાવવાનું કારખાનું ઉભું કરવામાં ઘણી મુશ્કેલીઓ નડે છે.

(૪) બીજા પાકની હરીફાઇ પણ ખાંડના ઉદ્યોગોને નડે છે. આગળ જતાં એવો વખત આવશે કે જ્યારે બીજા પાક વધારે નફાકારક નીવડે તો શેરડીના પાકમાં ઘટાડો કરે. આ હરીફાઇનું જોર જુદા જુદા ભાગોમાં વધારે ઓછું હોય છે. ચોખા એટલે કે ડાંગરના પાક માટેની ખેતી કરવામાં આવતી હોય ત્યાં નહેરોમાંથી પાણી મેળવીને કામ લેવું પડે એવા ભાગમા એ હરીફાઈ વિશેષ જોવામા આવે છે.

(અપૂર્ણ)

---

# રસાયણી પદાર્થો બનાવવાના ઉદ્યોગો.

આ ઉદ્યોગ વીશે ઇંગ્લંડમાં મેન્ચેસ્ટર ખાતે સોસાયટી ઑફ કેમીકલ ઇન્ડસ્ટ્રીઝ સન્મુખ મી. એચ. એન. મોરીસે વ્યાખ્યાન આપ્યું હતું. રસાયણી પદાર્થો તથા રંગો બનાવનારી ત્યાંની એક પેઢીના વડા તરીકે તે ઘણો જાણીતો માણસ છે એમાં એણે ધ્યાન ખેંચ્યું હતું કે મીઠાની આયાત મુખ્યત્વે માત્ર બંગાલમાં થાય છે. એ પ્રાંતમાં કોલસો તથા લોખંડની પેદાશ હોવાથી રસાયણી પદાર્થો બનાવવાના ઉદ્યોગ માટે ત્યાં ઘણું સારૂં ક્ષેત્ર છે. બંગાલમાં અથવા તેની પાસેના ભાગમાં શા માટે મીઠું બનાવવામાં આવતું નથી તે માટે એ વિદ્વાને બંગાલના કેટલાક ભાગની મુલાકત લીધી તે વેળા તપાસ કરી હતી પણ કાંઈ સંતોષકારક કારણ જાણી શકાયું ન હતું. એ ઉદ્યોગ નાના પાયા ઉપર છુટોછુટો ચલાવવાને બદલે જો એક કે બે સ્થળે મોટા પાયાપર એ ઉદ્યોગ ચલાવવામાં આવે તો તેમાથી કેટલીક આલ્તુફાલ્તુ ચીજો (બાઈપ્રોડક્ટસ) મેળવી શકાય. એવી ચીજોનાં દ્રષ્ટાંત મેગ્નીશીયમ, પોટાશીયમ ક્લોરાઇડ, અને બ્રોમાઇન છે. ફ્રાન્સની દક્ષીણ ભાગમાં હવાપાણી એટલાં અનુકુળ નથી તો પણ સુર્યની ગરમીથી મીઠાનો મોટો જથો પકાવવામાં આવે છે. તે વેળા આવા આલ્તુફાલ્તુ પદાર્થો પણ જતા રહે નહીં તે માટેની સંભાળ રાખવામાં આવે છે. અને એક જાતનો ક્ષાર બનાવવાનું કામ પણ મોટા પાયાપર ચાલે છે. હીંદમા એવા ક્ષાર બનાવવાના કારખાનાં જાણવા જેવાં નથી પણ જ્યાં મીઠું પકાવાય છે ત્યાં તે એટલું સસ્તુ હોય છે અને એટલા મોટા જથામાં એ પકાવાય છે કે ક્ષાર બનાવવાનો ઉદ્યોગ પણ ત્યા વખત જતાં સ્થાપી શકાય. એને માટે કરવા જેવું એ છે કે છુટે છુટે ઠેકાણે મીઠું પકાવવાને બદલે થોડીક પણ મોટા વીસ્તારવાળી જગોએ એ કામ થાય એવી ગોઠવણ કરવી જોઇએ. એમ કરવામાં આવે તો મીઠા ઉપરના કર તરીકે જે રકમ આપવી પડે છે તેમાં પણ બચાવ થાય અને મીઠા ઉપર આધાર રાખે એવા રસાયણીક પદાર્થો બનાવવાનો ઉદ્યોગ પણ ચાલુ કરી શકાય.

કુદરતી ગળી લડાઇ પછી હરીફાઇમાં ટકી રહે કે નહીં તે વીશે મી. ડબલ્યુ. એ. ડેવીસ અને ડૉકટર હચીન્સનની તપાસને પરીણામે એમ માલમ પડ્યું હતું કે ખાતર તરીકે સુપર ફૉસ્ફેટનો ઉપયોગ કરવામાં આવે તો ગળી વધારે સારી અને વધારે જથામાં મળી શકે પણ એ સુપર ફૉસ્ફેટ મોટા પાયાપર હીંદમાં હજી બનાવવામાં આવતા નથી અને એ પદાર્થોની આયાત કરવાનું કામ લડાઇ દરમ્યાન મુશ્કેલ થઇ પડયું હતું. એ પદાર્થો હીંદમાં બનાવવા જોઇએ અને એ રીતે ગળીનો ઉદ્યોગ ટકી શકે એમ હોય તો તેને ટકાવવો જોઇએ. વસ્તુને કહોવરાવીને ઉભરો લાવવાની રીતમાં શાસ્ત્રીય પદ્ધતીથી હવે કામ લેવામાં આવે છે અને તેથી ઔદ્યોગીક કાર્યોમાં ઘણો લાભ અને

---

સુધારો થઇ શકયો છે હવે ગળીના વેપારમાં એકજ પ્રકારનો માલ એકસરખો મળી શકે અને એને લાહી જેવા રૂપમાં વેચાય એવું કરવાની જરૂર છે. મી. મોરીસે એ વીશે ૧૯૧૭ માં કેટલીક તપાસ ચલાવી હતી તેના પરીણામ વીશે વીવેચન કરતાં એણે જણાવ્યું કે જો આટલા સુધારા કરવામાં આવે, અને જો ગળીનો પાક કરનારા સાથે રહીને કાર્ય કરે તો કુદરતી ગળી બનાવટી ગળીની સાથે સારી રીતે હરીફાઇ કરી શકે. હીંદી સરકારનો ખેતીવાડીને લગતો સલાહકારક મી. બર્નાડ કાવેન્ટ્ર એમ માને છે કે જો ખેતરની તથા બીયાંની પસંદગી કરવામાં તથા યોગ્ય રીતે ખાતર નાંખવામાં પુરતી કાળજીથી કામ કરવામાં આવે તો કુદરતી ગળી બનાવનારાઓ બનાવટી ગળીના ભાવ ગમે તેટલા ગગડે તો પણ તેથી ઓછા ભાવે માલ વેચી શકે.

---

## ખેતરો અને કારખાનાઓ.

લેખક—પ્રી. ક્રોપૉટકીન

ભાષાન્તર કર્તા ધનસુખલાલ કૃષ્ણલાલ મેહતા

( ઓકટોબર ૧૯૧૮ ના પૃષ્ઠ-૧૫૧ થી ચાલુ )

આ સર્વનું તાત્પર્ય એટલુંજ જો કે આપણે જે માળીઓ જાન્યુઆરીમાં પાકાં ટ્રોબેરી ઉગાડવાનુ કાર્ય કરે છે તેમને બાજુએ મુકીએ અને જે મનુષ્યો ખુલ્લા મેદાનમાં પોતાનો પાક ઉગાડે છે અને છોડવાની બાલ્યાવસ્થામાં માત્ર ફ્રેમોનો આશરો લે છે. તેમનો દાખલો લઇએ અને તેમની રીતિનુ પૃથક્કરણ કરીએ તો આપણને એટલું જણાશે કે એ રીતિનો મુળ ઉદ્દેશ એટલોજ કે પ્રથમ છોડવાઓને માટે આવી સારી ફળદ્રુપ અને છીદ્રવાળી જમીન બનાવવી કે જેમાં જરૂરજોગી organic અને inorganic વસ્તુઓ હોય; અને તે પછી એ જમીનને અને તેની આસપાસની હવાને ખુલ્લાં મેદાનની હવા કરતા સારી, અને એકસરખી ઉષ્ણતાની સ્થિતિમાં રાખવી. આટલા થોડા શબ્દોમાંજ આ રીતિ સમાઇ જાય છે. આજ પરિણામ લાવવા માટે ફ્રેંચ લોકો જુદાં જુદાં ખાતરોને આટલી કાળજીથી ભેગાં કરે છે અને એકજ વખતે બધી જાતના ખાતરોમાં કોહવાટ ઉત્પન્ન થાય એવી યોજના કરે છે. આ બેજ વસ્તુઓને માટે-સારી જમીન અને હવાની એકસરખી-ઇચ્છવા યોગ્ય સ્થિતિ-તે પોતાની સર્વ શકિતઓનો ઉપયોગ કરે છે. પણ આજ ઉદ્દેશ બહુ સહેલી રીતે પાર પડી શકે તેમ છે, જમીન હાથવડે સુધરી શકે તેમ છે પણ હાથવડે તેને બનાવીએ નહિ તો ચાલી શકે તેમ છે. કોઇ પણ પ્રકારની જમીન, કોઇપણ પ્રકારના અને પ્રમાણના મિશ્રણથી સાંચાકામથી બનાવી શકાય તેમ છે. ખાતર આપણે

---

સાંચાકામથી બનાવીએ છીએ, ફોસફોરાઇટસ phosphorites ને એંજીનથી pulverise થઈ શકેછે અને તેજ પ્રમાણે વૅાસજીસના ગ્રેના-ઇટમ પણ તૈયાર કરી શકાય તેમ છે; વળી તે-વીજ રીતે જો માગણી હોય તો લોમ ('loam) પણ સાંચા કામથી બનાવી શકીએ તેમ છે.

હમણાં ખાતર બનાવવામા એટલો બધો દગો ચાલે છે, અને ખાતર બનાવવાની રીત ફીઝીયોલોજીકલ,,નથી પણ રસાયણિક છે એમ ધારવામા આવે છે તેથી ખેડુતો આવી જાતના હલકી બનાવટના પણ બહારથી ભપકાભર્યા દેખાવના ખાતર વાપરીને પોતાના પાકની ખરાબી કરવાને બદલે પોતાને હાથેજ, બહુજ મહેનત કરીને પોતાને જોઇતું પ્રમાણ ખાતરના મિશ્રણથી બનાવે છે. પરંતુ આ સર્વનું કારણ કુદરતી નથી પણ માત્ર કેટલીક સામાજીક અડચણોને લઇને છે; અને આ અડચણો જ્ઞાનનો અભાવ અને ખરાબ સામાજીક બંધારણને લીધેજ ઉત્પન્ન થાય છે.*

અલબત છોડવાઓ નાના હોય તે વખતે ગરમ જમીન અને હવાની અગત્યતા હમેશ રહેવા-નીજ અને સાઠ વર્ષ પહેલાં લીઁઆસ દલા-વર્ન્યે આગાહિ કરી હતી કે ખેતીવાડીમાં બીજું પગલું જમીનને ઉષ્ણ બનાવવામાં આવશે તે થશે. પરંતુ ગરમ કરનાર લોઢાંની નળીઓ તેજ કાર્ય કરતા ખાતરો જેવુંજ કામ આપે છે અને તે પણ મનુષ્યોની બહુજ ઓછી શારીરિક મહેનતે. બીજા પ્રકરણમાં વાંચવામા આવશે તે પ્રમાણે આ રીતિ મોટા વિસ્તારમાં દાખલ થઇ ચુકી છે. આ રીતિના પરિણામે અમુક જમીનના વિસ્તારની ઉત્પાદક સ્થિતિ સો ગણી કરતાં પણ વધારે વધે છે.

હમણા જ્યારે થાપણવાળાઓ આપણી કનેથી તેના મુળ મુલ્ય કરતાં ત્રણ કે ચાર ગણુ દામ લે છે ત્યારે એક ગરમ કરેલ વન-સ્પતિ શાળાની એક ચોરસવાર જમીનને માટે આશરે એક પોંડ ખર્ચીએ છીએ એ દેખીતું છે. પરંતુ ડ્રૅાઇંગમથી આણેલા લાક-ડાના ફ્રેમોને માટે કેટલા દલાલો લાખો રૂપિયા કમાતા હશે ? જો આપણે માત્ર મનુ-ષ્યની મજુરીજ ગણીએ તો આપણે જોઇ શકશું કે યંત્રોને લીધે એક વનસ્પતિ શાળાની ચોરસવાર જમીન એક મનુષ્યની અરધા દિ-વસની મજુરીનુ કાર્ય છે; કાચની નીચેની એક એકર જમીન ખેડવાને માટે જર્સી અને ગર્નસીમાં સરેરાશ રોજના દશ કલાક કામ કરતાં માત્ર ત્રણ પુરૂષોજ બસ થાય છે. એટલે જે કાચની વનસ્પતિશાળઓ પ્રથમ મોજશો-ખના સાધન સરીખેજ ગણાતી હતી તે હવે ખેતીવાડીના એક અંગ તરીકેજ ગણાવા માંડી

* ફ્રાસમાં અને બેલજીઅમમા આ અડચણો ઘણે દરજ્જે દુર કરવાના યત્ન કરવામા આવ્યા છે, કારણ કે ત્યા જાહેર પ્રયોગશાળામા બીયાં અને ખાતરનું પૃથક્કરણ વિના મૂલ્ય કરી આપવામા આવે છે આ પ્રયોગશાળા દ્વારા, આપણી કલ્પનામા નહિં આવે એટલા ઝુઠાણાં બહાર પડી આવ્યા છે, જે ખાતરોમા માત્ર ૧-૫ ભાગ જેટલોજ પોષણકારક ભાગ હોય તેવાં ખાતરો પણ લેવામા આવ્યા છે, તેમજ "આબરૂદાર" કંપનીઓ તરફથી, જે ખાતરોમા પોષણનું તત્વજ નહિ હોય અને ઇજાકર્તા વસ્તુઓ હોય તેવા ખાતરો પણ આપવામાં આવ્યા છે બીયામાંતો આથી પણ વધારે દગો લેવામા આવ્યો છે ઘેંટની પ્રયોગશાળામા કેટલાક બીયાં તપાસવામા આવ્યા હતા કે જેમા ૨૦ ટકા જેટલા નુકશાનકારક બીયાનો ભેળ કરવામાં આવ્યો હતો અથવા તો ૨૦ ટકા જેટલી રેતી ભેળવામાં આવી હતી અને ૧૦ ટકા જેટલાં ઝેરી ઘાસના બીયા ઉમેરવામાં આવ્યા હતા

છે અને જ્યારે આવીજ કાચની વનસ્પતિ-શાળાઓ દરેક ખેતરના એક ભાગ તરીકે વપરાશે અને તેમાં જે શાકભાજી ખુલ્લી હવામાં નહિં ઉગી શકે અથવા તો જેમને પહેલાં આવાં સ્થાનમાં ઉગાડવાની જરૂર હોય તેવી શાકભાજી માટે વાપરવામાં આવશે તેવો વખત પણ બહુજ પાસે છે.

સ્વદેશમાંજ ઉગાડવામાં આવતાં ફળફળાદી અને શાકભાજી પરદેશથી આયાત કરવામાં આવતાં અડધી પાકી અવસ્થામાં આવેલાં ફળફળાદી કરતાં વધુ સારાં છે અને કાચના રક્ષણ નીચે ઉગાડવામાં પડતી મેહેનતનો બદલો વસ્તુઓની ઉત્તમતાને લીધે તરતજ વળી રહે છે. મજુરીનો પ્રશ્ન જ્યારે ઉભો થાય છે અને જ્યારે ર્‌હાઇન અને સ્વિટઝરલૅન્ડમાં દ્રાક્ષની વાડીઓ ઉગાડવામાં અને તેનું રક્ષણ કરવામાં વાપરવામાં આવતી મજુરીનો જ્યારે આપણે વિચાર કરીએ છીએ ત્યારે આપણને એજ પ્રશ્ન થાય છે કે લંડનના પરામાં એવી વાડી કાચના રક્ષણથી કરીએ તો ઓછી મજુરી થાય કે આવી રીતે ર્‌હાઇન કે લેક લેમન આગળ વાડીઓ ઉગાડીએ તેમાં ઓછી થાય! અને જ્યારે આપણે લંડનમાંના પરામાં ઉગાડવામાં આવતી દ્રાક્ષની કિંમત અને ફ્રાન્સ અને સ્વિટઝરલૅન્ડમાં સપ્ટેંબર—ઑકટોબરમાં ઉગાડવામાં આવતી દ્રાક્ષની કિંમતની સરખામણી કરીએ ત્યારે આપણને એમ માનવું પડે છે કે લંડનખાતા અને બ્રસેલ્સમાંના પરામાં ઉગાડવામાં આવતી દ્રાક્ષ સૌથી ઓછી મજુરીથી ઉત્પન્ન થઇ શકે છે.

ગમે તેમ કરો પણ આપણે નિકાશ કરનાર દેશોની ઉત્પાદક શક્તિ વિષે બહુ ઉંચો અભિપ્રાય બાંધવો જોઇતો નથી અને આપણે એટલું યાદ રાખવું જોઇએ કે દક્ષિણ યુરપના દ્રાક્ષ ઉગાડનાર પોતે હલકી જાતનો પીકે નામનો દારૂ પીએ છે, એશિયામાંથી આણેલ બેરામાંથી બનાવેલ દારૂથી મારસેલ્સના લોકો પોતાની તરસ મટાડે છે અને જે નૉરમંડિના લોકો સફરજન લંડન મોકલે છે તેજ લોકો તેમાંથી બનાવેલ ઉત્તમ સાઈડર માત્ર વારતહેવારેજ પીએ છે. આ પ્રમાણેની વસ્તુસ્થિતિ લાંબો કાળ ટકે તેમ નથી; અને જે વખતે જે ઘણી વસ્તુઓ આપણે હાલમાં આયાત કરીએ છીએ તેજ વસ્તુઓ માટે આપણે આપણા પોતાના દેશનીજ ઉત્પાદકશક્તિ ઉપર આધાર રાખવો પડશે તે વખત હવે બહુ દુર નથી અને તેથી આપણને નુકશાન થવાનું નથી. આપણી ઉત્પાદકશક્તિ વધારવામાં અને નવી નવી શોધો કરવામાં રસાયનશાસ્ત્રના સાધનો અખુટ છે. અને એક જાતની શોધ બીજી ઘણી શોધોને જન્મ આપે છે અને આથી કુદરતની શક્તિઓ ઉપર મનુષ્યની શક્તિ વધારેને વધારે પ્રાધાન્ય મેળવતી જાય છે.

જો આપણે બધી વસ્તુઓનો વિચાર કરીએ; બગીચાઓમાંની ખેતીવાડીમાં જે હમણા હમણા વિકાસ થયો છે અને તે વિકાસ ખેતરોમાં પણ કામમાં લગાડવાની જે વલણ દેખાય છે તેનો ખ્યાલ કરીએ; જે પ્રયોગો આપણે ખેતીવાડીના ઉત્કર્ષ માટે કરીએ છીએ અને જે આજે પ્રયોગો છે તે કાલે સાધારણ રીત થઇ જશે તે વિષે

તર્ક કરીએ અને રસાયનશાસ્ત્રે જે સાધનો આપણે માટે તૈયાર રાખ્યાં છે તે વિશે મનન કરીએ તો આપણને કહ્યા વિના ચાલવાનું નથી કે "આ વખતે અમુક વિસ્તારની જમીનમાંથી સૌથી વધારેમા વધારે કેટલાં મનુષ્યો પોતાનું ઉદરપોષણ કરી શકશે તેની આગાહિ કરવી એ કેવળ અશકય છે." અથવા તો 'તેજ ઉપર કેટલી જુદી જુદી જાતની વનસ્પતિઓ આપણે ઉગાડી શકશું એ કેહેવું બહુજ મુશકેલ છે." દરેક દિવસે આગળની મર્યાદા વધતી જાય છે અને નવા નવા વિશાળ વાતાવરણ આપણી દૃષ્ટિસન્મુખ ઉઘડતાં જાય છે. હમણાં માત્ર આપણે આટલું તો કહી શકીએ કે હમણાં પણ એક ચોરસ માઇલના વિસ્તારની જમીનથી ૬૦૦ માણસો પોતાનું ઉદર પોષણ કરી શકે તેમ છે અને ૧૦૦૦ માણસો—આળસુ માણસો નહિં—૧૦૦૦ એકર જમીન વડે કરીને, બહુ મહેનત કર્યા વિના તેજ જમીમાથી ઉત્તમ વનસ્પતિ અને જનાવરોને માટેનો ખોરાક તેમજ કપડાંને માટે શણ, ઉન. રેશમ તેમજ ચામડાં મેળવી શકે. આથી પણ ઉત્તમ ખેતીવાડીની રીતિ—જેને હમણા પણ પ્રયોગ થાય છે. પણ ઝાઝા વિસ્તારમાં નહિં—જ્યારે અમલમાં મુકાશે ત્યારે શું પરિણામ આવશે તેનું કાંઇ પણ અનુમાન બાંધી શકાય તેમ નથી કારણ કે ખેતીવાડીની કળા એટલી બધી વિકાસ પામી છે અને પામતી જાય છે.

આ પ્રમાણે આપણે જોઇ શકીએ છીએ કે વસ્તી વધી જવાનાં બ્હાનાં આપણે ધારીને પૃથકકરણ કરવા માંડીએ તો પહેલેજ સપાટે જમીનદોસ્ત થઇ જાય છે જે માણસો એમ ધારે છે કે માણસો માત્ર આ જગતની જડ દોલતના ઉપભોગ કરનાર છે અને તેમાં વધારો કરનાર નથી તેજ માણસો આ દેશમાં દર ૧૦૦૦ સેકન્ડે એક માણસનો વધારો થાય છે એ આંકડાથી ભયભીત થઇ જાય છે. પરંતુ આપણા જેવા માણસો જે એમ ધારે છે કે દરેક નવો જન્મ લેનાર મનુષ્ય એક ખરો કામ કરનાર છે અને પોતાના હિસ્સાના પ્રમાણ કરતા પણ વધારે ઉત્પન્ન કરવાની શકિત ધરાવે છે તે માણસો તો એના જન્મને આનંદથી વધાવી લે છે.

એક માણસ પોતાની મજુરીની ઉત્પાદક શકતી વધારવા માટે યત્ન કરે તે માટે માણસની ઝાઝી વસતિ એ એક મુળ જરૂરીયાતની વસ્તુ છે તે આપણે જાણીએ છીએ. સૌથી વધારે ઉત્પન્ન કરવાની શકિત ધરાવનાર મજુરી, જ્યાંસુધી માણસો થોડાં થોડાં હોય અને વિખરાયલાં રહેતાં હોય ત્યાં સુધી, અશકત છે એ વાત આપણે જાણીએ છીએ. અસલના વખતના હળથી જમીન ખેડતા કેટલી મજુરી વાપરવી પડે છે અને હાથેથી વણતાં અને કાંતતાં કેટલી મહેનત પડે છે તે આપણે જાણીએ છીએ અને તેટલોજ ખોરાક અને તેટલાંજ કપડાં હાલના સંચાકામથી કેટલી ઓછી મજુરી અને મેહનતથી ઉત્પન્ન થઇ શકે છે તે પણ આપણે જાણીએ છીએ.

ધી બોમ્બે ટાઇમ્સ માટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

વળી, એક એકર જમીન ઉપર ૨,૦૦,૦૦૦ શેર ખોરાક ઉત્પન્ન કરવો એ તેટલોજ ખોરાક દશ એકર જમીન ઉપર ઉત્પન્ન કરવા કરતાં બહુજ સ્હેલું છે તે આપણે જોઇએ છીએ. રશિયામાં ઘઉં પોતાની મેળે ઉગે છે એમ ધારવું એ બહુ ગારી વાત છે, પરતુ જે માણસોએ ત્યાંની જમીનમાં કામ કરતાં મજુરોની સ્થિતિ જોઇ છે તેમને માત્ર એકજ વિચાર આવે છે; તે એ કે વસતિ વધે અને તે માટા પ્રમાણમાં વધે તો સાંચાકામ વાપરી શકાય અને નવામાં નવી ઢપની ખેતીવાડી અમલમાં મુકી શકાય; અને જે માણસો હમણા જનાવર માફક કામ કરે છે તેમને જરા વિશ્રાન્તિ મળે અને તેઓ માણસોની હારમાં આવી શકે.

( અપૂર્ણ )

---

## ગ્રીસ સાથેનો હીંદનો વેપાર

ગ્રીસ સાથેના હીંદના વેપાર વીશે લંડન ખાતેનો ઇંડીયન ટ્રેડ કમીશનર મી. ડી. ટી. ચાડવીક જણાવે છે કે હીંદમાં કાપડ સુતરની મીલોમાં જે માલ બને છે તેમાં દર વરસે થોડો થોડો પણ સુધારો થતો જાય છે અને તેને પરીણામે પરદેશમા હીંદી માલ અગાઉ કરતાં વધારે ખપવા લાગ્યો છે. ગ્રીસ તરફના ગોમાં હીંદી સુતર અગાઉ ઘણા હલકા ી બાર નંબરનું ખપતું હતું. જ્યારે બ્હારથી ચઉદ નંબરનું સુતર ઇટલીથી અને તે કરતાં વધારે ચઢતા નંબરનું સુતર ઇંગ્લંડથી ત્યાં જતું હતું. એનું કારણ એમ જણાવવામાં આવતું હતું કે ચઢતા નંબરના હીંદી સુતરમાં ટકાઉપણું ઓછું રહેતું. હવે માલ વધારે સારો બનતો હોવાથી વીસ નંબર સુધીનું હીંદી સુતર ત્યાં વેચાશે એમ આશા રાખવામાં આવે છે. બાલ્કનના મુલકોમાં જે માલ મોકલવામાં આવે છે તેમાં દસ રતલના વજનનાં હોય છે તેને કાર્ડબોર્ડ વીંટાળી તેના ઉપર કાગળ ચોઢી તે ઉપર નંબર વગેરેની છાપ મારીને મોકલવામાં આવે છે. ક્રપ નામથી ઓળખાતી જાતનું ખાસ સખત ટવીસ્ટ સુતર પણ ગ્રીસમાં ઘણું વેચાયું છે. ધોએલું અને રંગેલું સુતર પણ ત્યાં મોટા જથામાં આયાત થયું છે. તેમાં મુખ્ય રંગો ભુરો વધા લાલ છે. હીંદમાં બનેલું કાપડ ગ્રીસ જતું નથી. ચાદરો ક્રેઓટ વગેરે જાતનો માલ ત્યાં મોકલવામા આવે તો ઘણી સહેલાઇથી વેચી શકાય. હલકા પ્રકારના કાપડ માટે બાલ્કનના સર્વે પ્રાતોમાં અત્યારે ઘણું સારૂં બજાર છે કેમકે ત્યાં કાપડની અછત છે. ક્રેઓટ તથા ટીકલોથ જાપાનથી ત્યા જવા માંડયું છે અને તેને માટે સારો અભિપ્રાય બંધાયો છે. સુતર બનાવતી વેળા જે વેસ્ટ પડે તેને માટે પુછપરછ ઘણી છે. જેમને, એ બજારમાં ઘરાકી મેળવવી હોય તેમણે દરેક જાતના માલના નમુના મોકલવા પડશે.

વનસ્પતીમાથી બનાવેલા તેલ, જેવાં કે અળસીનુ તેલ, દીવેલ, વગેરે મોટા જથામાં ગ્રીસ આયાત કરે છે. દીવેલ દવા માટે તથા કેટલાક ઉદ્યોગો માટે તેઓ મંગાવે છે અને બીજી કેટલીક જાવનાં તેલમાંથી સાબુ બનાવે છે. એવી ચીજો માટે ગ્રીસમાં ઉઠાવ સારો છે—

---

તેલના બીયા માટે બાલ્કનના મુલકોમાં હાલ બહુ પુછપરછ નથી કારણ કે તેમાંથી તેલ કાઢવાનો ઉદ્યોગ એ મુલકોમાં હજી શરૂઆતની સ્થીતીમાં છે. મશાલામા મરીની આયાત ઘણી થાય છે. એને માટે તેમજ મશાલાની બીજી બધી જાત માટે પુછપરછ ઘણી છે. કાફી હીંદુસ્તાનથી ગ્રીસ ખાતે મુદ્દલ જતી નથી. બ્રાઝીલથી ત્યા જે કાફી જાય છે તેજ ત્યા વપરાય છે. હીંદની કાફીનો થોડોક જથો ગ્રીસની સરકારે કેટલાક વખત ઉપર મગાવ્યો હતો. પણ ત્યાના લોકોને તે માલ પસંદ પડયો નહી. ચા હીંદથી તેમજ સીલોનથી મોટા જથામા જાય છે અને બાલ્કનના મુલકોમાં ખપે છે ઘઉં ગ્રીસમા અત્યારે વપરાય છે. તે સઘળા હીંદથી ત્યાં ગયેલાજ છે પણ એ આયાત કરવાનો તથા લોકોને પુરો પાડવાનો ઇજારો ત્યાંની સરકારના હાથમાં છે. એ શીવાય કેટલીક જાતનો હીંદી માલ જેવો કે હેશ્યન કલૉથ અને કોથળા બાલ્કન મુલકોમા ઘણો ખપે છે તેનુ વજન અથવા પનો વધારે કે ઓછો હોય તો તે માટે કાંઇ મુશ્કેલી પડતી નથી વળી ખનીજ તેલ પણ મોટા જથામાં આયાત કરવામાં આવે છે હાલમાં એના ભાવ સારા છે પણ સ્ટીમરોની આવજા વધારે છુટથી થવા લાગે તે વેળા નુર વગેરે બધાનો સરવાળો ગણતા હીંદી માલ જો અમે રીકન ખનીજ તેલ સાથે હરીફાઇમા વધારે સસ્તુ પડશે તોજ એનો વેપાર બાલ્કનના મુલકો સાથે ચાલુ રહેશે. કાચા ચામડા મોટા જથામાં આયાત કરવામા આવે છે અને પછી ત્યા તે કેળવાય છે. લડાઈ અગાઉ હીંદથી ત્યાં જતો માલ મુખ્ય કરીને ઑસ્ત્રીયન લોઇડ કંપનીની સ્ટીમરોમા ત્રીએસ્ટ જતો અને ત્યાંથી એજ કંપનીની બીજી સ્ટીમરોમા ગ્રીસના તથા તેની આસપાસના બંદરોએ લઇ જવામા આવતો. એમ થવાથી ઢીલ બહુ થતી અને ખરચ પણ ઘણો વધારે પડતો જેથી હીંદ સાથેનો વેપાર ખીલવવામા મુશ્કેલી પડતી પણ હવે પછી પોર્ટસેડના બંદરેથીજ બીજી સ્ટીમરમા માલ ચઢાવવાની ગોઠવણ કરવામાં આવશે એવી આશા રાખવામા આવે છે

( માઇસોર ઇકોનોમીક જનલ )

# અધિપતિની નોંધ.

૨. હીંદી પ્રધાનની હુંડીના ભાવમાં થયેલા ફેરફાર વીશે વેળાસર માહીતી નહીં મેળવવાને લીધે કસ્ટમ્સ ખાતાંએ કરેલી ભુલને લીધે ઉપસ્થીત થયેલો "વેપારી પત્રવ્યવહાર" આ અંકમાં આપ્યો છે તે ઉપરથી જોઇ શકાશે કે કસ્ટમ્સ ખાતાંને હુંડીના ભાવના ફેરફાર વીશેની ખબર મળવામાં ઢીલ થઇ હતી. એવીજ પ્રકાર પોસ્ટ ખાતાંમાં પણ બન્યો હતો જે વીશે "ટાઇમ્સ ઓફ ઇંડીયા" પત્રના તા. ૧૯-૮-૧૯ ના અંકમાં અગ્ર નોંધમાં નીચે પ્રમાણે વીવેચન કરવામાં આવેલું છે:—

What is this we hear about the Post Office? It is becoming the prince of profiteers, for it is continuing to remit money to England by money order at the rate of 1s. 8d. though the rate of exchange was raised to 1s. 10d. a week ago. The explanation given at the General Post Office in Bombay is that no official announcement of the change has yet reached it, and if that is the correct explanation the G[illegible] of India should lose no time [illegible]ring what steps it should take against the official who is thus slow to get to work.

Who said Profiteer?

ઉપરનાં લખાણનો ભાવાર્થ નીચે પ્રમાણે છે:—

પોસ્ટ ઑફીસ વીશે આપણે આ શું સાંભળીયે છીયે? એ અયોગ્ય નફો ખાનારાઓમાં અગ્રણી થઇ છે કેમકે ઇંગ્લંડ નાણાં મોકલવા માટેનો દર વધારીને એક શીલીંગ દસ પેન્સનો કરવામાં આવ્યો તેને એક અઠવાડીયુ થઇ ગયું તોપણ હજી પોસ્ટ ઑફીસ તો એક શીલીંગ આઠ પેન્સ લેખે નાણાં લે છે. જનરલ પોસ્ટ ઑફીસ મુંબઇ, જણાવે છે કે અમને સત્તાવાર રીતે કાંઇપણ ખબર મળી નથી. જો એમ ખરેખર હોય તો પોતાના કામને લગતી માહીતી વેળાસર મેળવવામાં આટલો ધીમો જે અમલદાર હોય તેના સંબંધમાં કેમ કામ લેવું તેનો હવે વખત ખોવા વગર હીંદી સરકારે વીચાર કરવો જોઇએ.

અયોગ્ય નફો કરનાર એમ કોણે કહયું?

---

૧. પૂર્વ આફ્રીકાનો વેપાર ઘણે ભાગે હીંદીઓના હાથમાં છે અને તેને ઘણો વધારી શકાય તેમ છે તે પોતાના કાબુમાં લે એવી કંપની સરકારી સહાયતાથી કાઢવા વીશે મેજર મેકેરોની સુચના વીશે આ ચેમ્બરે સરકારને મોકલેલી અરજી આ માસીકના ગયા અંકમાં છાપી છે. આ વેળા જંગબાર ખાતેની ઇન્ડીયન નેશનલ એસોસીએશનના આ. સેક્રેટરી મી. બીહારીલાલ એન. અનંતાણીનો પત્ર ૧૧૩ મે પાને છાપ્યો છે તે વીશે વાંચનારનું ધ્યાન ખેંચવામાં આવે છે.

૩. હીંદી પ્રધાનની હુંડીના ભાવમાં વધઘટ થાય તેમાં બીજા દેશો સાથે હીંદને વેપારને અંગે પ્રાપ્ત થયેલું લેણું કે દેવું જે હોય તેની અસર હંમેશાં મુખ્ય હોય છે અને એ બાબદમાં જાણવા જેવું છે કે અમેરીકાનાં યુનાઇટેડ સ્ટેટ્સ તથા ચીન અને જાપાનથી હીંદ ખાતે થયેલા આયાત તથા હીંદથી તે દેશો ખાતે થયલી નીકાશ ૧૯૧૬–૧૭ માં નીચે પ્રમાણે હતી:—

| | આયાત. | નીકાશ. |
|---|---|---|
| યુનાઇટેડ સ્ટેટસ પાઉંડ | ૭૩ લાખ. | ૨૦૭ લાખ. |
| ચીન ... | ,, ૧૧ ,, | ૩૯ ,, |
| હોંગકોંગ ... | ,, ૭ ,, | ૨૮ ,, |
| જાપાન ... | ,, ૮૮ ,, | ૧૭૬ ,, |

ખેતીવાડીને લગતા ૧૯૧૬—૧૭ના વરસ માટેના આંકડાનું પુસ્તક હમણાં સરકારે બહાર પાડયું છે તે ઉપરથી જણાય છે કે એ વરસમાં ખેડવામાં આવેલી જમીનનો વીસ્તાર અને ખેડવા લાયક હોવા છતાં ખેડાયલી નહી એવી જમીનનો વીસ્તાર નીચે જણાવ્યા પ્રમાણે હતો:—

| | ખેડવા લાયક પણ ન ખેડાયલી જમીન. | હજાર એકર પડતર રાખેલી જમીન. | ખેડવામાં આવેલી જમીન. |
|---|---|---|---|
| અમદાવાદ જીલ્લો ... | ૧૫૩ | ૩૯૭ | ૧૪૧૫ |
| ખેડા ,, ... | ૪૫ | ૩૯ | ૮૦૦ |
| પંચમહાલ ,, ... | ૮૬ | ૮૮ | ૫૩૩ |
| ભરૂચ ,, ... | ૨૮ | ૩૨ | ૬૨૬ |
| સુરત ,, ... | ૬૩ | ૨૬ | ૭૪૮ |
| પુર્વ ખાનદેશ ,, ... | ૬૭ | ૭૫ | ૧૯૮૪ |
| પચીમ ,, ... | ૧૯૩ | ૧૪૦ | ૧૬૧૨ |
| નાશક ,, ... | ૭૪ | ૩૫૨ | ૨૧૨૯ |
| અહમદનગર ,, ... | ૪૨ | ૪૨૨ | ૨૭૯૦ |
| પુના ,, ... | ૫ | ૫૨૧ | ૨૦૫૪ |
| શોલાપુર ,, ... | ૧૩ | ૩૬૪ | ૨૧૬૩ |
| સતારા ,, ... | ૩૪ | ૩૯૦ | ૧૯૩૪ |
| બેલગામ ,, ... | ૭૨ | ૪૦૫ | ૧૭૮૮ |
| બીજાપુર ,, ... | ૪૯ | ૩૨૪ | ૨૯૦૯ |
| ધારવાડ ,, ... | ૪૪ | ૨૦૩ | ૨૨૧૩ |
| થાણા ,, ... | ૪૮ | ૪૬૩ | ૫૮૦ |
| કોલાબા ,, ... | ૨૧ | ૪૦૩ | ૩૯૯ |
| રત્નાગીરી ,, ... | ૧૪૦ | ૧૧૦૪ | ૭૨૯ |
| કાનરા ,, ... | ૪૦ | ૮૫ | ૨૫૫ |
| કુલ મુંબઇ ઇલાકો ... | ૧૨૨૫ | ૫૮૪૦ | ૨૭૪૭૦ |
| સીંધ પ્રાંત ... | ૫૯૧૨ | ૪૯૪૫ | ૪૬૨૨ |
| મદ્રાસ ,, ... | ૧૧૪૫૮ | ૮૪૬૯ | ૩૪૩૧૭ |
| બંગાલ ,, ... | ૪૯૪૯ | ૫૫૦૦ | ૨૪૭૫૩ |
| આગ્રા ,, ... | ૭૨૮૬ | ૧૬૪૨ | ૨૭૩૯૪ |
| બીહાર ,, ... | ૬૬૬૫ | ૪૮૦૪ | ૨૫૮૯૦ |
| પંજાબ ,, ... | ૧૬૧૪૮ | ૨૨૯૬ | ૨૬૯૩૮ |
| મધ્ય પ્રાંતો ... | ૧૩૨૨૮ | ૨૪૦૦ | ૧૮૩૭૧ |
| બ્રીટીશ હીંદમાં કુલ | ૧૧૨૩૦૮ | ૪૫૭૯૨ | ૨૨૯૭૦૮ |

ધી બોમ્બે ટાઇપ્સ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

"કરોળીઆ"

આ ભાષાન્તર સ્તુત્ય છે અને ઉમદા છે. વિજ્ઞાનની પરિભાષાના શબ્દો આપના ગુજરાતી સાહિત્યમા બહુ ઓછા છે અને વૈજ્ઞાનિક સાહિત્ય બહુ કેળવાયું નથી તોપણ મી. ભાનુસુખરામ નિર્ગુણરામ મેહેતાએ અંગ્રેજી પારિભાષિક શબ્દોનો ગુજરાતી અનુવાદ ઠીક કર્યો છે વૈજ્ઞાનિક પુસ્તકોનું ભાષાન્તર કરવું એ બહુ કઠિન છે અને એ કઠિણ કામ મી. ભાનુસુખરામે ઠીક સાધ્યું છે અને એ સ્તુતિપાત્ર છે. એ પુસ્તકમાં કરોળીઆની બાબતની માહિતી સારી છે. એનું જીવનનું અવલોકન બહુ બારીક છે અને જુદી જુદી તરેહવાર કરોળીઆના વિભાગ પાડી તેઓપર ખાસ પ્રકરણ રચ્યાં છે. કરોળીઆની જાળ કેમ બને છે તે પણ ઠીક દર્શાવ્યું છે. અમારા ધારવા પ્રમાણે આ પુસ્તક સારૂં છે અને એવા વૈજ્ઞાનિક પુસ્તકોના ભાષાન્તર તથા મૂળ ગ્રન્થોથી આપનું સાહિત્ય શોભાવવાની જરૂર છે.

જ. ગો. દ.

"ગિરધર."

મી. બ્રજજીવનદાસ દયાળજી મોદીએ આ જીવન ચરિત્ર લખી ગુજરાતી સાહિત્યની સેવા ઠીક બજાવી છે, આપના સાહિત્યનો જોઇએ તેવો ઇતિહાસ પણ નથી અને, સાહિત્ય મુગટમણી કવિઓના જીવન ચરિત્રોનો પણ ઘણો અભાવ છે, આમ તેમ કેટલાંક જીવન ચરિત્રો આલેખવાને પ્રયત્ન થયા છે, અને કવિનાં પુસ્તકો પ્રગટ કરતી વેળા તે પુસ્તકની પ્રસ્તાવનામા કંઇક જીવન આલેખવામા આવે છે પરંતુ કવિનાં જીવનચરિત્રના સ્વતંત્ર પુસ્તકોનો ગુજરાતી સાહિત્યમાં કંઇક અભાવ તો છેજ. આ ઉપરોકત પુસ્તકમાં મી મોદીએ કવિના જીવનની માહિતી મેલવવામાં ઠીક પ્રયત્ન કીધો છે, અને સામગ્રી પણ ઠીક ભેગી કીધી હોય તેમ લાગે છે. કવિનું ભક્તિ પૂર્ણ હૃદય હતું એ બહુ સારી રીતે વર્ણવ્યું છે અને કવિનાં અવસાન સમયનો ચિતાર તો એવો આબેહૂબ ચિતર્યો છે કે વાંચનારના મન ઉપર પણ અસર થયા વગર રહે નહિ.

કવિ ગિરધરની કવિતાની સમાલોચના પણ સારી કરી છે અને ગુજરાતી સાહિત્ય પર કાળુ એ સમાલોચનમાં મી "મોદી સારી રીતે દર્શાવે છે. કવિની કવિતા "કોઈ સુઘડ ચતુર, મરમાળી, અને વિલાસવતી નગરનારીમાં ગણાવાનો પ્રયત્ન કરવા જતી સરળ સ્વભાવની, ઠાવકી, ડાહી, મીઠા બોલી, પવિત્ર હૃદયની, પણ શહેરના વગેટમા ન આવેલી સૌંદર્યવતી ગ્રામ્યનારીના જેવી છે," આ રૂપક મી. મોદીએ બહુ યોગ્ય આપ્યુ છે. દયારામની કવિતા જે સુઘડ ચતુર મરમાળી અને વિલાસવતી નગરનારી છે તેનું અનુકરણ કરવા જતા ઘણી વખત ગિરધરની કવિતા બહુ ઠાવકી બની જ્ઞાનમાં ઉતરી જાય છે અને તેથી દયારામની માર્મિકતા અંદર આવી શકતી નથી.

મી. મોદીએ ઉદાહરણો આપી કવિતા ઉપર દયારામ, પ્રેમાનંદ આદિના જે સંસ્કારો પડયા છે તે પણ બતાવ્યા છે અને તે કવિઓની સાથનાની તુલના કરવામા મી. મોદીનું જ્ઞાન સાહિત્યનું ઘણું સારૂ છે એમ બતાવી આપે છે. આ પુસ્તક સાહિત્યના ઉપાસકને બહુ ઉપયોગ અને કવિના જીવનની કંઇક માહિતી આપનારૂ છે અને કવિની કૃતિ સાથે સારો પરિચય કરાવે છે.

જ. ગો. દ.

---

# વેપારી પત્રવ્યવહાર.

## પૂર્વ આફ્રિકા સાથેના વેપાર વિષે.

મુંબઇ ૨૨ મી ઑગસ્ટ ૧૯૧૯.

મહેરબાન સેક્રેટરી

ધી ઇન્ડીઅન મરચંટસ ચેમ્બર અને બ્યુરો

મુંબઇ.

સાહેબ,

થોડો વખત આસાયેશ ભોગવવાના હેતુથી મારા લાબા વસવાટ બાદ પુર્વ આફ્રીકામાંથી હું હાલજ આંહી આવ્યો છું. માતૃભુમિની હાલની જરૂરીઆતો પર વિચાર કરતાં સદરહુ આસાયેશનો સમય સરસમાં સરસ રીને ભોગવવાનો ઉતમ માર્ગ હું માનું છું તે પ્રમાણે એ થશે કે હીંદુસ્તાનના વ્યાપારનાં આ મુખ્ય નગર મુંબાઇમાં ખાસ કરીને જાતે યોગ્ય સંસ્થાએ અને ગૃહસ્થોની મુલાકાતો લઇને, મળી શકે તેટલું સાહિત્ય આપણા હિન્દી પ્રેસમાં પ્રસિધ્ધ કરીને, અને જરૂર પડે તો જાહેર વ્યાખ્યાનો આપીને, પુર્વ આફ્રિકાના (હાલે આપણા શાહી સરકારના સત્તા નીચેના અગાઉના કહેવાતા જર્મન પુર્વ આફ્રીકા સહીત) વિશાળ મુલકમાં હિન્દી વ્યાપાર અને ઉદ્યોગોની શકયતા અને આપણા હિન્દી યુવકો માટેની શકયતા વીશે ખરાં જ્ઞાનનો પ્રસાર જેમ બને તેમ જલ્દીથી અને જેટલો બને તેટલો કરવો.

કદાચ આપ જાણતા હશો કે ભારત વર્ષ માટેના મહાન વિચારકો જેવા કે મરહુમ ઓનરેબલ મિ. ગોખલે, નામદાર આગાખાન સાહેબ, અને સર થીઓડોર મોરીસને માત્ર હિદુસ્તાનનાંજ સરસ હિત માટે નહિ પરંતુ આખી શહેનશાહતનાં ભલાં અર્થે આપણી શાહી સરકારને માત્ર હિન્દી વસવાટ માટેજ પુર્વ આફ્રિકાના તે વિભાગને ઇલાયદો રાખવાની સલાહ આપવાનું યોગ્ય વિચાર્યું છે છતાં પણ ઘણી દિલગીરીની બાબત છે કે સ્થાનીક જરૂરીયાતોના ઘણાં ગંભીર દબાણને લઇને પણ આ ભારે ઉપયોગી વિચારને સંપૂર્ણ ટેકો હિન્દુસ્તાનમાં મળેલ નથી પરંતુ હવે આ વિષય પર થોડો સમય રોકવાને માટે ખરો સમય આવી લાગ્યો છે કારણ કે તે ઉપર ત્યાંના આપણા વ્યાપાર ઉદ્યોગનો અને હિન્દી યુવકોને માટે એક ક્ષેત્ર મેળવવાનો આધાર છે એટલુંજ નહિ પરંતુ ઘણી સદીઓ અગાઉ આપણા જે દેશ બાંધવો ત્યાં વસાહત કરી રહ્યા છે તેમને માટેની ભયંકર કટાકટીના સમયને દુર કરવાનો આધાર પણ તે પરજ છે.

તે દેશમાં વ્યાપાર અને ખેતીની સ્થાપનાની શકયતા માટેની તપાસ કરવા માટે વ્યાપાર ઉદ્યોગ પર ધ્યાન રાખનારી સંસ્થાઓના પ્રતિનિધીઓ તરીકે દક્ષીણ આફ્રીકા અને બીજા દેશોમાંથી ઘણાં એક મીશનોએ

પોતાનું કામ ક્યારનુંએ પુરૂં કર્યું છે અને તેને પરીણામે સારી રીતે સ્થપાયેલી વ્યાપારી સીન્ડીકેટોએ ત્યાં આવવાનું શરૂ કરી દીધું છે. માત્ર હિંદુસ્તાનજ એવો મુલક છે કે જેનો વેપાર આ દિશામાં હજુ જીવવાળો જણાતો નથી.

કેટલાંક કારણો માટે પુર્વ આફ્રીકામાંના ઉદ્યોગની ચોક્કસ શાખાને આર્થીક વિષયમાં પોષવા માટે મુંબઇમાં હાલ એકાદ જોઇન્ટ સ્ટોક પેઢીના પ્રોસ્પેક્ટસની જાહેરાત થઇ છે તે પર ધ્યાન ખુગાડવા હું માગતો નથી. તેવીજ દરખાસ્ત મેજર મેક્રેશે નામના એક ગૃહસ્થ તરફથી થઇ છે તે સામે સમયસરનો અને બહાદુર ટકાવ મુંબાઇની વ્યાપારી ચેમ્બરે કરેલ છે તેની પણ સર્વને માહીતી છે. મારે લાગતા વળગતાઓના તાત્કાલીક અને આતુર વિચાર માટે હું નીચેની થોડી સુચનાઓ રજુ કરવાની હિંમત કરૂં છુ.

૧. શા માટે પુર્વ આફ્રિકા ખસુસ કરી એક હિન્દી સંસ્થાન બનવું જોઇએ તે માટેનાં સંગીત કારણોને સારી રીતે સર્વત્ર જાણીતાં કરવાની જરૂરીયાત તરફ લક્ષ્ય આપવું.

૨. ઉપર જણાવ્યા પ્રમાણેના આયાત નીકાશ અને ખેતી સહીતના સ્થાનિક વ્યાપારની ત્યાંની પ્રચલીત સ્થીતી અને ભાવી શકયતાઓ પર તપાસ કરવા અને તે પર રીપોર્ટ કરવા માટે મીલમાલેકો અને બીજી વ્યાપારી સંસ્થાઓએ જોઇતાં સાધનો સહીત પોતાના પ્રતિનીધીઓને ત્યાં મોકલવાની જરૂરીયાત પર લક્ષ્ય આપવું,

૩. ભણેલા હિન્દી યુવાનોનું હાલતુ ગીચો ગીચ પણું અને પરીણામે તેમના માનસીક ક્ષેત્રની થતી ક્ષીણતા દુર કરવાના હેતુથી તેમના માટેનાં આ નૈસર્ગિક બારામાં જેઓ પોતાનાં જીવનને સ્થાપવા ઇચ્છતા હોય તેવા હિન્દી ભણેલા યુવાનોને તે માર્ગમાં જોઇતી દરેક પ્રકારની મદદ અને જરૂર પડે તો લોનો અને ગ્રાન્ટો આપી આર્થીક મદદ પણ આપવાના અસરકારક ઉપાયો યોજવા.

૪. માત્ર હિન્દીઓ તરફથીજ પોશાયેલા અને હિન્દીઓનાજ કાબુમાં ખાસ કરી તે મુલકમાં હિન્દી વ્યારપારને લોકપ્રીય કરવાનાજ મુખ્ય હેતુસર એક કેન્દ્રીક હિન્દી જોઇન્ટ સ્ટોક સંસ્થા સ્થાપવી. વસ્તુત: તે સંસ્થા એક એવી મહાન ખડી થવી જોઇએ કે તે માર્ગે છેક હિન્દી બેન્કીંગ હિન્દી વીમા ખાતાં અને હિન્દી નૌકા ખાતાથી કરીને હિન્દી વ્યાપારના હલકામાં હલકી શાખા પુર્વ આફ્રિકામાં વહન કરે.

જાતે મુંબાઇમાં કોઇપણ સંસ્થાને જરૂર પડે ત્યારે હંમેશાં મારી સેવા તેમના માટે તથા જે મે ઉપર કહયું છે તેની વધુ સમજાવટ માટે પણ સદા તઇયાર છે.

હું કહું છુ, સાહેબ

તમારો વિશ્વાસુ.

બિહારીલાલ એન. અનંતાણી.

---

## ઈંગ્લંડની હુંડીના દર વીશે.

કસ્ટમ ખાતા તરફથી આયાત માલ ઉપર લેવામાં આવતી જકાત સંબંધી મી० લક્ષ્મીદાસ રવજી તેરસી અને કસ્ટમ કલેકટર વચ્ચે ચાલેલો પત્રવહેવાર નીચે મુજબ હતો:-

મુંબઇ, તા० ૨૭ મી મે.

પ્રીન્સેસ અને વીકટોરીયા ડોકના મદદનીશ કલેકટર જોગ.

સાહેબ,

જે વેપારીઓ અમારી મારફત આયાત વેપાર ચલાવે છે તેમની તરફથી અમને એવી ખબર આપવામાં આવી છે કે, જોકે સરકારે વટાવનો દર ૧ શી० ૮ પે० ઠરાવેલો હોવા છતાં હજુ જકાત ૧ શી० ૬ પે० ની કીમતને હીસાબે લેવાય છે. આ રીતે તેમને વધારે જકાત ભરવી પડે છે. આ બાબતમાં તપાસ કરવાની મહેરબાની કરશો અને જો તેવી રીતે જકાત લેવાઇ હોય તો તે પાછી પગાર કરવા મહેરબાની કરશો.

લી० તમારો નીમકહલાલ

(સહી) લક્ષ્મીદાસ રવજી તેરસી

---

એસીસ્ટંટ કલેકટરનો જવાબ.

મુંબઇ, તા. ૧૪-૬-૧૯.

મેસર્સ લક્ષ્મીદાસ રવજી તેરસી

સરદાર બીલ્ડીંગ બ્લોક નં० ૩,

એપોલો બંદર, કોટ.

સાહેબ,

તમારો પત્ર મલ્યો. તમોએ જણાવેલા બાબતમાં તપાસ ચાલે છે અને વધુ પત્રવહેવાર હવે પછી કરવામાં આવશે.

લી० તમારો તાબેદાર

સેવક

(સહી) એ. ડી. લાલકાકા

મદદનીશ કલેકટર.

મુંબઇ, તા. ૧૫ મી જુન

મદદનીશ કલેકટર ઓફ કસ્ટમ્સ,

વાડીબંદર

મહાશય,

અમારા તા० ૨૭ મી મેના અને તમાર તા. ૧૪ મી જુનના પત્ર તરફ તમારૂં ધ્યાન ખેંચીએ છીએ. તે પત્રમાં વટાવના દર સંબંધે તપાસ ચલાવી વધુ પત્રવહેવાર ચલાવવાનું વચન આપ્યું હતું.

ઉતાવળે તમારી તરફથી પ્રત્યુતર માટે રાહ જોઇએ છીએ.

તમારો વીશ્વાસુ

(સહી) લક્ષ્મીદાસ આર. તેરસી

મેસર્સ લક્ષ્મીદાસની કુંo.

---

મુંબઇ, તા० ૨૪-૭-૧૯.

એપોલો સ્ટ્રીટ કોટ, મુંબઇ.

મહાશય,

તા० ૧૪ મી મેના અમારા નં. પી. ડી. ૬૭૫૯ અને તમારા તા० ૧૫ મી જુનના પત્રના જવાબમાં જણાવવાનું કે ૧ શી० ૮ પે० નો વટાવનો નવો દર તા० ૨૩ મી મે ૧૯૧૮ થી અમલમાં મુકવામાં આવ્યો છે, અને તે તારીખથી આયાત કરવામાં આવેલા સઘળા માલપર તે પ્રમાણેની કીંમત ગણીને દર લેવામાં આવશે.

લી० તમારો નમ્ર સેવક

(સહી) એફ. ડી. લાલકાકા

મદદનીશ કલેકટર.

---

મુંબઇ, તા૦ ૨૮ મી જુલાઇ ૧૯૧૯.
મી૦ એફ. ડી. લાલકાકા,
એસીસ્ટંટ કલેક્ટર પ્રન્સેસ ડોક.
કસ્ટમ હાઉસ, મુંબઇ.

મહાશય,

તા૦ ૨૪ મી જુલાઇના તમારા પત્રમાં જણાવેલી બીના, વાંચી છે. તમે જણાવો છો કે, તા૦ ૨૩ મી મેથી આ દર અમલમાં મુકયો છે પણ અમે જે સવાલ હાથ ધર્યો છે તે એ છે કે, તા૦ ૧૩ મી મેથી સરકારે વટાવનો દર ફેરવ્યો છે અને તેથી તે તારીખથી તમારો દર પણ ફેરવવો જોઇએ. આ સવાલનો જવાબ તમે આપ્યો નથી. તમારા ખાતાએ કયારથી નવો દર રાખ્યો છે તે જાણવાની અમને ..ી ઇચ્છા ન હોતી.

જે વધારે જકાત તેથી અમને ભરવી પડી છે તે પાછી મળશે કે કેમ તે જણાવશો તો ઉપકાર થશે.

લી૦ તમારો વીશ્વાસુ
(સહી) લક્ષ્મીદાસ આર. તેરસી.

---

મુંબઇ, તા૦ ૫ મી ઓગસ્ટ ૧૯.

તમારા તા૦ ૨૮ મી જુલાઇના પત્રના જવાબમાં હું જણાવીશ કે, આ બાબતમાં વધુ વીચાર કરતા વટાવનો નવો દર તા૦ ૨૩ મી મે ૧૯૧૯ થી દાખલ કરવાનો નીશ્ચય કર્યો છે. અને તેથી તે તારીખથી આયાત થયલા સઘળા માલ ઉપર તે પ્રમાણે જકાત લેવામાં આવશે.

લી૦ તમારો તાબેદાર
(સેવક)
મદદનીશ કલેકટર.

# ચેમ્બરનો વિભાગ.

ધી ઈંડીયન મર્ચંટસ ચેમ્બર એંડ બ્યુરોની કમીટીની એક સભા બુધવાર તા. ૨૩ મી જુલાઇ ૧૯૧૯ ના રોજ બપોરે સ્ટા. ટા. રા વાગે ચેમ્બરની ઑફીસમાં શેઠ જહાંગીરજી બી. પીટીટના પ્રમુખપણા હેઠળ મળી હતી જે વેળા નીચે જણાવેલા ગ્રહસ્થો હાજર હતા:—

શેઠ મથુરાદાસ વસનજી. ઑ શેઠ લલુભાઇ સામળદાસ સી આઇ ઇ શેઠ પી. જે ખીલીમોરીયા શેઠ વીઠલદાસ દામોદર ગોવીંદજી ઑ. શેઠ પુરૂશોતમદાસ ઠાકોરદાસ સી. આઇ. ઇ. શેઠ મોતીલાલ વલભજી શેઠ લાલજી ગોવીંદજી

તે વેળા નીચે પ્રમાણે કામકાજ કરવામાં આવ્યું હતું.—

૧ આગલી સભાની મીનીટ સભાસદોમાં ફેરવવામા આવી હતી તે પસાર કરવામાં આવી હતી.

૨ રૂની લેળસેળ બાબદનો જે ખરડો તે માટે નેમાયલી સબકમીટીએ તૈયાર કર્યો હતો તે સુધારા વધારા સાથે પસાર કરવામાં આવ્યો હતો.

૩ આઠ આના અને ચાર આનાના નીકલના સીકાઓ વીશે શેઠ વીસનજી ઠાકરસી હાલાઇએ લખેલા પત્રની નોંધ લેવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો.

૪ હીંદી ઔદ્યોગીક કમીશને કરેલી ઉદ્યોગ અને વેપારને લગતા ખાતાંઓ સંબંધી સુચનાઓ બાબદ વેપારી કોમનો અભિપ્રાય નામદાર મુંબઈ સરકાર તરફથી માગવામાં ન આવ્યો તે વીશે, તેમની ઉપર પત્ર લખવા ઠરાવ કરવામાં આવ્યો હતો.

૫ હીંદ અને પૂર્વ આફ્રીકાના વેપાર બાબદ આ ચેમ્બરનો જે મત મોકલવામાં આવ્યો તેના અનુસંધાનમાં એમ લખી જણાવવાનો ઠરાવ કરવામાં આવ્યો કે ટ્રેડ કમીશનરને મદદ કરવા માટે ત્યાંના વેપારીઓમાથી એક એડવાઈઝરી કમીટી નેમાવી જોઇએ.

૬ લંડન ચેમ્બર ઓફ્ કૉમર્સના ઇસ્ટ ઇંડીયા વીભાગે હીંદી ઔદ્યોગીક કમીશનની રેલ્વેના દરને લગતી કેટલીક ભલામણો પ્રત્યે નાપસંદગી દર્શાવી હતી તથા બંગાલ ચેમ્બર ઓફ્ કૉમર્સ મારફતે આ ચેમ્બરનો અભિપ્રાય માગ્યો હતો. તે વીશે તૈયાર કરવામાં આવેલો અભિપ્રાયનો ખરડો પસાર કરવામાં આવ્યો હતો.

૭ વધારાના નફા ઉપરના કર ( એકસેસ પ્રોફીટ ટેકસ ) ની નવમી કલમની રૂએ આખા હીંદ માટે જે નાની કમીટી નેમવામાં આવનાર છે, તેમાં ચેમ્બરના પ્રતીનીધી તરીકે એક નામ સુચવવાની ઇન્કમટેક્સ કલેકટરે વીનંતી કરી હતી. કમીટીએ તેના જવાબમાં ઑ. શેઠ લલ્લુભાઇ સામળદાસ સી. આઇ. ઇનું નામ સુચવવાનો ઠરાવ કર્યો હતો.

૮ શેઠ રેવાશંકર જગજીવને નાદુરસ્ત તબીયતને લીધે કમીટીની સભામાંથી બે માસ ગેરહાજર રહેવાની રજા માગી હતી તે આપવામાં આવી હતી.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી લોમ્બે ટાઇલ માટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

ધી ઇંડીયન મર્ચંટસ ચેમ્બર એંડ બ્યુરોની કમીટીની ખાસ સભા શનીવાર તા. ૨-૮-૧૯ ને રોજ બપોરે સ્ટા.ટા. ૩ વાગે ચેમ્બરની ઑફીસમાં શેઠ જહાંગીર બ. પીટીટના પ્રમુખપણા હેઠળ મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતાઃ—શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસી, શેઠ મોતીલાલ કાનજી, શેઠ મોતીલાલ વલભજી, શેઠ લાલજી ગોવીંદજી, શેઠ વીઠલદાસ દામોદર ગોવીંદજી, શેઠ નારણદાસ પુરૂશોતમદાસ તથા શેઠ પી. જે. બીલીમોરયા.

તે વેળા નીચે પ્રમાણે કામકાજ કરવામાં આવ્યું હતુંઃ—

૧ ચેમ્બરની ઑફીસ માટે નવું મકાન લેવા બાબદ વીચાર ચલાવવામાં આવતાં એમ જણાવવામા આવ્યું હતું કે શેઠ જહાંગીરજી બી પીટીટ તથા સેક્રેટરીએ હોર્નબી રોડ ઉપર એક ઑફીસ જોઇ હતી જેનું ભાડું દર મહીને અઢીસો રૂપયા હતું. ભાડાના પ્રમાણમાં જગા સારી ન હતી. એ વાશે વીચાર કરી એવો ઠરાવ કરવામાં આવ્યો કે ચેમ્બરની ઑફીસ હાલ જે ઠેકાણે છે તેજ ઠેકાણે હાલ તુરત ચાલુ રાખવી.

૨ ચેમ્બરનો ટેલીફોન લેવા બાબદ સેક્રેટરીએ તપાસ કરી રીપોર્ટ કરવો એવો ઠરાવ થયો હતો.

૩ ફર્નીચર માટે જરૂર જેવી વસ્તુઓ ઉપ-પ્રમુખને પુછીને ખરીદવાની સેક્રેટરીને પરવાનગી આપવામાં આવી હતી.

બાદ સભા બરખાસ્ત થઇ હતી

---

ધી ઇંડીયન મર્ચંટસ ચેમ્બર એંડ બ્યુરોની કમીટીની ખાસ સભા તા. ૬-૮-૧૯ ને રોજ બપોરે સ્ટા. ટા. ૨-૪૫ વાગે ચેમ્બરની ઑફીસમાં ઑ. શેઠ ચુનીલાલ વી મેહેતાના પ્રમુખપણા હેઠળ મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર થયા હતાઃ—

| | |
|---|---|
| શેઠ જહાંગીર બી. પીટીટ | ઑ. શેઠ પુરૂશોતમદાસ ઠાકોરદાસ |
| ,, વીઠલદાસ દા. ગોવિંદજી | ,, ,, લલુભાઇ સામળદાસ |
| ,, હંસરાજ પ્રાગજી ઠાકરસી | શેઠ એસ. બી. બીલીમોરીયા |
| ,, લક્ષ્મીદાસ રવજી ટેરસી | ,, પી. જે. બીલીમોરીયા |

શેઠ મનુ સુબેદાર આ ચેમ્બરના પ્રતીનીધી તરીકે ચલણને લગતી કમીટી પાસે જુબાની આપવાને માટે ઇંગ્લંડ જવાથી તેમને બદલે પોર્ટ ટ્રસ્ટની બોર્ડમાં ટ્રસ્ટી તરીકે કામ કરવાને માટે ચેમ્બરના પ્રતીનીધી ચુંટવાની બાબદ કમીટી સન્મુખ રજુ કરવામાં આવતાં એવો ઠરાવ કરવામા આવ્યો કે એ માટેની દરખાસ્તો લેવા માટેની મુદત તા. ૧૫ મી ઑગસ્ટની રાખવી અને જો એક કરતા વધુ સભાસદને માટે દરખાસ્ત મળે તો ચુંટણી કરવા માટેનો દીવસ તા. ૨૭ મી ઑગસ્ટ ૧૯૧૯ નો રાખવો

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇંડીયન મર્ચંટસ ચેમ્બર એંડ બ્યુરોની કમીટીની એક સભા બુધવાર તા. ૧૩-૮-૧૯ ને દીને ઑ. શેઠ ચુનીલાલ વી. મેહેતા પ્રમુખપણા હેઠળ મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા —

| | |
|---|---|
| શેઠ જહાંગીર બી પીટીટ. | ઑ. સર ફાજલભાઇ કરીમભાઇ. |
| ,, સોરાબજી ઇ. વાર્ડન | ઑ. શેઠ લલુભાઇ સામળદાસ. |

શેઠ હંસરાજ આગજી ઠાકરસી.
,, વીઠલદાસ દામોદર ગોવીંદજી.
,, પી. જે. બીલીમોરીયા.
શેઠ લાલજી ગોવીંદજી.
,, ગુલાબચંદ દેવચંદ.
,, મોતીલાલ વલ્લભજી.

મેશર્સ એલેમ્બીક કેમીકલ વર્કસ કંપની તરફથી શેઠ ભાઇલાલ દાજીભાઇ અમીન સભાને જોઇતી વીગત રજુ કરવા માટે હાજર થયા હતા.

તે વેળા નીચે જણાવ્યા પ્રમાણે કામકાજ કરવામાં આવ્યું હતું:—

૧ ગઇ તા. ૨૩ મી જુલાઇ ૧૯૧૯ તથા તા. ૨ જી ઑગસ્ટ ૧૯૧૯ ને દીને મળેલી કમીટીની સભાની મીનીટો સભાસદોમાં ફેરવવામાં આવી હતી તે પસાર કરવામાં આવી હતી.

૨ તાતા ઇંડસ્ટ્રીયલ બેંકના સેક્રેટરી તરફથી પત્ર આવ્યો હતો કે હીંદી પ્રજા સન્મુખ હીંદી ચલણના સવાલ વીશે એક રીપોર્ટ રજુ કરવાનો ઇરાદો છે અને તે તૈયાર કરવાનું બને તેટલા માટે ઑગસ્ટ માસમાં એક કૉન્ફરન્સ ભરવાનું ડીરેકટરોએ ઠરાવ્યું છે તેમાં આ ચેમ્બર તરફથી બે પ્રતીનીધીઓ મોકલી આપવા. કમીટીએ ઑન. શેઠ ચુનીલાલ વી. મેહેતા તથા શેઠ જહાંગીર બમનજી પીટીટને પ્રતીનીધી તરીકે એ કૉન્ફરન્સમાં મોકલવા ઠરાવ કર્યો હતો.

૩ મેશર્સ એલેમ્બીક કેમીકલ વર્કસ કંપનીવાળા શેઠ ભાઇલાલ દાજીભાઇ અમીને કરેલી ફરીયાદોના સંબંધમાં નામદાર સરકાર ઉપર મોકલવા માટે ઘડી કાઢવામાં આવેલી અરજી મંજુર રાખવામાં આવી હતી અને એવો ઠરાવ થયો હતો કે અમદાવાદવાળી મેશર્સ અંકલેશરીયા કંપની પાસેથી તેમની કંપની સંબંધી વીગત મેળવી તે પણ આ અરજીમા ઉમેરવી.

૪ શેઠ બી. એફ. માદને તા૦ ૨૯-૭-૧૯ ના પત્રમા સુચના કરી હતી કે નામદાર સરકારને વીનંતી કરવી કે સ્ટેટ બેંક માટેની કોઇ યોજના સરકાર સ્વીકારે તો તે અગાઉ તે જાહેર કરવી અને એ વીશે પોતાનો સુચનાઓ રજુ કરવાની તક વેપારી કોમને આપવી

કમીટીએ એ સુચના પ્રમાણે નામદાર સરકાર ઉપર લખવાનો ઠરાવ કર્યો હતો.

૫ ઑ. શેઠ મનમોહનદાસ રામજીએ સુચના કરી હતી કે નામદાર સરકારને વીનંતી કરવી કે ચાંદીના ભાવ હમણાં હજી વધારે વધી જવાનો ભય છે તે અટકાવવા માટે ચાંદી ઉપરની જકાત કાઢી નાંખવી

કમીટીએ ઠરાવ કર્યો કે હમણા ખાનગી હીસાબે રૂપું દેશમાં આયાત થતું નથી તેથી અત્યારે જે જકાત છે તેની ચાંદીના ભાવ ઉપર અસર થવાને કારણ નથી અને તેથી કાઇ પગલાં ભરવાની જરૂર નથી.

૬ ચાંદીના ભાવમાં વધારો થાય તેને લીધે હુંડીનો ભાવ વધારવો એવી જે વ્યવસ્થા નામદાર સરકારે રાખી છે તે પ્રમાણેનો કાંઇપણ ફેરફાર જ્યાં સુધી કરન્સી કમીટીનો રીપોર્ટ બહાર પડે નહીં ત્યાં સુધી ન કરવો એવી હીંદી સરકારને વીનંતી કરવાની સુચના શેઠ ગુલાબચંદ દેવચંદ તથા શેઠ લખમીચંદ માણેકચંદ ખોખાણીએ કરી હતી. તે પછી નામદાર સરકારે હુંડીનો ભાવ એક શીલીંગ દસ પેન્સનો કર્યો છે. કમીટીએ એ વધારા માટે પ્રોટેસ્ટનો તાર નામદાર સરકાર ઉપર મોકલવાનો ઠરાવ કર્યો હતો.

૭ રેલ્વે રીસ્ક નોટ ફોર્મ એચ વીશે મેશર્સ રામદાસ ખીમજીની કંપનીનો પત્ર આવ્યો હતો કે તેમણે મોકલેલા માલમાંથી રેલ્વેએ એક ગાંસડી ઓછી આપી હતી અને તેના કારણમાં રેલ્વે સત્તા-

વાળાઓએ એમ જણાવ્યું હતું કે નંદગામ નજીકમાં ચાલતી ટ્રેનમાંથી એ ગાંસડી ચોરાઇ હતી અને તેથી રીસ્ક નોટ ફોર્મ એચ પ્રમાણે બદલો માગી શકાય નહીં. મેસર્સ રામદાસ ખીમજીએ આ રીસ્ક નોટ સુધારવાની બાબદમાં પગલાં ભરવાની આ ચેમ્બરને વિનંતી કરી હતી.

કમીટીએ ઠરાવ કર્યો કે અગાઉ આ સંબંધમાં કમીટીએ ઘણો પ્રયાસ કર્યો હતો અને વેપારી કોન્ગ્રેસ ૧૯૧૫ માં મળી તે વેળા તેણે પણ એ માટે ઠરાવ કર્યો હતો છતાં તે બાબદમાં કાંઇ પણ પરીણામ આવી શકયું ન હતું. આ સવાલ પાછો ઉભો કરવાને હાલનો સમય કમીટીને યોગ્ય લાગતો નથી એટલે કમીટી દલગીર છે કે હાલ કાંઇ એ બાબદ થઇ શકે તેમ નથી.

૮ મેશર્સ મેકીનોન મેકેન્ઝીની કંપનીની જે સ્ટીમરો આફ્રીકા તરફ જતી હોય તેમાં માલ મોકલવાના બીલ ઑફ લેડીંગની રૂએ હાલ એવી ગોઠવણ છે કે જો કાઇ દાગીનો ખોવાય તો તે માટેના બદલા તરીકે અઢીસો રૂપયા કરતાં વધારે માગી શકાય નહીં. એ રકમ વધારીને સાતસો પચાસ રૂપયાની કરવી એમ આ ચેમ્બરે મેશર્સ મેકીનોન મેકેન્ઝી કંપનીને સુચવ્યું હતું તેના જવાબમાં તેમણે એમ જણાવ્યું કે બીલ ઑફ લેડીંગમાં હાલ કાંઇ ફેરફાર કરી શકતા નથી અને જે માલ ચઢાવનારાઓને એવી ઇચ્છા હોય કે સ્ટીમર કંપની વધારે જોખમદારી માથે લે તેમણે માલ ચઢાવતા પહેલાં માલની કીંમત નકી કરીને નુર માલની કીંમતના પ્રમાણમાં આપવું. આ જવાબ કમીટી પાસે રજુ કરવામાં આવતાં કમીટીએ એવું ફરીથી લખવા ઠરાવ કર્યો કે યુરોપ તરફ જતી સ્ટીમરોવાળી કંપનીઓએ આવી જાતની નુકશાની માટેના બદલાની રકમની વધતામાં વધતી હદ સાતસો પચાસ રૂપીયાની રાખી છે તે ધ્યાનમાં લઇને આ કંપનીએ પણ તેજ પ્રમાણે કરવું જોઇએ.

૯ ચેમ્બરના સભાસદ થવા માટે (૧) મેશર્સ જેઠા મુળજી એન્ડ કાં. (૨) શેઠ સુલતાન આઇ. જાનમહમદ (૩) શેઠ શાંતીદાસ આશકરણ (૪) મેશર્સ દલસુખભાઈ કનૈયાલાલ એંડ કંપની તથા (૫) શેઠ લક્ષ્મીશંકર નર્મદાશંકર વ્યાસ તરફથી અરજીઓ આવી હતી તેમને માટે ચેમ્બરના સભાસદોનાં મત માંગવાનો, એ મતપત્રકો લેવા માટેના દીવસો બુધવાર તા. ૨૦–૮–૧૯ થી બુધવાર તા. ૨૭–૮–૧૯ સુધીના દીવસો રાખવાનો અને સ્કુટીનીયર તરીકે શેઠ મોતીલાલ વલભજીને નેમવાનો કમીટીએ ઠરાવ કર્યો હતો.

૧૦ ટેરીફ વેલ્યુએશનના સંબંધમાં નામદાર હીંદી સરકારનાં વેપાર તથા ઉદ્યોગને લગતાં ખાતાના વડા તરફથી પત્ર આવ્યો હતો જેમાં જણાવ્યું હતું કે આ વીશેની તમારી અરજી નામદાર મુંબઇ સરકાર મારફતે મોકલવી અને હવે પછી સર્વ પત્રવ્યવહાર નામદાર મુંબઈ સરકાર મારફતેજ મોકલવો. કમીટીએ તેના જવાબમા લખ્યું હતું કે આ ચેમ્બર ઘણા વખતથી હીંદી સરકારના વેપાર ઉદ્યોગ ખાતાં ઉપર સીધી રીતે લખાણ કરતી આવી છે અને હવે નામદાર મુંબઇ સરકાર મારફતેજ પત્રવ્યવહાર કરવાનું જણાવવામાં આવે છે તે માટે વાંધો ઉઠાવે છે. એ પત્રના જવાબમા હીંદી સરકારના વેપાર ઉદ્યોગ ખાતાં તરફથી જવાબ આવ્યો હતો કે વેપારી વર્ગના સામાન્ય લાભના દરેક સવાલ વીશે સીધો પત્રવ્યવહાર હીંદી સરકાર સાથે કરવાનું ચેમ્બર ચાલુ રાખી શકશે પણ ટેરીફ વેલ્યુએશન માટેની સભામા ચેમ્બર તરફના કેટલા પ્રતીનીધી મોકલવા એ સવાલ વીશે જે કાઇ પત્રવ્યવહાર થાય, તે નામદાર મુંબઇ સરકાર મારફતે મોકલવો.

કમીટીએ એ પત્રની નોંધ લીધી હતી

---

૧૧ રેલ્વે ભાડાં વીશે ચેમ્બરે નામદાર સરકારને કરેલી અરજીનો રેલ્વે બોર્ડ તરફથી જવાબ આવ્યો હતો કે રેલ્વેઓ પાસે તેમનાં કામ માટેનાં સાધનો ઘટી જવાથી રેલ્વેના દર ઘટાડીને લડાઈ અગાઉ હતા તેટલા કરવાનું હાલ બને તેમ નથી પણ આવતા અકટોબર માસમાં રેલ્વેઓના પ્રતીનીધીઓનું કન્ફરન્સ ભરવામાં આવનાર છે તે વેળા એ સવાલ વીશે વીચાર ચલાવવામાં આવશે. સરચાર્જ નાંખવામા આવ્યો તે વેળા માત્ર લડાઇનુંજ કારણ હતું પણ એ કર ક્યારે કાઢી નાંખવામાં આવશે તે વીશે હજી સુધી કાંઇ કહી શકાય તેમ નથી.

કમીટીએ એ પત્રની નોંધ લીધી હતી.

૧૨ બી. બી. એંડ સી. આઇ. રેલ્વેવાલાઓ સાથે જે પત્રવ્યવહાર અપર ઇંડીયા ચેમ્બર ઑફ કૉમર્સે માલની લાવલઇજામાં થતી ઢીલ બાબદ કર્યો હતો તેની નકલ એ ચેમ્બરે આપણી ચેમ્બર ઉપર મોકલી આપી હતી. કમીટીએ તેની નોંધ લેવાનો ઠરાવ કર્યો હતો.

૧૩ ફીન્લેંડ તરફથી લંડન ખાતેના કોન્સલ જનરલ મી. એલ. નોગ્રાન તરફના એક પત્રની નકલ મુંબઇ સરકારે મોકલી આપી હતી જેમાં જણાવેલું હતું કે ફીન્લેંડની સરકાર મુંબઇ ખાતે ઓનરરી વાઇસ કોન્સલ નેમવા માગે છે અને ઉમેદવારો પાસે તે માટે અરજી માગે છે તે માટે જેની નેમણુંક થશે તેને પગાર આપવામા આવશે નહીં પણ ફી તરીકે જે આવક થશે તે તેને મળશે. ઉમેદવારોએ પોતે ક્યા રાજ્યની પ્રજા છે તે તથા ઉમર ધંધો વગેરે વીગત સાથે અરજી કરવી. કમીટીએ એ પત્રની હકીકત સભાસદોને જણાવવાનો ઠરાવ કર્યો હતો.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

## સ્ટેટ બેંક વીશે ચેમ્બરે નામદાર સરકારને કરેલી અરજી.

નામદાર હીંદી સરકારનાં નાણાં ખાતાંના
સેક્રેટરી જોગ,
સીમલા.

સાહેબ,

મુંબઇ બેંકના ભાગીદારોની વાર્ષિક સભા હમણાં થોડા દિવસ અગાઉ મળી હતી તેમાં ભાષણ કરતાં એ બેંકના પ્રમુખે જણાવ્યું હતું કે ત્રણે ઇલાકેદાર બેંકોને એકઠી કરવાના સવાલ વિશે હાલ વીચાર ચલાવવામાં આવે છે અને એ વીશેની દરખાસ્તો એ ત્રણે બેંકોના ભાગીદારોની અનુમતી અને મંજુરી માટે રીતસર રજુ કરવામાં આવે એવો સંભવ છે. આ ટીકા ઉપર મારી કમીટીનું ધ્યાન ખેંચવામાં આવ્યું છે. એનો અર્થ સ્પષ્ટ છે કે સરકારી બેંકની યોજના વીશે સરકાર વીચાર ચલાવે છે. મારી કમીટી આશા રાખે છે કે આ યોજના વીશે વેપારી કોમનો અભિપ્રાય માગવામાં આવશે અને એ યોજના સંબંધી ટીકાઓ તથા સુચનાઓ રજુ કરવાની વેપારી કોમને તક આપવામા આવશે. આ બાબદમાં હીંદી સરકારનાં નાણાં ખાતાંમાંથી તા. ૨૨ મી જુલાઈ ૧૯૧૪ ને દીને લખાયલા પત્ર વીશે આપનું લક્ષ ખેંચવાની મને આજ્ઞા થઇ છે. એ પત્રના ત્રીજા ફકરામાં હીંદી નાણાં તથા ચલણને લગતાં કમીશનની વધારે અગત્યની કેટલીક ભલામણોને ગણતરીમાં લેવામા આવી હતી. એમાંઆઠમી બાબદ "કાંતો સરકારી બેંક સ્થાપવાની વિરૂધમા ચોખો નિર્ણય આપે અથવા તો તે સ્થાપવા માટેની ચોકસ યોજના ઘડી કહાડે એવી એક નાની અનુભવીઓની કમીટી નેમવાનો સવાલ" એ હતી. એ ઉપરથી દેખાય છે કે સરકારી બેંક સ્થાપવાની યોજના નામદાર સરકાર છેવટની સ્વીકારે તે અગાઉ આવી કમીટી પાસે રજુ કરવાની હતી.

આ ચેમ્બરની કમીટી આશા રાખે છે કે આવી રીતની જે સમજુતી હતી તે પ્રમાણે હજી પણ અમલ થશે અને આ બાબદમાં જે દરખાસ્તો રજુ થાય તે ઉપર પોતાનો મત દર્શાવવાની વેપારી કોમને તક આપ્યા વગર કાંઇ પણ પગલું ભરવામાં આવશે નહીં. ૧૯૧૪માં ધારણા રાખવામાં આવી હતી તે પ્રમાણે જો કમીટીને આ બાબદ સોંપવાની હોય તો તેમાં બીન સરકારી વેપારી કોમના પ્રતિનિધિઓને યોગ્ય સ્થાન આપવામાં આવશે એવો મારી કમીટીને વિશ્વાસ છે.

લી. આજ્ઞાંકીત સેવક,
જે. કે. મેહેતા.
સેક્રેટરી.

---

## ચેમ્બરમાં આવતાં ચોપાન્યાં.

1. American Review of Reviews (Monthly.)
2. *Bankers' Magazine* (Monthly.)
3. Board of Trade Journal (Weekly.)
4. Bombay Government Gazette (Weekly.)
5. British Exporters' Register (Quarterly.)
6. British India Agricultural Statistics (Annual.)
7. Capital (Weekly.)
8. Commerce (Weekly.)
9. Commerce and Finance (Weekly.)
10. Cotton Press Return (Fortnighly.)
11. Cotton Spinning and Weaving in Indian Mills (Monthly.)
12. Economist (Weekly,)
13. Gazette of India (Weekly.)
14. Government Press Notes.
15. Indian Journal of Economics (Quarterly.)
16. Indian Trade Journal (Weekly.)
17. International Conciliation ( Monthly ).
18. International Review of Agricultural Economics (Monthly.)
19. International Review of Agricultural Statistics (Monthly.)
20. International Review of Science and Practice of Agricultural (Monthty)
21. International Trade Developer (Monthly.)
22. Investors' Review (Weekly.)
23. Journal of the Birmingham Chamber of Commerce (Monthly.)
24. Journal of the British Chamber of Commerce at Marseilles (Monthly.)
25. Journal of the Incorporated Chamber of Commerce, Liverpool (Monthly.)
26. Journal of the Indian National Association, Zamzibar, (Monthly.)
27. Journal of the Indo—Japanese Association (Monthly.)
28. Journal of the London Chamber of Commerce (Monthly.)
29. Modern Review (Monthly.)
30. Mysore Chamber of Commerce Price Current and Market Report (Weekly.)

31. Mysore Economic Journal (Quarterly.)
32. Nation (Weekly.)
33. New Statesman (Weekly.)
34. Record of the Manchester Chamber of Commerce (Monthly.)
35. Seaborne Trade and Navigation of British India (Monthly and Quarterly.)
36. Statist (Weekly.)
37. System (Monthly.)
38. Times History and Encyclopaedia of the War (Weekly.)
39. Times Trade Supplement (Weekly.)
40. Trade by Land of British India with Foreign Countries (Monthly.)

---

## ચેમ્બરની લાયબ્રેરીમાં વધારવામાં આવેલાં પુસ્તકો.

C. 776. International Conciliation June 1919 (2 Copies).
" 777. Catalogue of Books added to the of the Bombay branch of the Royal Asiatic Society's Library 1918.
" 778. The Timas History of the war Vol XVII 1918.
" 779. Do. Do. Do. Vol. XVIII. 1918.
" 780. The Journal of the Indian Merchants' Chamber July—June 1918—19
" 781. Annual Report of the counsil of the Indian Institute of Science, Banglore 1919.
" 782. Do Do. Do Do. 1919.
G 1426. Administration Report of the Irrigation works for 1917-18 part II.
" 1427. Records of the Geological Survey of India Vol I Part I 1919.
" 1428. Annual Statement of the Trade & Navigation for 1917-18.
" 1429. British India Agriculture Statistics 1915-16-1916-17, 1917-18.
" 1430. Reports on the administration of the Excise Department in the Bombay Presidency, Sind, Aden year 1917-18.
" 1431. Alphabetical List of Railway Stations in India 1919.
" 1432. Report on the Sea-Borne Trade and Customs Administration of the Bombay Presidency excluding Sind for 1918-19.
" 1433. Annual Report of the Lunatic Asylums 1918.
" 1434. Indian Munitions Board Organization and Work 1918.
" 1435. Bombay Baroda & Central India Railway goods Traiff Part I a No 2 of 1st may 1919.
" 1436. Annual Statement of the Trade and Navigation of the Presidency of Bombay excluding sind for the year 1917-18.
" 1437. Report on the Maritime Trade of the Province of Sind for 1918-19.
" 1438. Administration Report of the Forest Circle in the Bombay Presidency including Sind for the year 1917-18.
" 1439. Annual Statement of the Sea Borne Trade of British India for the year ending 31st March 1918 Vol I.
" 1440. Statistics of British India Vol. III Public Health 1919

---

ધી બોમ્બે ટાઇપ આર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ મુંબઇ.

# વિગ્રહ અને વેપારઃ સરકારી જાહેરનામાં.

જેમાં વાળ વપરાતા હોય એવી ચીજો, બ્રશ વગેરેના સંબંધમાં આફ્રેકીયાની સરકારે જાહેર કર્યું છે કે એ માલ ત્યાંના કોઈ બંદરે ઉતારવા બાદ સાઠ દીવસમાં એવું સરટીફીકેટ માલ નીકાશ કરનારા દેશના તંદુરસ્તી ખાતાંના અમલદારની સહી સાથેનું રજુ કરવું પડશે કે જેમાં તેણે જણાવ્યું હશે કે આ માલને જંતુ મારી નાખનારી ચીજોથી સાફ કરવામાં આવ્યો છે. એ સરટીફીકેટ એજ માલ માટે છે એમ બતાવનારો પુરાવો પણ હોવો જોઇશે.

---

લડાઈને અંગે જેમણે સરકારની સેવા બજાવી હશે તેમને સરકારી નોકરીની બાબદમાં કેટલાક ખાસ લાભ આપવાનો સરકારે ઠરાવ કર્યો છે જેને લગતી વીગત હીંદી સરકારનાં ગેઝેટમાં ૧૯૦૧/૨ મે પાને છાપવામાં આવી છે ત વીશેની વીગતવાર માહીતી ચેમ્બરમાંથી મળી શકશે.

---

ઈંગ્લંડની સરકારે ત્યાંની આયાત તથા નીકાશ ઉપર મુકેલા અંકુશો ધીમે ધીમે દુર કરવા માંડયા છે તે વીશેની કેટલીક વીગત ઇંગ્લંડનાં બૅાર્ડ ઓફ ટ્રેડ જર્નલના તા૦ ૨૪-૭-૧૯ સુધીમાં પ્રગટ થયલા અંકોમાં છપાઈ છે તે વીશે વીશેશ માહીતી ચેમ્બરની આફીસમાંથી મળી શકશે.

---

હીંદી સરકારે લડાઇને લીધે વેપાર ઉપર અંકુશ મુકવા માટે અગાઉ બહાર પાડેલ નીચેનાં જાહેરનામાં હવે રદ કર્યાં છેઃ—

તારીખ ૨૧-૭-૧૬ નં. ૬૧૬૭-૧૫૮ ડબલ્યુ. ચીન, સીયામ, ઇરાન, મોરક્કો લાઇબેરીયા પોર્ટુગીઝ ઇસ્ટ આફ્રીકા, અને યુરોપમાં યુનાઇટેડ કીંગડમ, રશીયા, ફ્રાન્સ તથ તથા ઇટલી શીવાયના મુલકો માલ મોકલવ ઉપર અંકુશ મુકવા માટેનું.

તારીખ ૮-૧૨-૧૭ નં. ૧૨૨૩ ડી. નોર્વે, સ્વીડન, ડેન્માર્ક હૅાલેંડ તથા સ્વીટરલેંડ સાથેના વેપાર ઉપર અંકુશ મુકવા માટેનું.

તારીખ ૨૧-૭-૧૬ નં. ૬૧૬૮-૧૫૮ ડબલ્યુ. નોર્વે સ્વીડન, ડેન્માર્ક, બેલ્જયમ, હૅાલેંડ અને સ્વીટઝરલેંડથી યુનાઇટેડ કીંગડમ, ખાતે આયાત થયેલો માલની યુનાઇટેડ કીંગડમથી હીંદુસ્તાનમાં આયાત થાય તે ઉપર અંકુશ મુકવા માટેનું.

---

આસ્ટ્રીયન લોઈડ કંપનીની સ્ટીમર મેરીયેન્બાદને ફ્રેંચ કાફલાએ લડાઇમાં પકડી હતી તે વીશેની લશ્કરી અલાલતનો ચુકાદો હમણા બહાર પડયો છે જેની રૂએ એ સ્ટીમરનો માલ જપત થયો છે. જેમને એ ચુકાદા વીરૂદ્ધ અપીલ કરવી હોય તેમને માટે તા. ૪-૧૦-૧૯ સુધીની મુદત નકી કરવામાં આવી છે

ગાય, ભેંશ, ઘેટાં, તથા બકરાંનાં કાચાં ચામડાના સંબંધમા કસ્ટમ્સ કલેકટરે તા ૨૭-૮-૧૯ ના પત્રમાં જણાવ્યું છે કે બ્રીટીશ સામ્રાજ્યના કોઇપણ ભાગ ખાતે એ ચામડ નીકાશ કરવા દેવામાં આવશે. આ સામ્રાજયની બહારના કોઇપણ દેશમા તે મોકલવાના હશે તો તેવા દરેક પ્રસંગ માટે સરકારની મંજુરી લેવી પડશે જે માટેની અરજી મુબઇના કસ્ટમ્સ કલેકટરના શીરનામાથી મોકલવી.

# વિગ્રહ અને વેપાર: સરકારી જાહેરનામાં.

જેમાં વાળ વપરાતા હોય એવી ચીજો, બ્રશ વગેરેના સંબંધમાં આસ્ટ્રેલીયાની સરકારે જાહેર કર્યું છે કે એ માલસ્ટોના કોઈ બંદરે ઉતારવા બાદ સાઠ દીવસમાં એવું સરટીફીકેટ માલ નીકાશ કરનારા દેશના તંદુરસ્તી ખાતાંના અમલદારની સહી સાથેનું રજુ કરવું પડશે કે જેમાં તેણે જણાવ્યું હશે કે આ માલને જંતુ મારી નાખનારી ચીજોથી સાફ કરવામાં આવ્યો છે. એ સરટીફીકેટ એજ માલ માટે છે એમ બતાવનારો પુરાવો પણ હોવો જોઇશે.

---

લડાઇને અંગે જેમણે સરકારની સેવા બજાવી હશે તેમને સરકારી નોકરીની બાબતમાં કેટલાક ખાસ લાભ આપવાનો સરકારે ઠરાવ કર્યો છે જેને લગતી વીગત હીંદી સરકારના ગેઝેટમાં ૧૯૦૧/૨ મે પાને છાપવામાં આવી છે તે વીશેની વીગતવાર માહીતી ચેમ્બરમાંથી મળી શકશે.

---

ઈંગ્લંડની સરકારે ત્યાંની આયાત તથા નીકાશ ઉપર મુકેલા અંકુશો ધીમે ધીમે દુર કરવા માંડયા છે તે વીશેની કેટલીક વીગત ઇંગ્લંડનાં બૉર્ડ ઓફ ટ્રેડ જર્નલના તા૦ ૨૪-૭-૧૯ સુધીમાં પ્રગટ થયેલા અંકોમાં છપાઇ છે તે વીશે વીશેશ માહીતી ચેમ્બરની આફીસમાંથી મળી શકશે.

---

હીંદી સરકારે લડાઇને લીધે વેપાર ઉપર અંકુશ મુકવા માટે અગાઉ બહાર પાડેલાં નીચેનાં જાહેરનામાં હવે રદ કર્યાં છે:—

તારીખ ૨૧-૯-૧૬ નં. ૬૧૬૭-૧૫૮ ડબલ્યુ. ચીન, સીયામ, ઇરાન, મોરક્કો લાઇબેરીયા પોર્ટુગીઝ ઈસ્ટ આફ્રીકા, અને યુરોપમાં યુનાઇટેડ કીંગડમ, રશીયા, ફ્રાન્સ તથા તથા ઇટલી શીવાયના મુલકો માલ મોકલવા ઉપર અંકુશ મુકવા માટેનું.

તારીખ ૮-૧૨-૧૭ નં. ૧૨૨૩ સી. નોર્વે, સ્વીડન, ડેન્માર્ક હૉલેંડ તથા સ્વીટ્ઝરલેંડ સાથેના વેપાર ઉપર અંકુશ મુકવા માટેનું.

તારીખ ૨૧-૭-૧૬ નં ૬૧૬૮-૧૫૮ ડબલ્યુ. નોર્વે સ્વીડન, ડેન્માર્ક, બેલ્જીયમ, હૉલેંડ અને સ્વીટ્ઝરલેંડથી યુનાઇટેડ કીંગડમ, ખાતે આયાત થયેલો માલની યુનાઇટેડ કીંગ્ડમથી હીંદુસ્તાનમા આયાત થાય તે ઉપર અંકુશ મુકવા માટેનું.

---

## જૉઇન્ટ–સ્ટૉક કંપનીઓ.

### ટેબલ, પહેલું.

માઇસોર સ્ટેટ અને બ્રિટિશ હિંદુસ્થાનમાં જોડાઇ ગયેલી કંપનીઓ જે જુન ૧૯૧૯ માં રજીસ્ટર થઇ હતી. તેની વીગત નીચે લખવામાં આવી છે:—

| જાત. | જુન ૧૯૧૮ સંખ્યા. | જુન ૧૯૧૮ થાપણ રૂ. ૧,૦૦૦ | જુન ૧૯૧૯. સંખ્યા. | જુન ૧૯૧૯. થાપણ. રૂ. ૧,૦૦૦ |
|---|---|---|---|---|
| બેંકીંગ લોન અને ઇન્સ્યુરન્સ | | | | |
| ૧. બેંકીંગ અને લોન. | ૩ | ૨૫૦ | ૫ | ૩,૪૦ |
| ટ્રેડીંગ:— | | | | |
| ૨. કોઓપરેટીવ એસોશીએશન. | ૧ | ૨૦ | ... | ... |
| ૩. પ્રીન્ટીંગ પબ્લીશીંગ અને સ્ટેશનરી. | ... | ... | ૧ | ૧૫૦ |
| ૪ બીજાઓ. | ૮ | ૧૯,૩૦ | ૧૨ | ૧,૦૧,૨૦ |
| મીલો અને પ્રેસો:— | | | | |
| ૫. કોટન જ્યુટ, સ્ક્રુઓ અને પ્રેસો | ૧ | ૫,૦૦ | ૧ | ૫૦૦ |
| ૬. રાઇસ મીલ. | ... | ... | ૨ | ૩,૫૦ |
| ૭. સૉ અને ટીમ્બર મીલ. | ૧ | ૧૦,૦૦ | ... | ... |
| ૮. બીજી મીલ અને પ્રેસો | ... | ... | ૨ | ૧૦,૦૦ |
| ચા અને બીજી વાવેતર ક્રુાં:— | | | | |
| ૯. ચા. | ૨ | ૨,૯૫ | ૨ | ૪,૫૦ |
| ૧૦. બીજાઓ | ૩ | ૭૦ | ૬ | ૧૧,૨૫ |
| ખાણો અને પથ્થરની ખાણો | | | | |
| ૧૧. કોલસો. | ... | ... | ૨ | ૧૬,૫૦ |
| ૧૨. બીજાઓ | ... | ... | ૩ | ૧,૪૫ |
| ૧૩. જમીન અને બાંધકામ | ... | ... | ૧ | ૫૦,૦૦ |
| ૧૪. જવનો દારૂ | ૧ | ૧,૦૦ | ... | ... |
| ૧૫. ઉપર લખ્યા ઉપરાંત બીજી કંપનીઓ. | ૧ | ૮,૨૫ | ... | ... |
| કુલે. | ૨૧ | ૪૯,૯૦ | ૩૭ | ૨,૦૮,૩૦ |

## ટેબલ બીજું.

માઈસોર અને બ્રીટીશ હિંદુસ્તાનમા એપ્રીલ થી જુન ૧૯૧૯ એ બે મહીનામાં ૧૯૧૮ ની ાગલા મહીનાને સરખાવતાં નીચે પ્રમાણે રજીસ્ટર્ડ થયેલી છે:—

| | એપ્રીલ થી જુન ૧૯૧૮ | | એપ્રીલ થી જુન ૧૯૧૯. | |
|---|---|---|---|---|
| કંપનીઓની જાત. | સંખ્યા. | થાપણ રૂ. ૧૦૦૦ | સંખ્યા. | થાપણ રૂ. ૧૦૦૦ |
| બેંકીંગ લોન અને ઇન્સ્યુરન્સ. | | | | |
| ૧. બેંકીંગ અને લોન. | ૬ | ૩,૪૦ | ૨૧ | ૨,૨૧૦ |
| ૨. ઇન્સ્યુરન્સ | ૧ | ૧૦,૦૦ | ૧ | ૨,૦૦,૦૦ |
| ટ્રેડીંગ:— | | | | |
| ૩. નેવીગેશન | ... | ...... | ૧ | ૧,૦૦૦ |
| ૪. શીપીંગ લેન્ડીંગ અને વેરહાઉસીંગ. | ... | ...... | ૧ | ૩,૦૦૦ |
| ૫. પ્રીન્ટીંગ, પબ્લીશીંગ અને સ્ટેશનરી | ૪ | ૩,૦૦ | ૩ | ૩૭૫ |
| ૬. બીજાઓ. | ૨૯ | ૯૨,૦૫ | ૪૪ | ૪,૨૫,૩૭ |
| મીલો અને પ્રેસો:— | | | | |
| ૭. કોટન મીલ | ૨ | ૪૫,૦૦ | ૧ | ૭૫૦ |
| ૮. જયુટ મીલ. | ... | ...... | ૧ | ૭,૫૦૦ |
| ૯. કોટન, જયુટ, સ્ક્રુસ, અને પ્રેસો. | ૧ | ૫,૦૦ | ૨ | ૧,૦૦૦ |
| ૧૦. રાઈસ મીલ. | ૧ | ૪૫,૦૦ | ૨ | ૩૫૦ |
| ૧૧. સો અને ટીંબર મીલ. | ૧ | ૧૦,૦૦ | ... | .. |
| ૧૨. બીજી મીલો અને પ્રેસો. | ૧ | ૧,૦૦ | ૩ | ૧,૫૦૦ |
| ચા અને બીજી વાવેતર કુાં:— | | | | |
| ૧૩. ચા. | ૬ | ૬,૯૦ | ૧૫ | ૪,૧૦૦ |
| ૧૪. બીજાઓ. | ૫ | ૧૯,૯૦ | ૬ | ૧,૧૨૫ |
| ખાણો અને પથરની ખાણો:— | | | | |
| ૧૫. કોલ. | ૧ | ૭,૦૦ | ૧૧ | ૪,૨૨૫ |
| ૧૬. બીજાઓ. | ૪ | ૫,૧૮ | ૬ | ૩૪૫ |
| ૧૭. જમીન અને બાંધકામ. | . | ...... | ૩ | ૮,૧૦૦ |
| ૧૮. જવનો દારૂ. | ૨ | ૧,૭૨ | ... | .. |
| ૧૯. ખાંડનું કારખાનુ. | ૧ | ૪,૦૦ | ... | ... |
| ૨૦. ઉપર જણાવ્યા ઉપરાંત બીજી કંપનીઓ. | ૧ | ૮,૨૫ | ૩ | ૩,૩૦ |
| કુલે. | ૬૭ | ૨,૬૬,૬૨ | ૧૨૪ | ૯૮,૪૯૭ |

મેટેલીક શીલીંગથી બીલ્ડીંગનો ઓરડો શોભે છે

## ટેબલ ત્રીજું.

માઈસોર સ્ટેટ અને બ્રિટિશ હિંદુસ્તાનમા જુન ૧૯૧૯માં થયેલી જોઈન્ટ સ્ટોક કંપનીઓ ના નામ ઠેકાણા વીગેરે હકીકત નીચે પ્રમાણે છે:—

| નં૦ નામ અને જાત. | ઠેકાણુ | હેતુ | થાપણ રૂ. |
|---|---|---|---|
| ૧. બેંકીંગ લોન અને ઈન્સ્યુરન્સ. | | | |
| ૧. અન્નુર વરઠગ સહાનીધી ... | સેક્રેટરી, કે. વી. સુબ્રહ્મની આયર, અન્નુર, કોઇમબટુર મદ્રાસ | બેંકીંગ અને ધીરધાર. | ૧,૦૦,૦૦૦ |
| ૨. કોમર્શીયલ બેંક ... | મેનેજીંગ ડાયરેકટર, કે. સરવન ભવ મુદ લીયર, કન્ડા ગોદન, સલે, થીરૂ મલાયાન, પાલયામ કોઇમબટુર, મદ્રાસ. | ,, ,, | ૧,૦૦,૦૦૦ |
| ૩. પરીયા નૈકાનપલયામ શ્રી રથક્રિષ્ન વિલાસા નીધી... | સેક્રેટરી, કે. મથુ નડુ પરૂયા નૈકાન-પલા યમ, કોઇમબટુર, મદ્રાસ. | ,, ,, | ૧,૦૦,૦૦૦ |
| ૪. મગુરા લોન કું... ... | ડાયરેકટર, એસ બી. સિંહ, મગુરા, બંગાલ | ધીરધારનો ધધો | ૨૦,૦૦૦ |
| ૫. ધાનબદ લોન અને ટ્રેડીંગ કંપની ... ... | સેક્રેટરી, કે. પી. સરકાર, ધનબાદ, બીહાર અને ઓરીસા | બેંકીંગ, ધીરધાર અને એકસચેન્જનો ધંધો. | ૨૦,૦૦૦ |
| | | બેંકીંગ, લોન અને ઈન્સ્યુરન્સ કુલ. | ૩,૪૦,૦૦૦ |
| ૨ ટ્રેડીંગ. | | | |
| (અ) પ્રીન્ટીંગ, પબ્લીશીંગ અને સ્ટેશનરી. | | | |
| ૬. યુનીવર્સલ પબ્લીશીંગ સીન્ડીકેટ ... ... | જનરલ ડાયરેકટર, કે. સીતારામયા ૫૫, ગોડ્ડવપન સ્ટ્રીટ, જ્યોર્જ ટાઉન, મદ્રાસ. | છાપવાનું કામકાજ વગેરે | ૧,૫૦,૦૦૦ |

| નં૦ નામ અને જાત. | ઠેકાણું. | હેતુ. | થાપણ રૂ. |
|---|---|---|---|
| (બ) બીજાઓ | | | |
| ૭. તાતા એનજીનીયરીંગ કું.... | સેક્રેટરી, એ. ટી, આર નાલ, નવસારી બીલ્ડીંગ, ફોર્ટ મુંબઈ | આરચીટેકટ અને ઇનજીનીયર્સ. | ૧૦,૦૦,૦૦૦ |
| ૮. બીટ સ્ટોર્સ ... ... | ૬૪,૩૨ સ્ટ્રીટ, રંગુન. | વહાણુ બનાવવાને લગતો દરેક સામાન વેચનાર. | ૧,૦૦,૦૦૦ |
| ૯. જી. ક્રોકેન મીની કું (૧૯૧૯) | ૧૦૫-૧૦૭ મોન્ટો ગોમરી સ્ટ્રીટ રંગુન. | મશીનરી, મોટરો વગેરેમાં કામકાજ કરનાર | ૨૦,૦૦,૦૦૦ |
| ૧૦. એલફ્રેડ પેઇન્ટસ ... | ૧૫, કલાઇવરો, કલકત્તા. | રંગ અને વારશની વગેરે બનાવનાર. | ૫,૦૦,૦૦૦ |
| ૧૧. આટલાસ કનસ્ટ્રકશન કું... | મેનેજીંગ, એજન્ટો, વેબરની કું ૩, મીશનરો, કલકત્તા. | એનજીનીયરસ અને કોન્ટ્રેકટર વગેરે. | ૬,૦૦,૦૦૦ |
| ૧૨. સી. ડી. બોઇસની કું ... | મેનેજીંગ ડાયરેકટર, ડા. ચાર્લસ હનકન બોઇસ. | કેમીસ્ટ અને ડ્રગીસ્ટ વગેરે. | ૧,૦૦,૦૦૦ |
| ૧૩. જે. સી ટોશ ... .. | ૨૪, સ્ટ્રેન્ડ રોડ, કલકત્તા | લોઢું, ત્રાંબુ, અને પીતળના વાસણ બનાવનાર અને સમારકા કરવાનો ધંધો કરનાર વગેરે | ૨,૦૦,૦૦૦ |
| ૧૪. લીસટર એન્ટી સેપટીકસ અને ડ્રેસીંગસ કું. ... | મેનેજીંગ એજન્ટો, મીટર એન્ડ સન્સ, ૧૨, ડેલહાઉસી સ્કેવર કલકત્તા. | રસાયણીક, એન્ટિસેપ્ટિક, અને શસ્ત્ર વિદ્યાને લગતા ચોપરો અને ઉપલી ચીજો બનાવનાર વગેરે | ૨૫,૦૦,૦૦ |
| (બ) બીજાઓ. | | | |
| ૧૫. બ્રિટીશ અમેરીકન મશીનરી કું ... ... ... | બંગાલ. | ખેતીવાડીને લગતા હથીયારો અને મશીનરી બનાવનાર વગેરે. | ૧૦,૦૦,૦૦૦ |

નવા પ્લાનોના બીલ્ડીંગમાં ટાઇલ્સ કોણ પુરી પાડે છે?

| નં० નામ અને જાત. | ઠેકાણું. | હેતુ. | થાપણ રૂ. |
|---|---|---|---|
| ૧૬. ઇન્ડીયન ઇન્ડસ્ટ્રીયલ અને એગ્રીકલચરલ એસોશીએશન. ... ... | મેનેજીંગ એજન્ટો, રોય મીમાએન્ડ કું., ૫, પોલોક સ્ટ્રીટ, કલકત્તા. | ઉદ્યોગીક, ખેતીવાડી, અને ડેરીને લગતા ધંધા કરનાર વગેરે. | ૧,૦૦,૦૦૦ |
| ૧૭. ઢક્કા આયુર્વેદીક ફાર્મસી. | ઢક્કા બંગાલ. | દવા વગેરેનો ધંધો કરનાર. | ૨૦,૦૦૦ |
| ૧૮. ભગત બ્રધર્સ. ... | હબેન્ટીક સ્ટ્રીટ, કલકત્તા. | સામાન્ય ધંધો. | ૨૦,૦૦,૦૦૦ |
| | | બીજાઓ કુલ. | ૧,૦૧,૨૦,૦૦૦ |
| | | ટ્રેડીંગ કુલ. | ૧,૦૨,૭૦,૦૦૦ |
| ૩. મીલો અને પ્રેસો. | | | |
| (ઇ) કોટન અને જયુટ સ્ક્રુસ અને પ્રેસો. | | | |
| ૧૯ ટીપેરા કોટન સીન્ડીકેટ. | મેનેજીંગ એજન્ટો, ઇસ્ટર્ન જાપાન ટ્રેડીંગ કું. ૧૩-૧ કલાઇવરો, કલકત્તા. | રૂની ગાંસડી બાંધવાનું અને તેલ કાઢવાનું કારખાનું વગેરે. | ૫,૦૦,૦૦૦ |
| (બ) ચોખાની મીલો. | | | |
| ૨૦. દરભંગા રાઇસ મીલો. | મેનેજીંગ એજન્ટો, એચ. વી. લો એન્ડ કું. ૧૨, ડેલહાઉસી સ્કવેર કલકત્તા. | ચોખાનો ધંધો અને મીલ વગેરેનું કામકાજ કરનાર. | ૨,૫૦,૦૦૦ |
| ૨૧. બંગાલ રાઇસ મીલ ... | મેનેજીંગ એજન્ટો, જે. સી. રોય એન્ડ કું., ૨૨૩, બોબઝાર સ્ટ્રીટ, કલકત્તા. | ,, ,, | ૧,૦૦,૦૦૦ |
| | | રાઇસ મીલો કુલ. | ૩,૫૦,૦૦૦ |
| (ક) બીજી મીલો અને પ્રેસો. | | | |
| ૨૨. ન્યુ ઇન્ડીયન પેટ્રોલીયમ કું. | મેનેજીંગ એજન્ટો, ઠક્કર ચુનીલાલ એન્ડ કું., મુંબઇ. | આયાત અને નિકાશ કરનાર અને તેલો બનાવનાર વગેરે. | ૬૦,૦૦,૦૦૦ |

| નં૦ નામ અને જાત. | ઠેકાણું. | હેતુ. | થાપણ રૂ. |
| --- | --- | --- | --- |
| ૨૩. ઈસ્ટર્ન ઓઇલ મીલસ કું. | મેનેજીંગ એજન્ટો, જે. સી. રોયની કું, ૨૨૩, ઓ બઝાર સ્ટ્રીટ, કલકત્તા. | વનસ્પતિ અને બીજાં તેલો વગેરેનો ધંધો કરનાર. | ૧૦,૦૦,૦૦૦ |
| | | બીજી મીલો અને પ્રેસો કુલ. | ૧૦,૦૦,૦૦૦ |
| | | મીલો અને પ્રેસો કુલ. | ૧૮,૫૦,૦૦૦ |
| ૪. ચા અને બીજી વાવેતર કંપનીઓ. (અ) ચા. | | | |
| ૨૪. ગોપાલનગર ટી કું. ... | મેનેજીંગ એજન્ટો, બંગાલ પરેન્ટરસ સીન્ડીકેટ, બંગાલ. | ચા ઉગાડનાર વગેરે. | ૨,૦૦,૦૦૦ |
| ૨૫. ટમસોંગ ટી કું ... ... | મેનેજીંગ એજન્ટો, ડેવેનપોર્ટ એન્ડ કું, ૮-૧, કાઉન્સીલ હાઉસ સ્ટ્રીટ, કલકત્તા. | ,, ,, | ૨,૫૦,૦૦૦ |
| | | ચા કુલ. | ૪,૫૦.૦૦૦ |
| (ખ) બીજાઓ. | | | |
| ૨૬. ફ્રેઝર પેટ કાઈબ્રે કું. ... | મેનેજીંગ એજન્ટો, હોમશવીલ્સન એન્ડ કું., ૧૫, કેનીંગ સ્ટ્રીટ, કલકત્તા | રોપાઓના રેસા ઉગાડનાર વગેરે. | ૪,૦૦,૦૦૦ |
| ૨૭. પાયોનીઅર કેમફર એસ્ટેટ. | મેનેજીંગ એજન્ટો, ચેટરજી ગંગુલી એન્ડ કું., ૨૬, સ્ટેન્ડ રોડ, કલત્તા. | કપુરના છોડ રોપનાર અને કપુર બનાવનાર વગેરે. | ૧,૦૦,૦૦૦ |
| ૨૮. છોટાનાગપુર લેડ કું ... | મેનેજીંગ એજન્ટ, જે. સી. બેનરજી, ૨૦. સ્ટેન્ડ રોડ, કલકત્તા. | લાખ અને લાખ ની પતરીઓ બનાવનાર વગેરે. | ૫૦,૦૦૦ |
| ૨૯. ઈસ્ટર્ન રબર કું. ... | બરમાં. | રબર ઉગાડનાર વગેરે. | ૨,૭૫,૦૦૦ |
| ૩૦. ઈસ્ટર્ન એજન્સી .. ... | ,, | ,, ,, | ૧,૦૦,૦૦૦ |

મેટેલીક શીલીંગથી બીલ્ડીંગનો ઓરડો શોભે છે.

| નં૰ નામ અને જાત. | ઠેકાણું. | હેતુ. | થાપણ રૂ. |
|---|---|---|---|
| ૩૧. ઇસ્ટર્ન નેશનલ સુગર કું. | મેનેજીંગ એજન્ટો, સી. થોમસની કું, ૨, રોયલ પ્લેસ, કલકત્તા. | શેરડી ઉગાડનાર વગેરે | ૨,૦૦,૦૦૦ |
| | | બીજાઓ કુલ, | ૧૧,૨૫,૦૦૦ |
| | | ચા અને બીજી વાવેતર કુ પનીઓ કુલ. | ૧૫,૭૫,૦૦૦ |
| ૫. ખાણ અને પથ્થરની ખાણો (અ) કોલ. | | | |
| ૩૨ પીટાચર એન્ડ કું.... .. | ૧, હેર સ્ટ્રીટ, કલકત્તા | ખાણો અને કોલસાની ખાણોના માલીકો. | ૧૫,૦૦,૦૦૦ |
| ૩૩. ખ્રીસ્તી વાઇટ એન્ડ કું ... | મેનેજીંગ ડાયરેકટર, એ. ખીસ્તી, ૧. એ વેનીસ્ટાર્ટ રોડ, કલકત્તા. | " " | ૧,૫૦,૦૦૦ |
| | | કોલ કુલ | ૧,૦૦,૦૦૦ |
| (બ) બીજાઓ. | | | |
| ૩૪. ઇન્ડીયન માઇન્સ .. . | રલીયોન્મ રેન્જ, કલકત્તા. | કોલસા અને ઘાસલેટની ખાણો વગેરે. | ૨૫,૦૦૦ |
| ૩૫ ઇન્ડીયન મીનરલસ ... | મેનેજીંગ એજન્ટો, શોરીજ એન્ડ કું, ૨૩, સ્ટેન્ડ રોડ, કલકત્તા. | ખાણ અને પથ્થરની ખાણો વગેરે: | ૧,૦૦,૦૦૦ |
| ૩૬. ગુજરાત માઇનીંગ સીન્ડીકેટ ... .. | જે. વી દેશાઇ, અમદાવાદ | ખાણો. | ૨૦,૦૦૦ |
| | | બીજાઓ કુલ. | ૧,૪૫,૦૦૦ |
| | | ખાણો અને પથ્થરની ખાણો કુલ. | ૧૭,૯૫,૦૦૦ |
| ૬. જમીન અને બાંધકામ. | | | |
| ૩૭ પીટીટ લન્ડ અને બીલ્ડીંગ | એજન્ટો, મેસર્સ જહાંગીર બી. પીટીટ એન્ડ કું. | જમીન ખરીદનાર અને બીલ્ડીંગ બાંધવાનું કામકાજ કરનાર. | ૫૦,૦૮.૦૦૦ |
| | | ગ્રાન્ડ ટોટલ. | ૨,૦૮,૩૦,૦૦૦ |

# નવાં પેટંટો.

કલકત્તાની પેટંટ ઑફીસમાં નવી શોધો માટે પેટંટો મેળવવા માટે નીચે મુજબ વધુ અરજીઓ કરવામાં આવી હતી.

| પેટંટ નંબર. | અરજી કરનારનાં નામ. | શા માટે. |
|---|---|---|
| ૪૬૧૯ | જી. એન. બેરૂઆહ. | કેફીન તથા ટેનીન નામના પદાર્થો મેળવવાની રીતમાં સુધારો. |
| ૪૬૨૪ | એસ. ટી. ડટન. | રેલ્વેની એકવડી લાઇન હોય ત્યાંનો વહેવાર વધારે સારો ચાલે એવી રીતની શોધ. |
| ૪૬૨૫ | ટી. સીંધ. | ચીત્ર કામ માટેના ચાક અથવા પથર બનાવવા તથા ગાભણુ અથવા હરસોકના રમકડાં બનાવવા. |
| ૪૬૪૨ | કે. એ. એફ. હીઓર્થ. | ખાવાની ચીજો બગડી જતી અટકાવવાની નવી રીત. |
| ૪૬૪૩ | એચ. નીશીમુરા. | લાંબુ ટુંકું થઇ શકે એવું બનાવટી શણુ બનાવવાની રીત. |
| ૪૬૪૪ | બેંગાલ કેમીકલ એંડ ફાર્માશ્યુટીકલ વર્કસ. | ગેસબર્નરમાં હવા રહે એવો જે ભાગ છે તેમાં સુધારો. |
| ૪૬૪૫ | ડી. ડબલ્યુ. ગ્રીફીન. | હળ. |
| ૪૬૪૬ | બી. ભીમરાવ. | મીઠું મેળવવા માટેના કયારાની ગોઠવણમાં સુધારા. |
| ૪૬૫૯ | ઇ. એડરસન. | સંચાકામને લગતાં ઓજારોમાં સુધારો. |
| ૪૬૭૯ | એ. જે. મેરેટ. | ચામડાં કેળવવાની તથા બગડે નહીં એમ રાખી મુકવાની રીતમાં સુધારો |
| ૪૬૮૦ | પી. એન. સહા. | વહાડકાપ વેળા બાંધવા માટેના મીણવાળા પાટા. |
| ૪૬૮૧ | એસ. એલ. પાન્ક એંડ કું. | સુધારેલુ તાળુ. |
| ૪૬૮૩ | એસ. એમ. યુ. હસન. | આફીસમાં વાપરવાનું મીણ. |
| ૪૬૮૪ | પી. ફેઅર. | લીથીફોન અને અન્કાલી હાઇડ્રોકસાઇડ બનાવવાની સુધારેલી રીત. |
| ૪૬૮૫ | ડી. જે. થોમસ. | લીવર વોટર લીફ્ટ. |
| ૪૬૮૬ | જે. એમ. મારૂમ. | ઉડી જાય એવાં તેલને હવાઇ રૂપ આપવા માટે સૂધારેલી રીતનો સંચો. |
| ૪૬૮૭ | આર. એલ. દત્ત. | આલ્કલી ક્રોમેટ ઓફ આયર્ન બનાવવાની રીત. |

આ બાબતનો સઘળો પત્રવ્યવહાર "કન્ટ્રોલર ઑફ પેટન્ટસ એન્ડ ડીઝાઇન્સ, ૧ કાઉન્સિલ હાઉસ, કલકત્તા" એ પ્રમાણે કરવો. દરેક અરજી કરનાર ઉમેદવારે પેટન્ટ ઑફીસ હેન્ડબુક (કે જેમાં ઇન્ડીયન પેટન્ટસ એન્ડ ડીઝાઇન ઍક્ટ, ૧૯૧૧, ઇન્ડીયન પેટન્ટસ એન્ડ ડીઝાઇન્સ રૂલ્સ, ૧૯૧૨, ઇન્ડીયન પેટન્ટસ એન્ડ ડીઝાઇન્સ, ૧૯૧૫ આપેલાં છે) વાંચીને પછી અરજી કરવી. અરજીને માટેના પ્રીન્ટેડ સ્પેસીફીકેશન્સ તેમજ પેટન્ટ ઑફીસનાં બીજાં પુસ્તકો નીચેને ઠેકાણે વિના મૂલ્યે જોવા દેવામાં આવશે:—

| ગામ. | ઠેકાણું. |
|---|---|
| મુંબાઈ... ... ... ... ... | રેકૉર્ડ ઑફીસ. |
| | વિકટોરીયા જ્યુબિલિ ટેકનીકલ ઇન્સ્ટીટયુટ, ભાયખલા. |
| | બોમ્બે ટેકસટાઇલ એન્ડ એન્જીનીયરીંગ એસોસીએશન, નં. ૧, એ, સસેક્સ રોડ, પરેલ. |
| અમદાવાદ ... ... ... ... | આર. સી. ટેકનીકલ ઇન્સ્ટીટયુટ. |
| અલ્હાબાદ ... ... ... ... | પબ્લીક લાયબ્રેરી. |
| બેંગલોર ... ... ... ... | ઇન્ડીયન ઇન્સ્ટીટયુટ ઑફ સાયન્સ. |
| કલકત્તા... ... ... ... ... | પેટન્ટ ઑફીસ, નં. ૧, કાંઉસિલ હાઉસ સ્ટ્રીટ. |
| | સીવીલ એંજીનીયરીંગ કૉલેજ, સીબપૂર. |
| કાનપૂર... ... ... ... ... | ઑફીસ ઑફ ધી ડીરેકટર ઑફ ઇન્ડસ્ટ્રીઝ યુનાઇટેડ પ્રોવિન્સીસ. |
| ઢાકા ... ... ... ... ... | ઑફીસ ઑફ ધી ડીસ્ટ્રીકટ બૉર્ડ. |
| દીલ્હી ... ... ... ... ... | ઑફીસ ઑફ ધી ડેપ્યુટી કમીશનર. |
| હૈદ્રાબાદ ... ... ... ... | ના. નિઝામના રેવન્યુ ડીપાર્ટમેન્ટ. |
| કરાંચી ... ... ... ... ... | ઑફીસ ઑફ ધી સીટી ડેપ્યુટી કલેકટર. |
| લાહોર ... ... ... ... ... | પંજાબ પબ્લીક લાયબ્રેરી. |
| લન્ડન ... ... ... ... ... | પેટન્ટ ઑફીસ, નં. ૨૫, સાઉધેમ્પટન બીલ્ડીંગ્ઝ, ડબલ્યુ. સી. |
| મદ્રાસ ... ... ... ... ... | રેકૉર્ડ ઑફીસ એગમોર, કૉલેજ ઑફ એંજીનીયરીંગ. |
| માઇસોર ... ... ... ... | ઑફીસ ઑફ ધી સેક્રેટરી ટુ ગવર્નમેન્ટ, જનરલ એન્ડ રેવન્યુ ડીપાર્ટમેન્ટ. |
| નાગપૂર... ... ... ... ... | વિકટોરીયા ટેકનીકલ ઇન્સ્ટીટયુટ. |
| પુના ... ... ... ... ... | કૉલેજ ઑફ એંજીનીયરીંગ. |
| રંગૂન ... ... ... ... ... | ઑફીસ ઑફ ધી રેવન્યુ સેક્રેટરી, ગવર્નમેન્ટ ઑફ બરમા. |
| રૂરકી ... ... ... ... ... | થૉમસન કૉલેજ. |
| શોલાપૂર ... ... ... ... | ઑફીસ ઑફ ધી કલેકટર. |

ધી બોમ્બે ટાઇમ્સ પ્રેસ, ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઈ.

## IMPORTS OF SUGAR.

## ખાંડની આયાત.

બ્રિટીશ હિંદુસ્તાનના જુદા જુદા પ્રાંતોમાં ૧૯૧૯ ના જુન મહિનામાં શેરડીની ખાંડની નીચે પ્રમાણે આયાત થઇ હતી:—

| | બીટની ખાંડ. | | શેરડીના પાક | |
|---|---|---|---|---|
| | ૧૯૧૮ હંડ્રવેટ. | ૧૯૧૯ હંડ્રવેટ. | ૧૯૧૮ હંડ્રવેટ. | ૧૯૧૯ હંડ્રવેટ. |
| બંગાળા | ... | ... | ૨,૯૯,૫૭૭ | ૪,૨૫,૩૯૫ |
| મુંબઇ | ... | ... | ૨,૦૩,૪૨૨ | ૫૮,૭૯૯ |
| સિંધ | ... | ... | ૧,૨૫,૩૪૨ | ૧ |
| મદ્રાસ | ... | ... | ૧,૧૦,૧૪૯ | ૧૮,૦૯૮ |
| બર્મા | ... | ૨ | ૭૧,૧૯૨ | ૧૨,૫૧૬ |
| કુલ. | ... | ૨ | ૮,૦૯,૬૮૨ | ૫,૧૪,૭૮૯ |

---

## IMPORT OF COTTON YARN.

## સુતરની આયાત.

ઇ. સ. ૧૯૧૯ ના જુન મહિનામાં બ્રિટીશ હિંદુસ્તાનમાં પરદેશથી નંબર ૩૧ વધા ... ઉંચા નંબરનું સુતર નીચે પ્રમાણે આયાત થયું હતું:—

| . અને નંબર. | બંગાળા. | મુંબઇ. | સિંધ. | મદ્રાસ. | બર્મા. | ટોટલ. |
|---|---|---|---|---|---|---|
| મ્યુલ ઍન્ડ વૉટર | પાઉન્ડઝ. | પાઉન્ડઝ. | પાઉન્ડઝ | પાઉન્ડઝ. | પાઉન્ડઝ. | પાઉન્ડઝ |
| નં. ૩૧ થી ૪૦ | ૧,૧૪,૨૦૦ | ૨૨,૬૨૧ | ......... | ......... | ........ | ૧,૩૬,૮૨૧ |
| નં. ૪૧ થી ૫૦ | ૧૧,૪૫૦ | ૯,૯૯૩ | ....... | ......... | ........ | ૨૧,૪૪૩ |
| નં. ૫૦ થી ઉપર | ૨૪,૬૨૦ | ૬,૩૯૪ | ........ | ૩૪,૧૫૫ | ......... | ૬૫,૧૬૯ |
| ઑરેન્જ, રેડ અને બીજા રંગોવાળું નં. ૩૧ થી ૪૦ | ૭૫,૦૨૫ | ૬,૮૦૦ | ........ | ૨૬,૮૦૦ | ......... | ૧,૦૮,૬૨૫ |
| નં. ૪૧ થી ૫૦ | ૪,૪૧૨ | ......... | ૨,૫૦૦ | ......... | ...... | ૬,૯૧૨ |
| નં. ૫૦ થી ઉપર | ...... | ........ | ........ | ૯૦,૮૦૦ | ......... | ૯૦,૮૦૦ |
| ટોટલ | ૨,૨૯,૭૦૭ | ૪૫,૮૦૮ | ૨,૫૦૦ | ૧,૫૧,૭૫૫ | ....... | ૪,૨૯,૭૬૦ |

---

# સુતર અને સુતરાઉ કાપડના આંકડાઓ.

ઇ. સ. ૧૯૧૯ ના મે માસમાં હિંદુસ્તાનની મીલોમાં નીચે પ્રમાણે સુતર તથા સુતરાઉ કાપડ બનાવવામાં આવ્યાં હતાં—:

સુતર ( રતલ )

| બ્રિટીશ ઇન્ડીયા | ૧૯૧૮ | ૧૯૧૯ |
|---|---|---|
| મુંબઇ | ૩,૯૦,૭૬,૫૫૯ | ૪,૧૨,૨૬,૪૫૩ |
| મદ્રાસ | ૩૯,૦૩,૧૬૬ | ૩૯ ૫૦,૦૮૮ |
| બંગાળા | ૨૪,૮૮,૧૭૦ | ૨૮,૨૨,૩૧૮ |
| યુનાઇટેડ પ્રોવીન્સીઝ | ૨૬,૩૯,૪૯૭ | ૩૨,૯૭,૧૭૫ |
| અજમેર મેવાડ | ૧,૪૬,૮૦૮ | ૨,૦૦,૬૮૪ |
| પંજાબ | ૪,૦૨ ૯૪૮ | ૩,૦૪,૯૮૫ |
| દીલ્હી | ૨,૨૦,૫૬૪ | ૨,૫૩,૭૪૯ |
| મધ્ય પ્રાંતો તથા બિરાર | ૨૯,૫૭,૪૪૨ | ૩૧,૩૨,૩૪૮ |
| બ્રિટીશ ઇંડીયામા કુલ | ૫,૧૮,૩૫,૧૧૪ | ૫,૫૧,૮૭,૮૦૦ |
| દેશી રાજ્યો | ૨૯,૧૮,૩૯૦ | ૨૭,૧૮,૩૪૬ |
| એકંદર કુલ | ૫,૪૭,૫૩,૫૦૪ | ૫,૭૯,૦૬,૧૪૬ |

કાપડ

| બ્રિટીશ ઇન્ડીયા | | ૧૯૧૮ | ૧૯૧૯ |
|---|---|---|---|
| મુંબઇ | રતલ | ૨,૧૮,૦૫,૩૧૨ | ૩,૧૨,૮૮,૨૭૯ |
| | વાર | ૯,૬૬,૮૨,૮૧૯ | ૧૪,૨૦,૨૫,૪૧૮ |
| મદ્રાસ | રતલ | ૧૫,૫૫,૮૭૯ | ૧૨,૨૧,૦૪૧ |
| | વાર | ૪૧,૪૨,૮૫૮ | ૪૫,૦૦,૯૫૩ |
| બંગાળ | રતલ | ૫,૫૩,૦૫૮ | ૫,૪૯,૬૯૨ |
| | વાર | ૨૮,૨૮,૬૯૯ | ૨૬,૯૦,૩૮૦ |
| યુનાઇટેડ પ્રોવીન્સીઝ | રતલ | ૭,૮૩,૩૨૬ | ૮,૭૨,૪૫૩ |
| | વાર | ૧૮,૬૧,૪૨૫ | ૩૦,૦૧,૩૪૨ |
| અજમેર મેવાડ | રતલ | ૧,૪૨,૯૭૯ | ૧,૪૯,૮૫૫ |
| | વાર | ૫,૩૬,૭૪૭ | ૫,૪૬,૩૩૧ |
| પંજાબ | રતલ | ૫૬,૪૭૯ | ૩૭,૮૭૧ |
| | વાર | ૧,૭૩,૮૦૭ | ૧,૮૩,૧૯૦ |
| દીલ્હી | રતલ | ૫૮,૧૩૯ | ૭૮,૬૧૯ |
| | વાર | ૭૮,૦૮૬ | ૧,૯૪,૫૫૩ |
| મધ્ય પ્રાંતો અને બિરાર | રતલ | ૧૦,૯૭,૦૪૩ | ૧૪,૧૯,૫૦૫ |
| | વાર | ૪૫,૨૮,૦૫૮ | ૫૯,૩૧,૭૫૭ |
| બ્રિટીશ હિંદુસ્તાનમાં કુલ | રતલ | ૨,૬૦,૩૨,૨૧૫ | ૩,૫૬,૧૭,૩૧૫ |
| | વાર | ૧૧,૦૮,૩૭,૪૯૯ | ૧૫,૯૦,૭૩,૯૨૪ |
| દેશી રાજ્યો | રતલ | ૨૦,૩૮,૦૩૫ | ૧૬,૬૧,૩૦૧ |
| | વાર | ૭૭,૪૭,૦૨૬ | ૬૫,૪૭,૮૮૮ |
| એકંદર ટોટલ) | રતલ | ૨,૮૦,૭૦,૨૫૦ | ૩,૭૨,૭૮,૬૧૬ |
| | વાર | ૧૧,૮૫,૭૯,૫૨૫ | ૧૬,૫૬,૨૧,૮૧૨ |

# વેપારી પુછપરછ.

—:※:—

આ મથાળા નીચે અમે જુદા જુદા દેશના કોન્સલો તરફથી તથા બીજા મુલકો તરફથી આવેલી બાતમીઓ આપીશું. અત્રેના કોઇપણ વેપારીને આ દેશ અથવા પરદેશના વેપારી સાથે કોઇપણ જાતના વેપાર બાબત સંબંધ બાંધવા ઇચ્છા હશે તે પણ આ કોલમમાં દાખલ કરીશું.

| ખબર મોકલનારનું નામ. | | વેપાર કરવા ઇચ્છતી કંપનીનુ નામ. | કઇ બાબતનો વેપાર કરવા માગે છે તે |
|---|---|---|---|
| ધી ઇન્ડીયન ટ્રેડ જર્નલ | | | |
| આઇ. | ૮૭ | મુંબઇની એક પેઢી. | બળદનાં શીંગડાં પુરાં પાડનાર સાથે કામ પાડવા ઇચ્છે છે |
| ,, | ૯૦ | એક હીંદી ગ્રહુસ્થ. | બનાવટી લાકડાં જેવા લાગે એવા કાગળો ફરનીચર માટે પુરા પાડે અને આલમાઇરા માટે કામ લાગે એવા પાટીયાં પુરાં પાડે એવા વેપારીઓની સાથે સંબંધ બાંધવા ઇચ્છે છે |
| ,, | ૯૧ | કરાચીની એક પેઢી. | માલ બનાવનાર તરફથી જુદા જુદા મુલકોમા ફરતા રહીને માલ વેચવાનું કામ કરે છે અને સીંધ પંજાબ તથા બલુચીસ્તાનમાં પોતાનો માલ ખપાવવા માંગતી હોય એવી પેઢીઓ સાથે સંબંધ બાંધવા માગે છે. |
| ,, | ૯૨ | સંયુક્ત પ્રાંતોમાં [illegible] દુન ખાતેની એક પેઢી. | દેહરાદુન ખાતેના ચોખા ખરીદનારા સાથે કામ પાડવા માંગે છે. |
| ,, | ૯૩ | સ્વીટઝરલેંડમાં [illegible] ખાતેની એક પેઢી. | મશાલા, કરીયાણા, કોફી, સુકો મેવો, અનાજ, ચોખા તથા તેલના વેપાર માટે કમીશન એજંટ નેમવાની ઇચ્છા હોય એવા હીંદી વેપારીઓ સાથે સંબંધમાં આવવા માંગે છે. |
| ,, | ૯૫ | મુંબઇની એક પેઢી. | કપાશીયા, દીવેલી, ચણા, ખોળ તથા વનસ્પતીમાંથી બનાવેલા તેલ પુરા પાડનાર સાથે સંબંધ બાંધવા માગે છે |

મેટેલીક શીલીંગથી બીલ્ડીંગનો ઓરડો શોભે છે.

| ખબર મોકલનારનું નામ. | વેપાર કરવા ઇચ્છતી કંપ-નીનું નામ. | કઇ બાબતનો વેપાર કરવા માગે છે તે. |
|---|---|---|
| ધી ઇંડયન ટ્રેડ જર્નલ. | | |
| ,, ૯૬ | દક્ષીણ આફ્રીકામા કેપટાઉન ખાતે. | રેશમી માલ, હાથીદાંતની ચીજો વગેરે બનાવનાર તરફથી દક્ષીણ આફ્રીકા ખાતેના આડત્યા થવા માંગે છે. |
| અમેરીકન કૅાન્સલ મારફતે. | ધી ડીવીલ્બીસ મેન્યુફેક્ચરીંગ કંપની. | રંગવાના તથા ચીત્રના કામ માટે વપરાતી ચીજો વેચવા માટે હીંદી વેપારીઓ સાથે ગોઠવણ કરવા માંગે છે. |
| ,, | ધી ગીલ્બર્ટ નીટીંગ કંપની. | હોઝીયરીનો માલ બનાવે છે અને હીંદમાં વેચવા માંગે છે. |
| ,, | ડી. એસ. સ્ટર્ન કું. | મરચાં, વટાણા, બીયાં વગેરે નીકાશ કરનાર હીંદી વેપારીઓ સાથે સંબંધ બાંધવા ઇચ્છે છે. |
| ,, | ધી મેડીટેરેનીયન એંડ જનરલ ટ્રેડર્સ. | ઘેટાંના વાળ હીંદથી નીકાશ કરનાર સાથે કામ પાડવા ઇચ્છે છે. જેમને એવું કામ હોય તેમણે માલના નમુના મોકલવા અને બારોબાર પત્રવ્યવહાર કરવો. એ વાળની લંબાઇ પાંચ ઇંચથી ઓછી હોવી ન જોઇએ. |
| ,, | ધી વેસ્ટીંગ હાઉસ લેંપ કું. | બજારમાં પોતાની બનાવટના દીવા વેચાય એમ ઇચ્છે છે. ભાવ વગેરેની વીગત અમેરીકન કૅાનસલ પાસેથી મળશે. |
| ,, | બેથલેહેમ મોટર કોરપોરેશન. | મોટર ગાડાંના વેપારીઓ સાથે સંબંધ બાંધવા ઇચ્છે છે. |
| ,, | જે. એ. વેનબ્રંટ એંડ કું. | સ્ટીલ, રસાયણી પદાર્થો તથા ચામડાં કેળવવાના અને રંગવાના ધંધાઓ માટે જોઇતી ચીજો પુરી પાડવા તૈયાર હોય અને એ ધંધામાં બનતી ચીજો વેચી શકે એવા વેપારીઓ સાથે કેટલીક ગોઠવણ કરવા માંગે છે. |

ધી બોમ્બે ટાઇલ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

| ખબર મોકલનારનું નામ. | વેપાર કરવા ઇચ્છતી કંપનીનું નામ. | કઇ બાબતનો વેપાર કરવા માંગે છે તે. |
| --- | --- | --- |
| ધી ઇન્ડીયન ટ્રેડ જનલ<br>અમેરીકન કોન્સલ મારફતે. | સાહલીન વૌલ એન્ડ કું. | ઘેટાંના વાળ અને કાચાં ચામડાં નીકાશ કરનાર તથા સર્વ પ્રકારનાં ચામડાં અને રેશમી માલ, હોઝીયરી વગેરે કાપડનો વપાર હોય એવી પેઢીઓ સાથે પત્રવ્યવહાર કરવા ઇચ્છે છે. |

નોટ. "ધી ઇન્ડીયન ટ્રેડ જર્નલ"ના નંબરની બાતમીઓના સંબંધમાં તે બાતમી માગનારે વેપારી યા પેઢીએ બેંક રેફરન્સ અથવા સારી ઓળખાણનું પત્ર મોકલવું પડશે તે સિવાય તેવી બાતમીઓનો જવાબ આપવામાં આવશે નહિ. ઉપરની બાતમીઓમાં જે ઠેકાણે 'ઇન્ડીયન ટ્રેડ જર્નલ' લખેલું છે તેના સંબંધમાં સીધું ડાયરેક્ટર જનરલ ઑફ કૉમર્શિયલ ઇન્ટેલીજન્સ, કલકત્તાને પુછાવી લેવું. (આ ચેમ્બરનું નામ તે કાગળમાં લખવું).

---

૨૩ બી.

## નિરાશ થવાની જરૂર નથી

પરંતુ જો અન્ય વીશીઓમા, ભોજન ગૃહોમા કે ભપકાદાર લૉજોમા, અને ખુદ પોતાને ઘેર પણ, અહીંના જેવી સ્વાદિષ્ટ યાને ટેસ્ટફુલ રસોઇ જમવાની આશા રાખશો તો જરૂર નિરાશ થવું પડશે. એક વખત પધારો અને ખાત્રી કરો.




ઠે મુમ્બાદેવી પોસ્ટની પાછળ મુંબઈ નં. ૨

(૩૦)

---

## ધી એલેમ્બીક કેમીકલ વર્કસ કું. લી.

### મુંબઇ અને વડોદરા.

આયુર્વેદના ભાવ પ્રકાશ નામના ગ્રંથના આધારે તૈયાર કરેલી દવાઓ —

**વેજીટેબલ ટોનીક સીરપ**—(દેશી ઔષધિઓમાથી શાસ્ત્રીય રીતી અનુસાર બનાવેલી શક્તિની દવા આ દવા જઠરાગ્નિ સુધારી પાચનશક્તિ વધારે છે અને શરીરને અખુટ કૌવત આપે છે (એ ખાસ ધ્યાનમાં) રાખવુ કે વેજીટેબલ ટોનીક સીરપથી શરીરમા આવતી શક્તિ ઉત્તેજક અને ઉન્માદક દવાઓથી ટુંક સમય માટે જણાતી કૃત્રીમ શક્તિ જેવી નથી પણ કાયમની કુદરતી શક્તિ છે)

(૨) લીવરને પોતાનુ કામ બજાવવાને નિયમીત બનાવી શરીરને નિરોગી બનાવે છે

(૩) અજીર્ણની વ્યાધીનો નાશ કરે છે, અને અન્ન માર્ગને તા ાત આપે છે

**નોટ**—ગર્ભવતી તેમજ સુવાવડી સ્ત્રીઓને પણ આ દવા આપી શકાય છે તેથી સુવારોગ લાગુ થઇ શકતો નથી, અગર લાગુ થયો હોય તો મટી જાય છે કિંમત દર બાટલીના રૂા ૧—૨—૦

**ગ્લીસેરો ફોસ્ફેટ કમ્પાઉન્ડ સીરપ**—(જ્ઞાનતન્તુને શક્તિ આપનારી અમુલ્ય દવા) માણસના જ્ઞાનતન્તુઓમા અને મગજમા મુખ્ય પદાર્થ તરીકે ગ્લીસેરો ફોસ્ફેટના તત્વો રહેલા હોય છે, અને જ્યારે તેનુ પ્રમાણ ઘટી જાય છે, ત્યારે સાધારણ આરોગ્યતા અને શક્તિ જતી રહે છે અને અશક્તિને લઈ જુદા જુદા સંબંધ દરદો ઉત્પન થાય છે તેથી શરીરને કુદરતી રીતે માફક આવે તેવા તત્વોમાથી બનાવેલી આ નિર્દોષ દવાનો ઉપયોગ કરવાથી પડેલી ખોટ પુરી પડે છે. ને શક્તિ આપનારા તત્વોની વૃદ્ધિ થાય છે જેઓને મગજનો કે અગ્નિનો ઘસારો વિશેષ જણાતો હોય તેમણે અચુક આ દવા વાપરવી કીમત દર બાટલીના રૂા ૧—૯—૦ (મોટી સાઇઝ.)

" ૦-૧૪—૦ (નાની સાઇઝ)

બીજી બનાવટો માટે કેટલોગ મંગાવો.

મળવાનું ઠેકાણું—**ધી એલેમ્બીક કેમીકલ વર્કસ કું. લી.**

પ્રીન્સેસ સ્ટ્રીટ—મુંબઇ.

(૩૯)

(૪૮)




# સાનમેટો.

# SANMETTO.

આ દવા પુરૂષ તથા સ્ત્રીની જનનેંદ્રિયની જીવનશકિત વધારનાર એક ઉત્તમ દવા તરીકે આખી દુનીઆના પ્રખ્યાત દાકતરો અને વૈદ્યો મુત્રવ્યાધિના અસાધ્ય રોગોને માટે ઘણા વખતથી વાપરે છે. સાનમેટો યકૃત તથા જનનેંદ્રિય અને મુત્રાશયના રોગો માટે ઘણુંજ ઉપયોગી છે; તે લેવાથી પિશાબ સ્વચ્છ અને સાફ આવે છે. મુત્રાશયના મોં આગળના ભાગ ઉપર 'પ્રોસ્ટેટ ગ્લેન્ડ' નામની એક નાની ગાંઠ હોય છે, તે ઘણું કરીને વૃદ્ધાવસ્થામાં મોટી થઇ જાય છે અને તે કારણથી પિશાબ સાફ આવવામાં ઘણી અડચણ આવે છે તથા રાત્ર દિવસ ઘડી ઘડી પિસાબ કરવાનીશંકા થાય છે; આવી સ્થિતિમા સાનમેટોના જેવી બીજી એક પણ દવા નથી. સાનમેટો સ્ત્રીઓના ગર્ભાવસ્થાના કાળ વખતે થતા રોગો જેની અંદર પિસાબ ઘણીજ ગરમ, બળત્રા થતી અને ઘણી વખત થાય છે એવા મુત્રાશયને લગતા વ્યાધિમાં બહુ ફળદાયક છે. વળી નાનાં બચ્ચાંઓ ઉંઘમાં બિછાનામાં પિસાબ કરી નાંખે છે તે રોગમાં ઘણુ ઉપયોગી છે, તથા સ્ત્રી પુરૂષને પિસાબમાં થતી હરેક પ્રકારની અડચણ તથા બળતરા દુર કરે છે. આ ઉત્તમ દવા પ્રમેહ અને વિપ્રમેહના રોગ માટે ઘણા વખતથી વપરાય છે. સાનમેટો પુરૂષ તથા સ્ત્રીની જનનેંદ્રિયની શિથિલતા તથા દુર્બળતાને લગતા દરેક વિકારને માટે વિશેષ ફળદાયી છે તથા અશકત અને વિર્યહિન થયેલી ઇંદ્રિને તાકાદ આપી સ્ત્રી પુરૂષને નવી જુવાની બક્ષે છે.

## સાનમેટો રોગને અટકાવનારી દવા તરીકે.

ઘણાખરા લોકો જનનેંદ્રિયને રોગમાંથી બચાવવાને અને સારી તંદુરસ્તીમાં રાખવાને ઘણુંજ થોડું લક્ષ આપે છે. કોઇ પણ માણસ પરસેવા અથવા તો આંતરડાની હીલચાલ વગર થોડા વખત લગણ જીવી શકે છે પણ જો જનનેંદ્રિય ૨૪ થી ૪૮ કલાક કામ કરતી બંધ પડે તો ઘણુંજ દુઃખ અને ઇજા થઇ આવે છે કારણ કે ઘણીજ ઝેરી કચરો જે મુત્ર વાટે નીકળી જવા જોઇએ તે રહી જાય છે; અને તેથી જનનેંદ્રિયના સઘળા અગત્યના કામ કરતાં કળજીઆતથી છુટા થવાને અને આંતરડાંની ઇજા વગર હીલચાલ માટે ઘણું વિચારવામાં આવે છે. જો હમેશ મુત્ર ઘણું વધારે અથવા થોડું નીકળે અથવા ઘણો વખત અથવા જોઇએ તે કરતાં ઓછી વખત નીકળે; જો મુત્રમાં કાઇ કચરો હોય અથવા ભુરાસ પડતું અને પારદર્શક નહિ હોય અથવા લોહીવાળું હોય, જો મુત્રથી વણખ મારતી હોય કે ઇજા થતી હોય અથવા ટીપાં પડતાં હોય; જો મુત્રાશયની કોથલી આગળનો ભાગ પુરો ભરેલો છે એમ લાગતું હોય, અને તે કાઢવાને પુરી શક્તિ નહિં હોય; જો કોઇને રાત્રે મુત્રને માટે વારંવાર ઉઠવું પડતુ હોય; જો જનનેંદ્રિય ઉઘાડી રહેવાથી ઠંડી લાગી હોય તેથી ઇજા થતી હોય તો આ દરેક માટે એક અથવા બે ચમચા દહાડામાં જમ્યા અગાઉ અથવા પછી અને રાત્રીના સુવા વખત મળી ત્રણચાર વાર સાનમેટો લેવા ભુલવું નહિ.

આથી જનનેંદ્રિયને ભવિષ્યમાં ઇજાથી બચાવી દેશે અને આખી સીસ્ટમ બરાબર ચાલુ રહેશે તે જનનેંદ્રિયને પુરેપુરી મુત્રથી ખાલી કરીને મજબુત કરશે અને જનનેંદ્રિયમાં ખરાબ મુત્ર રહેવાથી ધીમી ફરી સિસ્ટમને દુર કરશે.

સાનમેટો ફકત આઠ ઔંસની બાટલીમાં વેચાય છે. દરેક બાટલીની કિંમત ત્રણ રૂપૈયા અને આઠ આના. દવા વેચનાર કેમિસ્ટ અથવા ડ્રગિસ્ટને ત્યાંથી છુટક તથા જથાબંધ મળશે. કોઇપણ કારણથી ન મળી શકે તો અમને લખી જણાવવાથી તરત મોકલવામાં આવશે.

**ઓડી. કેમીકલ કુંપની, બૅરો સ્ટ્રીટ, ન્યુ યૉર્ક—અમેરિકા.**

(૩૮) Od. CHEM. CO., 61 Barrow Street, NEW YORK U. S A

સરકયુલર નાં. ૪.

## શ્રી ઇન્ડિયન પેસેન્જર્સ એન્ડ ટ્રાફીક રીલીફ એસોસીએશન.

# હિંદી પ્રજાને અપીલ.

જોઇએ છે,

દરેક હિંદી રેલ્વે ઉતારૂએ જાણવું:—

૧. કે જ્યારે એક રેલ્વે કુંપનીને નોકર અથવા રેલ્વે પોલીસનો માણસ ઉતારૂઓના વર્ગમા ખીચોખીચ બેસાડવાને સખ્તાઇ વાપરે ત્યારે તેને તેમ કરતો અટકાવવાને કાયદા પૂર્વક હક્ક છે

૨ કે આ હક્કના જ્ઞાનને અજાણ ઉતારૂઓમા ફેલાવો કરવાની દરેક ભણેલા ઉતારૂની ફરજ છે

૩ કે પોતીકા ને પોતીકા કરતા એછા નસીબદાર ઉતારૂ-ભાઇના સ્વાર્થને ખાતર આ હક્કનો ઉપયોગ કરવાનો દરેક ભણેલા ઉતારૂની ફરજ છે

૪ કે હિંદ દરેક તેના બેઠા, ને પછી તે પહેલા વર્ગનો કે બીજા વર્ગનો ઉતારૂ હોય, તે જેયકે તેના ત્રીજા વર્ગના ઉતારૂઓ તરફ વાજબી રીતે વર્તવામા નથી આવતુ તો તેની મદદે જવા આશા રાખે છે

૫ કે ઇન્ડિયન પેસેન્જર્સ એન્ડ ટ્રાફીક રીલીફ એસોસીએશન નામની એક મંડળી છે તે કોઇ પણ ઉતારૂને રેલ્વે સામે ફરિયાદ કરવી હોય તો તેને ઉપલી મંડળીના ઓનરરી સેક્રેટરીને નં ૨૯૧-૨૯૩ બોરા બજાર સ્ટ્રીટ, કોટ, મુંબઇ લખી જણાવવું

૬ કે દરેક ઉતારૂએ રેલ્વે કાયદાઓ મુસાફરી કર્યા પહેલા જાણવાની જરૂર છે.

બોરા બજાર સ્ટ્રીટ,
કોટ, મુંબઇ

લી૦ સેવક,
જીવરાજ ગોકલદાસ નેણશી.
ઓ. જો. સેક્રેટરી

## મહુવા (કાઠિયાવાડ) ગૌરક્ષક સભાનો હેવાલ અને તેને મદદની જરૂર.

આ જીવદયાની સંસ્થામાં સં. ૧૯૫૬ માં ૧૨૩૮, સં. ૧૯૬૮ માં ૨૧૭૪ ને સં. ૧૯૭૨ મા ૨૩૭૭ ગાયોનું સંરક્ષણ થયું છે ને આ વરસે પણ ઘાસ–ચારાનો ભયંકર દુષ્કાળ પડયાથી એક રૂપીયાનું ત્રીશ રતલ ઘાસ મળવાથી આસપાસના ગામોની હંમેશાં દિવસે પાંચ સાત ગાયોની આવક શરૂ છે; અને પ્રાતઃકાળે ગોશાળાનો દરવાજો ઉઘાડવામા આવે છે ત્યાં નજીકમાં કુંમકુંમના ચાંદલા કરેલી, શીંગડે લીલા કટકા બાંધેલી ગામડાની પ્રજા મુકી ગયેલી દશ પંદર ગાયો બેઠેલી હોય છે તે સર્વે સંભાળી લેવામાં આવે છે તેને લીધે અત્યારે ત્રણ હજાર ગાયો એકઠી થઈ છે ને હજુ ઉનાળાની ખરી મોશમ બાકી છે તે મુદતના દરમીયાન કેટલી સંખ્યા વધશે તેનુ પ્રમાણ બાંધી શકાતું નથી. તેના સંરક્ષણાર્થે કાયમી ઉપજ કે કેપીટલ નહીં હોવાથી હાલના કટાકટીના વખતમાં તેના કાર્યવાહકો પૂર્ણ ગમગીની ને મુશ્કેલીમા આવ્યા છતાં જાહેર હિંમત રાખી કમર કસી જુવાર બાજરાની પુષ્કળ કડબ ખરીદ કરવા તથા દાનેશ્વરીની મદદ મેળવવા સ્તુતિપાત્ર પ્રયાસ શરૂ રાખ્યો છે તે ઘણુંજ ચાહના ધરાવનારૂં છે. આવા દેશહિતૈષી પરમાર્થિક ખાતાને લક્ષ્મીવાનો પોતાની લક્ષ્મી મદદમાં મોકલવાનો સદ્વ્યય કરશે તો પરમાર્થ થવા સાથે દેશોદય થશે.

# ધાતુ ક્ષિણતાના રોગનાં લક્ષણ તથા તેની દવા.



અંગનું થાકી જવું, મનનું ઉદાસ રહેવું, છાતીમાં ધબકારા થવા ઉંઘ ન આવવી માથામાં વેદના થવી, ચકરી તથા આંખે અંધારાં આવવાં, કંટાળો આવવો, વિચાર શક્તિનું ગુમ થવું સ્વભાવ ચીડો થવો, જરા જરામાં ઉશ્કેરાઇ જવું, ઓીપર અભાવો ધાતુનું તુરત સ્ખલીત થવું. શરીરનું તવાઇ જવું તથા હમેશ ગરમ રહેવું, પ્રિયવસ્તુ તરફ અણુગમો:—આમ જ્યારે થાય ત્યારે સમજવું કે ધાતુ ઓછી થઇ ગઇ છે. અથવા થાય છે; ત્યારે નિરાશ ન થતાં અમારી બનાવેલ ગેરેન્ટીવાળી

## રાજ રાજેશ્રી ગોળીઓ

નું સેવન કરવા ભલામણ કરીએ છીએ. આ ગોળીઓ તમામ દર્દો મટાડી શરીર હૃષ્ટપુષ્ટ બનાવી લોહી તથા વિર્યને સુધારી વધારી શરીર તેજસ્વી બનાવે છે, મર્દાઈ વધારે છે અને ખોરાકી વધારી હુધ પચાવી વિર્ય સ્તંભન કરે છે. ક્ષય સંગ્રહણી ઇત્યાદિ રોગ મટાડી તવાઇ ગયેલ શરીરને હૃષ્ટપુષ્ટ બનાવે છે કીં. ગોળી ૩૦ ની ડબીના રૂા. ૨પ) ફાયદો ન થાય તો એક પણ શબ્દ પુછયા શિવાય પૈસા પાછા આપવાની લેખીત જામીનગીરી મળે છે.

### ખાસ સ્ત્રીઓ માટે ગેરેન્ટીવાળી

## કાન્તામૃત ગોળીઓ.

આ ગોળીઓનું સેવન કરવાથી સ્ત્રીઓને સ્વરૂપવાન બનાવે છે. વિખાયેલ શરીરનો બાંધો સ્તન વિગેરે અવયવોને ફરી દ્રઢ કરે છે, ધાસણી ધુપણી અને રૂતુદોષથી થતા રોગ મટાડે છે ગર્ભાશયને સુધારે છે અને ગર્ભધારણ કરવા યોગ્ય બનાવે છે. સુવારોગ અને તે પછીની નબળાઇ પાચન શક્તિનો નાશ થવો, ઝાડા વિગેરે રોગને મટાડી શરીર હૃષ્ટપુષ્ટ બનાવે છે. કીં. ગોળી ૩૨ ની ડબીના રૂા. ૫.

એક ડબી સાથે ફાયદો ન થાય તો પૈસા પાછા આપવાની લેખીત ગેરેન્ટી આપવામાં આવે છે.

---

## વૈદ્ય કલ્યાણજી હરીકૃષ્ણ ઠાકર,

જુની હનુમાન ગલીને નાકે, કાલકાદેવીનાં મંદીર સામે,
કાલબાદેવી રોડ—મુંબઇ.

---

આ માસિક નં. ૯૩, ચીંચપોકલી પરેલ રોડ મુંબઇ, લેડી નોર્થકોટ હિંદુ ઑર્ફનેજ કે. એન. સેઠ પ્રેસમાં ધોંડીબા નારાયણ વનારસેએ છાપ્યું છે અને ધી ઇન્ડીયન મરચન્ટસ ચેમ્બર અને બ્યુરો માટે જયસુખલાલ કૃષ્ણલાલ મહેતાએ, મુંબઈ ઓલ્ડ ટેલીફોન બીલ્ડીંગ્સ ૧૯, બેંક સ્ટ્રીટ કોટમાં પ્રસિદ્ધ કર્યું છે.

જાહેર ખબરની અનુક્રમણીકા. | INDEX.

૩ એ.

# ઈસ્ટર્ન હોઝયરી વર્કસ

—*o*—

## સ્વદેશી મોજાં બનાવતું ગંજાવર કારખાનું.

ઉપલા કારખાનામાં બનતાં મોજાં ઘણાજ ઉચ્ચા બનાવટના છે તે તમામ બ્હારના દેશોની હરીફાઇમાં ટકી શકે તેવા છે.

હરેક સ્ટોરમાં વેચાય છે.

સોલ એજન્ટસઃ—

મેસર્સ દ્વારકાદાસ જગમોહનદાસની કું.

૧૪૭ અબ્દુલ રહેમાન સ્ટ્રીટ, મુંબઇ નં. ૨.

# નબળાં બૈરાં માટે.

——:૦:——

આલટ્રેઝ કોરડીયલ રીયો એજ સ્ત્રીઓના તમામ દરદોપર અકસીર અને રામબાણ ઇલાજ છે. ખાસ કરીને સ્ત્રીના ગરભાશયના તમામ દરદો દુર કરવાને અચુક શક્તિ ધરાવે છે. બઇરાંના ગરભાશયના થતા તમામ દરદો જેવાં કે મેનોરીયા, લ્યુકોરીયા, એમનોરીયા અને એવાંજ દરદો દૂર કરવાની ,તેમાં અદ્ભુત શક્તિ છે. નબળી પડેલી અને લોહી વગરની ફીક્કી છોકરીઓ અને ગરભવંતી સ્ત્રીઓને ઉપલી ગયેલી શક્તિ પાછી લાવી આપે છે. આલટ્રેઝ કોરડીયલ રીયો ગરભાશયના ક્રમને બરાબર ઠેકાણે લાવે છે, અને કસુવાવડ થતી અટકાવે છે. પીઠમાંનો દુખાવો, પેડુમાં થતું દરદ અને કમ્મરમાં થતું અસહ્ય દુઃખ જે બૈરાંને થતું હોય તેને ઉપલી દવા આપવી. વૈદો તથા ડાકટરોને ઉપલી દવા ગરભાશય સંબંધી દરદોને દુર કરવાને ઘણી અકસીર થઇ પડશે.

જે બાળાઓ ૧૧ થી ૧૮ વર્ષની ઉમ્મરની અંદર હોય છે અને જેઓ બાળા મટીને સ્ત્રીની અવસ્થામાં આવતી હોય તો તેને ઉપલી આલટ્રેઝ કોરડીયલ રીયો તેઓના અવયવને બરાબર ખીલવવામાં ઘણી ઉપયોગી થઇ પડશે. **દવા લેવાની રીતઃ—** દહાડામાં ત્રણ વખત ચાના એક ચમચાભર.

——:૦:——

# શક્તિની દવા.

**સેલેરીના** જેઓ ઘણા નબળા હોય, જેઓને ઉંઘ આવતી ન હોય, જેને હિસ્ટીરીયા લાગુ પડયો હોય, જેને પચતું ન હોય અને જેઓ નબળાઇથી તવાઇને ક્ષીણ થઇ ગયા હોય તેઓએ ઉપલી દવા જરૂર લેવી. **દવા લેવાની રીતઃ—** જમવા પહેલા અને સુવા જવા એક કલાક આગમજ એક ચાના ચમચાભાર દવા લેવી.

**સેલેરીના** લગભગ ૪૦ (ચાલીસ) વર્ષ થયા નબળા પૂરૂષોને માટે શક્તિને માટે જગ જાહેર થયેલી છે.

ઉપલી આલટ્રીઝ કોરડીયલ રીયો અને **સેલેરીના** હિંદુસ્તાનમાં કોઇ બી આબરૂદાર કેમીસ્ટ, ગાંધી અથવા દવા વેચનાર પાસેથી છુટક અથવા જથ્થાબંધ મળી શકશે. ઉપલી દવાની ઉપર જણાવેલાં દરદો દુર કરવાની અચણુચ શક્તિને લીધે ઘણાં ધંધાદારી એની નકલ કરવા લાગ્યા છે; માટે જે કોઇબી ઉપલી દવા જ્યારે બી લે ત્યારે એનાપર લગાડેલું લેબલ જેના પર 'રીયો કેમીકલ કુ' નામ લખેલું છે તે વાંચવું.

ઉપલી દવાનો જેને બી અજમાયેશ કરવો હોય તેને નીચે ઠેકાણેથી મફત મોકલવામા આવશે.

**THE RIO CHEMICAL CO.**
79, BARROW STREET,
New York, U. S. A.

**રીયો કેમીકલ કુાં.**
૭૯, બારો સ્ટ્રીટ,
ન્યુ યાર્ક સીટી યુનાઇટેડ સ્ટેટસ, અમેરિકા.

(૫)

"રેલ્વે જુલમમાંથી" પરાધીન મુંગા થર્ડ કલાસ રેલ્વે મુસાફરોની મુશ્કીલીઓ દુર કરવાને જો તમારે કોઇપણ પ્રકારની મદદ, બાતમી, અથવા સહાય્ય જોઇતી હોય અથવા તમારે તમારા હિંદનો ઉદ્યોગ વધારે ફેલાવવો લેવો હોય તો "ઇન્ડીયન બોર્ડ ઓફ ડાઇરેક્ટરસ" ના ઉપરીપણા નીચે સ્ટેટ મેનેજમેન્ટ ઓફ રેલ્વેઓ સ્થાપવાનું દબાણ કરવું આ બાબતના કાયદાઓની કોપીઓ અને તેનો રીપોર્ટ નીચે જણાવેલ સદ્ગૃહસ્થ પાસેથી મળશે ___

જીવરાજ જી. નેનસી

ધી ઇન્ડીયન પેસેનજરસ એન્ડ ટ્રાફીક રીલીફ એસોશીએશન,
બોરા બઝાર સ્ટ્રીટ, ફોર્ટ, મુંબાઈ.

# ટુંકી જાહેર ખબરો.

**પરચુરણ** કામકાજ અને ધધાદારીઓને માટે ટુંક ખરચની (ટેલીગ્રાફ સીસ્ટમની) આ જાહેર ખબરો ચાર આનાના સોળ શબ્દ અને ઉપરાંત વધુના દરેક શબ્દ દીઠ એક પૈસાના ભાવથી લેવામા આવશે ૧૬ શબ્દ દીઠ ચાર આના અને તે ઉપરાત દર શબ્દ દીઠ એક પૈસો લેવાનો રિવાજ છે. છપાવનારાઓએ દરેક મહીનાની તા ૨૦ મી સુધીમા લખાણ પૈસા સાથે નીચલે સરનામે મોકલી આપવા લઈએ અદર લખાણ અને પૈસા સાથે પોસ્ટમા મોકલી આપવા

સેક્રેટરી, ઇંડીયન મર્ચન્ટસ ચેમ્બર એન્ડ બ્યુરો,
ઓલ્ડ ટેલીફોન બિલ્ડીંગસ ૧૯,
ઔંઠ સ્ટ્રીટ—કોટ—મુંબઈ.

---

## કેલશાઇટ.

ધોળા, પીળા, અને રાતા, રંગનો જથાબધ તથા છુટક આખો તથા પાઉડર વેચવાનો છે લખો. યુ એસ. આચાર્ય, ગોંડલ. (કાઠીઆવાડ.)

---

## પ્રેમચંદ કશનાજી સુરતવાલા.

**વીજલીના દરેક જાતનો સામાન વેચનાર તથા રીપેરીંગ અને ફીટીંગ કામ કરનાર.**

ગ્લોબ, સેન્ડ, તથા વાયરની દોર, તથા ઝુમર, તથા બેટરી ટેબલફેન, વગેરે માલ કીફાયત ભાવે મળશે. એક વખત પધારી કામ પાડી ખાત્રી કરશો.

ઠે૦ મુળજી જેઠા બીલ્ડીંગ, બીજે માલે,
બ્લોક નં. ૭, મુંબઈ નં ૨.

---

## કાર્બન પેપર.

જોઈએ છે—એજંટો વેપારીઓને સારૂ કમીશન મળશે.

બ્લુબ્લેક, જાબુઓ, તથા લાલ સાઇઝ ૧૩"+૮" સો શીટના રૂ ૮/-બીજી સાઇઝ નમુના તથા ભાવ માટે લખો.

મેનેજર—કાર્બન પેપર વર્કસ
(૯૮) પંચ, જીલ્લા ચીંદવારા સી. પી.

---

## ટુંકી જાહેર ખબરોમાં

"લગ્નનું પ'લું" નામની ચોપડી એક આનાની ટીકીટ મોકલી મંગાવો.

ડી. એન. શાહ, ખપાટીયા ચકલા
સુરત.

---

સેવાના ઉદ્દેશ માટે દર માસે પ્રગટ થતું માસિક.

## સેવક

## (Sevak.)

| | |
|---|---|
| સેવા' એજ 'જીવન' | 'સેવા' એજ 'સ્વરાજ્ય' |
| સેવા' એજ' આનંદ' | 'સેવા એજ 'સ્વાતંત્ર્ય' |

'સેવક'ના ગ્રાહક થાઓ, અને ડાચુ ફાડી બેસી રહેવા કરતા ઉઠીને કાર્ય કરો

'સેવક'ના ગ્રાહક થાઓ અને નામરદનુ કલંક દુર કરી ખરા મરદ બનો.

'સેવક'ના ગ્રાહક થાઓ અને દરીદ્રતાને લાત મારી સાચા ધનવાન થાઓ,

'સેવક'ના ગ્રાહક થાઓ અને જીદગી સાર્થક કરી સદાનો આનંદ મેળવો.

'સેવક'ના ગ્રાહક થાઓ અને દેશની ભવિષ્યની પ્રજા માટે લાગણી બતાવો,

વાર્ષિક લવાજમ:
- રૂ ૨ સર્વ સાધારણ,
- રૂ, ૧॥ સાર્વજનીક લાયબ્રેરીઓ, સેવા સસ્થાઓ તથા મુનિ મહારાજો વિગેરે,
- રૂ, ૦-૩-૦ છુટક નકલ એકની કિંમત,

લખો—સેવક ઑફિસ.

ના, ૧૦૫ રીચીરોડ—અમદાવાદ,

(નો૦—જાહેર ખબરના અતિ મધ્યમ દર પુછો.)

---

હરકોઈ પ્રકારની

## ખાદી.

## ખરીદ કરનાર વેપારીઓને ઉપયોગી તક.

દેશી સાળોમા વણેલી, કોટ, હાફકોટ, માટે જીણી સફાઇદાર ખાદી, ઓઢવા પાથરવાના કામમા આવે, તેવી જાડી ચાદરો, ગોદડાં કરવા માટે ખાસ બનાવેલા ટકાઉ ગજીઆ, ટુવાલ, સુતરની પાટીઓ, બીછાનાં, જાજમો વિગેરે, ઘણા દીર્ઘકાળ પર્યન્ત ચાલે, તેવો મજબૂત અને ઘટ્ટ માલ, વણકરો પાસે તૈયાર કરાવી. મોટા જથામા, મોકલી આપીએ છીએ

નરસિંહભાઈ પરભુદાસ પટેલ. એલ, ઇન્સ્યુ, ટી.
(૯૬) મુ ભાદરણ-(ગુજરાત).

# ઘણીક અમેરીકન તીજોરીઓ કચરા જેવી હોય છે એવું અમેરીકનોજ કહે છે.

—:૦:—

વેલાતી બનાવટની તીજોરીઓ આગમાં કેવી ટકે છે તેનો હીસાબ ગોદરેજે પ્રજાને આપ્યો છે. કોટની ઇવર્ટ લેથમની આફીસની આગમાં અને કાપડ બજારની મોટી આગમાં જુદા જુદા મેકરોની સંખ્યાબંધ તીજોરીઓમાં સઘળું બળી ગયું તેની ખબર મેળવવા પછી ઇવર્ટ લેથમવાળાઓએ તેમજ સર સાસુન જે૦ ડેવીડે પોતાની હજારોની કીમતની વેલાતી મોટા જાણીતા મેકરોની તીજોરીઓ લીલાંઉથી વેચી નાખી તેની જગ્યાએ ગોદરેજની તીજોરીઓ ખરીદી હતી.

હીંદુસ્તાન અને બરમાની સેવીંગ બેંકો માટે સરકારને ૩૭૨ તીજોરી જોઇતી હતી ત્યારે જુદા જુદા મેકરોની તીજોરીઓ આગમાં નાખી તપાસ કરી અને ફકત ગોદરેજ-નીમાં કાગળો સલામત રહેવાથી આખો ૩૭૨ તીજોરીનો ઓરડર ગોદરેજને આપ્યો હતો.

અમેરીકામાં સાન ફ્રાનસીસકોમાં થોડાં વરસ ઉપર મોટી આગ થઇ હતી અને હજારો ઘરો બળી ગયાં હતાં. તે આગમાં અમેરીકન તીજોરીઓએ જે દેખાવ કર્યો તે વિષે લખતાં અમેરીકાનું હુન્નરઉદ્યોગને લગતું સૌથી આગેવાન ચોપાન્યું નામે સાયન-ટીફીક અમેરીકન તા૦ ૨૬ મી મે ૧૯૦૬ ના અંકમાં નીચે મુજબ કહે છેઃ—

"મોટી દલગીરી સાથે કહેવું પડે છે કે, સાન ફ્રાનસીસકોની આગથી ઘણાક મેકરોની ફાયરપ્રુફ હોયાની ગેરંટી સાથ વેચેલી તીજોરીઓ કચરા સમાન પુરવાર થઇ છે. અમારી જાણમાં એવી વાત આવી છે કે એ બળી ગયલી તીજોરીઓ જો કે લાકડાંની પેટી કરતાં વધુ સારી હતી નહીં, તોપણ તેના બનાવનાર યા વેચનારાઓએ ફાયરપ્રુફ હોયાની મોટી મોટી વાતો કરીને વેચી હતી. આવી કચરા જેવી ચીજને તીજોરીનુ નામ આપી વેચનારાઓના કારખાનાં અને દુકાનો સરકાર હમેશ માટે બંધ કરાવે એવું અમે ઇચ્છીએ છીએ."

**ગોદરેજનું કારખાનુંઃ—**

(૪) ગેસ કંપની પાસે, પરેલ, મુંબઇ.

*Registered No. B. 810.*

THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER

# દેશી

# વેપારી ચેમ્બરનું માસિક.

પુસ્તક ૧૨મું. VOL. XII. OCT. 1919. No. 4. અક્ટોબર ૧૯૧૯. અંક ૪થો.

## અનુક્રમણિકા

## અમે પોતે.

આ માસિકમાં બહારથી આવેલા લેખો માટે અમે જવાબદાર નથી.

આ માસિકનું લવાજમ મુંબઇના ગ્રાહકોને માટે વાર્ષિક રૂા. ૩-૮-૦ તથા બાહાર ગામના ગ્રાહકો માટે વાર્ષિક રૂા ૪—૦—૦ પોસ્ટેજ સુદ્ધાં રાખવામા આવ્યું છે. છુટક નકલ એકના આના ૬ છ. નમુનાની કોપી મફત મોકલવામાં આવતી નથી.

---

આ માસિકમા જે જાહેર ખબરો છે તેમા કંઇ ફેરફાર સુચવવો હોય યા તો કાઢી નાખવી હોય તો આવી જાતની ખબર આગલા મહિનાની ૨૦ મી તારીખ પહેલાં આપવી જોઇએ નહિ તો તે પ્રમાણે કરવું બની શકશે નહિં.

---

અમારા જૂના કૉન્ટ્રેકટો પૂરા થયા બાદ, રીડીંગ મૅટરમાં અમે જાહેર ખબર લેવા માગતા નથી તેથી સર્વ જાહેર ખબર આપનાર ગૃહસ્થોને વિનંતિ કરવામાં આવે છે કે ત્હેમણે પોતાની જાહેર ખબરો મૅટરની આગળ યા પાછળ છપાવવા માટે આપવી.

---

અમોને તા. ૧૦-૭-૧૯૧૮ના રોજ માસિકના લવાજમ પેટે રૂ ૩-૬-૦ મનીઓર્ડરથી મળેલ છે પરંતુ તેમા નામ બરાબર ચોકખું નહિ લખેલ હોવાથી તે માસિક કોને મોકલવું તે અમો સમજી શકતા ન હોવાથી જે ગૃહસ્થે ઉપરનો મનીઓર્ડર મોકલાવ્યો હોય છતાં માસિક ન મળ્યું હોય તેને તે વિષે અધિપતિને જણાવવા વિનંતી કરવામાં આવે છે.

---

આ માસીક દર મહીને પહેલી પાંચ તારીખોની અંદર પોસ્ટમાં રવાના કરવામા આવે છે માટે જે ગ્રાહકોને આઠમી તારીખ સુધીમા અંક ન મળે તેમણે અમને તુરત ખબર આપવી જેથી જલદી તે વીશે તપાસ પણ કરી શકાય અને જરૂર હોય તો શીલીકમાથી બીજી પ્રત પણ રવાના કરી શકાય પાછળથી બધી પ્રતો ખપી જાય છે એટલે તે પછી કોઇની ફરીયાદ ખરી હોય તો પણ તે માટે ઇલાજ કરવો અશક્ય થઇ પડે છે.

# COMMERCIAL SUBJECTS.

# વ્હેપારી વિષયો.

## હીંદમાં ઉનને લગતો વેપાર તથા ઉદ્યોગ.

હીંદના ઉનને લગતા વેપાર અને ઉદ્યોગ વીશે નામદાર સરકારના કમીશન બોર્ડે જે ચોપડી ટેકસ્ટાઇલ કંટ્રોલર મી૦ એ. એચ. સીલવર તથા આસીસ્ટંટ કંટ્રોલર મી૦ જે. કે

મેહેતા (જે હાલ ઈંડીયન મર્ચંટસ ચેમ્બરના સેક્રેટરી તથા આ માસીકના અધિપતી છે તેની પાસે ૧૯૧૮માં તૈયાર કરાવી હમણાં છપાવી છે તેમાં નીચે પ્રમાણે લખાણ કરવામાં આવ્યું છેઃ—

વેપાર તથા ઉદ્યોગની ચીજ તરીકે ઉન હીંદના લોકોને ઘણા પ્રાચીન વખતથી જાણીતું છે એમ મનુસ્મૃતી વગેરે ગ્રંથો ઉપરથી માલમ પડે છે કેમકે યજ્ઞકાર્યમાં ઉનની બનાવેલી ચીજો વાપરવાનું તેમાં જણાવ્યું છે. "પારાયણસાર સંગ્રહ" નામના પુસ્તકમાં એમ કહ્યું છે કે શ્રાદ્ધ કરનારે ઉનના વસ્ત્ર પહેરીને પીંડ આપવા કેમકે એવી રીતે પીંડ આપવાથી તે ગયાજી ખાતે શ્રાદ્ધ કરવા બરોબર થાય છે. "હારીતસ્મૃતી" નામના ધર્મશાસ્ત્રના પુસ્તકમાં ઉલ્લેખ છે કે અગ્ની ઉનનું કપડું, બ્રાહ્મણ અને કુશનું ઘાસ એ ચાર ચીજો મહા કૃપાળુ બ્રહ્માએ બનાવી છે એ સર્વ ઉપરથી માલમ પડે છે કે ઉનના કપડાં પ્રત્યે પ્રાચીન કાળમાં ધાર્મીક દૃષ્ટિથી અને ધર્મ ક્રીયા વેળા ઉપયોગ કરવા લાયક ચીજ તરીકે માનથી નીહાળવામાં આવતું હતું. મી૦ એ. ડબલ્યુ. પીમ નામના ગૃહસ્થે લખેલા "મોનોગ્રાફ ઑન. વુલન ફેબ્રીક્સ ઇન ધી યુનાઇટેડ પ્રોવીન્સીઝ" નામના પુસ્તકમાં એ વીશે ઘણી જાણવાજોગ વીગત આપવામાં આવી છે એ પુસ્તક ૧૮૯૮ માં છપાયું હતું મુસલમાની રાજયમાં ઉનના કપડાંને એટલું માન આપવામાં આવ્યું નથી પણ અરેબીક અને પર્શીયન સાહીત્યમાં એવા લેખ મળે છે કે પવિત્ર માણસના પોશાકને લાયક ઉનના કપડાં છે.

કાંતવાનો હુન્નર લોકોને આવડતો થયો તે અગાઉ વણવાનું આવડ્યું હતું અને જેમ વાંસના ખપાટીયાંનાં પડ અથવા તારના તથા ઘાસની બનેલી ચીજોમાં તંતુ જાતનો તાણેવાણો નાંખીને શોભા આપવામાં આવે છે તેમ અગાઉ ઉનનો પણ ઉપયોગ કરવામાં આવતો હતો એમ સામાન્ય રીતે માનવામાં આવે છે. ઉનદાબીને બનાવેલી ધાબળીઓમાં ગરમાવો આપવાનો જે ગુણ છે તે ઘણાં જુના વખતમાં પણ લોકોમાં જાણીતો હતો અને તે માટે તેઓ એ રીતે ધાબળીઓ બનાવતા. ઉનને કાંતવાનું તથા ઉનમાંથી વણીને કપડાં બનાવવાનું લોકોને આવડયું તે અગાઉ પણ ઉનને દાબીને તેમાંથી ધાબળી જેવી ચીજો બનાવવામાં આવતી હતી. એ ઉદ્યોગનો ઇતીહાસ રજુ કરવા જેટલી નોંધી રાખવાનું તથા જાળવી રાખવાનું બન્યું નથી તેથી બ્રીટીશ રાજ્યની પૂર્વે એ ઉદ્યોગની શી સ્થીતી હતી તે વીશે વધારે વીગત રજુ કરવાનાં સાધન નથી. ૧૮૧૩માં મીલ્બર્નસ ઓરીએન્ટલ કોમર્સ નામની ચોપડી છપાઇ હતી તેમાં કાશ્મીર તરફના ભાગમાં ઉનની શાલો તથા ઉનની બીજી ચીજોના વેપાર વીશે ટુંક વીવેચન નજરે પડે છે. ઉન વીશે ખાસ ઇશારો તો માત્ર એકજ ઠેકાણે છે જયાં જણાવ્યું છે કે ઉનનો માલ મુંબઇ બંદરના કસ્ટમ હાઉસ ઉપર ઉતારવા દેવામાં આવતો નથી પણ મસ્જીદ બંદર ઉપર ઉતારી શકાય છે. ૧૮૦૫ માં મુંબઇમાં ઉનનો માલ આયાત થયો તેની કીંમત રૂ. ૩,૪૪,૫૯૯ હતી હીંદમાંથી ઉનનો માલ નીકાશ થવા વીશેની પહેલી નોંધ ૧૮૩૪નાં વરસની મળે છે એ વેળા ૬૮,૯૪૪ રતલ જેટલો માલ નીકાશ કરવામાં આવ્યો હતો. એ માત્ર સાહસ તરીકે હોય તો તે સાહસ અટ ફતેહવંત થયેલો ગણી શકાય કેમ કે એ નીકાશ વધીને ૧૮૩૫ માં ૪,૮૬,૫૩૮ રતલ જેટલી, ૧૮૩૬માં ૧૧,૯૬ ૬૬૪ રતલ જેટલી, તથા ૧૮૩૭માં ૨૪,૪૪ ૦૧૯ રતલ જેટલી થઇ હતી ૧૮૭૨માં એ નીકાશ ૨,૪૧,૨૨,૫૬૨ રતલ જેટલી થયેલી જણાવવામાં આવે છે તે પછી એ નીકાશ વધતી ચાલી છે એમ આગળ જયારે એને લગતા હાલના આંકડા રજુ કરીશું ત્યારે જોવામાં આવશે.

હીંદમાંથી એ રીતે જે ઉન નીકાશ થાય છે તે બધું કાંઇ હીંદની પેદાશ નથી એમાં કેટલોક ભાગ તો હીંદની બહારના મુલકોથી દરયા માર્ગે તેમજ જમીન માર્ગે આવેલો હોય છે. દરયા માર્ગે આવે છે તેમાં મુખ્ય તો ઇરાનથી આવેલો માલ નજરે પડે છે પણ ઇરાનથી પણ કેટલોક માલ જમીન માર્ગે આવે છે. એ શીવાય, ઘણો ભાગ અફઘાનીસ્તાન, મધ્ય એશીયા ટીબેટ, નેપાલ વગેરે મુલકોમાથી આવે છે. કવેટા શીકારપુર, અમૃતસર અને મુલતાન ઉનના વેપારનાં મથકો છે જમીન માર્ગે આવેલું ઉન ત્યાં એકઠુ થાય છે અને પછી ત્યાંથી પરદેશ મોકલવા માટે કરાંચી ખાતે રવાના કરવામાં આવે છે.

૧૮૫૩માં લોર્ડ વીલ્યમ હે નામનો ગૃહસ્થ સીમલા ખાતે ડેપ્યુટી કમીશનર હતો તેણે એક ઠેકાણે લખ્યું છે કે રામપુર ખાતે જાત્રા ભરાય છે તે વેળા ત્યાં ઉન વેચાય છે. મોટું ટીબેટ તથા નાનું ટીબેટ અને ચીનાઇ તુર્કસ્તાન એ ત્રણ વિભાગેમા અમુક ખાસ જાતનાં ઘટા તથા બકરાં થાય છે તેનું એ ઉન અને પશ્મ એ જાત્રામાં વેચાય છે. એમ જણાવેલું છે. ચીયાંગી નામની જાતનાં એ ઘેટાંનું ઉન ઘણું સુંવાળું અને લાંબા તારવાળું હોય છે જ્યારે પશ્મ વળી એ કરતા વધારે સુંવાળું અને બારીક હોય છે. પશ્મમાં બે વર્ગ હોય છે. એક કાળું અથવા કાબર ચીતરૂં હોય છે જેને શબરી નામથી ઓળખવામાં આવે છે જ્યારે બીજું સફેદ હોય છે અને તે કુમ અથવા પશ્મ નામથી ઓળખાય છે. આ છેલ્લી ગણાવેલી જાતમાંથી શાલ બનાવાય છે તે કાશ્મીરી શાલ તરીકે પ્રખ્યાત છે. લોર્ડ હે જણાવે છે કે ઉનના તથા પશ્મનાં વેચાણ માટે મોટાં બજાર રોડાક અને ગરતાલ છે જે ચીનાઇ તુર્કસ્તાનમાં આવેલાં છે પશ્મની ખરીદી મુખ્ય કરીને રામપુર તથા કાશ્મીરમા થઇ હતી કુલુ નામથી ઓળખાતા મુલકમા સુલતાનપુર ખાતે પણ કેટલુંક ઉન વેચાવા ગયું હતું અને થોડાક ભાગ ગારવાલ તથા કુમાઓન ખાતે જતું હતું. રામપુરમાં મેળો નવેંબર માસમાં ભરાય છે અને તે ત્રણ દીવસ રહે છે ત્યાં પશ્મ વેચાય છે તે સોદા રોકડેથીજ થાય છે ખરીદનારાઓમાં અમૃતસર, લુધીયાણા તય નુરપુર ખાતે પણ માલ વેચાતો હતો દર વરસે સફેદ પશ્મ છસો મણ અને કાળું પશ્મ એકસો મણ વેચાતું હતું (મણ એકના ૮૨૬ રતલ ગણવામાં આવ્યા છે) એ ખરીદનારા સ્પીટી, લહુલ તથા કુનાવર ખાતેના લોકો હતા તેઓ તાર્તરીના લોકો જેવાજ હતા. તેઓ રામપુરથી દક્ષીણ તરફના મુલક સુધી ભાગ્યેજ આવતા જે ઘેટાં તથા બકરાનું ઉન એ રીતે વેચાતું તે ઘેટાં તથા બકરાં ઉપર કેટલાક માલ લાધીને વળતી મુસાફરીમાં લઇ જવામાં આવતો હતો એક ઘેટા ઉપર સાધારણ રીતે પોણો મણ ભાર લાધવામાં આવતો હતો. આ લખતી વેળા લોર્ડ હે એવી ટીકા કરી ગયો છે કે એ ઉનનો જથો અખુટ છે

ટીબેટથી જે ઉન હીંદમાં આવે છે તે ખરીદવા માટેનું મુખ્ય મથક કાલીમ્પોગ છે. ટીસ્ટા રેલ્વે ઉપર એ આવેલું છે. એ રેલ્વે દારજીલીંગ હીમાલયન રેલ્વેની શાખા છે, પણ એ શીવાય ટનકપુર નામના મથકે પણ ટીબેટનું ઘણું ઉન આવે છે. રોહીલખંડ કુમાઓન રેલ્વે ઉપર ટનકપુર સ્ટેશન છે. ત્યાથી અસ્તક સુધી સડક છે અને તે પછીથી રસ્તાના વિભાગ પડે છે. એક રસ્તો અંતાધુરી ખીણ માથી ગારટોક જાય છે અને બીજો નીચોધુરા, લંપીયાધુરા, અને લીપુલાકી ખીણુમા થઇને જાય છે એજ માર્ગમાં કૈલાશ પર્વત તથા માન સરોવર છે. ટીબેટનું ઉન યુનાઇટેડ પ્રાંતમા હલ્દ્વાની તથા રામનગર ખાતે પણ આવે છે સરહદ તરફના ભાગમાંથી જે ઉન આવે છે તેને માટે બે ગોલ નોર્થ વેસ્ટર્ન રેલ્વેના બેઝવાગની, તથા રક્ષાલ સ્ટેશનો જાણીતા છે.

(અપૂર્ણ.)

# હીંદના ખાંડ બનાવવાના ઉદ્યોગની સ્થીતી.

(ગયા અંકના પા. ૧૦૨ થી ચાલુ.)

બંગાલ પ્રાંતમાં જૂટના પાકની હરીફાઇને લીધે શેરડીના પાક માટેની જમીનના વીસ્તાર ઉપર અસર પહોંચે છે. પંજાબમાં નેહેરોવાળા ભાગમાં રૂનો પાક એવીજ રીતે શેરડીના પાક સાથે જમીનના વીસ્તાર માટે હરીફાઇ કરે છે. જુટના તથા રૂના પાકને એ હરીફાઇમાંથી દુર કરી શકાય તેમ નથી અને તેથી શેરડીના પાક માટે જમીનનો વીસ્તાર વધવાનો સંભવ થોડો છે. આટલી વાતનો સાર એ છે કે ખાંડ બનાવવાના ઉદ્યોગને આટલાં વીઘ્નો નડે છે:—(૧) જમીન ઓછા કસવાળી હોય છે; (૨) જ્યાં શેરડી વેચાતી હોય છે ત્યાં ગોળ બનાવનારાઓ સાથે હરીફાઇ કરવી પડે છે; (૩) ખેતરો નાનાં નાનાં હોય છે; ૪ ફાલતુ જમીન ઉપયોગમાં લેવા જતાં રૂ અને એવા પાકવાળા સાથેની હરીફાઇ નડે છે. આ સ્થીતીનું પરીણામ એ આવ્યું છે કે જ્યાં ગોળનો ભાવ સસ્તો હોય, જ્યાં અમુક પાક માટે જમીનનો મોટો ભાગ ઉપયોગમાં લેવાની રૂઢી સ્થીર થઇ ન હોય, અને જ્યાં શેરડીની વધારે સરી જાત ઉગાડવાના પ્રયત્ન માટે અવકાશ હોય ત્યાંજ એવા પ્રયત્ન કરી શકાય છે.

જુદા જુદા પ્રાંતોમાં એવા પ્રયત્ન માટે અવકાશ કેટલો છે તે હવે વીચારીશું એટલે દરેક પ્રાંતમાં ખાસ મુશ્કેલીઓ રહેલી દેખાશે.

મદ્રાસ પ્રાંતમાં બીજા ગરમ મુલકની માફક શેરડી ઉગાડી શકાય છે પણ પાણીની અછતને લીધે નેહેરોની મદદની જરૂર પડે છે અને નેહેરોનાં પાણીનો લાભ લેનારા ડાંગેર જેવા બીજા પાક સાથે હરીફાઇ કરવી પડે છે. ડાંગેરનો પાક એ પ્રાંતમાં ઘણી સહેલાઇથી કરી શકાય છે અને શેરડીનો પાક ઉગાડવો હોય તો ઘણી મહેનત લેવી પડે છે અને એ માટે ઘણો ખરચ કરવો પડે છે. વળી ડાંગેરનો પાક કર્યો હોય તો વરસમાં બે વાર પણ પાક કરી શકાય એટલે એને હઠાવીને શેરડીના પાકનો વીસ્તાર વધારવામાં આવે એવો સંભવ નથી એમજ ગણવું પડશે. માત્ર જ્યાં જમીનની તળે પાણી ઘણું રહેતું હોય ત્યાં ડાંગેરનો પાક કરી શકાય નહીં એટલે તેવા ભાગમાં શેરડીને વધારી શકાય. બાગમાં કુવાના પાણીથીજ ઉગાડાય તેમાં મહેનત વધારે પડે છે. રગી, ભોંયસીંગ અને (cholum) ના પાક પણ આ વર્ગના છે પણ એ આ મુલકમાં નવા હરીફ છે અને જ્યાં ખેતર મોટાં હોય ત્યાં એ હરીફાઇમાં શેરડી ફાવી શકે. દક્ષીણ આર્કટમાં ખાંડ બનાવવાનું કારખાનું છે તે આવી રીતેજ ટકી રહ્યું છે. સામલકોટા સરકારી ખેતરમાં વધારે સારી જાતની શેરડી ઉગાડવામાં આવી તે સુધારાની મદદથી, વધા જમીનની તળે પાણીનો ભાગ વધારે હોય એવાં ખેતરોનો લાભ લઇને એ તરફ શેરડીનો પાક ઘણો વધારવામાં આવ્યો છે. અગાઉથી નાણાંની મદદ આપીને; ખાતર સારૂ પુરૂં પાડીને, ઇંજીનોની મદદથી પુષ્કળ પાણી પુરૂં પાડીને ખેડુતોને લલચાવવામાં આવ્યા છે એટલે તેઓ શેરડી ઉગાડીને એ કારખાનાંને પુરી પાડે છે. પણ એવો મુલક મદ્રાસમાં ઘણો નથી. કેટલોક મુલક નદીઓનો તથા ટેકરાઓનો છે. ત્યાં ભોંયસીંગનો પાક કરવામાં આવે છે. ત્યાં શેરડીનો વીસ્તાર વધારી શકાય એમ લાગતું નથી.

માઇસોરમાં ઘણી શેરડી ઉગાડાય છે. ત્યાં ડાંગરનો પાક થતો નથી. લોકોની વસ્તી છુટી છવાઇ છે. વરસાદ બહુ પડતો નથી. નેહેરોની મદદ લેવી પડે છે. નેહેરોનો વીસ્તાર વધારીને અથવા જમીન તળે પાણી વધારે હોય

એવા ભાગ શોધી કહાડીને શેરડીનો વીસ્તાર કદાચ વધારી શકાય. એ બાબતમાં માઇસોર રાજ્યના ઉદ્યોગ ખાતાંના વડાએ વધારે અભ્યાસ કર્યો છે તેનો અભિપ્રાય માન્ય રાખવાજોગ ગણવો જોઇએ.

મુંબઇ ઇલાકામાં સ્થીતી જુદીજ છે ડાંગેરની હરીફાઇ બીલકુલ નથી. સારી જાતની શેરડી ઉગાડવામાં આવે છે અને તે સારી રીતે રસભરેલી થાય છે પણ એવી શેરડીના પાકનો વીસ્તાર ઘણો ઓછો છે. વસ્તી ઓછી હોય એવા ભાગમાં નવી નેહેરો માટેની યોજનાઓ હવે સંપૂર્ણ થવા આવી છે અને ત્યાં શેરડીનો પાક વધશે એમ અનુમાન કરી શકાય. એમાં મુખ્ય આધાર ખાંડના ભાવ ઉપર રહેશે પણ કોઇ કારખાનું કહાડવા માટે જોઇતી ચાપણ ઉભી કરીને જમીનનો મોટો વીસ્તાર રાખે તો એવું કારખાનું નીભાવવામાં મુશ્કેલી નહીં પડે

મધ્ય પ્રાંતો શેરડી ઉગાડનારા બે મોટા વીભાગની વચ્ચે આવેલો પ્રદેશ છે. ત્યાં જાડી શેરડીનો ઉત્તમ પાક થાય છે. વસ્તી ઓછી છે. નવી નેહેરો વડે જમીનનો વીસ્તાર વધારવાના પ્રયત્નો થાય છે જેનો લાભ શેરડીના પાકને ઘણો મળશે. હવે થોડા વખતમાં એ પ્રાંતમાં શેરડીનો પાકનો વીસ્તાર ઘણો વધેલો આપણે જોઇ શકીશું. હાલ તો એ વીસ્તાર ઘણો થોડો છે. ગોળનો ભાવ વધારે હોવાથી ખેતીવાડી ખાતાનો અભિપ્રાય એવો છે કે એ પ્રાંતમાં ગોળની સાથે હરીફાઇમાં ખાંડ બનાવવા માટે કારખાનું કહાડવાનું સલાહકારક નથી.

(અપૂર્ણ.)

---

## એક હિન્દુ યુવાને કરેલી શોધ.

---

મિ. પી. સી. દત્ત બેરિસ્ટરનો પુત્ર ઇ. દત્ત, મધ્ય પ્રાંતના જબલપુર શહેરમાં સંવત ૧૯૫૯-ના અષાડ મહિનામાં જન્મ્યો હતો. આ યુવાનનું શરીર નાનપણથીજ બહુ ક્ષીણ અને દુર્બલ હતું. ન્હાનપણનો લગભગ સમય ઇંગ્લંડમા પસાર થયો હતો તેથી લંડનની સેંટપોલની પ્રાથમિક શાળામાં પ્રાથમિક શિક્ષણ મેળવવાનો તેને પ્રસંગ મળ્યો. કૉલેજ એ શી વસ્તુ છે એનો આ યુવાનને કંઇ ખ્યાલ ઉદ્‌ભવ્યો નથી જો કે ઇંગ્લંડમાંજ આ યુવાનની પ્રવૃત્તિ રસાયન-વિજ્ઞાન તરફજ વળેલી હતી. યુરોપમાં સળગેલી લડાઇને લીધે યુવાન ઇ. દત્તને ઇ. સ. ૧૯૭૨માં જબલપુર ખાતે આવી પહોંચવું પડ્યું હતું. ત્યાં એની પ્રતિભાનો-બુદ્ધિબળનો વિકાસ શરૂ થયો. અહિં વ્યવહારૂ રીતે (Practically) વિજ્ઞાન વિષયક શોધખોળમાં પ્રયત્ન કરવા લાગ્યો. તેના પિતાએ બૅરીસ્ટર થયા પહેલા ઉદ્યોગ-ધંધામાં સારી ખ્યાતી મેળવી હતી એટલુંજ નહિ પરંતુ જબલપુરની આસપાસના કેટલાક જંગલોમાં આવેલી ખાણોની માલીકી પણ તેઓ ધરાવતા હતા. પુત્રે પિતાની માલેકીની ખાણની માંગણી કરી એવો નિશ્ચય કર્યો કે હું વિજ્ઞાન શાસ્ત્રમા નિષ્ણાત થઇશ, પુત્રને તેનું છોકરવાદીપણુ જોઇને ઠબકો નહિં આપતાં તેના ઉત્સાહને વધારવા ખાતર જેજે પ્રકારની સહાયની અપેક્ષા તેને હતી તેતે સર્વે તેના પિતાએ પુરી પાડી, અને પોતાના બંગલાની પાસે પોતાનું ધન રોકીને એક રસાયનશાળા-પ્રયોગશાળા તૈયાર કરાવી આપી સંયુક્ત પ્રાતની સરકારે પણ તેની પ્રતિભા શક્તિનો ખ્યાલ આવતા એવો હુકમ કર્યો કે મિ. ઇ. દત્તને જબલપુર કૉલેજ

તરફથી જેટલી સહાયતા જોઇએ તેટલી તેને ખુશીથી આપવી. યુવાન ઇ. દત્તને તરેહ તરેહના પથ્થરોની જરૂર પડી કે જે તેના પિતાની ખાણોમાંથી મળી શકે તેમ હતા. પ્રયોગ અને પૃથક્કરણ કરવાથી જે પરિણામ આવ્યું તેનું સવિસ્તર વર્ણન ઇંગ્લંડ લખી મોકલ્યું, અને એ પરથી બરાબર એમ સિદ્ધ થઇ શક્યું કે ત્યાંના મોટા મોટા વિજ્ઞાન વેત્તાઓ મિ. દત્તે કરેલી શોધ સુધી પહોંચ્યા હતા.

મિ. દત્તે પૃથક્કરણ અને પરીક્ષણ સંબંધી કાર્ય આગળને આગળ જારી રાખ્યું અને લગભગ બે મહિના પછી એક હકીકત એ શોધી ક્હાડી કે મિથેન ગેસ કે જેની જરૂર દરેક ઉદ્યોગ-ધંધામાં એંજીન ચલાવવામાં પડે છે તે દરેક ઠેકાણે થોડા ખર્ચમાંજ બનાવી શકાય એમ છે. એ આ યુવાનની પહેલી અને મહત્વની શોધ હતી, ત્યારપછી લગભગ ત્રણેક મહિના વીત્યા પછી એણે પંદરેક પ્રકારે 'જિપ્સમ' નામના ખનિજ પદાર્થમાંથી શુદ્ધ ગંધક તૈયાર કરી શકાય છે, એમ શોધી ક્હાડયું. છેલ્લાં કેટલાએક મહિનાઓથી આ યુવાન શોધક મુંબઇ ખાતે પોતાની શોધો પ્રયોગોદ્વારા બતાવી રહેલ છે, અને ત્યાં સિદ્ધ થઇ ગયેલ છે કે આ શોધોદ્વારા મોટા મોટા ઉદ્યોગ—ધંધાઓ ચલાવી શકાશે. મુંબઇના મોટા મોટા વ્યાપારીઓનું એક મંડળ બનેલું છે તેણે મિ દત્ત પાસેથી ગંધક, પોટાશ, સોડા વગેરે બનાવવાનું પેટન્ટ—અધિકાર મેળવી લીધો છે. જ્યારે પ્રયોગો બતાવવાનું કાર્ય ખતમ થઇ જશે, ત્યારે બે કરોડ રૂપીયાની થાપણ રોકીને એક કંપની ઉભી કરવામાં આવશે, અને તેના તરફથી ઉપર દર્શાવેલાં રસાયણિક પદાર્થો તૈયાર કરવામાં આવશે, આ વ્યાપાર માટે ભારતવર્ષમાં કાચો માલ નથી. ગંધક તૈયાર કરવા માટે રજપુતાનામાં આવેલાં બીકાનેર સ્ટેટમાં, અને જોધપુરનાં રાજ્યોમાં, ઉત્તર અને પશ્ચિમનાં પ્રાંતોમાં, કાળા બાગ અને સિંધમાં ઘણા બ્હોળા પ્રમાણમાં મળી શકે છે. આથી ઘણું મોટું કામ એ થશે કે ગંધકનો તેજાબ કે જેની વપરાશ ઘણા ન્હાના મોટા ધંધામાં થાય છે તે ઘણી સસ્તી રીતે પેદા થઇ શકશે, અને તેથી કરીને ઘણા નવા ઉદ્યોગો શરૂ થવાના સંભવ ઉભો થશે, એટલુંજ નહિ પરંતુ ઘણાખરા ધંધાઓ કે જે આ તેજાબની ખામીને લીધે મૃતપ્રાય થઇ ગયેલ છે તેને નવજીવન પ્રાપ્ત થશે. યુવાન મિ. દત્તે આ દેશના સાધારણ પથ્થરોમાંથી સોડા, અલુમિના અને પોટાશ તૈયાર કરવાની ઘણીજ સરળ અને ઓછા ખર્ચવાળી રીત શોધી ક્હાડી છે. પોટાશનો ઉપયોગ યુરોપ અને અમેરિકામાં ઘણો થાય છે, જે જે દેશોમાં એની જરૂર પડતી હતી તે તે બધા દેશોને એ ચીજ માટે જર્મનીનું મોં તાકવું પડતું, પરંતુ મિ. દત્તની શોધ વડે હવે ભારતવર્ષ આખી દુનીયાને પોટાશ પ્હોંચતો કરી શકે તેમ છે. મીથેન ગેસને દરેક સ્થળે તૈયાર કરવાની રીત બે વર્ષ પહેલાંજ યુવાન મિ. દત્તે શોધી હતી, પરંતુ તેને પેટંટ કરાવતી વખતે ગ્રેટ બ્રીટનની સરકારે એવી વિનતિ કરી કે લડાઇના દિવસો દરમ્યાન આ શોધ તદ્દન ખાનગી રાખવી જોઇએ, નહિતર એમ થવાનો સંભવ રહેશે કે જર્મનીના વૈજ્ઞાનિક લોકો આ શોધ સાંભળીને પોતાને ત્યાં તેને તૈયાર કરીને તેનો દુરૂપયોગ કરવા માંડશે. *

ઠે. હીરાલાલ અમૃતલાલનો બંગલો—ઘાટકોપર. } માવજી દામજી શાહ.

* વિજ્ઞાન, હિંદી માસિકના એક લેખનો અનુવાદ.

# ખેતરો અને કારખાનાઓ.

લેખક—પી. ક્રોપૉટકીન.

ભાષાન્તરકર્તાઃ—ધનસુખલાલ કૃષ્ણલાલ મેહતા.

( ગતાંકથી ચાલુ. )

હજી થોડા અર્થ શાસ્ત્રિઓ છે કે જે આ બધું સમજી શકયા છે એટલું તો આપણે કબુલ કરવુંજ જોઇએ. હમણા જેટલો ખોરાક ઉત્પન્ન કરી શકે છે તેના કરતાં વધારે ખોરાક પશ્ચિમ યુરોપ પેદા કરી શકે તેટલું તેઓ કબુલ કરે છે; પરંતુ જ્યાંસુધી ખોરાક પેદા કરનાર બીજા દેશો છે અને તેઓ તૈયાર માલના બદલામાં ખોરાક આપે છે ત્યાંસુધી વધારે ખોરાક ઉત્પન્ન કરવાની આવશ્યકતા અને લાભ શા માટે જોઇએ તે એ લોકો શમજી શકતા નથી. હવે આ સિદ્ધાંતમાં કેટલું સત્ય છે તે આપણે તપાસીએ.

લીંકનશાયરમાં ઘઉં ઉગાડીએ તેના કરતા રીગાથી ઘઉં મંગાવીએ તો સસ્તા પડે એમ જો માત્ર આપણે કહી દઇએ તો જો આ પ્રશ્નનો નિકાલ એક ઘડીમા આવી જાય. પરંતુ આ હકીકત શું ખરી છે? અને ધારો કે તે ખરી હોય તોપણ શું આપણે જેને 'કિંમત' કહીએ છીએ તેનું પૃથક્કરણ કરવું ઘટતું નથી? શું તેને એક સિદ્ધાંત ગણી લઇનેજ આપણે સંતોષ માનવો ઘટે છે?

ફ્રેંચ ખેતીવાડી કરના બોજાથી કેવી કચરાયલી છે તે આપણે જાણીએ છીએ. તેમ છતાં પણ આપણે ફ્રાંસ કે જ્યાં સઘળું અનાજ ઉગાડવામાં આવે છે ત્યાંના અનાજની કિંમત અને ઇંગ્લંડ કે જ્યાં સઘળું અનાજ આયાત કરવામાં આવે છે એની કિંમત એ સરખાવીએ તો આપણને આયાત કરનાર દેશના અનાજની કિંમત સસ્તી માલુમ પડશે નહિં. એથી ઉલટું ફ્રાંસના અનાજની કિંમત સસ્તી હતી અને રક્ષણાર્થે કર નહિં મુકાયો ત્યાં સુધી ઘઉંની બાબતમાં તો સસ્તીજ હતી. ફ્રાંસમાં આપણે પેરિસને બાદ કરીએ તો જણાશે કે ત્યાંજ ઉગાડેલું અનાજ ઇંગ્લાંડમાં વેચાતાં અનાજ કરતાં સસ્તું છે અને યુરોપમાં જેમ જેમ આપણે પુર્વ તરફ જતા જઇએ તેમ તેમ આ સત્ય વધારે સ્પષ્ટ થતું જાય છે.

વળી આ દેશમાં એવી બીજી હકીકત ખરાબ છે: અનાજ ઉગાડનાર દેશો અને ઇંગ્લંડમાં આયાત કરનાર વચ્ચેના અને આયાત કરનાર અને રૈયત વચ્ચેના દલાલોનો મોટા પાયા ઉપર થઇ ગયેલો વિકાસ. જે અસાધારણ નફો આ દલાલોના ગજવામાં જાય છે તે વિષે હમણા હમણા આપણે ઘણું સાંભળીએ છીએ આ દલાલોના પંઝામાંથી છુટવાને એક પાદરીને ખાટકીનો ધંધો કરવો પડયો હતો તે પણ આપણે જાણીએ છીએ. જ્યારે મધ્ય ઇંગ્લંડના ખેડુતો એક શેર માખણને માટે માત્ર નવ પેની ઉપજાવી શકે છે ત્યારે આપણે બધા એક શેર માખણના ૧ શિ. ૬ પેન્સથી ૧ ૧ શિ. ૮ પેન્સ સુધી આપ્યે છીએ; અને તેજ પ્રમાણે ચેશાયરના ખેડુતો પોતાના દુધને માટે એક કવાર્ટની દોઢથી બે પેની ઉપજાવે છે ત્યારે લોકોને ખરાબ દુધને માટે ચાર પેની અને ચોખ્ખાં દુધને માટે પાંચ પેની આપવી પડે

---

છે. કોવેન્ટ ગાર્ડનમાં બોલાતી કિંમત અને છુટક વેચાતી વસ્તુઓની કિંમતનું પૃથક્કરણ કરીએ તો જણાશે કે છુટક વસ્તુ લેનાર ગ્રાહક જે વસ્તુઓની છ પેની અથવા તો એક શિલિંગ અને તેથી પણ વધારે કિંમત આપે છે તે વસ્તુ ઉગાડનાર આદમીને તો તેમાંથી માત્ર એક પેનીજ મળે છે. પણ જે દેશમાં ખાવાની વસ્તુઓ આયાત કરવામાં આવે છે તે દેશમાં એમ થવુંજ જોઇએ: કારણ કે માલ ઉગાડનાર અને તે માલ પોતેજ વેચનાર મનુષ્ય અદ્રશ્ય થઇ જાય છે અને તેની જગ્યા દલાલ લે છે.* પણ આપણે જેમ જેમ પુર્વ તરફ જતા જઇએ અને બેલજીયમ, જરમની અને રશિયામાંની કિંમત તપાસીએ તેમ તેમ આપણને જણાતું જશે કે ગુજરાન ચલાવવાનો ખર્ચ ઓછોજ થતો જાય છે. જે દેશ હજી ખેતીવાડી કરનારજ રહ્યો છે તે રશિયામાં લંડન કરતાં અર્ધ કે બે-ત્રતિયાંશ જેટલી કિંમત છે અને આખા દેશમાં એક શેર માંસના માત્ર ૧૦ ફાર્ધિંગ બેસે છે.

પરંતુ જો આપણે "કિંમત" નું બરાબર પૃથક્કરણ કરીએ અને તેને જુદાં જુદાં રૂપનું અવલોકન કરીએ તો આ સ્થિતિ વધારે તાદૃષ્ય દેખાતી જશે. દાખલા તરીકે, જો આપણે ઘઉં ઉગાડવાનો ખર્ચ આ દેશમાં થાય છે તેની સાથે રશિયામાંના ખર્ચની સરખામણી કરીએ તો આપણને જણાશે કે યુનાઇટેડ કિંગડમમાં એક હંડ્રેવેટ ઘઉંની ઉગામણી ખર્ચ ૮ શિ. ૭ પેન્સ પડવા જાય છે, ત્યારે તેટલાજ ઘઉંને ઉગાડવા માટે રશિયામાં ૩ શિ. ૬ પેન્સથી ૪ શિ. ૯ પેન્સ પડે છે. તફાવત ઘણો મોટો છે અને આપણે જો કદાચ એમ ધારીએ કે ઇંગ્લંડના આંકડા કાંઇક અતિશયોક્તિવાળા છે તોપણ તફાવત ઘણો મોટો છેજ. પણ આ તફાવત શામાટે? શું રશિયન મજુરને અહિંના મજુર કરતાં ઓછું આપવામાં આવે છે? અલબત્ત, તેમનો પગાર ઓછો છે પણ તેમની ઉત્પત્તિનું પ્રમાણ ગણીએ તો તરતજ આ તફાવત નીકળી જશે. બ્રિટનના મજુર અઠવાડીયાના બાર શિલિંગ કમાય છે અને રશિયાના મજુર છ શિલિંગ કમાય છે પણ તેજ પ્રમાણમાં બ્રિટનના મજુર રશિયાના મજુર કરતાં બમણું ઉત્પન્ન કરે છે. રશિયાની જમીન ઘણી ફળદ્રુપ છે એવી જે સામાન્ય માન્યતા છે તે ખોટી છે. રશિયામાં એક એકર દીઠ સોળથી વીશ બુશલ ઘઉં સારો પાક કહેવાય છે અને નિકાસ કરનાર રશિયન પ્રાંતોમાં સરેરાશ તેર બુશલ ઘઉંની આવે છે. વળી ત્યાં યંત્ર વિના ખેતી કરવામાં આવતી હોવાથી પુર્વ યુરોપના કરતાં મજુરી ઘણી મોંઘી પડી જાય છે.

૧૮૮૭ માં રશિયામાંથી આણેલા ઘઉં એક કવાર્ટરના ૩૧ શિલિંગ લેખે વેચાયા હતા જ્યારે તેજ વખતે તેટલાજ લંડનના ઘઉંની કિંમત ૩૬ શિ. ૮ પેન્સ ગણાઇ હતી. પણ બન્ને દેશોમાંના ભાડાંની સરખામણી કરીએ તોજ આ તફાવત તો નીકળી જશે. રશિયાના જે પ્રદેશમાં એક એકર દીઠ ૧૨ શિલિંગ ભાડું તે વખતે હતું અને પાક એક એકર દીઠ ૧૫ થી ૨૦ બુશલ ઉતરતો હતો એટલે એક કવાર્ટર રશિયન ઘઉં ઉપર જમીન ભાડું ૩½ શિલિંગ કે ૫½ શિલિંગ પડવા જતું હતું, જ્યારે આ દેશમાં એક એકર દીઠ ચાળીસ શિલિંગ ભાડું હતું અને તેટલીજ જમીનમાં ૩૦ બુશલ ઘઉં નીપજવા હતા એટલે

---

*૧૮૯૯ ના શિયાળામાં લંડનના પરાંમાં રહેતો એક મારો મિત્ર બવેરિયાથી પોતાને માટે માખણ પાર્સલ પોસ્ટથી મંગાવતો હતો અને તે તેને અગીયાર શેર માટે ૧૦ સિલિંગે પડતું. આમાં ૨ શિ. ૬ પેન્સ પોસ્ટેજના સમાઇ જતા હતા. તે ઉપરાંત ૬ પેન્સ મનીઓરડરના અને ૨½ પેની કાગળની એમ તેને આપવું પડતું. આ માખણથી તદ્દન હલકા પ્રકારનું અને ૧૦થી ૧૫૦/₀ પાણી ભેળેલું માખણ લંડનમાં ૧ શિ. ૬ પેન્સે એક શેર મળતું!

એક કવાર્ટર ઘઉંની કિંમતમાં ૧૦ શિલિંગ માત્ર ભાડાં તરીકે જતા * આપણે માત્ર ભાડાની ૩૦ શિલિંગજ ગણીએ અને પાકની સરેરાશ માત્ર ૨૮ બુશલજ ગણીએ તોપણ એક કવાર્ટર ઘઉં ઉપર ભાડાંના ૮૩/૪ શિલિંગ પડવા જાય. આ દેશમાં રશિયાના કરતાં ઘણાં ઓછા પ્રમાણમાં મજુરી વાપરવી પડે છે તેમ છતાં અહિંની ઘઉંની કિંમત રશિયાના કરતાં મોંઘી છે તેનું કારણ માત્ર એટલુંજ કે ૧૮૬૦–૧૮૮૦ માં અહિંની જમીનના ભાડામાં અસાધારણ વધારો થયો હતો. પણ આ વધારો અહિં બનાવવામાં આવતા માલની ઉપર પરદેશમા ઉપજતા મોટા નફાનેજ આભારી છે. આ પ્રમાણે અહિંની ખેતીવાડીની ખોટી સ્થિતિજ રશિયન હરિફાઇ ઉત્પન્ન કરી શકે છે, જમીનની ફળદ્રુપતામાં રહેલી ખામી નહિં.

ઉપલા શબ્દો લખ્યાને આજે પચીશ વર્ષ થઇ ગયાં—અમેરિકન સસ્તા ઘઉંની હરિફાઇને લીધે ઉભી થયેલી બારીક સ્થિતિ તે વખતે ઉગ્ર સ્વરૂપમાં હતી અને તેમ છતાં આજે પણ તેમાની એક લીટી ફેરવવાનું મને મન થતું નથી અથવા કારણ જડતું નથી એથી હું દીલગીર છું. હું એમ કહેવા માગતો નથી કે આ હરિફાઇના પરિણામે ઇંગ્લંડમા કાંઇજ ફેરફાર થયા નથી. આ વિષે તો મેં આગળ પણ જણાવેલું છે કે ખેતીવાડીની બાબતમાં, ફળફળાદીમાં, વાડીઓમાં, કાચના ઘરોમાંની રોપણીમાં, કુકડાંઓ ઉછેરવામાં વગેરેમાં ઘણો સુધારો થયેલો છે અને ખેડુતોમાં અંદર અંદર સહકાર પણ ઘણો વધ્યો છે, તેમજ માલ લાવવા લઇ જવાના સાધનોમાં પણ ઘણો સુધારો થયો છે.

પરંતુ આ બધા સુધારા ધ્યાનમાં લઇએ તોપણ જે ખરાબ રિતિ ૧૮૭૦થી અખત્યાર કરવામાં આવેલી છે તે હજી પણ ચાલ્યા કરે છે એમ કહ્યા વિના ચાલતું નથી. ખેતરની જમીનમાથી ધીમે ધીમે મોટા વિસ્તાર ઢોરોને ચરાવવાનેજ માટે અલાયેલા રાખવામાં આવતા જાય છે અને તેના પ્રમાણમા ઢોરોનો સંખ્યામા વધારો થતો જોવામાં આવતો નથી. હમણા હમણા આજ વિષય ઉપરના લખાણો તથા વર્તમાન પત્રો જોઇએ તો જણાશે કે ઘણા મનુષ્યો તથા લેખકો એમ બુમ મારે છે કે ઇંગ્લંડે પોતાની ખેતીવાડીમાં ઘણો વધારો સુધારો અવશ્ય કરવોજ જોઇએ. વળી તે લોકો એમ પણ કબુલ કરે છે કે જે માર્ગ ખેતીવાડીના સંબંધમાં હમણા અખત્યાર કરવામાં આવેલો છે તે યોગ્ય નથી અને તે માર્ગે પણ લોકો ઉત્સાહપુર્વક કામ કરતા જણાતા નથી. બ્રિટીશ ખેતીવાડીની જરૂરીયાતો પ્રત્યે જાહેર સમાજ બેદરકાર રહે છે.

અમેરિકાના સસ્તા ઘઉંએ યુરોપના બીજા દેશોમાં અને મુખ્યત્વે કરીને ફ્રાંસ અને બેલજીયમમાં બહુ ત્રાસ ફેલાવી દીધો હતો તે આપણે ભુલી જવું જોઇતું નથી પણ તે દેશોએ જોઇએ તે પ્રમાણમાં સુધારા કરીને અમેરિકન ઘઉં સામે બરાબર ટક્કર લીધેલી છે. અને ફ્રાંસમાં સસ્તા અમેરિકન ઘઉંની આયાતથી પોતાના દેશની જમીનનો બને તેટલો વધારે ઉપયોગ કરવાના અને તેમાથી બને તેટલો વધારે પાક ઉતારવાના યત્નો સફળ રીતે થયા; તેમાં ફ્રાંસે તો આયાત થતા ઘઉં ઉપર જકાત નાખીને પણ કાંઇક બચાવ કર્યો હતો પણ બેલજીયમે તો તે પણ નહોતું કર્યું. ઉલટું જે વખતે અમેરિકન ઘઉંની હરિફાઇ ખરેખરી

* ૧૮૮૭ ની સાલ પછી જમીનનુ ભાડુ ઘટ્યુ છે પણ તેજ પ્રમાણમા ઘઉની કિંમત પણ ઘટી છે વળી સૌથી ઉત્તમ, જમીન ઉપરવાનુ ઘઉ ઉગાડવામા આવે છે એટલે ૨૦૦ થી ૩૦ એકરનાં ખેતરમા જે જમીન ઉપર ઘઉ ઉગાડવામા આવતા હોય તેજમીનનુ ભાડું આપણે આસપાસની જમીન કરતા વધારે ગણવું જોઇએ તે વાત ભુલી જવી જોઇતી નથી

વિક્ષયું હતી તે વખતે એટલે ૧૮૭૦-૧૮૮૦ માંજ બેલજીયમે આયાત થતા ઘઉં ઉપરનો કર કહાડી નાખ્યો હતો.

ઘઉંની કિંમત ઘટી જવાથી એકલા ઇંગ્લંડનાજ ખેડુતોને ખમવું નહોતું પડ્યું. ફ્રાંસમાં, એક હેકલોટીર (આશરે ત્રણ બુશલ) ઘઉંની કિંમત ૧૮⅘ શિલિંગ ૧૮૭૧-૧૮૭૫ માં હતી તે ઘટીને ૧૮૮૧-૧૮૮૫ માં ૧૫⅞ શિલિંગ થઈ ગઇ અને ૧૮૯૩ માં ૧૨⅗ શિલિંગ થઇ. અને તેજ પ્રમાણે બેલજીયમમાં પણ બન્યું હશે કારણ કે ત્યાં તો આયાત વેરો પણ કહાડી નાખવામાં આવ્યો હતો. પરંતુ આ બાબતમાં મી૦ સીબોમ રૂન્ટ્રી પોતાના પુસ્તક "બેલજીયમમાં જમીન અને મજુરી" માં જે લખે છે તે મનન કરવા લાયક છે:--

"અલ્પ કાળ સુધી બેલજીયમના ખેડુતને બહુ ધોકો પહોંચ્યો હતો પણ પછીથી રફતે રફતે તેણે પોતાની જાતને નવી સ્થિતિ અનુસાર ગોઠવી દીધી. એટલીજ જમીનમાંથી તેણે વધારે ઉગાડવા માંડ્યું, જુદી જુદી દિશામાં સહકારનો ઉપયોગ કરવા માંડ્યો, ખેતીવાડીની જુદી જુદી અને નવી નવી શાખાઓનો ઉપયોગ કરવા માંડ્યો અને મુખ્યત્વે કરીને વાડી બગીચાના રોપણ પ્રત્યે અને ઢોરોને ઉછેરવા તરફ વધુ લક્ષ આપ્યું." (Land and labour, page 147.)"

રાજ્ય તરફથી પ્રસિદ્ધ થતા આંકડાઓ ઉપરથી બેલજીયમની ખેતીવાડીની સામાન્ય સ્થિતિ વિષે જે ખ્યાલ આવે છે તે મી. રૂન્ટ્રી. ના વિચારોને બરાબર પુષ્ટિ આપે છે. ફ્રાંસનું પણ આજ પ્રમાણે કહી શકાય. ઉપર જણાવેલ કિંમતમાં ઘટાડો થવાથી ખેડુતો વધુ તીવ્ર રોપાણ કરતાં શીખ્યા. છેલ્લાં વીશ વર્ષમાં ફ્રાંસના ખેડુતોમાં ખેતીવાડીના યંત્રો વાપરવામાં જે બહોળો વિકાસ થયો છે તે હું આગળ જણાવી ગયો છું; અને તેજ પ્રમાણે રસાયણિક ખાતર વાપરવામાં પણ વિકાસ ત્યાં થયો છે એમ મારે જણાવવું જોઇએ તેજ પ્રમાણે ૧૮૮૪ થી ખેતીવાડીની સીન્ડીકેટોના બંધારણમાં વિકાસ, સહકારનો ફેલાવો. ફળફળાદી નિકાસ કરવામાં ગરમ તેમજ ઠંડ ગાડીઓનો ઉપયોગ, ઔદ્યોગિક ખેતીવાડીનો વિશેષ પ્રચાર, વાડી બગીચાના રોપાણમાં દક્ષિણ તથા ઉત્તર ફ્રાંસમાં થયેલો સંગીન સુધારો વગેરે બાબતો ઉપર મારે ધ્યાન ખેંચવું જોઇએ. આ બધા બાબતો એટલા મોટા વિસ્તારમાં ત્યાં દાખલ થઇ કે આ જાતની પરદેશની હરિફાઇથી ત્યાં એક નવીજ જાતની ખેતીવાડી રચાઈ હોય તેમ લાગે છે.

આ અમેરિકન હરિફાઇ વિષે આથી પણ કાંઇક વધુ કહેવું જરૂરનું છે એટલા માટે ૧૮૮૬ માં શફલે પ્રસિદ્ધ કરેલ /આજ વિષય ઉપરની લેખમાળા (Zeitschrift fur die gesammte Staatswissenshaft) અને ૧૮૮૭ ના એપ્રિલના ક્વાર્ટરલી રીવ્યુમાં "દુનિયાના જુદા જુદા ભાગમાં ઘઉંનાં રોપાણનો ખર્ચ" એ નામના અગત્યના લેખ ઉપર મારે વાંચનારનું ધ્યાન ખેંચવું જોઇએ. જે વખતે અમેરિકન હરિફાઇ નવીજ હતી અને તેણે ઇંગ્લંડની ખેતીવાડીમાં ગજબ નુકશાન ફેલાવી દીધું હતું અને ખેતીવાડીની જમીનમાં ૩૦ થી ૫૦ ટકા જેટલો ઘટાડો કરી દીધો હતો તે વખતના આ લેખો લખાયેલા છે. પરંતુ આ બે લેખકોના મતને અમેરિકન ખેતીવાડીની સંસ્થા તરફથી પ્રગટ થતા વાર્ષિક રીપોર્ટોએ સંપુર્ણ પુષ્ટિ આપેલી છે. અને સેફલના અનુમાનને મી. જે. આર. ડોજના પાછળથી પ્રગટ થએલ રીપોર્ટોએ પુરે પુરે ટેકો આપેલો છે. આ બધાં પુસ્તકો ઉપરથી એમ ખુલ્લું જણાઇ આવે છે કે અમેરિકન જમીનની ફળદ્રુપતા વિશેના વિચારોમાં ઘણી અતિશયોકિત હતી અને તે જમીન યુરોપની

જમીન કરતાં કોઇ પણ રીતે ચડતી નહોતી, ઉલટું કેટલાક પ્રમાણમાં ઉતરતી હતી. ડોકાટાના કેસલટન ફાર્મોમાં એક એકર દીઠ ત્રીશ બુશલ ઘઉંનો પાક ઉતરતો હતો પણ તે માત્ર અપવાદજ હતો, બાકી સાધારણ રીતે બીજી અમેરિકન જમીનનો ઘઉંનો પાક સરેરાશ એક એકર દીઠ માત્ર અગીઆરથી બાર બુશલજ હતો. અમેરિકામાં ફળદ્રુપ જમીન જોઇ હોય અને જ્યાં એક એકર દીઠ ત્રીશથી ચાળીશ બુશલનો પાક ઉતરે તે જોવું હોય તો પુરાણા પુર્વના સ્ટેટોમાંજ જવું પડે અને તે જમીન માણસોએ પોતે હાથે બનાવેલી હતી.

( અપુર્ણ )

---

## ચંદન અને ચંદનનું તેલ*

ઘણી વસ્તુઓનો ઉપયોગ કરવાનું જંગલી યુરોપવાસીઓ સભ્ય ભારતવર્ષ પાસેથી હાલમાં શીખેલ છે. તેમાંથી ચંદનનું તેલ, એ પણ એક વસ્તુ છે ચંદનની કદર કરવી તે તો હજુપણ તેઓ જાણતા નથી. ચંદનના તેલનો ઉપયોગ તેઓ દવાઓના કામમા કરવા તો લાગ્યા છે પરંતુ આ તેલ તેઓને મળે કયાથી? ભારતવર્ષ સિવાય ચંદનનો એક ટુકડો પણ બીજે ઠેકાણે મળવો મુશ્કેલ છે, માટે દરવર્ષે ચંદનનો જથ્થો અહિંથી વિદેશ મોકલવામાં આવે છે.

ભારતવર્ષમાં ચંદન મદ્રાસપ્રાંત, માઇસોર અને કુર્ગપ્રાતમાં મળે છે, અહિંના લગભગ બધાં જંગલ સરકારી છે. મદ્રાસમા કેટલીક વ્યકિતઓનાં પોતાના પણ છે. નીચેના કોઠાપરથી જાણી શકાશે કે દરવર્ષે કેટલું ચંદન બહાર નીકાશ થાય છે.

| | રૂા. |
|---|---|
| ૧૯૦૫—૦૬ ......... | ૧,૧૧૪,૭૭૦ |
| ૧૯૦૬—૦૭ ......... | ૧,૧૩૦,૮૮૦ |
| ૧૯૦૭—૦૮ ......... | ૧,૨૦૭,૨૭૫ |
| ૧૯૦૮—૦૯ ......... | ૧,૦૩૫,૧૩૫ |
| ૧૯૦૯—૧૦ ......... | ૭૪૬,૩૫૫ |
| ૧૯૧૦—૧૧ ......... | ૧,૩૩૬,૦૦૫ |
| ૧૯૧૧—૧૨ ......... | ૧,૩૨૬,૮૭૦ |
| ૧૯૧૨—૧૩ ......... | ૧,૫૫૨,૭૩૫ |
| ૧૯૧૩—૧૪ ......... | ૬,૬૨૬,૩૬૦ |
| ૧૯૧૪—૧૫ ......... | ૫૩૮,૭૭૪ |
| ૧૯૧૫—૧૬ ......... | ૧,૫૫૬,૬૩૬ |
| ૧૯૧૬—૧૭ ......... | ૬,૮૬૦,૨૪૫ |

ત્રણવર્ષ પહેલા સુધી તો એ પ્રમાણે કરવામાં આવતુ હતું કે ત્રણે ઠેકાણે આખા વર્ષદરમ્યાન એકઠાં થયેલાં ચંદનના જથ્થાનું લીલામ નવેંબર યા તો ડિસેંબર મહિનામાં કરી નાંખવામાં આવતું હતું.

ઉપર દર્શાવેલા આંકડાઓ પરથી ચંદનનું પ્રમાણ જાણવામાં આવી શકે તેમ છે.

ઈ. સ. ૧૯૧૪-૧૫ ના આકડાઓ જોવાથી માલુમ પડશે કે ચંદનનું વેચાણ આ વર્ષો કાંઇક ઓછું થયું છે. માઇસોર રાજ્યને આ વર્ષોમાં ઘણું નુકસાન થયું હતું, સાડી ઓગણીશ લાખ રૂપીયા જેટલો આવકમા ઘટાડો એકદમ થઇ ગયો જણાયો ત્યારે અધિકારીવર્ગનું ધ્યાન ખેચાયું. સત્યછે કે ઠોકર ખાધા વગર કોઇને અક્કલ આવતી નથી

ઇ. સ. ૧૯૧૧ સુધી ચંદનનું મુલ્ય ટનનો ભાવ રૂા૦ ૫૦૦) હતો, પરંતુ સન ૧૨-૧૩માં

* 'વિજ્ઞાન, માસિકના એક લેખનો અનુવાદ.

વધી અને બમણો ગયો, એમ થવાનું એ હતું કે જર્મનીના તેલ કાઢનારા આડતીઆઓની ખેંચતાણ હતી. પરંતુ લડાઇ શરૂ થવાની સાથેજ જર્મની ચંદન મંગાવતું બંધ થયું અને તેનું પરિણામ એ આવ્યું કે, માઇસોર રાજયને એટલું નુકશાન સહન કરવું પડયું.

ઇ. સ. ૧૯૧૪ની આખરે માઇસોર રાજયેના વ્યાપાર-વિભાગના અધિકારી સાહેબે એવો ઠરાવ બહાર પાડયો કે "ચંદનનું તેલ કાઢવાનું એક કારખાનું ઉઘાડવું જોઇએ, એમના કહેવાથીજ તાતા ઇન્સ્ટીટયુટ ઑફ સાયનસ બેંગલોરમાં પ્રવેશ સંબંધી પરીક્ષાઓ થવા લાગી-ચંદનનું તેલ કાઢવાને લગતા અખતરાઓ શરૂ થવા લાગ્યા. અને થોડા દિવસોમાંજ એટલું ઉંચા પ્રકારનું તેલ તૈયાર થવા માંડયું કે જેવું યુરોપમાં નીકળતું હતું લડાઇ શરૂ થયા પુર્વે પણ ભારતમાં ચંદનનું તેલ કાઢવામાં આવતું તો હતુંજ પરંતુ તે જરા રંગે શામળુ જણાતું હતું, પરંતુ હતું ચોખ્ખું; શામળુ થવાનું કારણ એ હતું કે તેમાં કંઇક મેળવણી કરવામાં આવતી હતી અને એમ થવાથીજ તેની યુરોપમાં માગણી ઘણી ઓછી હતી.

ઇ. સ. ૧૯૧૫ સપ્ટેમ્બર મહીનામાં માઇસોર રાજયે ૧૦૦૦ શેર તેલ દર મહિને નીકળી શકે તેવું એક નાનું સરખું કારખાનું ઉઘાડવા માટે એક લાખ રૂપીઆનો ખર્ચ કરવા સંમતિ આપી આ કારખાના માટે બેંગલોરની પાસેજ એક જગ્યાની ગોઠવણ કરવામાં આવી. આમ કરવાથી બેંગલોર—સાયન્સ ઇન્સ્ટીટ્યુટના પ્રોફેસરોને પણ પ્રયોગશાળા તથા વખતો વખત સંચાઓની મદદ લેવાનું સુગમ થઇ ગયું.

લડાઇને લીધે વિદેશથી યંત્રો—મશીનો આદિ મંગાવવું ઘણું મુશ્કેલ થઇ પડયું હતું, તેથી શરૂઆતથીજ એવો બંદોબસ્ત કરવામાં આવ્યો કે, જે કંઇ પણ સામાન દેશમાં જુનો કે નવો મલી જાય તે ખરીદી લેવો અને બાકીનો દેશી કારખાનામાં તૈયાર કરાવી લેવો. મદ્રાસની ઇંડીયન એલ્યુમીનીઅમ કંપની Indian aluminium Company of Madras તેમજ બેંગલોર ઇંજીનીયરખાતા તરફથી પાણી પુરૂં પાડનારા Water Supply Division of the P. W. D. of Banglor કારખાનાના કાર્યવાહકો તરફથી ઘણી સહાયતા મળી. કારખાનાનું કામ ઈ. સ. ૧૯૧૬ના મે મહિનાની ૧૦ મી તારીખેથી શરૂ કરી દેવામાં આવ્યું અને ૩૦ મી જુન ૧૯૧૭ સુધીમાં ૨૫૩૪૫ શેર તેલ તૈયાર થઇ ગયું. જર્મનીથી તેલ આવતું અટકી ગયું હતું, એ કારણથી તેલની માગણી ઘણી વધી પડેલી હતી, અને એથી માઇસોર રાજયને ઘણી આવક થઇ, અને ઇ. સ. ૧૯૧૪માં જેનુકશાન થઇ ગયું હતું તેનો બદલો મલીગયો.

જયારે તેલની માગણી વધતી ચાલી, ત્યારે રાજયે એવો ઠરાવ કર્યો કે અમારા તરફથી હવે પછી ચંદન વિદેશ મોકલીશુંજ નહિ. જેટલું ચંદન અંહિં તૈયાર થશે તેટલો પ્રમાણમાં તેનું તેલ કાઢવામાં આવશે. આ ઉદ્દેશથી કારખાનું આગળ પર મોટાપાયો પર શરૂ કરવામાં આવ્યું અને બેંગલોરમાં

૩૦૦૦ શેર તેલ નીકળવા લાગ્યું. વળી બીજું કારખાનું માઇસોરમાં પણ ખોલવામાં આવ્યું, તેમાંથી ૧૦૦૦૦ શેર તેલ દરમાસ નીકળવું શરૂ થશે. આ બીજા કારખાનાની શરૂઆત થઇ ચુકી છે, અને સપ્ટેમ્બર મહિનામાં તેમાં તેલ કાઢવાનું શરૂ પણ થઈ ચુક્યું છે. હવે આ બન્ને કારખાનામાં દરમહિને ૬૦૦૦ શેર તેલ નીકળે છે. બે વર્ષમાં પંદર લાખ રૂપીઆનું તેલ તૈયાર થઇ ગયું છે. અને ઇ: સ. ૧૯૧૭ની આખરે લગભગ ૪ લાખ. રૂપીયાનું તેલ મહિને મહિને નીકળતું થયું છે.

સો મણ જેટલું ચંદનનું તેલ પણ નીકળે છે, આથી અનુમાન કરી શકાય છે કે, જે પૈસા અહિંથી યુરોપ સુધી ચંદન મોકલવામાં ખરચાતાં હતાં તેમાં કેટલો બચાવ થઈ ગયો.

કારખાનામાં કામ દિવસ અને રાત ચાલુ રહે છે. કયારે કયારે સાફસુફ કરવામાં આવે છે ત્યારે થોડો વખત કામ બંધ રાખવાની જરૂર પડે છે. કામ કરનારાઓના ત્રણ વિભા પાડવામાં આવ્યા છે. દરેક વિભાગવાળા આ આઠ કલાક કામ કરી જાય છે, અને તેઓન ઉપરી તરીકે રસાયન શાસ્ત્રમાં પારંગત થયેલ હિંદીને રાખવામાં આવ્યો છે. એ ઉપરાંત તેલ સાફ કરીને પેક કરાવવાની દેખરેખ રાખવ માટે બીજા રશાયન શાસ્ત્રીઓ રાખવામાં આવ્યા છે.

આ રીતે જાણી શકાય છે કે ભારતવર્ષન રાજ્યોમાં કેટલી વસ્તુઓ મળે છે. જો એ પરદેશ ન મોકલવામાં આવે અને તેનો ઉપયોગ અહિંજ કરવામાં આવે તો એ રાજ્યોને કેટલો બધો નફો થાય, પરંતુ શોક સાથે લખવું પડે છે કે, દેશી રાજ્યોમાં આવી વાતો તરફ લક્ષ્યજ જતું નથી.

C/o હીરાલાલ અમૃતલાલનો બંગલો—ઘાટકોપર. } આવજી દામજી શાહ.

# અધિપતિની નોંધ.

મજુર વર્ગના હીત માટે સુલેહના કરારનામામાં દાખલ કરવા માટે રજુ કરવામાં આવેલી એક કલમ એવી હતી કે આ કરારનામાં ઉપર સહી કરનાર રાજ્યોની સરકાર આથી નીચેની નવ કલમો સ્વીકારે છે અને તેને વ્યવહારૂ રીતે અમલમાં મેલવા માટે દેશપરદેશના પ્રતીનીધીઓના કૉન્ફરન્સ તરફથી વખતો વખત જે સલાહ મળે તે અનુસાર પગલાં ભરવાનું કબુલે છે:—

૧ કોઇ પણ મનુષ્ય પાસે મજુરી કરાવવાનો હક્ક વેપારની ચીજ માફક એક માલીક પાસેથી બીજા માલેકને આપી શકાશે નહીં અને વ્યવહારમાં પણ કોઇ પણ મનુષ્ય પોતાના મજુરને બીજા કોઇની મજુરી કરવાનુ ફરમાવી શકશે નહી

૨ કાયદાપુર્વક કરી શકાય એવાં કોઇ પણ કામ માટે મજુરો તથા તેમને નોકરીમાં રાખનાર શેઠીયાઓ મંડળમાં ભેગા મળી શકશે.

૩ ચઉદ વર્ષની અંદરની ઉમરના દરેક બાળકને માનસીક તથા શારીરીક યોગ્ય કેળવણી આપી શકાય એટલા માટે એવી વ્યવસ્થા રાખવામાં આવશે કે એવા કોઇ પણ બાળકને નોકરીમાં રાખવાની પરવાનગી આપવામાં નહી આવે. ચઉદથી અઢાર વર્ષનો કોઇ પણ છોકરો કે છોકરી શારીરીક ઉન્નતીને વીઘ્નકર્તા ન હોય એવો કોઇ પણ ધંધો એવી રીતે કરી શકશે કે તેના સામાન્ય અથવા ધંધાને લગતો અભ્યાસ ચાલુ રાખવાનું બની શકે.

૪ દરેક મજુરને પોતાના દેશકાળને અનુસાર યોગ્ય રીતે જીવન ગાળવાનું બની શકે એટલો પગાર મેળવવાનો હક્ક રહેશે.

૫ એક સરખા પ્રકારનું એક સરખું કામ કરનાર પુરૂષો તથા સ્ત્રીઓને સરખો પગાર આપવામાં આવશે.

૬ બધા મજુરોને રવીવાર અથવા અઠવાડયામા બીજો કોઇએક દીવસ આરામેશ માટે આપવામાં આવશે.

૭ મજુરો પાસે દરરોજના આઠ કલાક અથવા અઠવાડયાના અડતાળીસ કલાક કરતાં વધારે વખત કામ લેવામાં આવશે. નહીં. શીવાય કે જ્યાં સ્થાનીક હવાપાણી અથવા ઔદ્યોગીક બંધારણની અપૂર્ણતા અથવા બીજા કોઇ ખાસ કારણોને લીધે મજુર વર્ગની કામમાટેની કાબેલીયત ઉપર અસર થતી હોય. ત્યાં તે કારણો ધ્યાનમાં લઇને સમય નકી કરવામા આવશે. એવા દેશોમાં આ નીયમના બદલે એવોજ બીજો નીયમ

દેશ પરદેશના મજુરોના પ્રતીનીધીઓનું કૉન્ફરન્સ નકી કરશે.

. ૮ મજુર તરીકેના હકનો સવાલ હોય અથવા તેમની સંસારી સ્થિતીને લગતી બાબત હોય ત્યાં પરદેશથી કાયદાપુર્વક આવેલા મજુરોને તથા તેમનાં કુટુંબને સ્થાનીક મજુરોના જેવાજ ગણવામાં આવશે.

૯ મજુરોના રક્ષણ માટેના કાયદાઓ તથા નીયમો કેવી રીતે પળાય છે તે બાબદની યોગ્ય તપાસ રાખવામાં આવે તે માટે દરેક દેશની સરકાર ગોઠવણ કરશે અને તેમાં સ્ત્રી વર્ગનો પણ ભાગ રહેશે.

ઉપરની નવ કલમો બ્રીટીશ સરકારે સ્વીકારી હોય તો તે પ્રમાણે અમલ થતો રહે એવી સંભાળ રાખવા માટે હીંદમાં પણ મજુર વર્ગ તરફથી મંડળો સ્થપાવાની ૪૩૨ છે. ઘ

---

"બૉમ્બે કમર્શીયલ મ્યુઝીયમ" નામની જે સંસ્થા અત્રે થોડા વખતથી હસ્તીમાં આવી છે તે પ્રત્યે આથી વાચનારનું ધ્યાન ખેંચવામાં આવે છે દશેરાને દીને (તા. ૪ ૧૦-૧૯) એ સંસ્થાનું પ્રદર્શન ખુલ્લું મેલાશે એમા કયો માલ રાખવો તે જો કે એ સંસ્થાના ચાલકોની મુનસફી ઉપર રહેશે તોપણ મુંબઇની વેપારી આલમ કઇ ચીજનો વેપાર કરે છે તથા મુંબઇમાં કઇ વસ્તુઓ બને છે. અને કઇ ખપે છે તેનો ખ્યાલ એકજ જગાએ મળવાનો સંભવ જો આપણે કલ્પી શકીયે તો તેવું પ્રદર્શન સ્થાપવાનો અને તેને સતત ચાલુ રાખવાનો હેતુ આ સંસ્થાનો છે. કોઇની પાસે નાણાંની મદદ કે ધર્માર્થ સહાય એ સંસ્થા માગતી નથી પણ વેપારી માલના નમુના મોકલી આપવા, ઉદ્યોગ તથા વેપાર વીશે અનુભવીઓનાં ભાષણો અથવા લેખો મેળવવા વગેરે કાર્યો આ સંસ્થાની પ્રવૃત્તીને અંગે હાથ ધરવાનો વીચાર રાખવામાં આવ્યો છે અને તેમાં બનતી મદદ કરવા માટે સર્વને વિનંતી કરવામાં આવે છે. એવાં કાર્ય વેપારી પેઢીની શૈલીપ્રમાણે કરનારી સંસ્થાઓ બીજા દેશોમાં ઘણી છે અને આ સંસ્થા પણ એજ રીતે કામ કરનાર છે. જેમને પ્રોસ્પેકટસ જોવાં હોય તેઓ ગીરગામ પોર્ટગીઝ દેવળ પાસે એ મ્યુઝીયમની ઑફીસમાં પુછવાથી સર્વ માહીતી મેળવી શકશે.

---

ધંધાને લગતી કેળવણીની બાબદમાં અમેરીકામાં તથા ઈંગ્લંડમાં હાલ જે જાગ્રતી ચાલી રહી છે તે ધ્યાન ખેંચવા લાયક છે. "ઉદ્યોગ અને વેપારને લગતી કેળવણી વધારવા માટેનું મંડળ" ઈંગ્લંડમાં થોડા વખત ઉપર સ્થાપવામાં આવ્યું છે લીલાંકવાળાઓએ પોતાનું મંડળ સ્થાપી એ ધંધાને લગતી કેળવણી માટેની યુનીવર્સીટીની ડીગ્રી કાજે તાલીમ આપે એવી કૉલેજ કાઢી છે. વર્તમાન પત્રના અધિપતી થવા માટે જોઇતું શીક્ષણ તો ઘણા વખતથી અપાય છે અને તે લેનારાને ત્યાંની લંડન યુનીવર્સીટી ડીપ્લોમા આપે છે. શરાફી તથા બેંકના કામકાજને લગતી તાલીમ લેનાલેનારાઓ માટે શીક્ષણ પરીક્ષા ઇન્સ્ટીટયુટ ઑફ બેંકર્સ તરફથી અપાય છે અને છેવટે તે માટેની પરીક્ષા પણ એ મંડળ લે છે, પરદેશોમા બેંકોને લગતું કામકાજ

---

કેમ ચાલે છે તે માટેની માહીતી મળે તે અર્થે યોગ્ય માણસોને ચુંટી કહાડી પરદેશ ખાતેની બેંકોમાં કામ કરવા માટે મોકલવાની યોજના લંડન જોઈંટ સીટી એંડ મીડલેંડ તૈયાર કરી છે. લંડનની કાઉંટી એંડ વેસ્ટ મીન્સ્ટર બેંકે પોતાના નોકરોને માટે સ્કૉલરશીપ ફંડ સ્થાપ્યું છે મી. એમ. ઇપ્સ્ટીન નામના એક ગૃહસ્થે તા. ૧૪ મી જુન ૧૯૧૯ ના "ઇનોકૉનોમીસ્ટ" નામના અઠવાડીક પત્રમાં લેખ મોકલ્યો છે તેમાં તેણે એવી સુચના કરી છે કે સરકારી નોટો તથા શેરોના બજારને લગતા કામકાજ વીશેની માહીતી તથા તાલીમ આપવા માંટે ખાસ ગોઠવણ કરવી જોઇએ અને એવી તાલીમ મેળવેલી ન હોય એવા કોઇ પણ ગૃહસ્થને તે ગમે તેવો પ્રમાણીક અને શ્રીમંત હોય તો પણ હવે પછી શેર બજારના મંડળના સભાસદ તરીકે દાખલ કરવો ન જોઈએ.

---

લેધર કલોથની બનાવટ માટેની હરી *ફાઇ હીન્દુસ્તાનમાં ધણી જરુર* ... છે. જાપાનના એ ઉદ્યોગની સ્થીતી ઉપરથી એ વીશે કેટલીક જાણવા જોગ માહીતી વેપારી ખબરોમાં આ અંકમાં આપી છે તે ઉપરથી માલમ પડશે કે ૧૯૧૮ ના વરસ અગાઉ જાપાનમાં તથા ઓઇલ કલોથની આયાતમાં મોટો વધારો થયેલો જણાય છે તેનું કારણ એ છે કે ઉંચા પ્રકારનો માલ મોટરકાર બનાવવામાં ઉપયોગી હોવાથી તેની લેવાતી ઘણીજ વધી હતી. લેધર કલોથ બનાવવામાં સુતરાઉ ચાદરો (કોટન ગ્રે સીટીંગ) મુખ્ય કરીને વપરાય છે. તેનો મોટો ભાગ સ્થાનીક મીલોમાં બનેલો હોય છે. તેને માટેનું રૂ મોટે ભાગે હીંદમાંથી આયાત કરેલું હોય છે. જો કે થોડોક ભાગ કોરીયામાંથી પણ આયાત થાય છે. પણ તે બેઉમાં અમેરીકન રૂની ભેળવણી કરવી પડે છે. તેમ ન કરે તો લેધર કલાથ બનાવતી વેળા કાપડનું કદ ઘટી જાય છે.

લેધર કલોથ બનાવવાની રીતમાં ઇંડીયન ટ્રેડ જર્નલના તા. ૧૩ મી જુન ૧૯૧૯ માં અંકમાં ટુંકામાં સમજાવેલી છે એમાં જે પીગ્મેંટ અને કોલોડીયન વપરાય છે તે જાપાનમાં બને છે માત્ર જુ પીગ્મેંટ અને કાર્બનબ્લેક પરદેશથી આયાત થાય છે. પીગ્મેંટમાં દીવેલનો ભાગ વીસથી ત્રીસ ટકા જેટલો હોય છે. લેધર કલોથ બનાવતી વેળા બસો વાર *જેટલા લાંબા તાકા વાપરવામાં* આવે છે અને પછી વેપારીઓને માલ આપતી વેળા તેમાંથી સગવડ અને હાજતના પ્રમાણમાં કડકા કરવામાં આવે છે, હીંદમાં લેધર કલોથ બનાવવાનો ઉધોગ નથી પણ સાહસીક ધંધાદારીઓ એમાં ધ્યાન આપે તો એ ઉદ્યોગ હીંદમાં જમાવી શકાય એવો છે.

---

## પુસ્તક પરિચય.

ધી બરોડા ચેંબર ઑફ કૉમર્સનો છઠ્ઠો વાર્ષિક રિપોર્ટ—પ્રસિદ્ધ કર્તા માણેકલાલ હરગોવિંદદાસ શાહ—સંવત ૧૯૭૪-૭૫, ઈ સ. ૧૯૧૮-૧૯. રિપોર્ટમાં બહુ ટુંકમાં એ ચેંબરે કરેલા કામકાજનો અહેવાલ આપેલો છે છેલ્લા છ વર્ષથી અનેક મુશ્કેલીઓ છતાં પણ આ સંસ્થા ટકી રહી છે અને યથાશક્તિ પોતાનું કામકાજ બજાવ્યે જાય છે. એથી એને ધન્યવાદ ઘટે છે ધીમે ધીમે આ મંડળ બીજી આગેવાન ચેંબરોને અનુસરીને પોતાના કાર્યક્રમમાં વધારો કરતું જાય અને એથી કરીને વડોદરાના વેપારની ઉન્નતિ સાધવા કારણભુત બને એવી આશા રાખીએ છીએ.

---

THE STOCK EXCHANGE NEWS—શેર બજાર ન્યુસ, વાર્ષિક લવાજમ રૂા. ૪, છુટક નકલ-૨ આના. પ્રસિધ્ધ કર્તાઃ—મેશર્સ મંચેરશાહની કું.—રેલ્વે બ્યુ ગ્રાંટરોડ.

આ અઠવાડિક પત્રને આવકાર આપતા અમને ઘણો આનંદ થાય છે બીજા દરેક સુધરેલા દેશોમા જ્યાં જ્યાં શેર બજાર છે ત્યાં ત્યા માત્ર તે સબધી વિદ્વતાપુર્ણ ચર્ચા ચલાવતાં વર્તમાન પત્રો પણ હસ્તી ધરાવે છે, પણ અહિં હજી સુધી એવુ એકે પત્ર નહતુ તેની ખોટ આથી પુરી પડે છે અને આ નવા સાહસને માટે તેના પારસી કાર્યવાહકોને ધન્યવાદ ઘટે છે. અલબત, હજી આ પત્ર નવું છે એટલે જોઇએ તેવા વિચારપુર્ણ લેખો નથી પણ રફતે રફતે એમાં સુધારો થતો જાય અને વ્યાપારના અનેક અંગ સ્પર્શી લેખો તે તે અંગના વિદ્વાનો પાસે લેવામાં આવે અને ખરા પૈસા રોકનાર ગમે તે વર્ગના આસામીઓ માટે પણ આ પત્ર માર્ગસૂચક બને તો મુંબાઇના વ્યાપારને મોટો લાભ થશે એટલુંજ નહિં પણ હમણા શેર સટાના પવનમાં પણ સામાન્ય લોકોમા જે અજ્ઞાન આ સંબંધી જોવામાં આવે છે તે દૂર થશે એમ ધારીએ છીએ.

---

સ્વામીવિવેકાનંદ—ભાગ ૫ મો અનુવાદક.—રા. નર્મદાશંકર બાલાશંકર પંડયા અને રા. નટવરલાલ ગિરધરલાલ શાહઃ પ્રકાશકઃ સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલયઃ હવે આ સંસ્થા કે તેના તરફથી પ્રસિધ્ધ થતા પુસ્તકોને ગુજરાતી પ્રજાને ઓળખાવવાની જરૂર રહી નથી 'સ્વામી વિવેકાનંદ' જેવા પુસ્તકોનો પણ લોકોમાં આટલો બધો ઉઠાવ છે એ હકીકતથી સંતોષજ ઉત્પન્ન થાય છે. ભાષા શુદ્ધ તેમજ સરળ છે અને જે વર્ગ આ પુસ્તક વાંચીને લાભ મેળવી શકે તેમને યોગ્યજ છે.

---

# ચેમ્બરનો વિભાગ.

ધી ઈંડીયન મર્ચંટસ ચેમ્બર એંડ બ્યુરોની કમીટીની સભા તા. ૨૭-૮-૧૯ ને રોજ બપોરે (સ્ટા. ટા.) ૨૫ા વાગે ચેમ્બરની ઑફીસમાં ઑ. શેઠ ચુનીલાલ વી. મેહેતાના પ્રમુખપણા હેઠળ મળી હતી. તે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતાઃ—મેસર્સ જહાંગીર બમનજી પીટીટ, વીસનજી ઠાકરસી હાલાઇ, હંસરાજ પ્રાગજી ઠાકરસી, લક્ષ્મીદાસ રવજી ટેરસી, વીઠલદાસ દામોદર. ગોર્વીંદજી, દેવીદાસ માધવજી ઠાકરસી, મોતીલાલ વલભજી, મોતીલાલ કાનજી, મુળજી હરીદાસ, તથા લક્ષ્મીચંદ માણેકચંદ ખોખાણી.

સભામાં કામકાજ નીચે પ્રમાણે કરવામાં આવ્યું હતું.

૧ આગલી સભાની મીનીટ સભાસદોમાં ફેરવવામાં આવી હતી તે પસાર કરવામાં આવી હતી.

૨ અકટોબર માસમાં મળનારી ઇંડીયન રેલ્વે કૉન્ફરન્સ એસોસીએશનની કમીટી તા. ૬-૧૦-૧૯ ને રોજ સીમલા ખાતે મળનાર છે એમ જણાવી જે વીષયો એ સભામાં ચર્ચાય એવી ચેમ્બરની ઇચ્છા હોય તે વીષયોની ખબર તા. ૧૦-૯-૧૯ સુધીમાં મોકલવી એવી વીનંતી કરનારો પત્ર એ કૉન્ફરન્સના સેક્રેટરી તરફથી આવ્યો હતો. કમીટીએ એવો ઠરાવ કર્યો હતો કે રેલ્વેના દર બાબદ ચેમ્બર તરફથી નામદાર સરકાર ઉપર મોકલવામાં આવેલી અરજી તથા ત્રીજા વર્ગના ઉતારૂઓની ફર્યાદો એ બે બાબદ એ સભાની ચર્ચા માટે સુચવવા.

૩ મી. બી. એફ. માદને "ટાઇમ્સ ઓફ ઈંડીયા"ના પત્રના તા. ૨૧-૮-૧૯ ના અંકમાં છઠે પાને "સોના વીશેના ઠરાર ઉપર સહી થઇ" એવા મથાળા નીચે આવેલા લખાણ વીશે કમીટીનું ધ્યાન ખેંચી એમ સુચવ્યું હતું કે જો ઇંગ્લંડની સરકાર પોતાના મુલકમાંથી સોનું નીકાશ થવા દેવા તૈયાર હોય તો કમીટીએ હીંદી સરકારને તથા હીંદી પ્રધાનને મજબુત આગ્રહ સાથે વીનંતી કરવી કે એ સોનું બીજે દેશ જાય તો હીંદના લેહેણા પેટે આ દેશમાં આવવા દેવું એમ થવા માટે હાલ હીંદમાં સોનું આયાત કરવાની મનાઇ છે તે કાઢી નાંખવી જોઇએ અને જે કીંમત આવે તે કીંમતે ખુલા બજારમાં સોનું વેચાવા દેવું જોઇએ. એ રીતે સોનું હીંદમાં આવશે તો તેટલે અંશે ચાંદી માટેની માંગણી ઘટશે અને હીંદી પ્રધાનની હુંડીને લગતો મામલો વધારે બગડતો અટકશે.

કમીટીએ ઠરાવ કર્યો કે, હીંદમાં સોનું આયાત કરવાની મનાઇ કાઢી નાંખવી અને સાધારણ રીતે આવતું હતું તે પ્રમાણે હીંદમાં એ આવે એવી પરવાનગી આપવી એવી હીંદી સરકારને વીનંતી કરવી.

૪ જંગબાર ખાતેની ઈંડીયન નેશનલ એસોસીએશનના આ. સેક્રેટરી મી. બીહારીલાલ એન. અનંતાણીએ હીંદનો પૂર્વ ઈસ્ટ આફ્રીકા સાથેનો વેપાર કેમ વધારવો તે વીશે ચેમ્બર ઉપર એક પત્ર લખ્યો હતો તેમાં તેમણે જણાવ્યું હતું કે વેપારી અને ઉદ્યોગ ધંધાને લગતાં મંડળોએ પૂર્વ આફ્રીકામાં વેપારની સ્થીતી હાલ કેવી છે તથા વેપાર માટેની સગવડો કેવી છે તે વીશે રીપોર્ટ કરવા માટે પ્રતીનીધીઓ મોકલવા જોઇએ. બીજી પણ કેટલીક સુચનાઓ એ પત્રમાં હતી જેમાં એક એ હતી કે હીંદીઓના હાથમાંજ નાણાં સંબંધી કાબુ હોય અને આ વેપાર વધારવા માટે પ્રયત્ન કરે એવી એક જોઇંટ સ્ટોક કંપની સ્થાપવી.

કમીટીએ એ પત્ર સભાસદોમાં ફેરવવાનો ઠરાવ કર્યો હતો.

૫ ચેમ્બરના સભાસદો થવા માટે નીચે જણાવેલા ગૃહસ્થો તરફથી અરજી આવી હતી:—(૧) શેઠ ઇશ્વરલાલ લક્ષ્મીદાસ, (૨) શેઠ એન. એમ. મજુમદાર અને (૩) શેઠ રામકૃષ્ણ એન. બીજુર.

એમને વીશે ચેમ્બરના સભાસદોનાં મત માગવાં, મત પત્રકો તા૦ ૪-૯-૧૯ થી ૧૧-૯-૧૯ સુધીમાં સ્વીકારવાં અને સ્કુટીનીયર તરીકે શેઠ મોતીલાલ વલભજીને નેમવાનો કમીટીએ ઠરાવ કર્યો હતો.

૬ હુંડીને લગતા સવાલો સંબંધી ચર્ચા કરવા માટે જે કૉન્ફરન્સ તાતા બેંક તરફથી ભરવામાં આવનાર હતી તે માટેનો વીચાર એમણે માંડી વાળ્યો છે એમ જણાવનારો એમનો પત્ર આવ્યો હતો.

કમીટીએ તેની નોંધ લીધી હતી.

૭ રેલ્વેની રસીદો ઉપર ખોટી સહી કરવામાં આવે તો તેથી ખોટ જાય તે માટેની જવાબદારીમાંથી રેલ્વે સતાવાળાઓને મુક્ત રાખવા બાબદ નામદાર સરકારે ચેમ્બરનો અભિપ્રાય માગ્યો હતો.

એ વીશે વીચાર ચલાવવા માટે નીચે જણાવેલા ગૃહસ્થોની સબ-કમીટી નેમવાનો ઠરાવ થયો હતો:—

ઑ. મી૦ ચુનીલાલ વી. મેહેતા, ઑ. મી૦ પુરૂશોતમદાસ ઠાકોરદાસ તથા મેશર્સ જહાંગીર બમનજી પીટીટ, લક્ષ્મીચંદ માણેકચંદ ખોખાણી, મોતીલાલ કાનજી, વેલજી લખમસી નપુ, વીસનજી ઠાકરસી હાલાઇ તથા નારણજી હરીભાઇ.

૮ મી. પદમસી મનજીએ પત્ર લખી ફરીયાદ કરી હતી કે જરમની તથા આસ્રીયા ખાતે મોકલેલા તાર પહોંચ્યા કે કેમ તે વીશેની પુછપરછનો બરોબર જવાબ નામદાર સરકાર પાસેથી મળતો નથી. કમીટીએ ઠરાવ કર્યો કે આ પત્રનો એવો જવાબ વાળવો કે જર્મની તથા આસ્રીયા ખાતે મોકલેલા તારના સંદેશા સામાન્ય રીતે પહોંચે છે કે કેમ તે વીશે એમણે નામદાર સરકારનાં તાર ખાતાંના વડાને લખીને પુછાવવું.

---

૯ એસેન્શીયલ ઓઇલની આયાત તથા નીકાશને લગતી વીગત નામદાર સરકાર પાસે મંગાવવી એવો ઠરાવ કરવામાં આવ્યો હતો.

૧૦ કમીટીએ ઠરાવ કર્યો હતો કે આવતી મીટીંગ સોમવાર તા. ૮ મી સપ્ટેંબર ૧૯૧૯ ને રોજ સ્ટા. ટા. ૨ વાગે ભરવી.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇંડીયન મર્ચંટસ ચેમ્બર એંડ બ્યુરોની કમીટીની એક સભા શુક્રવાર તા. ૫-૯-૧૯ ને દીને બપોર પછી ૨ વાગે ચેમ્બરની ઑફીસમાં ઑ. શેઠ ચુનીલાલ વી. મેહેતાના પ્રમુખપણા હેઠળ મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર થયા હતાઃ—ઑ. શેઠ લલ્લુભાઇ સામળદાસ, શેઠ સોરાબજી એદલજી વૉર્ડન, શેઠ મોતીલાલ વલભજી, શેઠ વીઠલદાસ ડી. ગોવિંદજી, શેઠ લક્ષ્મીચંદ માણેકચંદ ખોખાણી, શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસી, શેઠ મોતીલાલ કાનજી, તથા શેઠ વસનજી ઠાકરસી હાલાઇ.

નામદાર સરકારના એકાઉંટંટ જનરલ મી. કે. એલ દત્ત ચેમ્બરની મુલાકાત લેનાર હોવાથી ખાસ આમંત્રણને માન આપીને શેઠ બી. એફ. માદન તથા શેઠ એન. એમ. મઝુમદાર પણ હાજર થયા હતા.

નીચે પ્રમાણે કામકાજ કરવામાં આવ્યું હતું:—

૧ મી. કે. એલ દત્તને આવકાર આપી ચલણ સંબંધી વાતચીત કરવામાં આવી હતી.

૨ ચેમ્બરના સભાસદોની વાર્ષીક સભામાં રજુ કરવા માટે ચેમ્બરનો વાર્ષીક રીપોર્ટ હીસાબ સાથે સેક્રેટરીએ રજુ કર્યો હતો, કમીટીએ તે બહાલ રાખ્યો હતો.

૩ વાર્ષીક સભા તા. ૩૦ મી સપ્ટેંબર ૧૯૧૯ ને રોજ સાંજે સવાપાંચ વાગે (સ્ટા. ટા.) મેળવવાનું ઠરાવવામાં આવ્યું હતું.

૪ ચેમ્બરની કમીટીની ચુંટણી માટેનાં મતપત્રકો માટે સ્ક્રુટીનીયરો તરીકે શેઠ મોતીલાલ વલભજી તથા શેઠ વીઠલદાસ દામોદર ગોવીંદજીને નીમવામાં આવ્યા હતા.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇંડીયન મર્ચંટસ ચેમ્બર એંડ બ્યુરોની કમીટીની ખાસ સભા શુક્રવાર તા. ૧૯ મી સપ્ટેંબર ૧૯૧૯ ને રોજ બપોરે સ્ટા. ટા. ૩ વાગે ચેમ્બરની ઑફીસમાં શેઠ જહાંગીર બમનજી પીટીટના પ્રમુખપણા હેઠળ મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતાઃ—

| | |
|---|---|
| શેઠ સોરાબજી એદલજી વાર્ડન | શેઠ મોતીલાલ વલભજી |
| ,, હંસરાજ પ્રાગજી ઠાકરસી | ,, મોતીલાલ કાનજી |
| ,, ગુલાબચંદ દેવચંદ ઝવેરી | |

તે વેળા નીચે પ્રમાણે કામકાજ કરવામાં આવ્યું હતું:—

૧ ચામડાંની નીકાશ ઉપર જકાત નાંખવામાં આવી તે માટે અનુમોદન આપવાનો અને એમાં સામ્રાજ્યમાં કેળવવા માટે નીકાશ થતાં ચામડાં ઉપરની નીકાશ જકાતનો અમુક ભાગ વળતર આપવાની જે ગોઠવણ છે તે સામે વાંધો ઉઠાવનારો તારનો સંદેશો મોકલવા માટેનો મુસદ્દો રજુ કરવામાં આવ્યો હતો. કમીટીએ એ મુસદ્દો બહાલ રાખ્યો હતો.

૨ હીંદી પ્રધાનની હુંડી માટેનો દર વધારીને બે શીલીંગ કરવામાં આવ્યો તે સામે વાંધો ઉઠાવવાની બાબદ કમીટી પાસે રજુ કરવામાં આવી હતી. કમીટીએ ઠરાવ કર્યો કે એ વીશે વધારે હકીકત મેળવી જરૂર લાગે તો નામદાર સરકારને તાર કરવાની પ્રમુખને સતા આપવી.

૩ રંગ ( dyes )ની આયાત હીંદમાં કરવાની બાબદમાં જે અંકુશ મુકવામાં આવ્યો છે તે માટે વાંધો ઉઠાવવાનો ઠરાવ કરવામા આવ્યો હતો.

૪ ગળીના ઉદ્યોગમાં થતી આવકને કરમાંથી મુકત રાખવાનો જે ઠરાવ તા૦ ૫-૯-૧૯૧૯ ને દીને નામદાર હીંદી સરકારનાં નાણાંખાતાએ કર્યો છે તે બાબદ કેટલીક હકીકત પુછનારો પત્ર નામદાર સરકાર ઉપર લખવાનો કમીટીએ ઠરાવ કર્યો હતો.

૫ ચેમ્બરના સભાસદ થવા માટે નીચે જણાવ્યા પ્રમાણે નવ અરજીઓ આવી હતી તેમને માટે ચેમ્બરના સભાસદોનાં મત માગવાનો બેલટ માટે સોમવાર તા૦ ૨૯ મી સપ્ટેંબર થી ૬ ઠી અકટોબર ૧૯૧૯ સુધીની તારીખો રાખવાનો અને સ્કુટીનીયર તરીકે શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરશીને નીમવાનો ઠરાવ કરવામાં આવ્યો હતોઃ—

એ અરજીઓ નીચેના શ્રહસ્થો તરફથી આવી હતીઃ—

| | |
|---|---|
| મેશર્સ હાતીમ અતારી એંડ કું. | શેઠ હુસેન એ. ફાઝલભાઇ. |
| ,, એચ. જે., બીલીમોરીયા એંડ કું. | ,, કાનજી ગોરધનદાસ ટોપરાણી. |
| શેઠ ડી. એમ. વાડીયા | ,, ગોપાલદાસ ત્રીકમજી જીવણદાસ. |
| ,, ઇશ્વરલાલ ગણપતરામ ગજ્જર. | ,, વસનજી નારણજી ભીમજી. |
| ,, બદરીનારાયણ ગંગાધર. | |

૬ ગઇ સભામાં કમીટીની ચુંટણી માટે સ્કુટીનીયર તરીકે શેઠ મોતીલાલ વલ્લભજીને નેમવામાં આવ્યા હતા તેઓ બહાર ગામ જતા હોવાથી તેમની જગાએ શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરશીને નેમવાનો ઠરાવ થયો હતો.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

# ઔદ્યોગીક ઉન્નતીમાં નડતાં વિઘ્નો વીશે મી૦ અમીનની ફરયાદ વાશે નામદાર સરકાર ઉપર ચેમ્બરે મોકલેલી અરજી.

હીંદી સરકારનાં વેપાર ઉદ્યોગ ખાતાંના

સેક્રેટરી જોગ:—

સાહેબ,

ગઈ તા૦ ૨૨ મી સપ્ટેંબર ૧૯૧૬ ને દીને આ ચેમ્બર તુરફથી તમારા ઉપર પત્ર લખવામાં આવ્યો હતો જેમાં મેસર્સ એલમ્બીક કંપનીને પોતાના ધંધામાં નડતી અડચણો વીશે વીવેચન કરવામાં આવ્યું હતું. તે પત્રની પહોંચ સ્વીકાર્યા પછી કાંઇ પણ વીશેશ જવાબ નામદાર સરકારે આપ્યો નથી એ વીશે કમીટી દલગીર સાથે આપનું ધ્યાન ખેંચે છે. એ પછી ત્રણ વરસ થયાં છે તો પણ કમીટીએ કરેલી એ ફરયાદ વીશે તપાસ કરી તે દુર કરવા માટે કાંઇ પણ પગલાં ભરવામાં આવ્યાં નથી તે દલગીર થવા જેવું છે આ કાંઇ અમુક વ્યક્તી કે કંપનીને લગતી બાબદ નથી. એ એવી બાબદ છે કે જેમાં એક નવા ઉદ્યોગની હાલની સ્થીતી તથા હવે પછીની ઉન્નતીનો સવાલ સમાયલો છે. આ ચેમ્બરની કમીટી એમ માને છે કે એ નવા ઉદ્યોગને ખીલવવા માટે અમારો જેટલીજ કાળજી નામદાર સરકારને પણ છે. ઉપર જણાવેલો પત્ર અમે લખ્યો તે પછી મેસર્સ એલેમ્બીક કેમીકલ કંપનીએ હીંદી ઔદ્યોગીક કમીશન પાસે જુબાની આપી તેમાં પણ તેમણે પોતાને નડતી મુશકેલીઓ વીશે વીગતવાર વીવેચન કર્યું હતું. તેમ છતાં આ બધાં વરસો દરમ્યાન એમને માત્ર એટલોજ ફાયદો થયો છે કે ઔદ્યોગીક કાર્ય માટેના આલ્કોહોલ ઉપરથી સાડા સાત ટકાની જકાત કાઢી નાંખવામાં આવી. એ માટેનો હુકમ નામદાર હીંદી સરકારે આખા બ્રીટીશ હીંદને માટે કહાડયો હતો પણ તે છતાં આ કંપનીની બીજી બધી ફરયાદ તો અગાઉ જેવીજ રહી એટલુંજ નહીં પણ આ કંપનીનો માલ પંજાબમાં આયાત થતો પંજાબની સરકારે અટકાવવાથી કંપનીને ગંભીર પ્રકારનો અન્યાય થયો છે.

મારી કમીટીને એવી ખબર મળી છે કે એલેમ્બીક કેમીકલ વર્ક્સ કંપનીની સામે જ્યારે આવી રીતનો અટકાવ મેલવામાં આવ્યો છે ત્યારે જાવા, જાપાન અને બીજા પરદેશોનો માલ પંજાબમાં હંમેશ પ્રમાણે કર આપીને આયાત કરી શકાય છે. મુંબાઈનો એકસાઇઝ કમીશનર પોતાના તા. ૫ મી અકટોબર ૧૯૧૦ ના નં. ૧૪૧૯ ના પત્રમાં જણાવે છે કે પંજાબનાં દારૂ ગાળનારાં કારખાનાંના હીત જોતાં તથા પંજાબની સરકારની આવકનો લાભ ધ્યાનમાં લેતાં પંજાબ એકસાઇઝ મેન્યુઅલ (પાનું ૧૩૦) ની કલમ ૩૮૪ મી પ્રમાણે કાશમીરમાં, દીલ્હી પ્રાંતમાં તથા સંયુક્ત પ્રાંતમાં આવેલી રોઝા ડીસ્ટીલરીમાંથી જે માલ આવે તે શીવાય હીંદના બીજા કોઇપણ ભાગમાં બનેલો દારૂ પંજાબમાં આયાત થવા દેવાય એમ નથી. આ પત્રનો અર્થ એજ છે કે મેશર્સ કેરૂ એંડ કંપનીને ઇજારો આપવામાં આવ્યો

# ઘણીક અમેરીકન તીજોરીઓ કચરા જેવી હોય છે એવું અમેરીકનોજ કહે છે.

———:o:———

વેલાતી બનાવટની તીજોરીઓ આગમાં કેવી ટકે છે તેનો હીસાબ ગોદરેજે પ્રજાને આપ્યો છે. કોટની ઇવર્ટ લેધમની આફીસની આગમાં અને કાપડ બજારની મોટી આગમાં જુદા જુદા મેકરોની સંખ્યાબંધ તીજોરીઓમાં સઘળું બળી ગયું તેની ખબર મેળવવા પછી ઇવર્ટ લેધમવાળાઓએ તેમજ સર સાસુન જે૦ ડેવીડે પોતાની હજારોની કીમતની વેલાતી મોટા જાણીતા મેકરોની તીજોરીઓ લીલાંઉથી વેચી નાખી તેની જગ્યાએ ગોદરેજની તીજોરીઓ ખરીદી હતી.

હીંદુસ્તાન અને બરમાની સેવીંગ બેંકો માટે સરકારને ૩૭૨ તીજોરી જોઇતી હતી ત્યારે જુદા જુદા મેકરોની તીજોરીઓ આગમાં નાખી તપાસ કરી અને ફકત ગોદરેજ-નીમાં કાગળો સલામત રહેવાથી આખો ૩૭૨ તીજોરીનો ઓરડર ગોદરેજને આપ્યો હતો.

અમેરીકામાં સાન ફ્રાનસીસકોમાં થોડાં વરસ ઉપર મોટી આગ થઇ હતી અને હજારો ઘરો બળી ગયાં હતાં. તે આગમાં અમેરીકન તીજોરીઓએ જે દેખાવ કર્યો તે વિષે લખતાં અમેરીકાનું હુન્નરઉદ્યોગને લગતું સૌથી આગેવાન ચોપાન્યું નામે સાયન-ટીફીક અમેરીકન તા૦ ૨૬ મી મે ૧૯૦૬ ના અંકમાં નીચે મુજબ કહે છે:—

"મોટી દલગીરી સાથે કહેવું પડે છે કે, સાન ફ્રાનસીસકોની આગથી ઘણાક મેકરોની ફાયરપ્રુફ હોયાની ગેરંટી સાથ વેચેલી તીજોરીઓ કચરા સમાન પુરવાર થઇ છે. અમારી જાણમા એવી વાત આવી છે કે એ બળી ગયલી તીજોરીઓ જો કે લાકડાંની પેટી કરતાં વધુ સારી હતી નહીં, તોપણ તેના બનાવનાર યા વેચનારાઓએ ફાયરપ્રુફ હોયાની મોટી મોટી વાતો કરીને વેચી હતી. આવી કચરા જેવી ચીજને તીજોરીનુ નામ આપી વેચનારાઓનાં કારખાના અને દુકાનો સરકાર હમેશ માટે બંધ કરાવે એવું અમે ઇચ્છીએ છીએ."

**ગોદરેજનું કારખાનું:—**

(૪) ગેસ કંપની પાસે, પરેલ, મુંબઇ.

# તમારા લાભનું.



## ઈનામ રૂ. ૧૦૦૦

મેળવાની તમે કોશેશ કરો.

કેશવકાન્ત—હેર ઓઇલ વ્હાઇટ ઓઇલ (ઘાસલેટ) થી વદન રહિત છે. વ્હાઇટ ઓઇલના લાંબા વપરાસથી માથાને તથા બાલને તે નુકસાન કરે છે. માટે જો કોઇ તેમ પુરવાર કરશે કે કેશવકાન્ત હેર ઓઇલમાં વ્હાઇટ ઓઇલ છે તેને ઉપર જણાવેલું ઇનામ અમે આપશું.

બાટલી ૧ ના રૂા. ૦-૧૨-૦.

દરેક જાણીતા વપારીઓ પાસેથી મળશે.

દ્વારકાદાસ જગમોહનદાસ એન્ડ કું.

પ્રોપરાઇટર્સ

ધી હિંદ બટન ફેક્ટરી એન્ડ મેટલ વર્કસ.

ધી કેશવ પરફ્યુમરી વર્કસ, ૧૪૭, અબદુલ રહેમાન સ્ટ્રીટ, મુંબાઇ.

(૫૩)



*Registered No. B. 810.*

THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER.

# દેશી
# વેપારી ચેમ્બરનું માસિક.

પુસ્તક ૧૨મું. VOL. XII NOV. 1919. No. 5. નવેમ્બર ૧૯૧૯. અંક ૫ મો.

## અનુક્રમણિકા



---

# અમે પોતે.

આ માસિકમાં બહારથી આવેલા લેખો માટે અમે જવાબદાર નથી.

આ માસિકનું લવાજમ મુંબઈના ગ્રાહકોને માટે વાર્ષિક રૂા. ૩-૮-૦ તથા બાહાર ગામના ગ્રાહકો માટે વાર્ષિક રૂા ૪—૦—૦ પોસ્ટેજ સુદ્ધાં રાખવામાં આવ્યું છે. છુટક નકલ એકના આના ૬ છ. નમુનાની કોપી મફત મોકલવામાં આવતી નથી.

---

આ માસિકમાં જે જાહેર ખબરો છે તેમાં કંઇ ફેરફાર સુચવવો હોય યા તો કાઢી નાંખવી હોય તો આવી જાતની ખબર આગલા મહિનાની ૨૦ મી તારીખ પહેલાં આપવી જોઈએ નહિ તો તે પ્રમાણે કરવું બની શકશે નહિં.

---

અમારા જૂના કૉન્ટ્રેક્ટો પૂરા થયા બાદ, રીડીંગ મૅટરમાં અમે જાહેર ખબર લેવા માગતા નથી તેથી સર્વ જાહેર ખબર આપનાર ગૃહસ્થોને વિનંતિ કરવામાં આવે છે કે ત્હેમણે પોતાની જાહેર ખબરો મૅટરની આગળ યા પાછળ છપાવવા માટે આપવી

---

અમોને તા. ૧૦-૭-૧૯૧૮ના રોજ માસિકના લવાજમ પેટે રૂ ૩-૬-૦ મનીઑર્ડરથી મળેલ છે પરંતુ તેમા નામ બરાબર ચોક્ખું નહિ લખેલ હોવાથી તે માસિક કોને મોકલવું તે અમો સમજી શકતા ન હોવાથી જે ગૃહસ્થે ઉપરનો મનીઑર્ડર મોકલાવ્યો હોય છતાં માસિક ન મળ્યું હોય તેને તે વિષે અધિપતિને જણાવવા વિનંતી કરવામાં આવે છે.

---

આ માસીક દર મહીને પહેલી પાંચ તારીખોની અંદર પોસ્ટમાં રવાના કરવામા આવે છે માટે જે ગ્રાહકોને આઠમી તારીખ સુધીમાં અંક ન મળે તેમણે અમને તુરત ખબર આપવી જેથી જલદી તે વીશે તપાસ પણ કરી શકાય અને જરૂર હોય તો શીલીકમાંથી બીજી પ્રત પણ રવાના કરી શકાય. પાછળથી બધી પ્રતો ખપી જાય છે એટલે તે પછી કોઇની ફરીયાદ ખરી હોય તો પણ તે માટે ઇલાજ કરવો અશકય થઇ પડે છે.

# ચેમ્બરનો વિભાગ.

## વાર્ષીક સભા.

આ ચેમ્બરની વાર્ષીક સભા શુક્રવાર તા. ૩૦ મી સપ્ટેંબર ૧૯૧૯ ને દીને મળી હતી જે વેળા એ. શેઠ ચુનીલાલ વીજભુખણદાસ મેહેતાએ સભાનું કામ શરૂ કરતાં પ્રમુખસ્થાનેથી નીચે પ્રમાણે ભાષણ કર્યું હતું:—

---

## ઑ. શેઠ સી. વી. મેહેતાનું ભાષણ.

ગૃહસ્થો.

ઇ. સ. ૧૯૧૮–૧૯ ના વર્ષ માટેનો આ ચેમ્બરના બારમા વર્ષનો રીપોર્ટ બહાલ રાખવાની દરખાસ્ત મુકતા મને આનંદ થાય છે. આ વર્ષમાં ચેમ્બરે કરેલાં કામકાજનો સારાશ આપને પુરો પાડવામાં આવેલો છે એ વીશેની સંપૂર્ણ હકીકત સહીતનો રીપોર્ટ હવે જેમ બને તેમ જલદી બહાર પાડવામાં આવશે. મારા ભાષણમા હું મુખ્ય બાબતો વીશેજ બોલીશ. વર્ષ આખરે ઓધ્ધો છોડતી કોઇ પણ કમીટીને એમ સ્વાભાવીક રીતેજ લાગે કે અમારા વખતમા જે કામ થયાં તે ચેમ્બરની આખી કારકીર્દીમા મુખ્ય છે. તમે એટલુ તો સ્વીકારશો કે એવી લાગણીથી દોરવાઇ ગયા વગર પણ હું એમ કહી શકું ક આજે ઓદ્દધો છોડની કમીટીએ કરેલાં કામો ખાસ મહત્વનાં હતાં. યુરોપમાં ચાલેલા જે ભયંકર યુદ્ધથી ભારે ખુહારી થઇ અને વેપાર તથા ઉદ્યોગને જબરો ધોકો લાગ્યો તે યુદ્ધ ગયા નવેંબર માસમા એકદમ બંધ પડ્યું અને ઇગ્લંડ તથા મીત્ર રાજ્યોનો એવો સપૂર્ણ વિજય થયો કે જે માટે અગાઉ કોઇએ વકી રાખી નહી હોય. એ લડાઇના છેવટના કટોકટીના વખતમાં તથા યુદ્ધ બંધ પડયા પછીની ઉથલ પાથલના વખતમા કમીટીએ કામ કર્યું છે. એમણે જે પ્રશ્નો વીચાર્યા છે તે અગાઉ કરતાં વધારે સહેલા કે સાદા હતા એમ તો કોઇ પણ નહીં કહી શકે. હવે આપણી પહેલી ફરજ એ છે કે આ ભયંકર લડાઇનો અંત આવી સારી રીતે આવ્યો તે માટે પાડ માનવો. આપણું બીજું કર્તવ્ય એ છે કે હાલના અસાધારણ સંજોગોને પણ આપણી સ્થીતીને અનુકુળ કરી લેવા અને હાલના મુશ્કેલ મામલાને પહોચી વળવા માટે સર્વોત્તમ પ્રયત્ન કરવાની તૈયારી રાખવી.

લડાઇમાં જીત મળી તેથી હીંદમાં સર્વત્ર આનંદ થઇ રહ્યો હતો અને એ જીત મેળવી આપનારાઓ પ્રત્યે આભારની લાગણી પણ આપણે પ્રદર્શીત કરી ચુકયા છીએ ૧૯૧૮ ના નવેંબરથી ૧૯૧૯ ના જુન સુધીનો વખત એક સ્થીતીમાંથી બીજી પરીસ્થીતીમાં જતી વેળાની અસ્થીરતાનો હતો. એ દરમ્યાન, ખાસ કરીને શરૂઆતના ભાગમાં વેપાર ધંધામાં ભારે મંદી થઇ હતી તેનું કરણ એટલુંજ હતુ કે લડાઇ આમ એકાએક બંધ પડવાની કોઇએ વકી રાખી ન હતી. પણ એ મંદી બહુવાર ટકી નથી થોડાજ વખતમા મામલો સુધરી જઇને વેપાર ધંધામાં તેજી આવી છે. નડતરોમા મુખ્ય દુકાળ, સ્ટીમરોની તંગી, રેલ્વેના ગાડાની તગી તથા છેવટના ભાગમાં ઉપસ્થીત થયેલો હીંદી પ્રધાનની હુંડીના ભાવમા ઉછાળો છે. આ બધી નડતરો છતાં વેપાર ધંધામા જે નવુ જોસ આવ્યું છે તે એટલું જોરાવર છે કે આપણે બધા સટાના વમળમાં ઘસડાઇ જઇશું એમ ઘણાને ધાસ્તી લાગી છે અગાઉ શેરમેનીયા ચાલ્યો તે સમયની સાથે હાલના સમયને સરખાવવામા આવે છે પણ તે વેળા જે નવી કંપનીઓ કાઢવામા આવી તે માત્ર અસાધ્ય વસ્તુ સાધવા જના રના ઢોંગ જેવી હતી તે ધ્યાનમા રાખીએ તો એ સરખામણી બરોબર નથી એમ લાગ્યા વગર રહેશે નહીં. તેમ છતા નવાં સાહસો ઉપાડવામા ઘણી સંભાળ રાખવાની જરૂર છે અને પડી ભાગે એવાં સાહસને મુદ્દલ ઉત્તેજન મળવું ન જોઇએ, કેમ કે એવા સાહસને પરીણામે લોકોને બધાને અને ખાસ કરીને ગરીબ તથા મધ્યમ વર્ગને બહુ નુકશાન પહોંચે છે. વેપારની ખીલવણી માટે આપણું આ મંડળ છે તે ખીલવણીને પણ એવાં અયોગ્ય સાહસના સટાથી નુકશાન થાય છે. હવે લડાઇનો જમાનો ગયો છે એટલે વેપારની બાબદમાં સરકાર વચે પડે એ

યોગ્ય નથી. વેપાર તથા ઉદ્યોગની બાબદમાં સરકારે વચ્ચે પડવું જોઇએ એવી માગણી કેટલેક ઠેકાણેથી કરવામાં આવે છે પણ મારો અંગત અભિપ્રાય એવો છે કે વેપાર તથા ઉદ્યોગની બાબદમાં સરકારે કાયદા રૂપે વચ્ચે પડવું એ યોગ્ય નથી. જે ભય આપણે માથે ઝઝુમે છે તેને પહોંચી વળવા માટે સાધન એજ છે કે લોકોમાં નીતીની લાગણી ખીલવવી અને સમાજને અભીપ્રાય યોગ્ય દીશામાં વાળવો.

હાલની ઉદ્યોગ ધંધા સંબંધી ચળવળના સમયમાં જો નામદાર સરકારે હીંદી ઔદ્યોગીક કમીશનના રીપોર્ટ ઉપર વીચાર કરી પોતે શાં પગલાં ભરશે તે જાહેર કર્યું હોત તો પ્રજાને ઘણી સહાય મળત. હજી પણ આપણે આશા રાખીશું કે એમા વધારે વાર લગાડવામાં નહી આવે. થોડા વખતમા જે રાજકીય સુધારા કરવામાં આવનાર છે તે અને ઔદ્યોગીક ખીલવણીને લગતા આ સવાલો એક બીજા સાથે ઘાડો સંબંધ રાખે છે. એમાં નામદાર સરકાર જે કાંઇ કરે તે ફતેહવંત થાય તે માટે મને એ વાતની જરૂર લાગે છે અને તે એ છે કે દરેક પ્રાંતમાં વેપાર ઉદ્યોગને લગતાં ખાતાંનો કારભાર યોગ્ય હીંદી મીનીસ્ટરને સોંપવો અને હીંદને જકાત બાબદમાં સંપૂર્ણ સ્વતંત્રતા આપવી. આ બે થશે નહીં ત્યાં સુધી ઔદ્યોગીક ઉન્નતીની બાબદમાં સરકારના પ્રયત્ન જોઇએ તેટલા સફળ થશે નહી. જકાતના સંબંધમાં હીંદને સ્વતંત્રતા આપવાની બાબદમાં તમારૂં ધ્યાન ખેંચાયું હશે કે કાચાં ચામડાંની નીકાશ ઉપર પંદર ટકાની જકાત નાંખવા માટે કાયદામાં હાલમાં ફેરફાર કરવામા આવ્યો છે અને એમા એવી ગોઠવણ છે કે બ્રીટીશ સામ્રાજ્યમાં જે ચામડા કેળવાય તે જો હીંદથી નીકાશ કરવામાં આવેલાં હોય તો એ જકાતના પંદર ટકામાંથી દસ ટકા જેટલી વળતર આપવામાં આવશે. જકાતને લગતા એવા ફેરફારોના સંબંધમાં સરકારની રાજનીતી કેવી છે તે જાહેર કરવાની વીનંતી આ ચેમ્બર ઘણા વખતથી કરે છે એટલુંજ નહીં પણ જકાતમાં વખતો વખત યોગ્ય ફેરફાર કરવાની સત્તા હીંદને આપવાની કેટલી જરૂર છે તે વીશે રાજકીય મંડળોએ તથા વેપારી કોમે નામદાર હીંદી પ્રધાન મી. મોંટેગ્યુ અને નામદાર વાઇસરોય લોર્ડ ચેમ્સફર્ડ સન્મુખ આગ્રહપુર્વક વીવેચન કર્યું હતું અને એમ પણ જણાવ્યું હતું કે એ હક હીંદને આપવામાં નહીં આવે તો એકલા રાજકીય સુધારાથી ધારેલો અર્થ સરશે નહીં. પ્રજામાં આવો એકત્ર અભિપ્રાય છે તે છતાં એ બાબદમાં નામદાર સરકારે કાંઇપણ કર્યું નથી એટલુંજ નહીં પણ ચામડાં ઉપરની નીકાશની બાબદમાં જકાતને લગતી જુદીજ રાજનીતીમાં હીંદને ઉતારી છે એટલુંજ નહીં પણ એકંદરે નવી રાજનીતી કેવી રાખશે તે પણ જણાવ્યું નથી. હીંદી ઉદ્યોગોને રક્ષણ આપવા માટેની રાજનીતી પ્રત્યે ચેમ્બરે પસંદગી દર્શાવી છે કારણ કે તેથી ઉદ્યોગો ખીલવાની આશા રહે છે પણ સામ્રાજ્યને ઉત્તેજન આપવા માટેની આ રાજનીતી પ્રત્યે ચેમ્બરે વાંધો ઉઠાવ્યો છે કારણ કે ચામડાં ઉપરની જકાતમાંથી વળતર આપવાની આ ગોઠવણ માત્ર બ્રીટીશ સામ્રાજ્યને અન્ય દેશો કરતાં વિશેશ લાભ આપવાની રાજનીતી દાખલ કરવાનું આડકતરૂં પગથીયું છે. આવો મહત્વને ફેરફાર આવી રીતે કરવો યોગ્ય નથી. મી૦ જોસફ ચેમ્બરલેન જેવાને પણ આ ફેરફાર માટેની હીલચાલ કાજે ત્રણ કે ચાર વર્ષ સુધી અથાગ મહેનત કરવી પડી ત્યારે એ માટેની દરખાસ્ત પ્રજા સન્મુખ રજુ કરવાનું બની શક્યું હતું. તે છતાં હીંદી પ્રજા સન્મુખ અથવા કાંઇ નહીં તો નામદાર વાઇસરાયની ધારાસભા સન્મુખ એ આખો પ્રશ્ન રજુ કરી ઠરાવ ઉપર આવવાને બદલે આવો મહાન ફેરફાર આવા અડકતરા માર્ગે દાખલ કરવાનું

હીંદી સરકારે યોગ્ય ગણ્યું છે. એ વીશે પ્રજાને પોતાનો અભિપ્રાય રજુ કરવા માટે તક આપવી ઘટતી હતી. અત્યાર સુધી હીંદને પોતાના ખરોખરીયા તરીકે ગણવાની સ્હેજ પણ વલણ કોઇ પણ બ્રીટીશ સંસ્થાને બતાવી નથી તો પછી જકાતને લગતી બાબદમાં હીંદને લાભ થાય એવી ગોઠવણ રાખવાની તો વાતજ શી કરવી ? દક્ષીણ આફ્રીકામાં હીંદીઓને જે થોડા ઘણા હક્ક હતા તે પણ ઝુંટવી લેવા માટે બનતા પ્રયત્નો ત્યાં કરવામાં આવે છે અને તે માટે મંડળ પણ સ્થાપ્યું છે. એમ જણાવવામાં આવે છે કે આ કાયદામાં માત્ર એવી સત્તા હીંદી સરકારને આપવામાં આવી છે કે જેની રૂએ સરકાર બ્રીટીશ સામ્રાજ્યમાંથી જે જે ભાગને વળતરનો લાભ આપવા માગે તે તે ભાગને એ લાભ આપી શકે અને જો દક્ષીણ આફ્રીકાને એવો લાભ આપવો નહીં એમ લાગે તો તેમ પણ કરી શકે આટલુ છતા અમને એમ લાગે છે કે હીંદી સરકાર ઉપર એ બાબદમાં જે દબાણ ચલાવવામા આવે તેને આધીન થઇને એવાં સંસ્થાનોને પણ આ લાભ હીંદી સરકાર આપશે કે જેઓ હીંદના લાભ પ્રત્યે સુદ્દલ દરકાર રાખતાં ન હોય આ સંજોગોને લીધે હીંદને માટે જકાત સંબંધી એવી સ્વતંત્રતા આપણે હજી પણ માગીશું કે જેથી એક નીશ્ચિત રાજનીતી જાહેર રીતે ધારણ કરી શકાય. જ્યાં સુધી હીંદી સરકારનું બંધારણ હાલ છે તેવું રહેશે ત્યાં સુધી હીંદી પ્રજાની લાગણી અને લાભ પ્રત્યે યોગ્ય રીતે ધ્યાન આપવામાં આવે એવી બહુ આશા નથી.

ચલણને લગતી યોગ્ય વ્યવસ્થા તો વેપારી કોમનો શ્વાસપ્રાણ છે અને તેમ છતાં હીંદી પ્રધાને કેટલાક મહીનાથી ચલણના સંબંધમા જે રીતે કામ લેવા માંડયું છે એ દલગીર થવો જેવું છે કેમ કે તેથી વેપારી કોમને ઘણું નુકશાન થાય છે અને એ કોમમાં ઘણો ખળભળાટ થઇ રહ્યો છે. કમ્મી કમીટીની નેમણુંક થંઇ ત્યારે આપણને આશા રાખવાનું કારણ મળ્યું કે હુંડીના ભાવ સ્થીર થશે અથવા કાંઇ નહીં તો એ કમીટી રીપોર્ટ કરશે ત્યાં સુધી તેમાં ફેરફાર કરવામાં નહીં આવે; પણ તેમ છતાં તે વખતથી હુંડીના ભાવમા વધારો કરવામાં આવતો રહ્યો છે અને તેને પરીણામે વેપાર ઘણો અસ્થીર થઇ પડયો છે. કમીટીના કામમાં લાંબો ખચકો પડયો છે અને તે દરમ્યાન ભાવ બે વાર બબે પેન્સ વધીને બે શીલીંગ સુધી ગયો છે. એથી હીંદનો માલ નીકાશ કરનારાઓને ભારે ખોટ ગઇ છે અને આપણા નીકાશ વેપારમાં પણ ઘટાડો થયો છે જેને પરીણામે ખેડુતોને ભારે નુકશાન મોડે કે વ્હેલે થશેજ. એમ જણાવવામાં આવે છે કે હુંડીના ભાવના વધારા સામેનો આ પોકાર માત્ર માલ નીકાશ કરનારાઓ તથા વચગાળેના વેપારીઓ તરફનોજ છે કેમકે તેમનેજ એ વધારાથી ખોટ જાય એમ છે. ખેડુતોને તો બધી વસ્તુઓ કોઇ વેળા મળી ન હતી એટલી સસ્તી મળશે. પણ આ દલીલ ખોટી છે કારણ કે નીકાશ કરનારાઓ અને વચગાળેના વેપારીઓ તો પોતાનો નફો ગમે તેમ કરીને પણ કહાડશે અને તરેહવાર યુકતી વાપરીને પણ આ ખોટ છેવટે ખેડુતને માથે ઢોળી પાડશે. એ રીતે ખોટ છેવટે ખેડુતોએજ ભોગવવી પડશે. તેમની પેદાશના ભાવ અત્યારથીજ નીચા ગયા છે એટલુંજ નહીં પણ આયાત થતા માલમાં તેના જેટલો ઘટાડો થશે કે કેમ તે કહી શકાય એમ નથી. પશ્ચીમના દેશોમાં હુંડીના ભાવમાં થયલો વધારો ધ્યાનમાં લઇને ચીજોના ભાવ વધારવાની શરૂઆત થઇ ચુકી છે. હીંદમાં સોનું કે ચાંદી આયાત કરવાની મનાઇ ઘણા વખત અગાઉ કહાડી નાંખવી જોઇતી હતી. સરકારે સોનું વેચવાનું શરૂ કર્યું છે પણ તેથી હુંડીના ભાવ ઉપર એવી અસર પહોંચનાર નથી કે જેવી અસર શીરસ્તા પ્રમાણે વેપાર માર્ગે સોનું આયાત કરવાની છુટ આપવાથી

થાય. તમારી કમીટીએ એવી ભલામણ કરી છે કે જો બીજા ઈલાજ નીષ્ફળ જાય તો ત્રણ રૂપયાની કીંમતનો નવો સીક્કો કહાડવો જેમાં ચોખી ચાંદીનું પ્રમાણ ઓછું રાખવું. ચલણી નોટને બદલે રૂપયા આપવાની જે ફરજ નામદાર સરકારને માથે છે તે થોડા વખત સારૂ જરૂર લાગે તો દુર કરવાની સતા નામદાર સરકારને આપવામાં આવે તો તેથી ચાંદી એકહાથ કરવા માટેના પ્રયત્ન કરનારાઓ ઉપર તથા ચાંદીના ભાવપર તેની શી અસર થાય એ પણ વીચારવા જેવો પ્રશ્ન છે. સર્વ લોકો અત્યારે તો હુંડીના ભાવની સ્થીરતા માગે છે અને ચલણને લગતી કમીટીનો રીપોર્ટ મળવાની રાહ ઘણીજ આતુરતાથી જુએ છે.

નામદાર હીંદી પ્રધાન તથા નામદાર વાઇસરાય રાજકીય સુધારા વીશે હીંદની પ્રજાનો અભિપ્રાય સાંભળવા માટે હીંદના જુદા જુદા ભાગોમાં સાથે સાથે ફર્યા તે વખતથી તમારી કમીટીએ હીંદી ધારાસભામાં તથા પ્રાંતીક ધારાસભામાં હીંદી વેપારીઓનું પ્રતીનીધીત્વ કેટલું રહે છે તે વીશેની ચર્ચા ઉપર ધ્યાન આપ્યું છે. એ ખુશી થવા જેવું છે કે સાઉથ બરો કમીટીએ આપણી ચેમ્બરને એક સભાસદ પ્રાંતીક ધારા સભામાં અને એક સભાસદ હીંદી ધારા સભામાં મોકલવાનો હક આપવાની ભલામણ કરી છે. આપણે આશા રાખીશું કે મુંબઈની મ્યુનીસીપાલીટીના નવા બંધારણમાં વીસ સભાસદો નેમવાની સતા નામદાર સરકારે પોતાના હાથમાં રાખી છે તો આ ચેમ્બર તરફથી પણ યોગ્ય સંખ્યામાં પ્રતીનીધીઓ મોકલવામાં આવે તે માટેની ગોઠવણ કરવામાં આવશે. હવે જે વખત આવે છે તે દરમ્યાન વેપાર તથા ઉદ્યોગોમાં ઝડપથી ઘણો વધારો થવાની આપણે આશા રાખીએ છીએ અને તેથી એવા ઘણા સવાલો ઉપસ્થીત થશે કે જે સ્થાનીક તેમજ હીંદી ધારાસભાનામાં ચર્ચાશે. તે વેળા આપણી હીંદી વેપારી કોમ તરફથી પ્રતીનીધીઓ મોકલવાના હકની જેમ માગણી કરીએ છીએ તેજ પ્રમાણે એ બાબદમાં આપણી જોખમદારીનો પણ વિચાર આપણે ભુલી જતા નથી. એ કારણથીજ ચેમ્બરના નીયમો આપણે સુધાર્યા છે, સભાસદોની ફી વધારી છે તથા બીજા કેટલાક ફેરફાર પણ એવા કર્યા છે કે જેથી ચેમ્બરની મહત્તા વધે અને આ દેશોપયોગી સંસ્થા જે અત્યાર સુધીમાં દેશના જાહેર જીવનમાં ચોક્કસસ્થાન પ્રાપ્ત કર્યું છે તેની લાગતવગમાં હજી પણ વધારો થાય.

જેમ વધારે સવાલો આ ચેમ્બરનું ધ્યાન ખેંચશે તેમ તેમ કમીટીની જોખમદારી વધતી જશે અને મારી ખાત્રી છે કે હું નવી કમીટીની વત્રી કહી શકું કે તેઓની ઉપર નામદાર સરકાર તરફથી કે વેપારીઓ તરફથી ગમે તેટલો બોજો આવી પડે તોપણ તે સર્વને પહોંચી વળવાને જેઓ તૈયાર છે. તે માટે ચેમ્બરની આવક વધારી છે ચેમ્બરના "સ્ટાફ"માં વધારો કર્યો છે અને બીજા પણ જરૂર જોગા ફેરફાર કર્યા છે. હું આશા રાખું છું કે થોડા વખતમાં ચેમ્બરની ઑફીસ માટે મકાનનો સવાલ કમીટી પાસે ઉપસ્થીત થશે. આ સવાલ ઘણોજ અગત્યનો છે. અત્યાર સુધીમાં કમીટીએ નીયમોમા કરવાના સુધારા વીશે તથા આપણી કામ કરવાની પદ્ધતી ઉપર સંપૂર્ણ તપાસ કરી વીચાર કર્યો છે તેમણે. હવે પછી આપણે કામ કરવાની પદ્ધતી એવી બદલી છે કે આ શહેરમાં રહેતી વેપારી કોમના વિવિધ વર્ગોની સાથે વધારે સીધા અને ઘાડા સમાગમમાં આપણે આવી શકીએ. જુદા જુદા જે જે ધંધામાં પડેલા આપણા સભાસદોની સંખ્યા દસ કરતાં વધારે હશે તે પ્રત્યેક ધંધાને લગતી બાબદમાં સલાહ આપવા માટેની સબ કમીટીઓ નેમવામાં આવે એવી જે યોજના આપણા નવા બંધારણમાં છે તે આવતા માસથી કમીટી અમલમાં લાવશે. એ સબ કમીટીઓની મદદથી વધારે સારી ચર્ચા થઈ વધારે સારૂં કામ થશે.

વળી ચેમ્બરના સભાસદોની મીટીંગ દર ત્રણ મહીને મેળવવાની જે ગોઠવણ ચેમ્બરના નવા કાનુનથી હમણા કરવામાં આવી છે તેને લીધે ચેમ્બરના સભાસદો પણ ચેમ્બરના કાર્યમાં વધારે રસ લેતા થશે. સભાસદોએ આ નીયમો સુધારવામાં કીમતી મદદ આપી છે તેમનો હું આ તકે આભાર માનું છું. હું ઇંગ્લંડ ગયો તે દરમ્યાન ત્રણ માસ સુધી મી. જહાંગીર બમનજી પીટીટે મારી વતી પ્રમુખ તરીકેની જોખમદારીવાળી ફરજો બજાવી તે માટે હું એમનો આભાર માનું છુ અને હવેનું વર્ષ જે વધારે કામથી ફળદાઇ થશે એવી આશા છે તે વર્ષના ચેમ્બરના પ્રમૂખ તરીકે ચુંટાયા તે માટે એમને મુબારકબાદી આપું છું. ચેમ્બરના ઉપપ્રમુખ તરીકે ચુટી કહાડાયા તે માટે મો૦ વોર્ડનને હું અભીનંદન આપું છું.

ચેમ્બરની ઑફીસમા કામ કરનારાઓનો પણ હું આ તકે આભાર માનુ છું તેમણે પોતાનું કામ ઉત્સાહથી અને સારી રીતે કર્યું છે. મી૦ મેહેતાની સેક્રેટરી તરીકેની કીમતી સેવા ફરીથી ચેમ્બર મેળવી શકી છે તેથી મને આનંદ થયો છે એમણે અગાઉ ચેમ્બરનું કામ કેવી કુશળતાથી કર્યું છે તે તમે સા જાણો છો. સીમલા ખાતેના મ્યુનીશન બોર્ડે એમની સેવા આપણી પાસે ઉછીની લીધી હતી. ત્યા સેવા બજાવી વિશેશ અનુભવ મેળવી એઓ પાછા અહીં આવ્યા છે તે આ ચેમ્બરને વિશેશ ઉપયોગી થઇ પડશે એવી મારી ખાત્રી છે.

છેવટે નવી કમીટીને તેમનાં વિવિધ કાર્યોમાં આજથી શરૂ થતા નવા વર્ષમા વીશેશ યશ મળે એવી મારી પ્રાર્થના છે.

શેઠ જે. બી. પીટીટનું ભાષણ.

શેઠ જહાંગીરજી બમનજી પીટીટે તે પછી આપેલું ભાષણ નીચે મુજબ છે:—.

મે. પ્રમુખ સાહેબ તથા સદ્‌ગ્રહસ્થો, આ ચેમ્બરનો તા૦ ૩૧ મી ઓગસ્ટ સને ૧૯૧૯ સુધીનો જે રીપોર્ટ અને હીસાબ આપની મંજુરીને સારૂ રજુ થયો છે તેને હું આનંદપુર્વક ટેકો આપું છું.

તે ઉપરાત આપ સર્વની સંમતીથી જે વીષયોનું વાર્ષીક રીપોર્ટમાં બ્યાન કરવામાં આવ્યું છે અને જે વીશયોને મે. પ્રમુખ સાહેબના વીદ્વતાભરેલા ભાષણમા સ્થાન મળ્યું નથી તે વીષયો સબંધી હું કેટલીક ટુંક સામાન્ય પ્રકારની સુચનાઓ કરવાની રજા લઉં છું.

ગયું વર્ષ અનેક રીતે પ્રખ્યાત થયેલુ છે. દુનીઆના સઉથી મોટા યુધનો અંત આવ્યો તેથી કરીને ઘણાજ મહત્વના વેપારી, ઉદ્યોગીક અને આર્થીક પ્રશ્નો ઉદ્‌ભવ્યા છે કે જે સર્વના એકત્ર બળે કરીને ચેમ્બરના જીવનમા ગયું વર્ષ સઉથી મહત્વનું નીવડયું છે.

ભયાનક અને વરણવી ન શકાય એવા ચાર વર્ષના બનાવોમાથી પસાર થઇને દુનીયામાં શાતી થઇ છે પણ કમભાગ્યે એ શાંતી અસ્થીર છે, અને પ્રજાસતાક વર્ગને માલુમ પડવા માડે છે કે અમેરીકાના એક અપવાદ શીવાય તમામ યુધમાં જોડાયલા મીત્ર રાજ્યોએ (ઇંગ્લંડ સુધા) પ્રેસીડટ વીલસનના ૧૪ મુદ્દાનો અને તેના હેતુનો અનાદર કર્યો છે. આપણી નજદીક જોઇએ તોપણ અસર તેવીજ થવાનો સંભવ છે, ટરકી, પરશીયા ઇજીપ્ત, અને હીંદુસ્થાનના બનાવો, અને ખાસ કરીને પુર્વ આફ્રીકાના બ્રિટીશ સંસ્થાનમાં જે વર્ણ ભેદને લીધે ઉદ્‌ભવેલા તીરસ્કારને ઉતેજન આપવામાં આવે છે તે બનાવો, અને તેથી પણ વધારે જનસમાજની ન્યાય બુધીને આઘાત થાય તેવા હીંદુસ્થાનના બનાવો (દાખલા તરીકે જન સમાજની સ્વતંત્રતા ઉપર ગેરવ્યાજબી અંકુશ મુકનારો રોલેટ એકટ અને પંજાબની નીરદોશ અને અશસ્ત્ર પ્રજા સામે જુલમ.) આ સર્વ બનાવો સ્વતંત્ર રીતે બતાવી આપે છે કે હજી પ્રજા સત્તાના દીવસો ઘણાજ દુર છે.

અને જોહુકમીનું સામરાજ્ય યુદ્ધ પહેલાં જેવું બળવાન હતું તેવું હજી પણ છે. વળી તે બનાવો સ્પષ્ટ રીતે બતાવી આપે છે કે હજી દુનીઆમાંથી રાજ્યદ્વારી વિરૂદ્ધ તત્વનું નીકંદન થયું નથી. તેમ ન્યાય સમભાવ મૈત્રી, વીગેરે શબ્દો ફક્ત શબ્દો તરીકેજ પ્રચારમાં છે પણ તે શબ્દોને અંગે રહેલા ભાવ બીલકુલ આચારમાં નથી.

હવે આપણે એક ક્ષણ આપણા દેશના ઉદ્યોગ અને વેપાર ઉપર યુદ્ધની શી અસર થઇ છે તેનો વીચાર કરીએ. ઉદ્યોગને લગતું કમીશન નીમવામાં આવ્યું હતું તેનો રીપોર્ટ બહાર પાડયાને આજ લગભગ વર્ષ થયું છે. તે રીપોર્ટમાં એવી સત્કારવા યોગ્ય સુચનાઓ થયલી કે વેપારના સંબંધમાં સરકારે હાલ પર્યંત જે વીરોધી વૃતી બતાવેલી તે વૃતી દુર રાખીને ઉદ્યોગનો વીકાસ થાય તેવાં સાધનો યોજવાં. આવી ભલામણને લઇને તે રીપોર્ટને લોકોએ ટેકો આપલો પણ જો આપણે એ રીપોર્ટની મુખ્ય સુચનાઓનો વીચાર કરીએ તો દલગીરીથી કહવું પડે છે કે તે સુચનાઓને હજી કાંઇ સરકારે આચારમાં મુકી નથી તેમ હાલ તુરત ભવિષ્યમાં તેમ કરવાને સરકારનો કાંઇ વીચાર હોય તેમ પણ જણાતું નથી. આ બનાવથી જે લોકમત મુળથી હતો તે વધારે ઘટ થતો જાય છે અને તે એજ છે કે જ્યાં સુધી વડી ધારાસભામાં લોકના પ્રતીનીધીઓની સતા જામશે નહી ત્યાં સુધી લોકહીતવર્ધક સુધારા અમલમાં મુકવા અશકય છે.

આ પ્રકારની ન્યાયી માગણી તરફ સરકાર તદન ઉદાસીન વૃતી રાખે છે તે પણ સરકાર પદ્ધતી રૂએજ છે.

જ્યાં સુધી લોકમતની સત્તા ધારાસભામાં જામશે નહી અને બાહોશ અને દુરંદેશી એક હીંદવીર ઉદ્યોગખાતા માટેના સભાસદ તરીકે નીમાશે નહી ત્યાં સુધી બીજાનો મત ગમે તે હો પણ હું તો ઘણોજ શક રાખું છું કે ઉદ્યોગ કમીશનના ભવ્ય રીપોર્ટનું કાંઇ પણ ફળ નહીં આવે.

હીંદુસ્થાનના વેપાર અને ઉદ્યોગ તરફ સરકારની આજ સુધી શી નીતી ચાલતી આવી છે તેનું જો આપણે બારીકાઇથી અવલોકન કરીશું તો સ્પષ્ટ જણાશે કે (વીલાયતની અને હીંદી) બંને સરકારે બીજા વધારે મહત્વના સ્વાર્થો આગળ હીંદુસ્થાનના વેપારી સ્વાર્થ ઉપર બીલકુલ લક્ષ આપ્યુંજ નથી. આથી કરીને હીંદુસ્થાનનું વેપારી જીવન ઘણે અંશે નિર્બળ થઇ ગયું છે એટલુંજ નહી પણ ભવીષ્યમાં પણ કેટલીક ઉછરતી હુન્નરકળાઓનું પોશણ થવાનો સંભવ નથી. અને વધારામાં તેમનું તાત્કાળ અવસાન થવાની ધાસ્તી રહે છે.

સુલેહની "કોનફરન્સ" યુરોપમાં મળી તે વેળા ત્યાંની બેઠકોમાં હીંદુસ્થાનનું વેપાર ઉદ્યોગને લગતું ભવીષ્ય હમેશને સારૂ આંકવાની ચર્ચા થતી હતી. અને તે વખતે એકત્ર હીંદુસ્થાનવાસીઓ તરફથી પોકાર ઘયો હતો કે બ્રીટીશ સરકાર હીંદના લોકોના નામે જે વ્યવસ્થા "કોન્ફરન્સ" માં બહારોબહાર કરે છે તે તદન ગેરવ્યાજબી છે. પણ તે પોકાર છતાં હીંદના વેપારીઓ તથા ઉદ્યોગવાળાઓના એક પ્રતીનીધીને સુલેહ કૉન્ફરન્સમાં મોકલવામાં આવ્યો નથી.

હીંદુસ્થાનની "આર્થીક સ્વતંત્રતા" ના સંબંધમાં પણ જે માગણી જારી છે તેનો કાંઇ હજી સરકાર તરફથી ઉતર મળ્યો નથી. ઉદ્યોગ કમીશનના કાર્યક્ષેત્રમાંથી આ બાબત કયાં હેતુથી પડતી મુકવામાં આવી હતી તે હું તો સમજી શકતો નથી.

હીંદુસ્થાનના ઉદ્યોગ અને હુન્નરનો વીકાસ થવાને સારૂ ખાસ જરૂરીઆતની બાબત એ છે કે કરનું બંધારણ અને તેની વ્યવસ્થાની સંબંધમાં હીંદુસ્થાનને સ્વતંત્ર

બનાવવું અર્થાત સર્વ આર્થીક વીષયોમાં એને સ્વતંત્ર ગણવું. આ પ્રકારની સ્વતંત્રતા ને કાંઇ પણ રીતે ન્યુન થાય તો વેપાર ઉદ્યોગોમાં પણ તેટલો અંશે ન્યુનત્વ સ્વભાવીક રીતે થાય.

આ પ્રકાર સર્વમાન્ય મત હોવા છતાં પણ સરકાર હીંદુસ્થાનની આર્થીક સ્વતંત્રતા સ્વીકારવાને તૈયાર નથી તો તે પરથી તેમની ન્યાય બુધીનો ખ્યાલજ કરવો બસ છે.

બ્રીટનના દરેકે દરેક સંસ્થાનને કર વ્યવસ્થાની સ્વતંત્રતા છે તો ફક્ત હીંદુસ્થાનને સ્વતંત્રતામાંથી શા માટે દુર રાખવું જોઇએ?

જ્યાં સુધી આ પ્રકારની સ્વતંત્રતા હીંદુસ્થાનને મળે નહી ત્યાં સુધી સરકાર હીંદુસ્થાનના વેપાર પ્રત્યે માયાળુ લાગણી ધરાવે છે એમ જે કહેવાય છે તે તરફ શક અને અણવિશ્વાસની નજરથી પ્રજા જુવે તો તે દોષ તેને આભારી નથી.

દુકાળમાં અધીક માસ જેવી બીજી બીના એ જોવામાં આવે છે કે વડી ધારા સભામાં સરકારે ફક્ત હિંદુસ્થાનનાં ચામડાંના ઉદ્યોગને સરકારી મદદથી ઉત્તેજન આપયું હોય તો વધારે ન્યાયસર ગણાત. પણ તેથી કરીને આ "ઇમપીરીયલ પ્રેફરંસ" ની જે નીતી સ્વીકારમાં આવેલી છે. અને જેને લીધે દસ ટકાની વળતર આપવાનું ઠરાવવામાં આવ્યું છે તેવી ગોઠવણ એક છુટી બાબદ હોય તેમ આડકતરી રીતે દાખલ કરવી તે તદન ન્યાયથી વીરૂધ છે અને તેમ કરવામાં હિંદને ઘણોજ ગેરલાભ થયો છે. આવી અગત્યની બાબતમાં આડકતરી રીતે ધારા પસાર થાય અને હિંદુસ્થાન કે જેનો એમાં અરથ સમાયેલો છે તેનો અભીપ્રાય તો લેખામાંજ નહિ. આ અન્યાયની પરાકાષ્ટાજ છે.

વડી ધારાસભામાં સરકારના આ ઠરાવ સામે ઓ પંડીત મદનમોહન માલવીયા અને ઑ. મી૦ શર્માએ ઘણીજ લડત ચલાવી હતી જે સારૂં તમને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે.

"ઇમપીરીઅલ પ્રેફરન્સ" નો સવાલ

ફરજીઆત રીતે પોતાનો કાચો માલ ગ્રેટબ્રીટનને સસ્તે ભાવે વેચવો અને પોતાને ખપત સારૂ જે તૈયાર માલની જરૂર પડે તે માલ "યુનાઈટેડ કીંગડમ" અને તેના સંસ્થાનોમાંથી મોંઘે ભાવે ખરીદવો અને બ્રીટીશ સામ્રાજ્ય શીવાય દુનીયાના કોઈ પણ ભાગમાંથી મોંઘે ભાવે હીંદુસ્થાનનો કાચો માલ લેવાની માગણી થાય અગર તો તેને તૈયાર માલ સસ્તે ભાવે આપવાની માગણી થાય તો તે લાલચમાથી હીંદુસ્થાને દુર રહેવું.

એક ક્ષણ વાદવીવાદની ખાતર આપણે કદાચ એમ માનીએ કે બ્રીટીશ સામ્રાજ્યની આબાદીની ખાતર પરસ્પર મદદ અને પરસ્પર ભોગની જરૂર છે તો પણ દક્ષીણ આફ્રીકા અને નાતાલ જેવાં સંસ્થાનો કે જેઓ આપણા દેશી ભાઈઓ પ્રત્યે ઘણીજ જંગલી રીતે વર્તે છે તેમને ૧૦ ટકા વળતરમાંથી કેમ બાતલ કરવા ન જોઈએ.

બીજું પણ એક પગલું સરકારે એવું લીધું છે કે જેથી હીંદુસ્થાનનો વેપાર ક્ષીણ થયા વીના રહે નહીં અને તે એ છે કે હીંદુસ્થાનમા સરકાર પરવાનગી સીવાઇ "યુનાઇટેડ કીંગડમ"ની બહાર જે રંગ બનતો હોય તેની આયાત થઇ શકે નહીં.

યુદ્ધ બંધ થયું છે તેમ છતાં પણ વેપાર ઉપર આ પ્રકારના અંકુશ મુકવામાં આવે એ પરથી હું તો એટલોજ અર્થ કરૂં કે સરકારનો હેતુ ફકત એટલોજ છે કે હીંદુસ્થાનને પોતાના સ્વાર્થનો ગમે તેટલો ભોગ આપવો પડતો હોય પણ બ્રીટીશનો રંગનો ઉદ્યોગ ખીલવવો. આ ઠરાવને માટે જ્યાં સુધી સરકાર બીજુ વધારે સંતોષકારક કારણ બતાવે નહી ત્યાં સુધી હીંદુસ્થાન જો સરકારને માથે એવો આક્ષેપ મુકે કે સામ્રાજ્યના વેપારના હીત આગળ હીંદુસ્થાનના વેપારીયોનું હીત કાંઇ હીસાબમાં નથી તો તેમાં હું કાંઇ ગેરવ્યાજબી જોતો નથી. ગ્રહસ્થો, આપની કમીટીએ આ ઠરાવ સામે પણ સખ્ત પોકાર નોંધાવ્યો હતો પણ લખતાં દીલગીરી થાય છે કે હજી કાંઇ જવાબ મળ્યો નથી.

યુદ્ધને પ્રસંગે હીંદુસ્થાનને અનેક પ્રકારની સંકડામણ વેઠવી પડી હતી અને તે વખતે વપરાતી ઘણીખરી ચીજોપર સરકારી જાપતો હતો. અને હું ઘણી મગરૂરીથી જણાવું છું કે તે વેળા હીંદુસ્થાને માણસ, પઇસો અને માલથી ખુવાર થવામાં કાંઇ બાકી રાખી નહોતી. તમને સર્વને માલુમ છે કે ખોરાક વીગેરે રોજની જરૂરીઆત ચીજો પણ સરકારે કાબુમાં લીધી હતી. અને તેમ થવાથી કાંઇ લોકને ઓછી હાડમારી પડી નહોતી પણ લડાઇ દરમીયાન લોકોએ કાંઇ પણ અસંતોષ બતાવ્યો નહોતો. હવે સુભાગ્યે યુદ્ધનો અંત આવ્યો છે તો સરકારે પ્રથમ એ કરવાની જરૂર છે કે એક હેવાલ બહાર પાડવો અને તેમાં નીચે પ્રમાણે વીગત જણાવવી.

(૧) યુદ્ધ દરમીયાન કયા કયા ખોરાકો સરકારે કાબુમા લીધા હતા?

(૨) તે ખોરાકોની શું કીંમત આપી હતી?

(૩) તે ખોરાકોનો કેવે પ્રકારે ઉપયોગ થયો હતો? વીગેરે વીગેરે.

સરકારના હીતને સારૂ આ પ્રકારનો હેવાલ ફાયદાકારક છે કારણ કે લોકોમા એવી માન્યતા છે કે સરકાર હીંદુસ્થાનમાથી ખોરાકનો ઉઠાવ કરે છે તે ફકત યુદ્ધનાં ક્ષેત્રને સારૂ નથી પણ બ્રીટીશ સામ્રાજ્યના બીજા ભાગોમાં પણ આપવાને સારૂ છે. ઉપર જણાવ્યા પ્રમાણેનું વીગતવાર પત્રક બહાર પડયું હોય તેમ મારી જાણમાં નથી અને જો મારી એ સમજુત ખરી હોય તો આશા છે કે સરકાર જલદીથી તેવું પત્રક બહાર પાડશે.

બીજી ગંભીર બાબદ જે લડાઇમાથી ઉપસ્થીત થઇ હતી તે ઈંગ્લંડ અને હીંદ

વચેની હુંડીના ભાવમાં થયેલો વધારો હતો. આ સવાલની વીવીધ બાજુથી તમે વાકેફ છો અને જે જુદા જુદા તબક્કામાંથી પસાર થઇને એ સવાલ હાલની સ્થીતીએ એ શીલીંગના દરે પહોંચ્યો છે તેની વીગત પણ તમારાથી અજાણી નથી એટલે એ વીશે વીગતમાં ઉતરવાની જરૂર નથી. આ અગત્યના અને ગુચવણ ભરયા સવાલ વીશે ચેમ્બરનો અભીપ્રાય યાદીના રૂપમાં રજુ થયો છે એ યાદી જે કરનસી કમીટી હાલ ઇગ્લંડમાં કામ કરે છે તેના ઉપર તમારી વતી મોકલવામા આવી છે. સવાલ ગુચવણ ભરયો અને મુશ્કેલ છે તેની કોઇ ના પાડી શકશે નહીં પણ જે ગોલ્ડ રીઝર્વ ઇગ્લંડમાં છે તે હુંડયામણના નફામાંથી એકઠું થયલું છે અને તેનો ઉપયોગ ચાંદીના ભાવના વધારાની અસર હુંડી ઉપર થતી અટકાવવા માટે કેમ કરવામાં નથી આવ્યો તે હું સમજી શકતો નથી. મને સમજાતુ નથી કે માત્ર આપ અખત્યારીથી હુંડીનો ભાવ નક્કી કરવોજ પડે એમ હતું તો હુંડીના ભાવે સોનું હીંદમાં શા માટે આયાત થવા દેવામાં આવ્યું નહીં અને એમ શા માટે કહેવામાં આવે છે કે હીંદમા સોના ચાંદીની આયાત થતી અટકાવવામાં આવી તે પગલું માત્ર હીંદના લાભ કાજેજ અને હુંડીને અંગે થયેલી મુશ્કેલીઓને પહોંચી વળવા માટેજ હતું, હુ માત્ર સાદો સવાલ પુછવામાગું છું. હીંદ સ્વતંત્ર દેશ હોત અને હીંદ તથા ઇગ્લંડ વચેના વેપારની સ્થીતી અત્યારે છે તેવી હોત તો કેવી રીતે કામ લેવામાં આવત? એમ હોત તો હીંદમાંથી પરદેશ ખાતે આયાત કરતાં વધારે માલ મોકલીને ઉભું કરવામાં આવેલું લહેણું જે અસ્વભાવીક અને આપખુદી ભરેલી રીતે ઘટાડી નાંખવામા આવ્યું છે તેવી રીતે કામ લેવાની હીંમત પણ સરકાર કરી શકત કે? હાલની સ્થીતી સાદા શબ્દોમા નીચે પ્રમાણે વર્ણવી શકાય એમ છે. યુનાઇટેડ કીંગડમને હીંદનો કાચો માલ જોઇએ છે પણ તેની કીંમત આપવાની ઇચ્છા નથી. ગ્રહસ્થો, મને તો લાગે છે કે ચલણ તથા હુંડીને લગતી જે રાજનીતી આ દેશમાં લડાઇ દરમ્યાન ચલાવવામાં આવી છે અને જે હજી પણ અમલમાં ચાલુ છે અને જેને લીધે ચલણ તથા હુંડી બાબદમાં ગુંચવાડો થયો છે તેનું કારણ એજ છે. દલગીર થવા જેવું એ છે કે જે વેળા હીંદ સંપૂર્ણ હૃદયથી અને સ્વેચ્છાથી ઇગ્લંડની મદદે ખરી કટાકટીના વખતે પોતાનાથી બનતી સઘળી સ્હાય આપતું હતું તે વેળા ચલણની બાબદમાં સરકાર આવા પગલા ભરતી હતી. ચલણને લગતી કમીટી નેમાઇ તે પછી એનો રીપોર્ટ આવતાં સુધી વધારે ફેરફાર કર્યો ન હોત તો ડહાપણ ભર્યું ગણાત. વેપારી વર્ગને એટલી તો આશા હતી. હુંડીના ભાવમા સ્થીરતા લાવવા માટે પગલાં ભરવાની જરૂર હતી અને તે હેતુથી સરકારે થોડા વખત સુધી પોતે કંઇ રાજનીતી પાળશે તે જાહેર કરવાની ખાસ જરૂર હતી એવી કાંઇક સત્તાવાર ખબર બહાર પાડવા માટે દેશમા એક કરતાં વધારે ઠેકાણેથી માગણી આવી હતી પણ તેના ઉપર હજી સુધી મુદલમાં ધ્યાન આપવામાં આવ્યું નથી. તેની ગેરહાજરીમા દેશમા સઘળે અસ્થીરતા પ્રસરી છે. પોતાની સ્થીતી કેવી છે કે પોતે હવે શું કરશે તે કોઇને પોતાને સમજાતુ નથી. પરીણામે વેપારને તથા ઉદ્યોગોને હાની પહોચી છે અને મુખ્ય બજારોમાંથી કેટલાકમાં તો એવી મંદી થઇ છે કે જે થોડા વખતમાં ગંભીર રૂપ લેવાની ચીંતા રહે છે.

પ્રમુખ સાહેબ અને ગ્રહસ્થો, જો તમે હીંદી સરકારના આવક ખર્ચના અડસટા ગયા માર્ચ માસમાં હીંદી ધારાસભામાં રજુ કરવામાં આવ્યા તે પ્રત્યે નજર કરશો તો જોઇ શકશો કે હીંદી સરકારની આવક ૮પરા લાખ પાઉંડ હતી તેમાંથી ૪૪૦ લાખ

પાઉંડ અથવા ૫૧ ટકા જેટલો ભાગ લશ્કરી ખર્ચમાં ગયો અને ૧૨૦ લાખ પાઉંડ અથવા ૧૪ ટકા જેટલી રકમ લડાઇને લગતા ખર્ચમાં ઇંગ્લંડની સરકારને હીંદ તરફથી આપેલી મદદમાં ગઇ જેથી કેળવણી, નેહેરો, સુખશાંતી વગેરે ખાતાં માટે બહુજ થોડી રકમ રહી. હાલ આવી રીતે કામ થાય છે તે જોતાં વમને પણ લાગશે કે ધારાસભાઓમાં સુધારા કરો તોપણ તેઓ તમારા ઉદ્યોગોને ખીલવવાને માટે શકતીવાન થશે નહી. પ્રમુખ સાહેબ, ખરી વાત એ છે કે આ આ દેશની સરકાર તેના સાધનના પ્રમાણમાં અતીશય ઉડાઉ અને અતીશય ખરચાલ છે. તેમાં જુદાં જુદાં ખાતામાં ઉપરી તરીકે અમલદારો છે તેમનો ખર્ચ બહુ વધારે છે અને તેને મુળમાંથી સુધારી નાખવામાં નહી આવે અને જે સુત્ર ઉપર એનું બંધારણ ઘડવામાં આવ્યું છે તેમાં સંપુર્ણ રીતે સુધારો નહી થાય ત્યાં સુધી મને તો ઘણીજ ધાસ્તી આપણા ઉદ્યોગો માટે રહેશે. વસ્તીમાં દરેક મનુષ્ય દીઠ બે પાઉંડ વાર્ષીક આવક હોય એવા દેશ તરફથી દશ કરોડ પાઉંડ જેટલી રકમ બક્ષીસ આપવા અગાઉ તેની કોઇ પણ સરકાર ઘણીવાર અચકયા વગર ન રહે. એટલી રકમ આજથી પાંચ વરસ અગાઉ તો આખા વરસની આવક જેટલી થઇ હોત; પણ હીંદી ધારાસભાએ પોતાની હુશીયારી વાપરીને જુદોજ વીચાર કર્યો અને તેને લીધે સુપરટેક્ષ અને બીજા વધારાના કર આ દેશની ઓછાં સાધનવાળી રૈયત ઉપર ઘણા વરસ સુધી નાખવા પડે એમ હોવા છતાં એટલી મોટી રકમ આપી દેવા ઠરાવ કર્યો છે. એ ઠરાવ કરવામાં તેમણે ગંભીર ભુલ કરી હતી અને તે એ હતી કે દેશનાં સાધનો ગોયા પચીસ વરસ માટે ગીરો મુકયા જેવું કર્યું છે જો કે એ સાધનોની દેશના બહુજ મોટા લાભ માટે ઘણીજ જરૂર છે. પણ એ પછી બીજી વધારાની મદદ માટે જેમણે ધારાસભા પાસે માગણી કરી તેમને માટે શું કહેવું તે મને સુઝતું નથી અને મારે શરમ સાથે કબુલ કરવું જોઇએ કે ધારાસભા મધેના આપણા પ્રતીનીધીઓએ પોતાની જોખમદારીનો યોગ્ય ખ્યાલ વીસરી જઇને અને પોતાના કાર્યથી દેશની ઉન્નતીમાં કેટલા વખત સુધી ઢીલ થશે તેનો વીચાર પણ કયા વગર આંખ મીચીને વધારાની રકમ આપી છે. એ વધારાની મદદની રકમ પસાર કરવાની જોખમદારી જે રીતે ધારાસભાના હીંદી સભાસદો ઉપર નાખવામા આવી તે તથા તેને પરીણામે જે રીતે વધારાના નફા ઉપરનો કર આ દેશ ઉપર નાંખવામાં આવ્યો તે એ એવા તાજા અને જાણીતા બનાવો છે કે જે વીશે અત્યારે કાઇ પણ કહેવાની જરૂર નથી. તેમ છતાં હું એટલુ કહિશ કે આ બે મદદ અને તેને પરીણામે દેશ ઉપર નાંખવામાં આવેલા કરને લીધે દેશના સાધનો એવા બંધાઇ ગયાં છે કે હવે પછી જેમને મીનીસ્ટરની પદવી આપવામા આવે તેઓ હીંદી કે અંગ્રેજ ગમે તે હો તોપણ તેમને નહેરો વગેરે બાંધકામની, કેળવણી વીશેની, સુખશાંતી માટેની તથા એવી બીજી યોજનાઓ જે આ દેશના લાભ માટે તદન જરૂરની છે તેને માટે જોઇતાં નાણાં શોધી કહાડવાં એ લગભગ અશકય છે એમ લાગશે.

ગ્રહસ્થો જેમ પ્રમુખ સાહેબે જણાવ્યું છે તેમ તમારી કમીટી ચેમ્બર માટે એવું યોગ્ય મકાન મેળવવાની તજવીજમાં છે કે જયાં ચેમ્બરની ઑફીસ રાખી શકાય અને તેના કામને ખીલવી શકાય હું પ્રમુખ સાહેબના અભીપ્રાય સાથે મળતો થાઉં છું કે એ માટેના તમારી કમીટીના પ્રયત્નો ફતેહમંદ થાય એવી આશા છે.

પ્રમુખ સાહેબની ગેરહાજરી દરમ્યાન મેં કામ કર્યું તે માટે એમણે જે માયાળુ શબ્દો વાપરયા છે તે માટે હું તેમનો

આભાર માનુ છું અને ગ્રહસ્થો તમે એમના ઉદગારને જે રીતે વધાવી લીધા તે માટે તથા આવતા વરસ માટે મને પ્રમુખ નીમ્યો તે માટે તમારો આભાર માનુ છું.

આટલા શબ્દો બોલી, ગ્રહસ્થો, પ્રમુખ સાહેબે ગયા વરસ માટેનો રીપોર્ટ બહાલ રાખવાની જે દરખાસ્ત મેલી છે તેને ઘણા આનંદપુર્વક હું અનુમોદન આપુ છું.

શેઠ સોરાબજી વાર્ડનનું ભાષણ.

મી સોરાબજી એદલજી વોર્ડને તે પછી જણાવ્યું કે મને આવતા વર્ષ માટે ઉપપ્રમુખ નીમ્યો તે માટે હું આપનો આભાર માનું છું અને હું આપને ખાત્રી આપું છું કે જેમ છેલા દસ વર્ષમા મેં કર્યું છે તેજ પ્રમાણે હવે પછી પણ ચેમ્બરને મારી સર્વ સેવા અર્પીશ અને એનું કામ વધે અને વધારે ઉપયોગી થાય અને હીંદની ઉન્નતીમાં મદદ રૂપ થાય તે માટે મારાથી બનતી સર્વ મદદ આપીશ.

આ ચેમ્બરનું કામ જોતાં મને સારી રીતે આશા રહે છે કે વખત જતાં આ ઇન્ડીયન ચેમ્બર સરકારને ઘણી મદદ રૂપ થઇ પડશે અને હિંદના લાભ ઉત્તમ પ્રકારે સંભાળશે ચેમ્બરની સઘળી અરજીઓ ઉપર નામદાર મુંબઇ સરકાર તેમજ હીંદી સરકાર સારી રીતે ધ્યાન આપે છે તે માટે આપણે આભારી છીયે સરકારી અમલદારો તથા વેપારીઓ વચે વીચાર વીનીમય થાય છે તો તેથી ઘણા મતભેદના સવાલોનું નીરાકરણ થઇ જાય છે. વળી જ્યારે રાજકીય સુધારાનું બીલ પાસ થશે ત્યારે બ્રાંટીશ સામ્રાજ્યમાં હિંદ પણ સારી જગા લેશે એવી આશા છે. એ સ્થીતી ઝટ લાવવા માટે હિંદની વેપારી ઉન્નતી માટે આપણે સર્વેએ એકત્ર થઇને કામ કરવું જોઇએ કેમકે એમ કહેવાય છે કે પ્રજાનું ખરૂં બળ વેપારમાં છે.

શેઠ હંસરાજનું ભાષણ.

તે પછી શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસીએ એ દરખાસ્તને ટેકો આપતાં જણાવ્યું કે હું બે ત્રણ બાબદો પ્રત્યે આપનું ધ્યાન ખેંચવા માગું છું. તેમાંહેલી એક રૂના વેપાર વીશે છે. જ્યારે રૂનો સટો જોશમાં ચાલ્યો અને ભાવ બહુજ ઉંચે ગયા ત્યારે સરકારે કેટલીક સંસ્થાઓને વીનંતી કરીને વચે નાંખી અને રૂના સટાને કાબુમાં રાખવા માટેની ગોઠવણ કરવા જણાવ્યું. તે પછી મી. નોએલ વીલકીન્સનની ભલામણથી કલીયરીંગ હાઉસ કહાડયું અને કોટન કંટ્રોલ કમીટી નેમી પણ જે હેતુથી એ સર્વ કર્યું તે હેતુ પાર પાડયો હોય એમ લાગતું નથી અને હજી રૂના વેપારમાં સટાનું તત્વ ઘણું છે જેથી રૂના ભાવનો આધાર ખપ અને છત ઉપર નહિં રહેતાં મોટા સટોરીયાઓની ઉપર રહે છે દર પખવાડીયે પતાવટ કરવાનું રાખવાથી તો સટો વધ્યો છે બીજી બાબદ સુરત જીલ્લામાં હલકા પ્રકારનું રૂ સારી જાતના રૂ સાથે ભેળી નાખવામાં આવે છે તે છે. આ ઉપરાંત ચલણ તથા હિંદી પ્રધાનની હુંડીના ભાવમાં થયેલા વધારા વીશે પણ એમણે વીવેચન કર્યું હતું.

---

## કમીટીની સભાઓ.

ધી ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર ઍન્ડ બ્યુરોની કમીટીની એક સભા બુધવાર તારીખ ૨૪ મી સપ્ટેમ્બરને રોજ બપોરે ૩ વાગે ચેમ્બરની ઑફીસમાં શેઠ જહાંગીરજી બમનજી પીટીટના પ્રમુખપણા હેઠળ મળી હતી જે વેળા નીચે જણાવેલા ગ્રહસ્થો હાજર હતાઃ—

| | |
|---|---|
| શેઠ દેવીદાસ માધવજી ઠાકરસી | શેઠ સોરાબજી એદલજી વાર્ડન |
| ,, વસનજી ઠાકરસી હાલાઇ | ,, મોતીલાલ વલભજી . |

પાઉંડ અથવા ૫૧ ટકા જેટલો ભાગ લશ્કરી ખર્ચમાં ગયો અને ૧૨૦ લાખ પાઉંડ અથવા ૧૪ ટકા જેટલી રકમ લડાઇને લગતા ખર્ચમાં ઇંગ્લંડની સરકારને હીંદ તરફથી આપેલી મદદમાં ગઇ જેથી કેળવણી, નેહેરો, સુખશાંતી વગેરે ખાતાં માટે બહુજ થોડી રકમ રહી. હાલ આવી રીતે કામ થાય છે તે જોતાં તમને પણ લાગશે કે ધારાસભાઓમાં સુધારો કરો તોપણ તેઓ તમારા ઉદ્યોગોને ખીલવવાને માટે શકતીવાન થશે નહી. પ્રમુખ સાહેબ, ખરી વાત એ છે કે આ આ દેશની સરકાર તેના સાધનના પ્રમાણમાં અતીશય ઉડાઉ અને અતીશય ખરચાલુ છે. તેમાં જુદાં જુદાં ખાતામાં ઉપરી તરીકે અમલદારો છે તેમનો ખર્ચ બહુ વધારે છે અને તેને મુળમાંથી સુધારી નાખવામાં નહી આવે અને જે સુત્ર ઉપર એનું બંધારણ ઘડવામાં આવ્યું છે તેમાં સંપુર્ણ રીતે સુધારો નહી થાય ત્યાં સુધી મને તો ઘણીજ ધાસ્તી આપણા ઉદ્યોગો માટે રહેશે. વસ્તીમાં દરેક મનુષ્ય દીઠ બે પાઉંડ વાર્ષીક આવક હોય એવા દેશ તરફથી દશ કરોડ પાઉંડ જેટલી રકમ બક્ષીસ આપવા અગાઉ તેની કોઇ પણ સરકાર ઘણીવાર અચકયા વગર ન રહે. એટલી રકમ આજથી પાંચ વરસ અગાઉ તો આખા વરસની આવક જેટલી થઇ હોત; પણ હીંદી ધારાસભાએ પોતાની હુશીયારી વાપરીને જુદોજ વીચાર કર્યો અને તેને લીધે સુપરટેક્ષ અને બીજા વધારાના કર આ દેશની ઓછાં સાધનવાળી રૈયત ઉપર ઘણા વરસ સુધી નાખવા પડે એમ હોવા છતાં એટલી મોટી રકમ આપી દેવા ઠરાવ કર્યો છે. એ ઠરાવ કરવામાં તેમણે ગંભીર ભુલ કરી હતી અને તે એ હતી કે દેશનાં સાધનો ગોયા પચીસ વરસ માટે ગીરો મુકયા જેવું કર્યું છે જો કે એ સાધનોની દેશના બહુજ મોટા લાભ માટે ઘણીજ જરૂર છે. પણ એ પછી બીજી વધારાની મદદ માટે જેમણે ધારાસભા પાસે માગણી કરી તેમને માટે શું કહેવું તે મને સુઝતું નથી અને મારે શરમ સાથે કબુલ કરવું જોઇએ કે ધારાસભા મધેના આપણા પ્રતીનીધીઓએ પોતાની જોખમદારીનો યોગ્ય ખ્યાલ વીસરી જઇને અને પોતાના કાર્યથી દેશની ઉન્નતીમાં કેટલા વખત સુધી ઢીલ થશે તેનો વીચાર પણ કર્યા વગર આંખ મીચીને વધારાની રકમ આપી છે. એ વધારાની મદદની રકમ પસાર કરવાની જોખમદારી જે રીતે ધારાસભાના હીંદી સભાસદો ઉપર નાખવામા આવી તે તથા તેને પરીણામે જે રીતે વધાસના નફા ઉપરનો કર આ દેશ ઉપર નાંખવામાં આવ્યો તે બે એવા તાજા અને જાણીતા બનાવો છે કે જે વીશે અત્યારે કાંઇ પણ કહેવાની જરૂર નથી. તેમ છતાં હું એટલુ કહિશ કે આ બે મદદ અને તેને પરીણામે દેશ ઉપર નાંખવામાં આવેલા કરને લીધે દેશના સાધનો એવા બંધાઇ ગયાં છે કે હવે પછી જેમને મીનીસ્ટરની પદવી આપવામા આવે તેઓ હીંદી કે અંગ્રેજ ગમે તે હો તોપણ તેમને નહેરો વગેરે બાંધકામની, કેળવણી વીશેની, સુખશાંતી માટેની તથા એવી બીજી યોજનાઓ જે આ દેશના લાભ માટે તદન જરૂરની છે તેને માટે જોઇતાં નાણાં શોધી કહાડવાં એ લગભગ અશકય છે એમ લાગશે.

ગ્રહસ્થો જેમ પ્રમુખ સાહેબે જણાવ્યું છે તેમ તમારી કમીટી ચેમ્બર માટે એવું યોગ્ય મકાન મેળવવાની તજવીજમાં છે કે જયાં ચેમ્બરની ઑફીસ રાખી શકાય અને તેના કામને ખીલવી શકાય હું પ્રમુખ સાહેબના અભીપ્રાય સાથે મળતો થાઉં છું કે એ માટેના તમારી કમીટીના પ્રયત્નો ફતેહમંદ થાય એવી આશા છે.

પ્રમુખ સાહેબની ગેરહાજરી દરમ્યાન મેં કામ કર્યું તે માટે એમણે જે માયાળુ શબ્દો વાપરયા છે તે માટે હું તેમનો

આભાર માનુ છું અને ગ્રહસ્થો તમે એમના ઉદગારને જે રીતે વધાવી લીધા તે માટે તથા આવતા વરસ માટે મને પ્રમુખ નીમ્યો તે માટે તમારો આભાર માનુ છું.

આટલા શબ્દો બોલી, ગ્રહસ્થો, પ્રમુખસાહેબે ગયા વરસ માટેનો રીપોર્ટ બહાલ રાખવાની જે દરખાસ્ત મેલી છે તેને ઘણા આનંદપુર્વક હું અનુમોદન આપુ છું.

શેઠ સોરાબજી વાર્ડનનું ભાષણ.

મી સોરાબજી એદલજી વોર્ડને તે પછી જણાવ્યું કે મને આવતા વર્ષ માટે ઉપપ્રમુખ નીમ્યો તે માટે હું આપનો આભાર માનુ છું અને હું આપને ખાત્રી આપું છું કે જેમ છેલા દસ વર્ષમા મેં કર્યું છે તેજ પ્રમાણે હવે પછી પણ ચેમ્બરને મારી સર્વ સેવા અર્પીશ અને એનું કામ વધે અને વધારે ઉપયોગી થાય અને હીંદની ઉન્નતીમાં મદદ રૂપ થાય તે માટે મારાથી બનતી સર્વ મદદ આપીશ.

આ ચેમ્બરનું કામ જોતાં મને સારી રીતે આશા રહે છે કે વખત જતાં આ ઇન્ડીયન ચેમ્બર સરકારને ઘણી મદદ રૂપ થઇ પડશે અને હિંદના લાભ ઉત્તમ પ્રકારે સંભાળશે ચેમ્બરની સઘળી અરજીઓ ઉપર નામદાર મુંબઇ સરકાર તેમજ હીંદી સરકાર સારી રીતે ધ્યાન આપે છે તે માટે આપણે આભારી છીયે સરકારી અમલદારો તથા વેપારીઓ વચે વીચાર વીનીમય થાય છે તો તેથી ઘણા મતભેદના સવાલોનું નીરાકરણ થઇ જાય છે. વળી જ્યારે રાજકીય સુધારાનું બીલ પાસ થશે ત્યારે બ્રાંટીશ સામ્રાજ્યમાં હિંદ પણ સારી જગા લેશે એવી આશા છે. એ સ્થીતી ઝટ લાવવા માટે હિંદની વેપારી ઉન્નતી માટે આપણે સર્વેએ એકત્ર થઇને કામ કરવું જોઇએ કેમકે એમ કહેવાય છે કે પ્રજાનું ખરૂં બળ વેપારમાં છે.

શેઠ હંસરાજનું ભાષણ.

તે પછી શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસીએ એ દરખાસ્તને ટેકો આપતાં જણાવ્યું કે હું બે ત્રણ બાબદો પ્રત્યે આપનું ધ્યાન ખેંચવા માગું છું. તેમાંહેલી એક રૂના વેપાર વીશે છે. જ્યારે રૂનો સટો જોશમાં ચાલ્યો અને ભાવ બહુજ ઉંચે ગયા ત્યારે સરકારે કેટલીક સંસ્થાઓને વીનંતી કરીને વચે નાંખી અને રૂના સટાને કાબુમાં રાખવા માટેની ગોઠવણ કરવા જણાવ્યું. તે પછી મી. નોએલ વીલકીન્સનની ભલામણથી કલીયરીંગ હાઉસ કહાડયું અને કોટન કંટ્રોલ કમીટી નેમી પણ જે હેતુથી એ સર્વ કર્યું તે હેતુ પાર પાડયો હોય એમ લાગતું નથી અને હજી રૂના વેપારમાં સટાનું તત્વ ઘણું છે જેથી રૂના ભાવનો આધાર ખપ અને છત ઉપર નહિં રહેતાં મોટા સટોરીયાઓની ઉપર રહે છે દર પખવાડીયે પતાવટ કરવાનું રાખવાથી તો સટો વધ્યો છે બીજી બાબદ સુરત જીલ્લામાં હલકા પ્રકારનું રૂ સારી જાતના રૂ સાથે ભેળી નાખવામાં આવે છે તે છે. આ ઉપરાંત ચલણ તથા હિંદી પ્રધાનની હુંડીના ભાવમાં થયેલા વધારા વીશે પણ એમણે વીવેચન કર્યું હતું.

---

## કમીટીની સભાઓ.

ધી ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર ઍન્ડ બ્યુરોની કમીટીની એક સભા બુધવાર તારીખ ૨૪ મી સપ્ટેમ્બરને રોજ બપોરે ૩ વાગે ચેમ્બરની ઑફીસમાં શેઠ જહાંગીરજી બમનજી પીટીટના પ્રમુખપણા હેઠળ મળી હતી જે વેળા નીચે જણાવેલા ગ્રહસ્થો હાજર હતાઃ—

| | |
|---|---|
| શેઠ દેવીદાસ માધવજી ઠાકરસી | શેઠ સોરાબજી એદલજી વાર્ડન |
| ,, વસનજી ઠાકરસી હાલાઇ | ,, મોતીલાલ વલભજી |

ધી બોમ્બે ટાઇલમાર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

શેઠ નારણદાસ પુરૂષોત્તમ | શેઠ વિઠ્ઠલદાસ દામોદર ગોવિંદજી
,, લાલજી ગોવિંદજી | ,, ગુલાબચંદ દેવચંદ જવેરી
,, હંસરાજ પ્રાગજી ઠાકરસી.

નીચે પ્રમાણે કામકાજ કરવામાં આવ્યું હતું:—

૧ ગઈ તા. ૨૭-૮-૧૯, તા. ૮-૯-૧૯ તથા તા. ૧૯-૯-૧૯ ને રોજ મળેલી કમીટીની મીનીટો પસાર કરવામાં આવી હતી.

૨ મેસર્સ અબદુલ કાદર નુરૂભાઈ ઍન્ડ સન્સ તરફથી તેઓને આ ચેમ્બરના મેમ્બર તરીકે કાયમ રહેવાની ઈચ્છા છે એવો પત્ર આવેલો તે ઉપર એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે તેમણે હમેશના રિવાજ મુજબ અરજી કરવી.

૩ ઇન્ડીયન કોમર્શીઅલ કોંગ્રેસ ઇ. સ. ૧૯૨૦ ના જાન્યુઆરી માસમાં ભરવી એ મતલબનો પત્ર એસોસીએટેડ ઇન્ડીયન ચેમ્બર આફ કોમર્સના સેક્રેટરી તરફથી આ ચેમ્બરના સેક્રેટરી ઉપર આવેલો હતો તે પર એમ લખવાનો ઠરાવ કર્યો હતો કે કમીટી તે યોજનાને પસંદ કરે છે અને કોંગ્રેસમાં ડેલીગેટો મોકલશે.

૪ સ્ટેટ બેંકના સંબંધમાં આ ચેમ્બરે ના. સરકારને પત્ર લખેલો તેનો જવાબ આવેલો. કે સરકારે ફક્ત એમ જણાવેલું કે ત્રણ ઇલાકાની બેંક એકઠી કરવી તે પરથી કાંઇ એમનો સ્ટેટ બેંક સ્થાપવાનો વીચાર છે એવું અનુમાન કરવું વ્યાજવી નથી. કમીટીએ તેની નોંધ લીધી હતી.

૫ મી. બી. એન. અનંતાની તરફથી એવો કાગળ આવ્યો હતો કે જરમન ઇસ્ટ આફ્રીકામાં ઘણા હિંદીઓ પાસે જરમન સરકારની નોટો છે તે બજારમાં ચાલતી નથી તો તે બાબત તરફ ના. સરકારનું ધ્યાન ખેંચી દાદ માગવી આ ઉપર એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે નામદાર સરકારને પાસે આ વિષે તપાસ કરવી.

૬ દારૂ અને દવાની બનાવટોને લગતા આંકડાના સંબંધમાં આંકડા ખાતાંના ડીરેકટર તરફથી પત્ર આવ્યો હતો કે એ બાબત ધ્યાનમાં છે અને થોડા વખતમાં કાંઇ નીર્ણય ઉપર આવશે. આ પત્રની નોંધ લીધી હતી.

૭ ચામડાની નીકાશ ઉપર અંકુશ મુકવામાં આવ્યો હતો તે સંબંધમાં પંજાબ ચેમ્બર ઑફ કોમર્સના સેક્રેટરી તરફથી એવી મતલબનો પત્ર આવ્યો હતો કે એ લોકોએ સરકારને તારથી ખબર આપી છે અને વાંધો ઉઠાવ્યો છે અને આ ચેમ્બરે પણ જો તેવો અભિપ્રાય હોય તો તેમ કરવું પણ ત્યાર બાદ સરકારે એ પદ્ધતી ફેરવી હતી. તેથી કાંઇ પગલા લેવાં એ આ ચેમ્બરને જરૂરી લાગતું નથી એવો ઠરાવ કમીટીયે કર્યો હતો.

૮ ઉદ્યોગોને લગતા પ્રાંતીક ખાતાના સંબંધમાં કેટલીક ભલામણ કરેલી તેના જવાબમાં એમ જણાવામા આવ્યું હતું કે જે જે વિષયોમાં ચેમ્બરનો અભીપ્રાય લેવાનું સરકારને વ્યાજબી લાગશે તે તે બાબત પર અભીપ્રાય લેવાશે એટલે તે સંબંધમાં ચેમ્બરે નિર્ભય રહેવું તેની નોંધ લીધી હતી.

૯ આયાતની એક સામાન્ય તારીખના સંબંધમાં બોમ્બે પોર્ટ ટ્રસ્ટે આ ચેમ્બરનો અભીપ્રાય માગ્યો હતો તે ઉપર એવો મત આપવાનું નકકી થયું હતું કે હાલ વેપાર સ્થીર

નથી ત્યાં સુધી એ યોજના અનુકુળ છે કે નહીં તે કાંઇ કહી શકાય નહી તેથી વેપાર સ્થિર થયા પછીથી અભીપ્રાય આપી શકાય.

૧૦ મુંબઇ કમરશીયલ મુઝીયમના સેક્રેટરી તરફથી એવો પત્ર આવ્યો હતો કે તેમને હરકોઇ પ્રકારે બનતી મદદ કરવી. તે ઉપર એવો ઠરાવ કર્યો હતો કે આ ચેમ્બર એ પ્રયાસોને બનતું ઉત્તેજન આપશે. એ પત્ર આ ચેમ્બરના માસીકમાં છપાવવાનો ઠરાવ થયો હતો.

૧૧ ભાગીદારી રજીસ્ટર કરવાના સંબંધમાં નામદાર સરકારે આ ચેમ્બરનો અભીપ્રાય માગ્યો હતો અને તે પ્રમાણે અભીપ્રાયનો સબ કમીટીએ તૈયાર કરેલો ખરડો મોકલાવી આપવાનો ઠરાવ થયો હતો.

૧૨ હીંદુસ્થાનમાં વીમાનની ખીલવણી સંબંધી સરકાર તરફથી પત્ર આવ્યો હતો તે ઉપરથી એવા ઠરાવ કરવામા આવ્યો હતો કે તે પત્ર સભાસદોમાં ફેરવવો અને ત્યારબાદ એ બીજી કમીટીની મીટીંગ પાસે રજુ કરવો.

૧૩ મુંબઈ સરકાર તરફથી એવું પુછાવવામા આવ્યુ હતું કે આ ચેમ્બરના સભાસદોના નોકરોને કયા કયા તહેવારો પાળવા દેવામાં આવે છે તેનો જવાબ આપવાનો ઠરાવ કરવામા આવ્યો હતો ( જુઓ ચેમ્બરનો પત્રવ્યવહાર ).

૧૪ મી. જોસની તરફથી પત્ર આવ્યો હતો કે તેમને આ ચેમ્બર તરફના ખબર પત્રી તરીકે વગર પગારે ટોરોન્ટોમાં કામ કરવા ખુશી છે તે પર એવો ઠરાવ કરવામા આવ્યો હતો કે એમની એ પ્રમાણેની નોકરીની આ ચેમ્બરને હાલ જરૂર નથી એવો પત્ર એમને લખવો.

૧૫ મસુરની નીકાલના સંબંધમા એક નનામો પત્ર આવ્યો હતો પણ તે નનામો હોવાથી તેપર ધ્યાન આપવામા આવ્યું ન હતું.

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરોની કમીટીની એક સભા બુધવાર તા. ૮ મી ઓકટોબર ૧૯૧૯ ને દીવસે ૨—૩૦ ( સ્ટા. ટા. ) મે ભરવામા આવી હતી જે વખતે નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા:—

| | |
|---|---|
| શેઠ જહાગીરજી બી. પીટીટ ( પ્રમુખ ) | શેઠ સોરાબજી એદલજી વોરડન (ઉપ-પ્રમુખ) |
| ,, મનસુખલાલ આત્મારામ માસ્તર | ,, પી. જે. બીલીમોરીઆ |
| ,, વલભદાસ ચતુરભૂજ શીવજી | ,, સુરજમલ્લ લલ્લુભાઈ |
| ,, જેઠમલ નારણદાસ | ,, વીઠ્ઠલદાસ દામોદર ગોવીંદજી |
| ,, ઓ મર ફાઝલભાઇ કરીમભાઇ | ,, મોતીલાલ વલભજી |
| ,, દેવીદાસ માધવજી ઠાકરસી | ઓ. શેઠ પુરૂશોત્તમદાસ ઠાકોરદાસ |
| ,, હંસરાજ પ્રાગજી ઠાકરસી | શેઠ ગુલાબચંદ દેવચંદ |
| ઓ. શેઠ ચુનીલાલ વી. મેહેતા | ,, લાલજી ગોવીંદજી |
| શેઠ માવજી ગોવીંદજી | |

૧. ૨૪ મી સપ્ટેમ્બર ૧૯૧૯ ને રોજ ભરાયેલી કમીટીની સભાની મીનીટો જે સભાસદોમાં ફેરવવામાં આવી હતી. તે પસાર કરવામાં આવી હતી.

---

૨. નીચે જણાવેલા ગૃહસ્થો અને પેઢીઓ તરફથી ચેમ્બરમાં સભાસદ તરીકે દાખલ થવાને અરજીઓ આવી હતી. જેમને રાબેતા મુજબ બેલટ ઉપર મોકલવાનો ઠરાવ થયો હતો. બેલટ માટેના દીવસો તા. ૧૫ ઓકટોબર થી તા. ૨૨ ઓકટોબર સુધીના મુકરર કરવામાં આવ્યા હતા. સ્કુટીનીઅર તરીકે શેઠ મોતીલાલ વલ્લભજીને નીમવામાં આવ્યા હતા.

૧ શેઠ મુળજી રણછોડ વેદ. ૨ શેઠ મોરારજી મુળજી ખટાઉ.
૩ મેસર્સ પાલનજી એદલજી એન્ડ સન્સ. ૪ મેસર્સ એફ. એમ. ચીનાઇ એન્ડ કું.
૫ મેસર્સ કે. જી. એ. રેમતુલ્લા મુળજી એન્ડ કું. ૬ મેસર્સ નપ્પુ નેણસી એન્ડ કું.

૩. ખાધા ખોરાકીની ચીજોને એક ઇલાકામાંથી બીજા ઇલાકામાં લાવલઇજા કરવામાં હાલ જે અંકુશ સરકાર તરફથી ચાલુ છે તે અંકુશ ખશેડવાને અરજી કરવાને માટે શેઠ લાલજી પદમશી તરફથી જે સુચના કરવામાં આવી હતી તે ઉપર વીચાર કરવામાં આવતાં એમ ઠરાવ કરવામાં આવ્યો હતો કે તે સંબંધમાં ના. સરકારને લખવું.

૪ ઓ. સર ફાજલભાઇ કરીમભાઇ તરફથી એમ પત્ર આવ્યો હતો કે કમીટીની મીટીંગો બુધ અને ગુરૂવારે ભરવામાં આવે તો તેઓથી તેમાં હાજર રહેવાનું બની શકતું નથી આ બાબત ઉપર એમ ઠરાવ કરવામાં આવ્યો હતો કે હવેથી રાબેતા મુજબ કમીટીની સભાઓ દર મહીનાના બીજા અને ચોથા મંગળવારે ૧—૩૦ ( મું. ટા. ) મે ભરવી.

૫. ઇસેન્શીઅલ ઓઇલ્સની આયાત અને નીકાસના વધારે વીગતવાર આંકડાઓ નામદાર સરકાર તરફથી પ્રસીદ્ધ થતાં આંકડાઓનાં પુસ્તકોમાં અપાવાં જોઇએ તે મતલબની કમીટીએ કરેલી સુચનાનો આંકડા ખાતાના ડીરેકટર તરફથી એમ જવાબ વાળવામાં આવ્યો હતો કે આ સુચના ઉપર ના. સરકાર વીચાર ચલાવે છે. આ જવાબની નોંધ લેવામાં આવી હતી.

૬. સોનાની આયાત, વગર અંકુશે આ દેશમાં થવા દેવા માટે કમીટીએ ના. સરકારને સુચના કરી હતી. તે બાબતમાં ના. સરકારનો જવાબ આવ્યો હતો કે હાલ તેમ થવા દેવું એ અશક્ય છે. આ બાબતમાં એમ લખવાનો ઠરાવ થયો હતો કે આ મતલબના ઠરાવ માટેનાં સરકાર પાસે શું કારણો છે તે જણાવવાં કે જેથી કરીને વેપારી કોમના મનનું સમાધાન થાય.

૭. ચેમ્બરના નીયમ નં. ૨૫ માં પ્રમાણે કમીટીના સભાસદો તરીકે નીચે જણાવેલા પાંચ ચેમ્બરના સભાસદો નીમવામાં આવ્યા હતા.

૧. શેઠ નારણજી હરીભાઇ ( ગ્રેઇન મર્ચન્ટસ એસોસીએશન,)
૨. શેઠ લક્ષ્મીચંદ માણેકચંદ ખોખાણી ( બોમ્બે શ્રૉફ એસોસીએશન ).
૩. ,, મથુરાંદાસ કાનજી મટાણી (બોમ્બે રાઇસ મર્ચન્ટસ એસોસીએશન.)
૪. ,, બી. એફ માદન.
૫. ,, એન. એમ. મજુમદાર

૮, ચેમ્બરના નીયમ નં. ૨૩ પ્રમાણે જુદા જુદા ધંધાને લગતી સબ કમીટીઓ બનાવવાને માટે જુદા જુદા ધંધાઓમાં ચેમ્બરના કયા કયા સભાસદો છે તે બાબતનું લીસ્ટ તપાસવા માટે નીચે જણાવેલા ગૃહસ્થોની સબ કમીટી નીમવામાં આવી હતી.

પ્રમુખ, ઉપ પ્રમુખ, શેઠ સુરજમલ લલ્લુભાઇ તથા શેઠ લાલજી ગોવીંદજી.

---

૯. મેશર્સ એમ. એમ. સંજાણા એન્ડ કંપની લીમીટેડ તરફથી પત્ર આવ્યો હતો કે મેસર્સ એમ એમ બોટલવાળાની કંપની જેઓ આ ચેમ્બરના સભાસદ છે તેઓનું ગુડવીલ તેઓએ ( મેસર્સ સંજાણાની કંપનીએ ) લઇ લીધું છે અને તેથી તેઓને આ ચેમ્બરના સભાસદ તરીકે જાણવા. આ મતલબનો સુધારો ચેમ્બરના રજીસ્ટરમાં કરવાનો ઠરાવ થયો હતો.

૧૦. શેઠ આર ઈ. દાદાચાનજી તરફથી પત્ર આવ્યો હતો જેમાં જણાવવામા આવ્યું હતું કે એકસ્ચેંજ ઉંચી જવાથી તેઓના વેપારમાં તેઓને મોટી નુકશાની ગઇ હતી. આ પત્રની નોંધ લેવામાં આવી હતી તથા જે સભાસદોને વાંચવો હોય તેઓને માટે ટેબલ ઉપર મુકવાનો ઠરાવ થયો હતો

૧૧. ગ્રેટબ્રીટન શીવાય બીજા દેશોથી આવતા રંગની આયાત સામે ના. સરકાર તરફથી જે અંકુશ મુકવામાં આવ્યો હતો તેની સામે કમીટીએ પોતાનો પ્રોટેસ્ટ રજુ કર્યો હતો તથા ચામડાની નીકાસ જકાતમાંથી અપાવાની રીબેટ બાબત પણ પ્રોટેસ્ટ મોકલાવ્યો હતો. ના સરકાર તરફથી એમ જવાબ આવ્યો હતો કે રંગોની આયાત માટે લાઇસેન્સ બહુ છુટથી આપવામાં આવશે કે જેથી હીંદુસ્તાનના લાભોને નુકશાન ન જાય. ચામડા ઉપરની નીકાશ જકાતમાંથી અપાવાની રીબેટને "ઇમ્પીરીઅલ પ્રેફરન્સ"સાથે કાંઇ સંબંધ નથી એ પ્રમાણે ના સરકારે જણાવ્યું હતું. ના. સરકારના જવાબના આ બીજા ભાગની નોંધ લેવામાં આવી હતી તથા રંગવાળી બાબતના જવાબને માટ વધુ વીચાર કરવાને માટે નીચે જણાવેલા ગ્રહસ્થોની સબ કમીટી નીમવામા આવી હતીઃ—પ્રમુખ, ઉપ પ્રમુખ, ઓ. શેઠ પુરૂશોત્તમદાસ ઠાકોરદાસ, ઓ. સર ફાઝલભાઇ કરીમભાઇ, મી. બી એફ. માદન, મી. એન. એમ. મજુમદાર.

૧૨. ઈગ્લાંડથી આ દેશમાં આવવા માટે સ્ટીમરના પેસેજીઝ બાબત ના સરકારે કરેલી ગોઠવણના સંબધમાં તેઓ તરફથી એક પત્ર આવ્યો હતો, તે ચેમ્બરના સભાસદોમા ફેરવવાનો ઠરાવ થયો હતો.

૧૩. ઓ. શેઠ પુરૂશોત્તમદાસ ઠાકોરદાસે ચેમ્બરના પ્રમુખ ઉપર એક પત્ર લખ્યો હતો જેની મતલબ તેઓએ જાતે કમીટીમા કહી સંભળાવી હતી. ભાવાર્થ એ હતો કે હીંદુસ્તાનની વેપારી કોમના લાભ બરાબર સચવાઇ શકે તથા આ ચેમ્બર પોતાનું કેટલુંક કામ વધારે સારી રીતે કરી શકે તે માટે લંડનમાં ચેમ્બર તરફથી એક શાખા Branch Office રાખવાની ખાસ જરૂર છે. આ યોજના અમલમાં મુકવી હોય તો તેને કઇ જાતનું રૂપ આપવું તથા ખર્ચ માટે શુ બંધોબસ્ત કરવો તે બાબત ઉપર નીચે જણાવેલા ગ્રહસ્થોની સબ કમીટી નીમવામાં આવી હતીઃ—

૧ પ્રમુખ.

૨ ઉપ પ્રમુખ.

૩ ઓ. શેઠ પુરૂશોત્તમદાસ ઠાકોરદાસ

૪ ઓ. સર ફાઝલભાઇ કરીમભાઇ

૫ શેઠ માવજી ગોવીંદજી

૬ ,, મોતીલાલ વલ્લભજી

૭ ઓ. શેઠ ચુનીલાલ વી મહેતા,

૮ શેઠ દેવીદાસ માધવજી ઠાકરશી

૯ ,, એન એમ. મુઝુમદાર

૧૪. ઓ. શેઠ પુરૂશોત્તમદાસ ઠાકોરદાસે કમીટીનું ધ્યાન ખેંચ્યું હતું કે ઓસ્ટ્રેલીયાને એક બ્રોટીશ સંસ્થાન તરીકે જરમની તરફથી મળનારી "ઇન્ડેમનીટી"માં ભાગ મળવાનો છે એમ વર્તમાનપત્રોપરથી જણાય છે. આ બાબતમાં ના. સરકારને પત્ર લખી ખરી હકીકત પુંછાવવાનું નક્કી થયું હતું.

---

## પત્રવ્યવહાર.

### (૧)

નામદાર મુંબઇ સરકારનાં સામાન્યખાતાંના સેક્રેટરી જોગ

વહાલા સાહેબ,

તમારા તા૦ ૧૭ મી સપ્ટેંબર ૧૯૧૯ના પત્રના જવાબમાં જણાવવાની રજા લઉં છું કે આ ચેમ્બરના સભાસદોના નોકરોને તેહેવારોનો લાભ મળવાનો આધાર તેમનું કામકાજ અંગ્રેજી રૂઢી પ્રમાણે કે હીંદી રૂઢી પ્રમાણે ચાલવા ઉપર છે. સાધારણ રીતે પહેલા વર્ગમાં ગણાવેલી ઑફીસો બધા બેન્કના તેહેવારોને દીને તથા રવિવારે બંધ રાખવામાં આવે છે અને તે ઉપરાંત સંક્રાંત, મહા એકાદશી વગેરે કેટલાક ખાસ તેહેવારો પણ પાળે છે જો કે એવા ખાસ તેહેવારોની સંખ્યા ઘણી મોટી નથી હોશી રૂઢી પાળનારા સભાસદો અમાસને દીને તથા પોતાના ધંધાને લગતી મંડળી ઠરાવે તે તહેવારોને દીને ઑફીસ બંધ રાખે છે. એવા તેહેવારો ઘણું ખરૂં બેંકના માટે ઠરાવેલા તેહવારો હોય છે પણ સામાન્ય રીતે પારસીઓ તથા મેહેમેદનોના તેહેવારો બજારમાં તથા વેપારી મંડળોમાં પળાતા નથી. આ શીવાય કાંઇ વધારે ખબર જોઇતી હશે તે આ ચેમ્બરની કમીટી ખુશીથી પુરી પાડશે.

લી૦ આજ્ઞાંકીત,

જે. કે. મેહેતા,

સેક્રેટરી.

### (૨)

ઇંડીયન મર્ચંટસ ચેમ્બરના સેક્રેટરી જોગ સાહેબ

વેપારને લગતા આંકડા તથા હિસાબો છાપવામાં વરસ જાનેવારી માસથી શરૂ કરવા વીશે તમારો તા. ૧૭ મી મે ૧૯૧૯નો પત્ર મળ્યો હતો તે વીશે જણાવવાનું કે તેર ચેમ્બર ઓફ કોમર્સનો એ વીશે અભિપ્રાય લેવામાં આવ્યો હતો તેમાંથી માત્ર એક શીવાયની બધી ચેમ્બરોનો અભિપ્રાય જાનેવારી માસથી વરસ શરૂ કરવાની તરફેણમાં મળ્યો હતો.

૧૯૨૦ ના મે માસમાં ઇમ્પીરીયલ સ્ટેટીસ્ટીકલ કૉન્ફરન્સ લંડનમાં મળવાની છે તે બીના ધ્યાનમાં લઇને હીંદી સરકારે ઠરાવ્યું છે કે એ કૉન્ફરન્સ મળે ત્યાં સુધી આ ફેરફાર મુલતવી રાખવા.

લી. આજ્ઞાંકીત સેવક,

કલકત્તા } (સહી) જી ફીન્લે શીરાસ
૨૭-૯-૧૯ } ડીરેક્ટર ઑફ સ્ટેટીસ્ટીક્સ.

### (૩)

ફીન્લેંડની સરકાર તરફથી મુંબઇ ખાતે વાઇસ કોન્સલ નેમવામાં આવનાર છે એમ જણાવનારો પત્ર આ ચેમ્બરને ગઇ તા૦ ૩૦-૭-૧૯ ને દિને મળ્યો હતો તે પત્ર રદ કરવામાં આવ્યો છે એમ હમણાં મુંબઇ સરકાર તરફથી મળેલા પત્રમાં જણાવવામાં આવ્યું છે.

---

(૪)

હીંદુસ્થાનમાં લશ્કરી શીવાય બીજા તમામ કામસર આકાશ માર્ગે મુસાફરી કરવા બાબત વીશે હીંદી સરકાર તરફથી એક પત્ર આવ્યો છે. તેમાં જણાવવામાં આવ્યું છે કે આકાશ માર્ગે મુસાફરીની યોજના કરવા પહેલાં બે મુદ્દા ખાસ ધ્યાનમાં રાખવાના છે. પહેલો મુદ્દો એ છે કે આકાશની મુસાફરી એ એક એવી ખરચાળ બાબત છે કે તેનો નીભાવ સાધારણ રીતે કરવો અશકય છે. પણ તેને અંગે બીજી સંતોષકારક બાબત એ છે કે તેવી મુસાફરીને સારૂ જો એક મથક ખોલ્યું હોય તો પછી નજદીકમાં બીજું મથક ખોલવાની જરૂર રહેતી નથી. અર્થાત એ મથકો ઘણે દુર હોય તો પણ બસ છે. આવા હેતુથી સરકારનો હાલ હીંદુસ્થાન અને બર્મા બેમાં મળીને નીચેના સ્ટેશને મથકો ખોલવાનો વીચાર છેઃ— મુંબાઇ, કલકત્તા, મદ્રાસ, કરાચી, દીલ્હી, નાગપુર, રંગુન

ઉપર પ્રમાણે ઘણાંજ જુજ મથકો ખોલવામાં સરકારનો એવો હેતુ છે કે ઘણાં મથકો પણ નબળાં થોડે થોડે અંતરે રાખવાં તેના કરતાં જુજ પણ સંગીન મથકો વધારે અંતરે રાખવાથી ખર્ચમાં વધારે પોસાણ થાય તેમ છે. બીજો મુદ્દો યંત્રોની રચના સંબંધી છે. આ સંબંધમા સરકારનો એવો અભીપ્રાય છે કે યંત્રો દીવસે દીવસે એટલાં તો યુકતીવાળાં થતાં જાય છે કે એ યુકતી શીખરે પહોંચી એમ કોઇ પણ કહી શકે નહી. એ પરથી સરકારનો બીજો વીચાર એ છે કે યંત્રોની પસંદગીમાં બીલકુલ અંકુશ ન હોવો જોઇએ. ઉપર બતાવેલા બે મુદ્દા ધ્યાનમાં લઇને સરકારને ગમે તે કંપનીને આકાશ માર્ગ સ્થાપવાનો ઇજારો અમુક વર્ષ સુધી આપવાનો વીચાર છે એ હકની રૂએ કંપની આકાશ માર્ગે ટપાલ લઇ જશે. અને તેના દર સરકાર નક્કી કરશે. માલ અને મુસાફર લાવવા લઇ જવામાં કંપનીને પોતાની ઇચ્છા પ્રમાણે દર નક્કી કરવા દેવામાં આવશે. ઉપર પ્રમાણે કોઈ પણ કંપનીને ઇજારો આપતાં પહેલાં સરકારની એવી ઇચ્છા છે, કે જે જે કંપનીઓને આ યોજના સાથે કાંઈ સંબંધ હોય, અગર તો આ યોજનાના સંબંધમાં કાંઇ ખાસ ભલામણ અગર સરતો લખી જણાવવા ઇચ્છા હોય તે તે કંપનીઓને તેમ કરવાની તક મળે. વધારામાં સરકાર ખાસ કરીને જણાવે છે કે આ સંબંધમાં પત્રવહેવાર કોઇને ખાનગી રાખવાની ઇચ્છા હશે તો તેને માન આપવામાં આવશે.

---

## ચેમ્બરની લાયબ્રેરીમાં વધારવામાં આવેલાં પુસ્તકો.

| | | |
|---|---|---|
| G. | 1449 | Report on the Operations of the Paper Currency Department in the Bombay and Karachi Circles and on the Movement of Funds in the Presidency of Bombay including Sind for the year 1918-19. |
| ,, | 1450 | Report on the Working of the Dawood Sassoon Industrial and Reformatory Institution for the year 1918-19. |
| ,, | 1451 | Bombay Port Trust Docks by-laws |
| ,, | 1453 | Report on Sanitation, Dispensaries and Jail is Rajputana for 1918 and on Vaccination for the year 1918-19. |

ધી બોમ્બે ટાઇમ્સ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ,

,, 1454 The International Customs Journal 17th Supplement No. 1 (Februay) 1916)

,, ,, A ,, ,, ,, ,, 18 (March 1917).

,, ,, B ,, ,, ,, ,, No. 8 year 1918-19 Belgium.

,, ,, C ,, ,, ,, ,, France 3 Supplement to No. 22 (April 1919.)

,, ,, D ,, ,, ,, ,, No. 2 year 1919-20 United Kingdom.

,, 1455 Bombay Port Trust Administration Report 1918-19.

C. 796 The Unrepeled General Acts of the Governor-General-in-council From Act I of 1919 to Act XI of 1919 Vol VIII.

,, 797 ધી બોમ્બે આર્યન મરચન્ટસ એસોસીએશનનો પ્રથમ વાર્ષીક કામકાજનો રીપોર્ટ ઇ. સ. ૧૯૧૮.

,, 798 કન્ટ્રોલની હાડમારી વિષે શામસ્વરૂપ બાલયોગીનું ભાષણ

,, 798a ,, ,, ,, ,, ,, ,,

,, 799 The National Self—Government, Its Growth and Principles—the culmination of Modern History by Ramsay Muir,

,, 800 The British and Foreign Guide to the Banking & Insurance Merchants Shippers &c. of the World for 1915.

,, 801 The London Banks and Kindred Companies and Firms 1916-17.

,, 802 The British Marcantile Guide For the year 1916.

# બીજી ચેમ્બરનો વીભાગ.

રેલ્વેના દર સંબંધમાં હીંદી ઔદ્યોગીક કમીશને કરેલી ભલામણના સંબંધમાં લંડન ચેમ્બર ઓફ કોમર્સના ઇસ્ટ ઇંડીયા વીભાગ તરફથી એવો વાંધો લેવામાં આવ્યો હતો કે એ ભલામણો હીંદના ઉદ્યોગોને ખાસ ઉત્તેજન આપવા માટે કરવામાં આવી છે અને તેથી કાચી જણસોની નીકાશમાં ઘટાડો કરવાનો તથા હીંદના ઉદ્યોગો માટે પરદેશી તૈયાર માલ ઉપરની આયાત જકાત જેવુજ રક્ષણ આપવાનો એમાં ઉદ્દેશ રહેલો લાગે છે એ વીશે હીંદની વેપારી આલમનો અભિપ્રાય મેળવો કરવાની વીનંતીનો પત્ર એમણે બંગાલ ચેમ્બર ઓફ કોમર્સને મોકલ્યો હતો જેણે એ પત્રની નકલ હીંદના કેટલાંક વેપારી મંડળો ઉપર મોકલી હતી. તેમના જવાબ મળ્યા પછી બંગાલ ચેમ્બરે પોતાની તરફથી લંડન ચેમ્બરને ગયા સપ્ટેંબર માસમાં જવાબ વાળ્યો હતો જેમાં જણાવ્યું હતું કે પરદેશી માલની હીંદમાં થતી આયાત ઘટે એવી રીતે હીંદના ઉદ્યોગોને રક્ષણ આપવાનો હીંદી ઔદ્યોગીક કમીશનનો હેતુ કે અભિપ્રાય નથી. સર્વને એક સરખો ન્યાય આપવાનીજ એની ઇચ્છા છે. તેના રીપોર્ટમાં ૨૭૨મા પેરેગ્રાફમાં જણાવેલું છે કે એક સરખો માલ અમુક બંદરથી એક સરખા અંતર વચે લાવવાનો કે લઇ જવાનો હોય તો તે માટેનું નુર પણ સરખુંજ રહેવું જોઇએ. એ પ્રમાણે દર સરખા કરવા હોય તો જે ઓછા હોય તેને વધારીને પણ થાય અને જે વધારે હોય તેને ઘટાડીને પણ થાય પણ એ બે માર્ગમાંથી પહેલો માર્ગ કદાચ વધારે સારો થઇ પડશે એમ લાગે છે. આમાં કોઇ અમુક પેઢીને કે ઉદ્યોગને અંગત છુટ આપવાની વાતજ નથી એવી છુટ આપવી નહીં જોઇએ એવો અમારો અભિપ્રાય છે.

આ ઉપરાંત ૨૭૮ મા પેરેગ્રાફમાં પણ જણાવ્યું છે કે નાણાં સંબંધી સ્થિતિનો વિચાર કર્યા વગર ઉદ્યોગોને મદદ કરવાનાં સાધન તરીકે રેલ્વેનો વહીવટ કરવાની એક તરફી રાજનીતીની હીમાયત અમે કરતા નથી.

આ ઉપરથી માલમ પડે છે કે લંડન ચેમ્બરના ઇસ્ટ ઇંડીયા વીભાગે રાખેલી ભીતી ખોટી છે તેમ છતાં જો ભવિષ્યમાં કોઇ વેળા હીંદના ઉદ્યોગોને પરદેશી હરીફો સામે ખાસ રક્ષણ આપવા માટે રેલ્વેના દરમાં વધઘટ કરવામાં આવે એવો પ્રસંગ ઉપસ્થીત થશે તો લંડન ચેમ્બરે ઉઠાવેલા વાંધા પ્રત્યે બંગાલ ચેમ્બર ધ્યાન આપશે.

---

# COMMERCIAL SUBJECTS.

# વ્હેપારી વિષયો.

## હીંદમાં ચામડાં કેળવવાનો ઉદ્યોગ.

હીંદમાં ચામડાં કેળવવાના ઉદ્યોગ વીશે હીંદી ઔદ્યોગીક કમીશને નીચે પ્રમાણે વીવેચન કર્યું છેઃ—

એવી ગણતરી કરવામાં આવી છે કે હીંદમાં ૮૭૦ લાખ ઘેટાં તથા બકરાં છે અને ૧૮ કરોડ બીજાં ઢોર છે એમના ચામડાં કેટલા ઉતરે તે વીશે માત્ર અટકળજ કરી શકાય પણ હીંદમાંથી જે ચામડાં પરદેશો ખાતે નીકાશ થાય છે તેની જાત, કીંમત વગેરે વીશેની બારીક વીગત એકઠી કરવામાં આવેલી છે. છેલ્લાં ચાર વરસમાં નીકાશ થયેલાં ચામડાંની વીગત નીચે પ્રમાણે છેઃ—

| વરસ. | નીકાશ થયેલાં ચામડાંની કીંમત. કાચાં | કેળવાયલાં | કુલ. |
|---|---|---|---|
| | લાખ રૂ. | લાખ રૂ. | લાખ રૂ. |
| ૧૯૧૪-૧૫ | ૭૮૨ | ૪૭૬ | ૧૨૫૮ |
| ૧૯૧૫-૧૬ | ૯૭૯ | ૫૬૪ | ૧૫૪૩ |
| ૧૯૧૬-૧૭ | ૧૪૪૧ | ૯૪૪ | ૨૩૮૫ |
| ૧૯૧૭-૧૮ | ૭૮૪ | ૬૩૭ | ૧૪૨૧ |

આ ઉપરાંત એ વીશે ઘણી બારીક વીગત સરકારી આંકડાઓનાં પુસ્તકોમાં છે પણ તે એ ધંધામાં પડેલા ન હોય તેમને રસ પડે એવી નથી. પરદેશો સાથેના વેપારના 'આંકડામાં દેખાતી વધઘટ મોટે ભાગે જકાતને લીધે હોય છે. કેળવાયલાં ચામડાંનો મોટો ભાગ ઇંગ્લંડ જાય છે. કાચાં ચામડાં એવા દેશોમાંજ જાય છે કે જ્યાં ચામડાં કેળવવાના ઉદ્યોગને રક્ષણ આપવાના હેતુથી કાચાં ચામડાંની આયાતને ઉત્તેજન આપવા માટે કેળવાયલાં ચામડાં ઉપર આયાત જકાત નાંખવામાં આવી હોય લડાઇ અગાઉ કાચાં ચામડા મુખ્ય કરીને જરમની, આસ્ટ્રીયા તથા ઇટલી ખાતે જતા હતાં જો કે પાતળાં ચામડાંનો લગભગ પોણો ભાગ યુનાઇટેડ સ્ટેટસ ખાતે જતો હતો. હીંદમાજ ચામડા કેટલાં વપરાઇ જાય છે તે વીશેની વીગત મળતી નથી. ઘણું કરીને જાડાં ચામડાનો અડધો ભાગ અને પાતળાં ચામડાંનો નવદશાશ ભાગ નીકાશ થાય છે

૨. ચામડાંની પેદાશ માટે કોઇ ખાસ પ્રયત્ન કરવામાં આવતા નથી. ખેતી માટે ઢોર પાળવામાં આવે તે મરી જાય ત્યારે ચામડાં ઉતરે એથી ચામડાં માટેની લેવાળી કે ઉંચા ભાવની અસર એની પેદાશ ઉપર થતી નથી. તેમ છતાં ચામડાંની નીકાશમાં એક સરખી રીતે વધારો થતો રહ્યો છે તેમાં પણ ચામડાંની સંખ્યા અને વજન કરતા વીશેશ વધારો ભાવમા થયો છે. દુન્યાંમાં ચામડાંના બજારમાં હીંદી ચામડાં મુખ્ય ભાગ લે છે. ભાવમાં થતા રહેલા વધારાને લીધે હીંદમાં ચામડાંના સ્થાનીક વપરાશ ઉપર પણ અસર થઇ છે પણ તે વીશેનું વીવેચન પછી કરીશું.

૩ ઇ. સ. ૧૮૪૬-૪૭ માં મદ્રાસથી નીકાશ કરવામાં આવેલાં ૪૮૨૧૨ જાડાં ચામડાંની કીંમત રૂ. ૨૨૪૨૩ ની હતી. દરેક ચામડાંની કીંમત એ રીતે માત્ર લગભગ સાડાસાત આનાની થઈ પણ ૧૯૧૨-૧૩ માં નીકાશ થયેલાં ૧૩૪ લાખ ચામડાની કીંમત રૂ. ૮૦૫ લાખ રૂપયાની હતી જે રીતે દરેકની કીમત લગભગ છ રૂપયાની થઇ. કાચા પાતળાં ચામડાંની કીંમત પણ ૧૮૪૬-૪૭ માં દરેકની સવાત્રણ આના જેટલી હતી તે ૧૯૧૩-૧૪ માં રૂ. ૧-૯-૬ ની થઇ હતી. આમ થવાનું પરીણામ એ આવ્યું છે કે અગાઉ ચામડાં એકઠાં કરવા માટે ઓછી દરકાર રાખવામા આવતી હતી તેને બદલે હવે વધારે સંભાળ રાખવામાં આવે છે. અગાઉ તો એવાં બધા ચામડાં ઉપર ચમારોનો હક ગણાતો હતો અને એને કેળવવાનું કામ ચમારોજ પોતાની અસલી રીત પ્રમાણે કરતા હતા પણ જ્યારે એના ભાવ સારા આવવા લાગ્યા ત્યારે ચામડાં કેળવવાને બદલે એમને એમ વેચી દેવાનું ચમારોએ શરુ કર્યું અને આવાં ચામડાં લઇ જવાનો ચમારોનો હક સ્વીકારવાની લોકોએ ના પાડી. હાલમાં અમારો માત્ર ચામડાં વેચવા માટેના આડત્યા તરીકેજ કામ મેળવે છે. હવે લોકો પોતે પણ ચામડાં કેળવવા માટે સ્થપાયેલાં કારખાનાંઓમાંથી કેળવાયલાં ચામડાં બારોબાર ખરીદે છે અને તેમાંથી બુટ વગેરે બનાવવાનુ કામ ચમારોને સોપાય છે.

૩ જુદી જુદી જગાનાં ઢોરનો શરીરનો બાંધો જુદા જુદા પ્રકારનો હોવાથી હીંદી ચામડાનો ઘાટ ઘણા પ્રકારે નાનો મોટો રહે છે. ઢોરના શરીર નબળાં હોવાથી ચામડાં પણ ઉતરતા પ્રકારનાં હોય છે. ઢોરને ઓળખવા માટે અથવા અન્ય કારણથી ડામ દઇને છાપ પાડવામા આવે છે તેને લીધે ચામડાં ખરાબ થઇ જાય છે વળી ઢોર પાસે હળ તથા ગાડાં એંચવા માલની લાવલઇજા કરવી વગેરે તરેહવાર પ્રકારનું કામ લેવામાં આવતું હોવાથી તેમનાં ચામડાં જુદે જુદે ઠેકાણે ઓછો કે વધારે ઘસારો દેખાડે છે. માણસને માટે ખોરાક પુરો પાડવા કાજે સારાં ઢોરને મારી નાંખવામાં આવતાં હોય એવું તો માત્ર મોટાં શહેરોમાં કે લશ્કરી છાવણીઓમાંજ બને છે. તે શીવાય જે ચામડા ઉતરાય છે તે તો રોગથી, ઘડપણથી કે વાગવાથી મરી ગયેલાં ઢોરનાં હોય છે. કસાઇખાનું શબ્દ ખરી રીતે તો જે ઢોરને ખાસ આવા હેતુથી ઉછેરેલાં હોય તેવાં

ઢોરોના વધની જગા માટે વપરાવો જોઈએ પણ તેને બદલે તે એવી જગા માટે પણ વપરાયછે કે જ્યાં સાધારણ ઢોર કુદરતી રીતે મરણ પામેલાં હોય તેનાં ચામડાં ઉતારવામાં આવતાં હોય. કસાઈખાનાંમાંથી જે ચામડાં વેચાય તે ઘણું ખરૂં ઉંચા પ્રકારનાં હોય છે, અને તે જો ગાયનાં હોય તો બુટનાં તળીયાં (સોલ) માટે વાપરી શકાય એવાં હોય છે પણ એવાં ચામડાંની સંખ્યા બહુ થોડી રહે છે. હીંદુઓ ઢોરને મારવાની વીરૂધ હોવાથી ઢોરો માંદગી અને ઘડપણથી હેરાન થતાં રહે છે તેથી તેમનાં ચામડાંની જાત બગડી જાય છે. એ કરતાં વધારે નુકશાન ઢોરોને દેવાતા ડામથી થાય છે. હજારો ચામડાં એવી રીતે તદન ખરાબ થઈ જાય છે એવા ચામડાંની કીંમત અરધો ભાગ જેટલી પણ ઉપજતી નથી. એવા ડામ દેવાનાં કારણોમાં મુખ્ય તો ભુતપ્રેતના વહેમનું હોય છે અને તેથી ઓછે દરજે રોગ ગટાડવા માટેના ઉપાય તરીકે હોય છે. તેમ છતાં ઢોરો નકામાં પડે તે પછી તેમને મારી નાંખવાની વીરૂધમાં હીંદુઓ જે સુગ ધરાવે છે તે હીંદના બધા ભાગોમાં એક સરખી નથી; મધ્યપ્રાંતોમાથી તથા સંયુક્ત પ્રાંતોમાથી માંસ નીકાશ બહુ થાય છે તેમાં ઘણો ભાગ આવાં ઢોરમાથી મેળવેલો હોય છે. આગ્રા દામોહ, રહાતગઢ, બુરાઈ, વગેરે મથકો ખાતે કસાઈખાના છે અને ચીકાગોમાં જેમ માસ નીકાશ કરનારાઓનો જુદો ધંધો જામી ગયો છે તેવીજ રીતે આવાં મથકો ખાતે પણ થવા લાગ્યું છે. તેને પરીણામે આવાં સ્થળોએ ચામડાં વધારે સારી જાતનાં મળે છે જો કે બીજાં કામ માટે નીરૂપયોગી થઈ પડેલાં ઢોરનેજ ત્યાં મોકલવામાં આવે છે.

૪ "પાતળાં ચામડાં" શબ્દો માટે ઘેટાં કે બકરાંનાં ચામડાં માટેજ વપરાય છે તેમાં પણ બકરાંનાં ચામડાં વજનદાર, મોટાં અને સારી જાતનાં હોય છે. જાડાં ચામડાંના કરતાં આમાં જુદોજ પ્રકાર છે. આ ચામડાં સાધારણ રીતે એવાં ઘેટાં કે બકરાંનાં હોય છે કે જેમને માંસ મેળવવા માટેજ ખાસ મારેલાં હોય છે તેથી તે ચામડાં દુનીયાંના બીજા મુલકોનાં ઘેટાંના કે બકરાંના ચામડાં કરતાં વધારે સારી જાતનાં હોય છે. ચામડાં કેળવવાનો ઉદ્યોગ મુખ્ય કરીને મુંબઇ તથા મદ્રાસ ખાતે છે. ચોમાસામાં જે ચામડાં મળે છે તે બીજી રૂતુઓમાં મળેલાં ચામડા સાથે સરખાવતાં વધારે હલકા પ્રકારનાં હોય છે કારણ કે તે ઢોરને તાવ આવ્યો હોય અગર બીજા કોઈ પ્રકારની માંદગી થઈ હોય છે. વળી ઠંડીના વખતમાં શરીર ઉપર વાળ કે ઉના વધારે થાય છે જેથી ચામડું પાતળું પડે છે. એવાં ચામડાંમાંથી મોટો ભાગ ક્રોમ કરવા માટે અમેરીકા કે યુરોપ ખાતે મોકલવામાં આવે છે. બાર ચામડાં પાથરતાં જો પંચોતેર ચોરસ ફુટ જગા ન રોકાય તો એ ચામડાં સંતોષકારક ગણાતાં નથી. દરેક ચામડું એકવીસ ઈંચ પહોળું હોય તોજ એ પરદેશોમાં ઉપયોગી થઈ શકે છે.

(અપુર્ણ)

---

મેટેલીક શીલીંગથી બીલ્ડીંગનો ઓટલો શોભે છે.

# હીંદમાં ઉગાડવામાં આવતા રૂનું ઔદ્યોગીક મહત્વ.

હીંદમાં ઉગાડવામાં આવતા રૂનું ઔદ્યોગીક મહત્વ કેટલું છે તે વીશે હીંદી ઔદ્યોગીક કમીશને કરેલી ટીકા નીચે પ્રમાણે છેઃ—

હીંદમાં રૂ વધારે ઉગાડી શકાય એમ છે કે નહીં તે સવાલ પ્રથમ વીચારવા જેવો છે. દુનયાંમાં રૂની પેદાશ કેટલી છે તે વીશે પ્રોફેસર ટોડના આંકડા નીચે આપ્યા છેઃ—

દરેક પાંચસો રતલની એવી હજાર ગાંસડી

| વરસ | ૧૯૦૭-૮ | ૧૯૦૮-૯ | ૧૯૧૩-૧૪ |
|---|---|---|---|
| પેદાશ | ૧૮૬૪૦ | ૨૨૨૭૧ | ૨૭૭૦૩ |
| વપરાશ | ૨૧૦૫૩ | ૨૨૩૮૭ | ૨૭૦૦૦ |

આ આંકડા પ્રમાણે વપરાશ કરતાં રૂની પેદાશ ઓછી છે એ અછત દર વરસે વધતી જાય છે. જો રૂની પેદાશ વધારે થાય તો વધારે કાપડ લોકોને વેચી શકાય હાલ દુનયાંમાં રૂની પેદાશ ઓછી હોવાથી દુખ ભોગવવું પડે એવી સ્થીતી ઇંગ્લંડની વીશેશ કરીને છે કેમકે ઇંગ્લંડની મીલોમાં ૪૩ લાખ ગાંસડી રૂ વપરાય છે જેમાંથી ૩૭ લાખ ગાંસડી અમેરીકાથી, પોણાછ લાખ ગાંસડી ઇજીપ્તથી, ચાલીસ હજાર ગાંસડી હીંદથી અને બાકીની બીજા દેશોથી મેળવવામાં આવે છે. યુનાઇટેડ સ્ટેટ્સમાં રૂનો સ્થાનીક વપરાશ ૧૯૧૧ ના વરસમાં ૪૩ લાખ ગાંસડી જેટલો હતો તે ૧૯૧૫માં વધીને સાઠલાખ ગાંસડી જેટલો થયો હતો. રૂની પેદાશનો ૩૫ ટકા જેટલો ઉપયોગ ૧૯૧૧ માં હતો તે વધીને ૧૯૧૫ માં વીસ ટકા જેટલો થયો હતો. એ પાંચ વરસમાં યુનાઇટેડ સ્ટેટ્સમાં રૂની પેદાશ સાઠ લાખ ગાંસડી જેટલી વધી તેમાંથી ૨૭૩૦૦૦૦ ગાંસડી સ્થાનીક વપરાશમાં ગઇ અને ૨૬૩૦૦૦૦ બીજા દેશોમાં ગઇ જેથી ઇંગ્લંડને એ સાઠ લાખમાંથી માત્ર ૬૪૦૦૦૦ ગાંસડી રૂ વધારે મળ્યું. યુનાઇટેડ સ્ટેટ્સમાં રૂનો સ્થાનીક વપરાશ વધતો જવાનો સંભવ બહુ છે અને એ જેટલો વધે તેટલો રૂ ઇંગ્લંડને ઓછો મળે આમ હોવાથી બ્રીટીશ સામ્રાજ્યમાં રૂની પેદાશ વધારવાના પ્રયત્નો કરવામા આવે છે. આફ્રીકામાં વધારે રૂ પેદા કરી શકાય પણ તેની લાવલઇજા માટે રસ્તાઓની સગવડ હીંદ કરતાં ઓછી છે. ત્યાંના ખેડુતો કરતાં હીંદના ખેડુતો વધારે હોશીયાર છે અને હીંદમા રૂના પાકનો વીસ્તાર પણ મોટો છે. તેથી હીંદમાં રૂની પેદાશ વધારવાનું વધારે સહેલું પડશે એમ માની લેવામાં આવ્યું છે. દુનયાંના કાપડ બનાવવાના ઉદ્યોગની સ્થીતી જોતાં એવો વધારો કરવાની તાકીદ બહુ છે. આફ્રીકામાં એવા પ્રયત્નોનું પરીણામ એટલું તાકીદે લાવી શકાય તેમ નથી. આ સ્થીતીમાં હીંદી ખેડુતોને માત્ર એટલુંજ કહેવાની જરૂર છે કે વધારે રૂ પેદા કરશો તો વધારે લાભ મેળવશો. એ શીવાય બીજી કોઇ રીતે તેમના ઉપર દબાણ વાપરવાના માર્ગ વીચારવાની અમારી ફરજ હોય એમ અમને લાગતું નથી. અનાજના ભાવો વધે અને રૂના પાકનો વીસ્તાર સહેલાઇથી વધારી શકાય તે કરતાં પણ વીશેશ વધારવાના પ્રયત્નો થાય તો તે નીસ્ફળ જવાની ખાતરીજ રહે. સુધારો વધારો થઇ શકે એવું હજી બહુ છે. એકર દીઠ રૂની ઉતર હીંદમાં માત્ર ૯૮ રતલ છે છે જ્યારે અમેરીકામાં બસો રતલ અને ઇજીપ્ત સાડાચારસો રતલ છે.

(અપુર્ણ)

---

# પૂર્વ આફ્રિકાનું કપાસ.

(લેખક—બિહારીલાલ નારાયણ અંતાણી) જમબાર.

જર્મન પૂર્વ આફ્રીકાને હિન્દી સંસ્થાન બનાવવા માટેનો પોકાર લાંબા સમયથી થયા કરે છે. શહેનશાહત પોતાના વિચાર પ્રમાણે જે વધારે ઉપયોગી વિષયો છે તે વિચારવામાં અને તેનું યોગ્ય નિરાકરણ કરવામાં રોકાયલ છે. હિન્દુસ્થાન પોતાને દુઃખકર તેમજ સ્થાનિક તાત્કાળિક લાભદાયી વિષયોનું મંથન કરવામાં મશગૂલ છે; એવા વિપરીત સમયમા અને તો ધારતી લાગે છે કે અમો પૂર્વ આફ્રીકા વાસીઓનો આ પોકાર કેવળ અરણ્ય રૂદન સમાનજ થશે તે છતા પણ નહિ મામા કરતાં કાણો મામો સારો એ ન્યાયે હિન્દુસ્થાન હાલે તાત્કાળીકજ આ મુલકમા લાભ લઇ શકે એવા વિષય પર અત્રેના વ્યાપારીઓનું લક્ષ ખેંચવાનો આ પ્રયત્ન છે. અને તે પૂર્વ આફ્રીકામા ઉગતું "ઇજીપ્શીઅન" સ્ટેપલનુ કપાસ છે.

જર્મન પૂર્વ આફ્રીકામાં જર્મનોની અસામાન્ય વ્યાપારી કુનેહથી અદ્યાપિ સેંકડો વર્ષો થયા તે મુલકમાં વસવાટ કરતા હિન્દી વ્યાપારીઓને માહિતી પણ નહતી કે કપાસ જેવી વસ્તુ ત્યા ઉગે છે. જ્યારે લડાઇ જાગી ત્યાર પછીજ અમારા જાણવામાં આવ્યું કે આફ્રીકાની અંદર વધારેમાં વધારે અને સુંદરમા સુંદર કપાસ જો કોઇ પણ મુલક ઉત્પન્ન કરી શકે તો તે જર્મન પૂર્વ આફ્રીકાજ છે. તેઓ તો વ્યાપારમા એવા કુનેહબાજ હતા કે પોતાના અંદરના મુલકમાં માઇલોના માઇલોના વિસ્તારવાળા પ્લેનટેશનોમાં પોતાનું કપાસ ઉગાડતા અને ત્યાં જર્મનો અને સ્વાહીલીઓ શિવાય બીજી કોઇ પણ પ્રજાને ભાગ્યેજ વસવા દેતા જે જગોએ કપાસ ઉગતું તેજ જગોએજ પોતાના જીનો અને પ્રેસો રાખતા; પ્રેસ અને પેક પણ ત્યાંજ કરતા; અને સ્ટીમર પર લોડ કરવાને માટે છીછરાં પાણીમા તરી શકે તેવા મછવાઓ બનાવી છેક પ્લેન્ટેશનો સુધી મોકલતા. આજે તે માટેનું કંઇ નથી અને વિના લાભ લીધે મુલક જેમનો તેમ પડયો છે. વાજબીમા વાજબી વાત તો એજ થઇ શકે કે હિન્દીઓએજ તેનો લાભ લેવો જોઇએ. હક પણ તેમનોજ છે. સ્વાભાવિક પણ તેમને માટેજ છે. પણ હિન્દમા વસતા હિન્દવાસીઓને સટા શિવાય બીજો સ્વભાવિક વ્યાપાર જોઇએજ કયાં છે?

આ કપાસની ત્રણ કવૉલીટી છે અને તે અબાસી, મિટાફીફી અને અપલેન્ડ નામે ઓળખાય છે. સ્ટેપલ ઇપ્શીઅન છે. અને ગઇ સાલના અમારા અખતરા પછી અમોએ જોયું છે કે મુંબાઇમાં વધારેમાં વધારે કપાસે ઉપજાવેલો ભાવ એક ખાંડીના રૂા. ૧૫૦૦૦) છે.

એમ મનાય છે કે આખો પૂર્વ આફ્રીકા લેવામાં આવે તો તેનો વિસ્તાર ભારત વર્ષના વિસ્તાર જેવડો છે. બીજાં અનેક ફળદાયી વાવેતરોની સાથે કપાસનું વાવેતર મુખ્ય થઇ

---

શકે તેમ છે. યુગાન્ડાનું કપાસ પણ તેવુંજ સુંદર છે. અને તેનો લાભ હિન્દી સાહસોને અભાવે યુરોપીઅન સિન્ડીકેટો લેવા લાગી છે. એકલા યુગાન્ડામાં વાર્ષિક અર્ધી લાખ ગાંસડીઓ પેદા થઇ શકે છે. અને આ સઘળી વસ્તુઓપર હિન્દી પ્રજાનો સહુ કરતાં પહેલો અને સ્વાભાવિક હક હોવા છતાં હિન્દીઓ છાશ ખાય છે. જ્યારે બીજાઓ માખણ ખાઇ આપણાપર હસે છે. હિન્દુસ્થાનની ગીલો પોતે ઇજીપ્શીઅન સ્ટેપલનું કપાસ હજી બહુ ઓછાં પ્રમાણમાં વાપરી શકે છે એ વાત સાચી છે. પણ હિન્દુસ્થાનમા વધતા જતા ઉદ્યોગોની સાથે એ વસ્તુસ્થિતી હમેશને માટે ટકી શકશે નહિં તો પછી હિન્દુસ્થાન જેટલું પરંતુ જે હિન્દુસ્થાનના મીલ માલેકો જો સ્વતંત્ર રીતે આ મુલકોમાં સદહુ કપાસ માટે પોતાનાંજ વાવેતરો કરવા માટે જમીનો મેળવે અને જો સ્વતંત્ર રીતે ન બની શકે તો બ્રાડીની વિદેશી કંપનીઓ સ્થાપેલ સાહસ જેવા જોઇતાં જોઇંટસ્ટૉક સાહસો બનાવી સદહું હેતુ સાધે તો તે શું ઇષ્ટ નથી ? હિન્દુસ્થાનથી તે જેટલું વાપરી શકાય તેટલું વાપરે અને પછી વિદેશને આપી તેનાં નાણાં હિન્દુસ્થાનમાં આપે. ભારત વર્ષનાં બચ્ચા માટે મીઠું અને ઘઉં મોંઘાં કરી આપણે આપણું અનાજ બહાર જવા દઇએ છીએ એવાતો આપણે ઉદાર છીએ. શા માટે પૂર્વ આફ્રિકા આપણે આપણા કબજામાં ન લઇએ અને લીગ ઑફ નેશન્સ પોતાના ખરીતાઓ બહાર પાડે તે પહેલાં વ્યાપારથીજ આપણે તે મુલકને આપણુંજ કોલોની બનાવીએ અને તે માર્ગમાં જો કંઇ કૃત્તિમ હરકતો નાંખવામાં આવે તે સામે હકથી પ્લેટફાર્મો ગજાવીએ. યુરોપીય પ્રજાઓના હિન્દુસ્થાનમાંના વસવાટ પછીથી તેમનુ હિન્દુસ્થાનમાં સામ્રાજ્ય સ્થપાયું તેમાથી ભારત વર્ષની પ્રજાએ કંઇપણ અન્ત પાઠ શીખવાનો હોય તો તે વ્યાપાર છે અને પૂર્વ આફ્રીકામાં આપણું સામ્રાજ હકથી સ્થાપવું હોય તો તે પણ વ્યાપારજ છે. અને તેનું મુખ્ય અંગ આ કપાસ છે.

બીજે સમયે આ ઉપરાત પૂર્વ આફ્રીકાના વ્યાપારનાં બીજાં અંગો ઉપર યથાશક્તિ ચર્ચા કરવાનો અભિલાપ છે

---

ધી બોમ્બે ટાઇલ્સ આર્ટ ૨૧ એંઠ સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

# અધિપતિની નોંધ.

હીંદી ચલણને લગતો મામલો અત્યારે ખાસ અભ્યાસ કરવા લાયક થઇ પડયો છે તેથી તેને લગતી નીચે જણાવેલી કેટલીક હકીકત પ્રત્યે વાંચનારનું ધ્યાન ખેંચીએ છીએઃ— (૧) અગાઉ હીંદી પ્રધાન પોતાના ખપ જોગાં નાણાં માટેજ હુંડીઓ લખતો હતો તે હાલ કેટલાંક વરસથી વેપારીઓની સગવડ માટે વધારે હુંડીઓ પણ લખે છે. એનું પરીણામ એટલુંજ હોઈ શકે કે એક મોટી થાપણવાળી નવી બેંકનો હીંદનું અગર કોઇ પણ દેશનું પરદેશો સાથેનું લ્હેણું દેવું વસુલ કરવા અથવા ચુકાવી આપવા તૈયાર થાય તો જેમ તે દેશનો પરદેશો સાથેનો શરાફી વહીવટ એ બેંકના કાબુમાં જાય તેજ પ્રમાણે હીંદનો પરદેશો સાથેનો લ્હેણદેણનો સંબંધ થોડે ઘણે દરજ્જે પણ અગાઉ કરતાં વધારે પ્રમાણમાં હીંદી પ્રધાનના કાબુમાં ગયો છે. (૨) અગાઉ હીંદમાં ઇંગ્લંડના લોકોએ બજાવેલી નોકરી બદલનું તેમનું પેન્શન, તેમણે હીંદને ધીરેલાં નાણાંનું વ્યાજ વથા હીંદના વેપારમાં તેમણે લીધેલા ભાગને અંગે તેમને થયેલો નફો તથા સ્ટીમરોનું નુર આ ચાર રકમો હીંદે ઇંગ્લંડને આપવાની રહેતી અને હીંદની આયાત કરતાં નીકાશ લગભગ એટલીજ વધારે થતી જેથી એ રકમોની આપ લે થયા પછી વીશેષ રકમ હીંદની લ્હેણી રહેતી નહીં. એ મામલો છેલાં થોડાંક વરસોથી બદલાયો છે. હાલમાં તો આયાત પેટે તથા ઉપર ગણાવેલી રકમો માટે આપવાની કુલે રકમ બાદ કરતાં પણ નીકાશને અંગે હીંદનું લ્હેણું બહુ રહે છે (૩) ઇંગ્લંડમાં માલ બનાવવાનો ખર્ચ લડાઇ અગાઉ જેટલો થતો હતો તેના કરતાં હાલમાં લગભગ બમણો થાય છે એમ જણાવવામાં આવે છે; અને ભાવમાં તો એવો વધારો થયેલો આપણે જોઇ શકીયે છીએ તેથી જો હીંદી પ્રધાનની હુંડીનો ભાવ અગાઉ જેટલો રહે તો આયાત બહુ ઘટી જાય અને નીકાશ બહુ વધી જાય પણ હીંદમાં પણ માલ બનાવવાનો ખર્ચ અને તેને પરીણામે

*હીંદનાં બજારોમાં હીંદી માલના ભાવ પ.*

ધીને અગાઉ કરતાં દોઢા થયા છે. ઇંગ્લંડમાં માલના ભાવમાં જે વીશેશ વધારો થયો છે તેટલોજ વધારો હીંદી પ્રધાનની હુંડીના ભાવમાં થયો છે અને તેથી એ હુંડીના હાલના ભાવે એટલે કે બે શીલીંગની બરોબર એક રૂપયાને ભાવે વેપારનું સમતોલપણુ અગાઉ માફક જળવાશે એમ જણાવવામાં આવે છે. આ અભિપ્રાય ખોટો છે એમ આ ચોપાનીયાનું માનવું છે. (૪) દેશ-પરદેશો વચેની હુંડીઓના ભાવ અગાઉ

પણ એક બીજા ઉપર અસર કરતા હતા પણ મુખ્ય લેણદાર દેશ ઈંગ્લંડ હોવાથી ઈંગ્લંડ સાથેના હુંડીના ભાવમાં થતા ફેરફારોનાં કારણો સમજાય તો બીજા દેશોમાં સ્થીતી કેવી છે તે વીશેના ખાસ અભ્યાસની વીશેશ જરૂર રહેતી નહીં. હાલમાં અમેરીકાના સુનાઇટેડ સ્ટેટ્સનું બીજા દેશો પાસે લ્હેણું વીશેશ હોવાથી એ દેશ અને બીજા દેશો વચેની હુંડીના ભાવમાં વધઘટ થાય તેની અસર ઈંગ્લંડને ઘણી થાય છે. દ્રષ્ટાંત તરીકે જોઇએ કે અગાઉ ઈંગ્લંડના એક પાઉંડ બરોબર ત્યાંના લગભગ ૪–૮૭ ડાલરનો ભાવ રહેતો હતો જે હાલ માત્ર ૪-૧૫ ડાલરનો છે જો એ વધીને અસલ સ્થીતીએ આવે તો હીંદી પ્રધાનની હીંદ ઉપરની હુંડી ઉપર પણ તેની અસર થયા વગર રહે નહીં. આટલા વીવેચનથી વાંચનારને સમજાયું હશે કે હીંદી પ્રધાનની હુંડીમાં વધઘટ થવાનો સંભવ કેટલો છે તેનો અભ્યાસ કરવા ઇચ્છનારે આટલી બાબદો ઉપર ધ્યાન રાખવુંજ પડેઃ—(૧) હીંદના પરદેશો સાથેના વેપારમાં લ્હેણી પડતી રકમ (૨) હીંદી પ્રધાન વેપારીઓની સગવડ માટે વચે પડે એવી એની શકતીમાં થતી વધઘટ (૩) અમેરીકાનાં સુનાઇટેડ સ્ટેટસ સાથેના ઈંગ્લંડના હુંડીના ભાવની વધઘટ (૪) સુનાઇટેડ સ્ટેટ્સ, મેકસીકો તથા ચીન જેવા દેશો ખાતે ચાંદીના ભાવમાં થતી વધઘટ. આ ઉપરાત વીચારવા જેવી બીજી પણ કેટલીક બાબદો છે જે વીશે કોઇ બીજે પ્રસંગે વીવેચન કરાશું. હાલતો નોંધ લેવા જેવી વાત એ છે કે (૧) હીંદની આયાત ઉપરાંતની નીકાશ પેટે લેણી પડેલી રકમમાં દર મહીને મોટો વધારો થવાનું છેલા કેટલાક માસથી ચાલુ છે (૨) હવે વધારે હુંડીઓ વેચવાને બદલે ઈંગ્લંડ ઉપરની હુંડી હીંદમાં વેચવાનું શરૂ કરવાની સરકારને થોડા વખત માટે જરૂર પડી છે અને (૩) ન્યુયોર્ક તથા લંડન વચેનો હુંડીનો ભાવ જ્યારે ૪·૧૫ ડાલરનો છે ત્યારે ન્યુયોર્કમાં ચાંદીનો ૧·૧૩ ડાલરનો છે.

જકાતને લગતી રાજનીતી હીંદી સરકારની કેવી છે તે વીશેનો ઇતીહાસ જાણવા જેવો છે. ૧૮૫૭ ના બળવા વેળા હીંદની સઘળી આયાત ઉપર પાંચ ટકાની જગાત હતી. બળવાને લીધે થયેલા ખર્ચને પહોંચી વળવા માટે એને વધારીને દસ ટકા કરી અને થોડીક ચીજો ઉપર જકાત વીસ ટકા જેટલી પણ કરી. ૧૮૬૪ ના વરસ સુધી એ પ્રમાણે ચાલ્યું પછી જકાતનો સામાન્ય દર સાડાસાત ટકા કર્યો. ૧૮૬૭ માં પહેલીવાર જરૂરની થોડીક ચીજોને વગર જકાતે હીંદમાં આયાત થવા દેવાનું શરૂ કર્યું. સામાન્ય દરમાં ઘટાડો કરીને ૧૮૭૫ માં પાંચ ટકાનો કર્યો. ૧૮૮૨ માં સામાન્ય આયાત જકાત કાઢી નાંખી પણ ચલણની મુશ્કેલીને લીધે ૧૮૯૪ મા, પાછી પાચ ટકા જેટલી સામાન્ય જકાત નાંખી જે ૧૯૧૬-૧૭ માં વધારીને સાડાસાત ટકા કરવામાં આવી હતી. રાજકીય કારણોને લીધે હથીયારો તથા દારૂગોળા સંબંધે, અને નૈતીક કારણોને લીધે દારૂ તથા અફીણ સંબંધે કામ લેવાની રીત જુદીજ પડે તેમાં નવાઇ નથી કાપડ તથા ખાંડ એ બે ચીજો માટે ખાસ પ્રકારનું વર્તન ધ્યાન ખેંચે તેવું છે.

૧૮૭૫માં આયાત જકાત પાંચ ટકાની કરી તે ત્રણ વરસ સુધી ચાલુ રહી પણ ૧૮૭૮મા જાડા કાપડ ઉપરની જકાત કાઢી નાંખવામાં આવી. ૧૮૮૨માં સઘળી આયાત જકાત કાઢી નાખ્યા પછી બાર વર્ષે ૧૮૯૪ માં જ્યારે ફરીથી પાંચ ટકા જેટલી આયાત જકાત નાંખવામાં આવી ત્યારે ઈંગ્લંડમાં તેની વીરૂદ્ધ ઘણો વાંધો લેવાયો જેને પરીણામે કાપડ ઉપરની જકાત ઘટાડીને સાડાત્રણ ટકાની કરી અને હીંદમાં જે કાપડ બને તેના ઉપર પણ સાડા ત્રણ ટકા જકાત લેવાનું ઠરાવ્યું અને સુતર તથા ટવીસ્ટ ઉપર જકાત તદન માફ થઇ. કાપડ ઉપરની આયાત જકાત વધારવાના પ્રયત્ન ૧૯૧૫-૧૬ માં થયા પણ તે નીષ્ફળ ગયા અને ૧૯૧૮ માં એવાજ પ્રયત્ન ફરીથી થયા ત્યારે કાપડ ઉપરની આયાત જકાત વધારીને સાડાસાત ટકા કરવામાં આવી. અગાઉ ખાંડ ઉપરની જકાત બીજી સાધારણ ચીજો માફક જ હતી પણ જરમની તથા આસ્ત્રીયાની બીટમાંથી બનાવેલી ખાંડની આયાત બહુ વધી ગઇ અને તેનું કારણ એમ સમજાયું કે પરદેશમાં વધારે સસ્તે ભાવે એ વેચાય તે માટે એ બનાવનારાઓને ખાસ મદદ મળતી હતી. આથી એ મદદ જેટલી આયાત જકાત નાંખવામાં આવી પણ તેટલાંથી એ ખાંડની આયાત ઘટી નહીં ત્યારે ૧૯૦૦ માં એ વધારી છતાં તેનું પરીણામ હીંદમાં ખાંડ બનાવવાના ઉદ્યોગને ઉત્તેજન આપવાનું નહીં પણ જરમની તથા આસ્ત્રીયાની બીટની ખાંડને ભોગે ચીન, જાવા તથા મોરીશસની ખાંડને ઉત્તેજન આપવામાં આવ્યું. એ આયાત ત્યાર પછી કેટલી વધી છે તે વાચનારાઓ જાણે છે. નીકાશ ઉપર ત્રણ ટકા જેટલી સામાન્ય જકાત ૧૮૬૦ના વર્ષ સુધી હતી પણ તેમાંથી ધીમે ધીમે કેટલીક ચીજોને મુક્ત કરવામાં આવી જેથી ૧૮૭૫ માં માત્ર ચોખા, તેલ, ગળી, તથા લાખ ઉપરજ નીકાશ જકાત લેવાની રહી તેમાંથી પણ છેલ્લી ત્રણ ચીજો ઉપરની જકાત ૧૮૮૦ માં કાઢી નાંખવામાં આવી જેથી તે પછી માત્ર ચોખા ઉપરજ નીકાશ જકાત લેવાતી રહી. ૧૯૧૬-૧૭ માં ચા તથા જુટ ઉપર નીકાશ જકાત નંખાઇ અને હમણાં ચામડાંની નીકાશ ઉપર જકાત નંખાયલી આપણે જાણીએ છીએ.

દેશના કે સામ્રાજ્યના ઉદ્યોગોને રક્ષણ આપવાની પદ્ધતી હીંદમાં અંગ્રેજના રાજ્યમા કોઇ કાળે ન હતી એમ ઉપર આપેલા ઇતીહાસ ઉપરથી સ્પષ્ટ જણાશે ઈંગ્લંડમા સરકારે વ્યાપારની નીરંકુશતાની રાજનીતી ૧૮૪૬ મા સ્વીકારી તેને પોણોસો વરસ થયાં નથી. ૧૮૪૦ ના વરસ અગાઉ લગભગ સઘળી વસ્તુઓ ઉપર ભારે આયાત જકાત લેવાતી જેને લીધે ચોરીછુપીથી વસ્તુઓ આયાત કરનારાઓનું જોર વધી પડ્યું હતું તે એટલે સુધી કે આવી "આડકતરી રીતે" માલ લાવવા માટેના ભાવ જાહેર રીતે જુદા બોલાતા. તે વેળા આયાત જકાત માટે કાંઇ ધોરણ ન હતું. જકાત માટે ઠરાવેલા જુદા જુદા દરની સંખ્યા ૧૧૫૦ (અગ્યારસો પચાસ) ની હતી જેમાં ઘણીક તો તે માલની આયાત તદન અટકાવી દેવા માટેજ હતી. આવક ઉપરનો કર ઇંગ્લંડમાં દર પાઉંડે સાત પેન્સનો ૧૮૪૨ માં નંખાયો ત્યાર પછી આયાત જકાતની રૂઢીમાં સુધારો કરવાનું શરૂ થયું. તે અગાઉ

મેટેલીક શીલીંગથી બીલ્ડીંગનોં ઓરડો શોભે છે.

જકાતની રૂઢી એવી હતી કે ચીજનો ભાવ જેમ વધારે હોય તેમ તેની ઉપરની જકાતનું પ્રમાણ ઘટે જેથી તે ભાવ અમુક હદ સુધી વધે તો આયાત જકાત તદન બંધ પડે પણ ભાવ સસ્તા થવાથી પરદેશી માલની આયાત વધે ત્યારે જકાત પણ વધીને અંતરાયરૂપ થાય જેથી દેશના ઉદ્યોગોને રક્ષણ મળે. ૧૮૪૨માં જકાતની પદ્ધતી સુધારવાની શરૂઆત વેળા પણ ઈંગ્લંડના વડા પ્રધાન સર રોબર્ટ પીલે એટલી કબુલાત આપવી પડી હતી કે દેશના ઉદ્યોગને રક્ષણ આપવાનો નીયમ હું નહીં તોડું; તેમ છતાં આયાત જકાત ચાલુ હતી તે ૧૯૨૯ મા રદ થઇ. વેપારનું છુટાપણું અને રક્ષણની ગેરહાજરીનો ખરો સ્વીકાર એ વરસે થયો ગણીએ તો તેને પચાસ વર્ષ પણ થયા નથી. એટલામાં રક્ષણની રાજનીતીનો ઈતીહાસ તાજો કરવાનો પ્રસંગ આવ્યો છે. ઈંગ્લંડની સરકારે હમણાંજ જાહેર કર્યું છે કે ઇંગલંડના ખેતીના ઉદ્યોગને મદદ કરવાનાં પગલાં ભરવામાં આવશે. એવી રીતે સરકારી ઉત્તેજન લડાઈ દરમ્યાન પણ અપાયું હતું જેને પરીણામે ઇંગલંડની પ્રજાનો ૪૦ ટકાને બદલે સાઠ ટકા જેટલો ભાગ સ્વદેશી અનાજ ઉપર જીવી શકે એટલો અનાજ વધ્યો હતો. પણ ઓગણીસમાં સૈકાના પુર્વાર્ધમાં જે વેળા એવુંજ રક્ષણ આપવામાં આવતું હતું તે વેળાના અનુભવે એક વાત એ બતાવી કે જ્યારે દેશમાં કોઈ કારણથી પાક ઓછો થાય અથવા ન થાય તે વેળા ગમે તેટલા ઉત્તેજન છતાં પરદેશથી માલ મંગાવવાના પ્રયત્નો સફળ થવા નથી. હવે ફરીથી એવો વખત આવે તે વેળા એવીજ મુશ્કેલી નડે છે કે કેમ તે જોવાનું છે; પણ હીંદમાંથી અનાજ પરદેશ મોકલવાને પરીણામે પાછળથી પરદેશી અનાજ હીંદમાં આયાત કરવાની જરૂર ગયે વરસે પડી ત્યારે આવી મુશ્કેલી નડી હતી અને સરકારના ખાસ પ્રયત્નો ન હોત તો આટલો માલ પણ ન આવત એમ લાગ્યા વગર નહીં રહે.

ઔદ્યોગીક સંરક્ષણની રાજનીતી પાળવા જતાં શી શી મુશ્કેલીઓ નડે છે તેનો કાંઇક ખ્યાલ ઈંગ્લંડના છેલ્લા પંદર વર્ષના ઇતીહાસમાથી મળે છે. ઇંગ્લંડની સરકાર જ્યાં દેશના ઉદ્યોગોને આવું રક્ષણ આપવાને તૈયાર થઇ કે તુરત નીચે પ્રમાણે પ્રશ્નો ઉદ્દભવ્યાઃ—(૧) રક્ષણ આપવાની પદ્ધતી કઇ રાખવી? આયાત અથવા નીકાશ ઉપર જકાતથી એવું રક્ષણ આપવું કે આવક વેરામાથી મુકતી રૂપે કે ખાસ સરકારી મદદ રૂપે? (૨) કયા ઉદ્યોગોને રક્ષણ આપવું? જે ઉદ્યોગોમા આવકનું પ્રમાણ થોડું હોય તેને, કે જેમાં દેશના મજુર વર્ગનો ઘણો ભાગ રોજી મેળવતો હોય તેને, કે જેની પેદાશ ઉપર અન્ય ઉદ્યોગોનો આધાર હોય તેને, કે જેની પેદાશ ઉપર દેશના લશ્કરી સંરક્ષણનો આધાર હોય તેને? પરદેશી કાચા માલમાંથી તૈયાર માલ બનાવનારને કે દેશી કાચો માલ વાપરનારને? પોતાનો માલ દેશમાજ ખપાવનારને કે પરદેશ ખાતે માલ નિકાશ કરનારને? હીંદમા ઔદ્યોગીક સરક્ષણની રાજનીતીની હીમાયત કરનારે આ અને આવા બીજા જે જે પ્રશ્નો નિકળે તેનો જવાબ આપવાને તૈયાર રહેવું જોઇશે.

સામ્રાજ્યના ઉદ્યોગોને મદદ આપવાની રાજનીતીની હીમાયત મરહુમ જોસફ ચેમ્બરલેને શરૂ કરી તેને લગભગ વીસ વર્ષ થયા છતાં આ સામ્રાજ્યના સર્વ વિભાગોના કોઇ પણ એક અથવા અમુક ઉદ્યોગોને એક સરખી રીતે લાગુ પડે એવી રીતના કર કે ઉત્તેજનના પ્રકાર હજી સુધી સુચવાયા નથી. સામ્રાજ્યના વિભાગો એટલા છુટા છવાયા છે કે તેમાંથીજ માલ આયાત કરવાને બદલે પાસે આવેલાં પરરાજ્યોનો માલ આયાત કરવાનું

વધારે પરવડે; વળી જ્યુટ તથા લોખંડની ચીજો શીવાય કોઈ બીજો કોઇ માલ એવો નથી કે જેને માટે જોઇતો કાચો પદાર્થ પુરતા પ્રમાણમાં સામ્રાજ્યમાં પેદા થતો હોય; કદાચ બીજા કોઇ એવા પદાર્થો હશે તો પણ એમ જોવું પડશે કે એમાંથી બનેલો માલ સામ્રાજ્યમાંજ ખપી જશે કે પરદેશમા ખપાવવો પડશે પરદેશમાં ખપાવવા જતી વેળા હરીફાઇ તથા તે દેશની સરકાર જે જકાત નાંખે તેની અસરનો પણ વીચાર રાખવો પડે. આ સર્વ સંજોગોનો વીચાર કરીને નવી રાજનીતીની વીરૂધમાં હીંદી સરકારે ૧૯૦૩માં અભિપ્રાય આપ્યો હતો તે બદલવાને હાલમાં કાંઇ કારણ મળ્યાં હોય એવું આપણા જાણવામાં નથી અને તેમ છતાં સરકારે નવી રાજનીતી સ્વીકારી છે. રંગની આયાત યુનાઇટેડ કીંગડમમાંથીજ કરવી એમ ઠરાવ્યું છે, ચામડાની નીકાશ જકાતના પંદર ટકામાથી દસ ટકા જેટલો ભાગ સામ્રાજ્યના ઉદ્યોગ માટે વળતરરૂપે આપવાનું ઠરાવ્યું છે અને ગળી બનાવવાના હીંદના ઉદ્યોગને આવક વેરામાથી માફી આપી છે. હીંદી પ્રજા એ સર્વ માટે વાધો લે એમાં નવાઇ નથી કારણ કે એમાં નથી થયો હીંદના હીતનો વીચાર કે નથી લેવાઇ સામ્રાજ્યના હીતનો સાંગોપાંગ તપાસ; અધુરા, ઉપલકીયા, અને છુટક પ્રયત્નોનું પરીણામ હીતકારક થવાને બદલે નુકશાનકારક વધારે નીવડે તો આશ્ચર્ય પામવાનું કારણ નથી.

---

કુતરાના ગુચ્છા દારવાળ ઉનને બદલે વાપરી શકાય એવા હોય તે એકઠા કરી તેનો પણ કાપડ બનાવવા માટે ઉપયોગ કરવા કાજે ઈંગ્લંડમાં એક મંડળ સ્થપાયું છે જેનું નામ બ્રીટીશ ડૉગસવુલ એસોસીએશન છે ધી ઇંડીયન ટેક્સટાઇલ જર્નલના જુલાઇ માસના અંકમાં ૧૮૮મે પાને એ વીશે એવી ટીકા કરવામા આવી છે કે કાપડ વણવા કરતાં મોજા ગુંથવા જેવાં કામમાં એ વધારે ઉપયોગી થઇ પડશે. હિંદમાં એવાજ પ્રયોગો કોઇએ કર્યા હોય તેમના અનુભવની વીગત અમને જો કોઇ લખી મોકલશે તો અમે અમારા માસીકમાં ખુશીથી છાપીશું.

---

હીંદુસ્તાનમાં આવેલી દરેક જગાને લગતી બને તેટલી સંપુર્ણ માહીતી પુરી પાડવાના હેતુથી 'ઈંડીયન ગાઇડ એંડ ડીરેક્ટરી' નામનું પુસ્તક મેશર્સ આર્નોલ્ડ વ્હાઇટ એંડ કંપનીએ બહાર પાડ્યુ છે. વેપારીઓને તે ઘણું ઉપયોગી થઇ પડવાનો સંભવ ધારી શકાય છે કેમકે તેમાં એ દરેક જગાને લગતો વેપાર મ્યુનીસીપાલીટીઓ, કોરટો, સ્કુલો, કોલજો, છાપાંઓ, હોટેલો, ડાક, બંગલાઓ, દેવળો, હોસ્પીટલો, મંડળીઓ, મુસાફરો માટે આવ જાના સગવડ પડતા માર્ગો, વગેરે તમામ પ્રકારની વીગત રજુ કરવાનો એમાં ઉદ્દેશ છે. કીંમત રૂપયા છ છે. જો પુસ્તક મંગાવવા પછી પસંદ ન પડે તો નાણા પાછાં આપવાને અને પોસ્ટનો ખર્ચ આપવાને પણ મેશર્સ આર્નોલ્ડ વ્હાઇટ કું. તૈયાર છે.

---

ખેતીવાડીને લગતા ૧૯૧૬-૧૭ ના વરસ માટેના આંકડાનું જે પુસ્તક થોડા માસ ઉપર બહાર પડયું છે તેમાંથી કેટલીક હકીકત આ માસીકના સપ્ટેંબર માસના અંકમાં ૧૧૧ મે પાને આપી છે. ખેડવા લાયક પણ ન ખેડાયલી જમીનનો વીસ્તાર દરેક વિભાગમા કેટલો છે તે એમા બતાવ્યું છે. ઘાસ ઉગાડવામાં આવતું હોય એવી જમીનના વીસ્તારને લગતી હકીકત આ અંકમાં આપી છે અને તે સાથે ઢોરોની સંખ્યા પણ આપી છે તે ઉપરથી ઢોરોના ચારા માટે જે જમીન છે તે પુરતી છે કે ઓછી છે તે માલમ પડશે.

---

બ્રીટીશ ઈંડીયા સ્ટીમ નેવીગેશન કંપનીના એજંટો મેશર્સ બીની એંડ કંપની સામે મી० વી. ટી. કૃષ્ણસ્વામી આયરે મદ્રાસની

---

'મેટેલીક શીલીંગથી બીલ્ડીંગનો ઓરડો શોભે છે'

હાઇ કોર્ટમાં દાવો માંડયો હતો જેમાં સ્ટીમર "મરકેયા" મારફતે ફરયાદીએ ચઢાવેલી ભોંયસીંગના પાંચસો કોથળામાંથી ગુમ થયેલા ૮૮ કોથળાએ માટે નુકશાનીનો બદલો માગ્યો હતો બચાવ પક્ષની દલીલ એ હતી કે બીલ આફ લેડીંગની શરતો પ્રમાણે આવી નુકશાનીનો હક્ક ફરયાદીને નથી કેમકે એ માલ મેળવી લીધો ન હતો અને આ પ્રમાણે માલ ઘટી પડવા સંબંધી ખબર ત્રીસ દીવસની અંદર આપી ન હતી. નામદાર મી૦ જસ્ટીસ કુટસ ટ્રોટરે ચુકાદો આપતાં જણાવ્યું કે બીલ ઑફ લેડીંગમાં એ વીશેની કલમ એવી નાના અક્ષરે અને એવી રીતે છાપવામાં આવેલી છે કે તે વીશે માલ મોકલનારનું ધ્યાન ખેંચાય નહીં અને તેથી એવી કલમ બીલ ઑફ લેડીંગમાં દાખલ કરવાથી માલ મોકલનારને બંધન કર્તા ગણી શકાય નહીં. ગુમ થયેલા ૮૮ કોથળા ભોંયશીંગની કીંમત દર મણે સવાઅગ્યાર રૂપ્યા લેખે ગણીને સ્ટીમર કંપનીએ ફરયાદીને આપવી તથા વકીલનો ખર્ચ પણ આપવો એવો કોર્ટે હુકમ ફરમાવ્યો હતો.

હીંદની બહારના મુલકમાંથી પોતાને થયેલી આવક માટે હીંદમાં વેપાર કરનારી પેઢી આવક વેરો આપવાને બંધાયલી છે કે નહીં, તે પ્રશ્નનો ચુકાદો થોડા વખત ઉપર મદરાસની હાઇકોર્ટની કુલ બેંચે આપ્યો હતો મી. રામાનુજમ ચેટીયરની પેઢી હીંદમાં તેમજ ફ્રેંચ કોચીન ચાયનામાં વેપાર કરતી હતી. હીંદની બહારના ભાગોમાં તેને થયેલી આવક ઉપર આવક વેરો મદરાસ ઇલાકાની બ્રીટીશ સરકારનાં મેહેસુલખાતાંએ માગવાથી આ મુકદમો ઉભો થયો હતો. નામદાર વડા જજે ચુકાદો આપતાં જણાવ્યું કે આવક વેરા સંબંધી ૧૯૧૮ નો જે કાયદો હાલ હીંદમાં પ્રવર્તે છે તે બાંધનારાઓની જો એવી ઇચ્છા હોય કે હીંદની વેપારી પેઢીઓ પરદેશમાં જે આવક કરે તેની ઉપર પણ આવક વેરો લેવાય તો તેમણે કાયદામાં વધારે સ્પષ્ટ રીતે એ હેતુ દર્શાવવો ઘટતો હતો. એ કાયદો હાલ છે તે પ્રમાણે લેતાં પરદેશમાં થયેલી આવક ઉપર વેરો લઇ શકાય નહીં મદ્રાસ હાઇકોર્ટની કુલબેંચે ચુકાદો આપતાં જણાવ્યું કે પરદેશો ખાતે થયેલી આવક હીંદમાં લાવવામાં આવી ન હોય ત્યાં સુધી તેના ઉપર હીંદમાં આવક વેરો લઇ શકાય નહીં.

---

ગળીના પાકવીશેનો પ્રથમ વર્તારો ૧૯૧૯-૨૦ ના વરસ માટેનો હિંદી સરકારના આંકડા ખાતાએ તા. ૧૭-૧-૧૯ને દીને બહાર પાડયો છે જે ઉપરથી જણાય છે કે બ્રીટીશ હીંદુસ્થાનમાં એ પાકનો વીસ્તાર ૨૦૮૧૦૦ એકર જેટલો છે તે ગયા વરસ કરતાં સેંકડે ૨૬ ટકા જેટલો ઓછો છે. એમાંથી ૨૭૩૦૦ હુન્ડ્રેડ-વેટ ગળી નીકળવાની ગણતરી ગણવામા આવે છે જે ગયા વરસ કરતા સેંકડે ૧૫ ટકા જેટલી ઓછી છે. મદ્રાસ તથા સંયુક્ત પ્રાંતો શીવાય સઘળે હવાપાણી અનુકુળ હતા અને પાકની સ્થીતી એકંદર સારી છે એકર દીઠ પાકની ઉતર ગયા વરસ કરતાં સ્હેજ વધારે થવાની વકી છે. એનો વીસ્તાર માત્ર ખેરપુર રાજ્યમા ૪૭૦૦ એકર અને સીંધના બીજા ભાગોમાં મલીને મુંબઇ ઇલાકામા કુલ ૭૫૦૦ એકર જેટલો છે જે ગયા વરસ કરતા સેકડે ૧૧ ટકા જેટલો વધારે છે એ પાક સીંધમાં છે અને ત્યાની સ્થીતી સારી છે મુંબઇ ઇલાકા માટેની એની ઉતર ૧૬૦૦ હંડ્રેવેટ જેટલી થવાની વકી રાખવામાં આવે છે ગયે વરસે એ ઉતર ૧૦૦૦ હંડ્રેડવેટ જેટલી હતી.

૧૯૧૯-૨૦ ના રૂના પાક માટે મુંબઇ સરકારના ખેતીવાડી ખાતાંએ બીજી યાદી તા૦ ૧૦-૧૦-૧૯ ને દીને બહાર પાડી છે જેમા તા૦ ૧-૧૦-૧૯ સુધીની ખબરો આપવામા આવી છે અને તે અધુરી છે હજી વાવણીનું કામ ચાલે છે અત્યાર સુધીમાં બ્રીટીશ મુલકમા ૨૭,૮૭,૦૦૦ એકર અને દેશી રાજ્યોમા ૨૧,૫૭,૦૦૦ એકર જગામા રૂના પાક માટે વાવણી કરવામા આવી છે. સીંધમાં એનો વીસ્તાર કુલ ૩૨,૮,૦૦૦ એકર છે એ રીતે મુંબઇ ઇલાકા માટે કુલ ૫૨,૭૨,૦૦૦ એકર વીસ્તાર છે તે ગયા વરસ કરતાં ૨૩ ટકા જેટલો વધારે છે પણ છેલા દશ વરસ માં તા૦ ૧ લી અકટોબરે જે વીસ્તાર હતો તેવી સરરાશ કરતાં પાચ ટકા જેટલો ઓછો છે. ગયે વરસે રૂના ભાવ ઉંચા હતા તેને લીધે વધારો થયો છે ગુજરાતમા રૂનો શરૂઆતનો પાક જુનના ૫ ખવાડયામાં અને પાછોતરનો પાક જુલાઇના આખેરમાં વાવવામાં આવે છે. ૫ચમહાલમા ભેજ વધારે હોવાથી ફરી પાક કરવો પડયો હતો તે શીવાય ગુજરાતમાં રૂના પાકની સ્થીતી બધે સારી છે સપ્ટેંબરમાં અતીશય વરસાદ પડયો તેની અસર ખાનદેશ જીલામા થઇ છે અહમદનગર તથા શોલાપુર જીલામાં વરસાદના અછતથી પાકને સ્હેજ નુકશાન થયું હતું પણ પાછળથી વરસાદ પડવાથી થોડો સુધારો થયો છે. ખાનદેશમા પાક તૈયાર થવા માડયો છે એકંદરે પાકની સ્થીતી સારી છે. કર્ણાટકમા વરસાદની તંગીને લીધે પાકને બે ત્રણ અઠવાડયા જેટલી ઢીલ થઇ છે. એ પાકને ફણગા ફુટવા માંડયા છે. સીંધમાં થર અને પારકર જીલ્લામા એપ્રીલમા અને બાકીના સવ જીલામા જુનમા વાવણી કરવામાં આવી હતી. એની સ્થીતી સારી છે. રૂના પાકનો વીસ્તાર જુદી જુદી જાત પરત્વે નીચે પ્રમાણે હતો:—

| | એકર |
|---|---|
| બંગાળા રજપુતાના | ૪૦૦૦૦ |
| ધોળેરા | ૧૭૫૨૦૦૦ |
| ભરૂચ | ૧૧૦૩૦૦૦ |

| | |
|---|---|
| ખાનદેશ | ૧૩૫૪૦૦૦ |
| બારસી અહમદનગર | ૧૯૯૦૦૦ |
| વેસ્ટર્ન | ૬૧૦૦૦ |
| કુમટા ધારવાડ | ૪૩૫૦૦૦ |
| સીંધી | ૩૨૮૦૦૦ |

તલના ૧૯૧૯—૨૦ના વરસના પાક માટે મુંબઇ સરકારના ખેતીવાડી ખાતાએ તા. ૧-૧૦-૧૯ સુધીની હકીકત ઉપરથી બીજી યાદી તા. ૧૩-૧૦-૧૯ ને દીને બંહાર પાડી છે જે ઉપરથી માલમ પડે છે કે મુબઇ ઇલાકામાં ખરીફ તથા રખીના પાકનો વીસ્તાર નીચે પ્રમાણે હતોઃ—

| | બ્રિટીશ મુલક | દેશી રાજ્યો |
|---|---|---|
| | એકર | એકર |
| સીંધ | ૩૧૦૦૦ | ૧૦૦૦ |
| બીજા વિભાગો | ૧૨૫૦૦૦ | ૩૩૦૦૦૦ |
| કુલ મુંબઇ ઇલાકો | ૧૫૬૦૦૦ | ૩૩૧૦૦૦ |

આ બેઉ મળી કુલ ૪૮૭૦૦૦ એકર જેટલો વીસ્તાર થયો તે ગયા વરસ કરતાં સેંકડે ૧૩૧ ટકા જેટલો વધારે છે પણ છેલાં દસ વરસમાં તા. ૧ લી અકટોબરે હતો તેની સરેરાસ કરતાં ૪૫ ટકા જેટલો ઓછો છે. અનાજના પાક માટે વધારે જમીન જવાથી આ પાકનો વીસ્તાર જોઇએ તેટલો વધી શકયો નથી. સીંધમાં નેહેરોની સગવડ પણ આ પાકના વીસ્તારના વધારાનું કારણ છે. પંચમહાલમાં ભારે વરસાદથી નુકશાન થયું છે તે શીવાય ગુજરાતમાં બધે તલનો શરૂઆતનો પાક સારો છે. ખાનદેશ તથા નાશકમાં એની સ્થીતી સારી છે બાકી દક્ષીણમાં એની સ્થીતી સારી નથી. કર્ણાટકમાં કેટલેક સ્થળે ચીમળાયો છે બાકી બધે તેની સ્થીતી ઠીક છે. કોંકણમાં પાક સારો છે. કરાંચી ખાતે અતી વરસાદથી અને થરપારકર જીલામાં વરસાદની અછતથી એને નુકશાન થયું છે. સીંધના બીજા ભાગોમાં એની સ્થીતી સારી છે. ખાનદેશમા કાપણી કરવામાં આવે છે બાકીના ભાગમાં પાકને ફુલ આવ્યાં છે અને કેટલેક ઠેકાણે ડુંડાં બાઝયાં છે.

૧૯૧૯-૨૦ ના શેરડીના પાક વીશેની બીજી યાદી મુંબઇ સરકારનાં ખેતીવાડી ખાતાંએ તા. ૧૩-૧૦-૧૯ ને દીને બહાર પાડી છે જે ઉપરથી જણાય છે કે એનો વીસ્તાર સીંધમાં ૭૦૫૦૦ એકર જેટલો છે જે ગયા વરસ કરતા ૨૮ ટકા જેટલો ઓછો છે. પાકની સ્થીતી બધે સારી છે.

## ઘાસ ચારો અને ઢોર.

ઘાસચારો ઉત્પન્ન કરવામાં આવતો હોય એવી જમીનનો વીસ્તાર તથા ઢોરોની સંખ્યા ૧૯૧૫-૧૬ ના વરસમાં કેટલી હતી તે વીગત છેલા સરકારી પુસ્તક ઉપરથી નીચે દર્શાવી છેઃ—

| જીલ્લો. | વીસ્તાર | ઢોરોની સંખ્યા. (૧૦૦૦) | | | | |
|---|---|---|---|---|---|---|
| | હજાર એકર. | બળદ. | ગાય. | ભેંશ | વાછરડાં | બીજા |
| અમદાવાદ | ૧૩૫ | ૧૨૧ | ૯૭ | ૧૦૦ | ૧૬૭ | ૧૪૪ |
| ખેડા... ... | ૧૦૭ | ૧૦૪ | ૩૪ | ૧૧૮ | ૧૬૨ | ૭૨ |
| પંચમહાલ ... | ૮૭ | ૧૨૪ | ૮૪ | ૪૧ | ૧૩૯ | ૮૦ |
| ભરૂચ ... | ૫૧ | ૫૮ | ૧૪ | ૩૦ | ૪૯ | ૪૯ |

ધી એમ્પાયર ટાઇપ માટે ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

| જીલ્લો. | વીસ્તાર. હજાર એકર. | બળદ. | ગાય. | ઢોરોની સંખ્યા. (૧૦૦૦) ભેંશ. | વાછરડાં. | બીજાં. |
|---|---|---|---|---|---|---|
| સુરત ... | ૨૮૦ | ૧૧૫ | ૭૦ | ૫૨ | ૧૩૬ | ૧૦૧ |
| ખાનદેશ ... | ૬ | ૩૯૫ | ૨૧૧ | ૧૨૧ | ૩૧૫ | ૪૦૫ |
| નાશક ... | ૯૦ | ૨૬૯ | ૨૦૩ | ૬૩ | ૧૬૮ | ૨૫૭ |
| અહ્મદનગર ... | ૧૧ | ૨૯૧ | ૧૮૯ | ૩૨ | ૧૯૧ | ૬૫૬ |
| પુના ... | ૯૩ | ૨૫૯ | ૧૭૦ | ૫૧ | ૧૬૭ | ૪૨૬ |
| સોલાપુર ... | ૧૨૪ | ૧૭૯ | ૧૦૭ | ૩૪ | ૧૩૬ | ૪૭૧ |
| સતારા ... | ૩૩૧ | ૨૩૪ | ૧૪૯ | ૧૦૬ | ૧૯૫ | ૪૭૦ |
| બેલગામ ... | ૮૮ | ૧૭૮ | ૯૬ | ૧૨૪ | ૧૭૩ | ૨૮૨ |
| બીજાપુર ... | ૯ | ૧૮૯ | ૯૧ | ૭૧ | ૧૬૩ | ૩૪૭ |
| ધારવાડ ... | ૫૩ | ૨૧૯ | ૧૦૫ | ૧૦૬ | ૧૮૭ | ૨૦૧ |
| થાણા ... | ૧૩૨ | ૧૫૬ | ૧૨૧ | ૭૭ | ૧૩૮ | ૭૫ |
| કોલાબા ... | ૨૮ | ૧૦૦ | ૮૫ | ૭૨ | ૯૯ | ૩૫ |
| રત્નાગીરી ... | ૩૮ | ૯૯ | ૪૪ | ૩૬ | ૫૯ | ૧૯ |
| કાનરા ... | ૪૨ | ૮૫ | ૬૭ | ૪૬ | ૮૪ | ૩ |
| કુલ મુંબઇ ઇલાકો. | ૧૭૧૨ | ૩૨૦૮ | ૧૯૫૦ | ૧૩૦૪ | ૨૭૪૨ | ૨૫૪૯ |
| સીંધ .. | ૩૭ | ૬૧૯ | ૭૦૪ | ૨૮૯ | ૫૬૫ | ૧૯૩૧ |
| સંયુકતપ્રાંતો .. | ૧૧૮૬ | ૧૦૬૧૩ | ૬૮૫૩ | ૪૬૬૯ | ૯૬૦૩ | ૧૩૫૧૯ |
| બીહાર-ઓરીસા | ૩૯ | ૬૫૧૯ | ૫૮૧૯ | ૨૨૮૦ | ૫૪૭૯ | ૧૬૭૪૩ |
| પંજાબ ... | ૪૦૫૬ | ૪૫૮૯ | ૩૬૬૯ | ૩૧૮૯ | ૪૦૪૧ | ૧૦૫૭૯ |
| બરમા ... | ૮૪ | ૧૪૧૯ | ૧૩૮૦ | ૮૫૬ | ૧૬૪૧ | ૩૪૬ |
| મધ્યપ્રાંતો ... | ૪૬૩ | ૩૨૪૦ | ૨૬૪૪ | ૧૧૨૩ | ૨૭૧૯ | ૧૩૮૬ |
| બંગાલ ... | ૧૮૭ | ૮૯૦૨ | ૭૦૯૫ | ૯૪૨ | ૮૩૮૩ | .. .. |
| મદ્રાસ ... | ૩૪૭ | ૬૭૪૮ | ૫૩૮૧ | ૩૭૫૦ | ૫૮૭૮ | ૧૮૩૮૦ |
| બ્રીટીશ હીંદમાં કુલ. | ૮૧૬૮ | ૪૯૪૧૬ | ૩૭૬૧૬ | ૧૯૭૮૪ | ૪૩૧૧૨ | ૬૦૦૭૬ |

---

માર્સેલ્સની રંગીન, લાદીઓ સફાઇદાર અને મજબુત.

# વેપારી આંકડાઓ.

## ખાંડની જગાત વખતે આંકેલી કિંમત.

ઇ. સ. ૧૯૧૧ ની સાલના કસ્ટમ સરકયુલર નંબર ૫ મા માં બતાવેલી રૂઢી પ્રમાણે ખાંડ ઉપર કેટલી જગાત થશે, તે અંદાજ કાઢવો સહેલો થઇ પડે તેવા હેતુથી આ કોષ્ટક તૈયાર કરવામાં આવ્યું છે. તેમાં પ્રથમ સપ્ટેંબર ૧૯૧૯ માસ દરમ્યાન કેટલી આયાત થઈ પડી હતી તે તથા કસ્ટમ હાઉસના રીટર્ન પ્રમાણે તેની એક હંડ્રવેટની સરેરાશ શી કિંમત હતી તે આપવામાં આવ્યું છે, અને બીજા કોલમમાં વરસની શરૂઆતથી આજ સુધી થયેલી કુલ આયાત તથા તેટલા વખત દરમ્યાન તેની સરેરાશ કિંમત શી રહી છે તે પણ આપેલું છે.

| ખાંડની જાત. | ઇ. સ. ૧૯૧૯ ના સપ્ટેંબર માસમાં થયેલી આયાત. | | ૧૯૧૮ ની પહેલી ઑકટોબર પછી થયેલી આયાત. | |
|---|---|---|---|---|
| | જથ્થો. | દર હંડ્રવેટના સરેરાશ કીંમત. | જથ્થો. | દર હંડ્રવેટની સરેરાશ કીંમત. |
| | હંડ્રવેટ. | રૂા. આ. | હંડ્રવેટ. | રૂા. આ. |
| ખાંડ ગાંગડીવાળી બીટ જાતની | ...... | ...... | ૨૬ | ૨૫—૦ |
| " " સુંવાળી ચીનમાં સુધારેલી | ૩૨,૭૯૦ | ૨૯—૧૨ | ૧,૨૯,૨૯૯ | ૨૭—૪ |
| " " સુંવાળી ઇજીપ્ટમાંથી | ........ | ........ | ........ | ........ |
| " " જાવાની અથવા જાપાનની ૨૩ ડચ સ્ટેન્ડર્ડની તથા ઉપરની | ૪,૮૮,૩૬૧ | ૨૫—૧૨ | ૬૧,૧૧,૨૦૮ | ૧૮—૮ |
| " " જાવાની અથવા જાપાનની ૧૬ થી ૨૨ ડચ સ્ટેન્ડર્ડની | ૧,૭૫,૬૨૭ | ૨૨—૪ | ૧૬,૬૩,૩૨૮ | ૧૭—૪ |
| " " જાવાના અથવા જાપાનની ૧૫ ડચ સ્ટેન્ડર્ડની અને હલકી | ........ | ........ | ૬,૭૩૩ | ૨૩—૦ |
| " " મોરીસીયસની ૧૬ ડચ સ્ટેન્ડર્ડની બરોબરી કરે એવી | ૧૧ | ૨૭—૪ | ૧૨,૫૧,૧૫૭ | ૧૭—૪ |

# IMPORTS OF SUGAR.

## ખાંડની આયાત.

બ્રિટીશ હિંદુસ્તાનના જુદા જુદા પ્રાંતોમાં ૧૯૧૯ ના આગસ્ટ મહિનામાં શેરડીની ખાંડ નીચે પ્રમાણે આયાત થઇ હતી:—

| | શેરડીના પાક | |
|---|---|---|
| | ૧૯૧૮ | ૧૯૧૯ |
| | હંડ્રવેટ | હંડ્રવેટ. |
| બંગાળા ... ... ... ... ... | ૨,૯૧,૩૧૨ | ૩,૩૨,૭૫૮ |
| મુંબઇ ... ... ... ... ... | ૧,૧૮,૮૪૧ | ૨,૩૧,૧૯૧ |
| સિંધ ... ... ... ... ... | ૫૨૦ | ૧,૫૧,૨૬૮ |
| મદ્રાસ ... ... ... ... ... | ૧,૮૦,૫૦૧ | ૫,૬૯૪ |
| બર્મા ... .. ... ... ... | ૧૬,૭૮૦ | ૬,૮૨૫ |
| | ૬,૧૬,૯૫૪ | ૭,૨૮,૦૩૯ |

---

જુદા જુદા દેશોથી શેરડીની ખાંડની આયાત કેટલી થઈ હતી તે દર્શાવવા માટે એપ્રીલથી આગસ્ટ સુધીના પાંચ માસ માટેના આંકડાં નીચે આપ્યા:—

| | હંડ્રેડવેટ. | |
|---|---|---|
| | ૧૯૧૮ | ૧૯૧૯ |
| યુનાઇટેડ કીંગડમ ... ... ... ... ... | ૭ | ૧,૭૨૬ |
| સીલોન ... ... ... ... ... ... | ૬ | ૬૫ |
| સ્ટ્રેટ સંસ્થાનો ... ... ... ... ... | ૭,૬૫,૯૨૫ | ૧,૭૫,૭૪૦ |
| જાવા ... ... ... ... ... ... | ૨૧,૮૯,૯૧૭ | ૨૨,૯૩,૪૪૮ |
| ચીન ... ... ... ... ... ... | ૧૪,૦૭૭ | ૯૭,૩૯૨ |
| જાપાન ... ... ... ... ... ... | ૫,૨૯૨ | ૧ |
| ઇજીપ્સ ... ... ... ... ... ... | ૬,૬૭૯ | ૨૧,૭૬૬ |
| મોરાશસ ... ... ... ... ... ... | ૪,૭૦,૬૯૪ | ૧,૭૮,૨૩૯ |
| યુનાઇટેડ સ્ટેટસ ... ... ... ... ... | ૨,૦૦૬ | ૩,૦૮૯ |
| બીજા દેશો ... ... ... ... ... ... | ૨૮૯ | ૧૪ |
| | ૩૪,૫૦,૯૭૯ | ૨૭,૭૧,૪૮૦ |

---

મેટેલીક શીલીંગની સારી ડીઝાઇન ગમશે કે?

# સુતર અને સુતરાઉ કાપડના આંકડાઓ.

ઇ. સ. ૧૯૧૯ ના જુલાઇ માસમાં હિંદુસ્તાનની મીલોમાં નીચે પ્રમાણે સુતર તથા સુતરાઉ કાપડ બનાવવામાં આવ્યાં હતાં:—

સુતર ( રતલ ૧૦૦૦ )

| બ્રિટીશ ઇન્ડીયા | ૧૯૧૮ | ૧૯૧૯ |
|---|---|---|
| મુંબઇ | ૩૭,૭૭૫ | ૪૨,૪૪૯ |
| મદ્રાસ | ૩,૮૮૮ | ૩,૯૮૬ |
| બંગાળા | ૨,૬૩૦ | ૩,૦૩૬ |
| યુનાઇટેડ પ્રૉવીન્સીઝ | ૨,૭૦૨ | ૩,૩૩૦ |
| અજમેર મેવાડ | ૧૯૪ | ૧૮૪ |
| પંજાબ | ૩૮૭ | ૨૭૧ |
| દીલ્હી | ૨૪૬ | ૨૮૧ |
| મધ્ય પ્રાંતો તથા બિરાર | ૩,૦૪૫ | ૩,૧૦૨ |
| બ્રિટીશ ઇંડીયામાં કુલ | ૫૦,૬૫૧ | ૫૬,૬૪૪ |
| દેશી રાજ્યો | ૩,૦૧૪ | ૩,૦૮૩ |
| એકંદર કુલ | ૫૩,૯૬૫ | ૫૯,૭૨૭ |

કાપડ

| બ્રિટીશ ઇન્ડીયા | | રતલ વાર ( ૧૦૦૦ ) ૧૯૧૮ | રતલ વાર ( ૧૦૦૦ ) ૧૯૧૯ |
|---|---|---|---|
| મુંબઇ | રતલ | ૨૬,૧૭૮ | ૨૭,૧૧૮ |
| | વાર | ૧,૧૩,૦૩૮ | ૧,૧૯,૭૬૨ |
| મદ્રાસ | રતલ | ૧,૫૭૯ | ૧,૨૧૦ |
| | વાર | ૩,૮૪૯ | ૩,૯૬૨ |
| બંગાળ | રતલ | ૩૫૪ | ૪૯૦ |
| | વાર | ૧,૮૬૦ | ૨,૩૫૮ |
| સંયુકત પ્રાંતો | રતલ | ૮૮૮ | ૧,૧૧૩ |
| | વાર | ૨,૦૯૯ | ૩,૮૦૭ |
| અજમેર મેવાડ | રતલ | ૧૧૫ | ૯૬ |
| | વાર | ૪૦૧ | ૩૩૦ |
| પંજાબ | રતલ | ૧૦૭ | ...... |
| | વાર | ૪૨૨ | ૩ |
| દીલ્હી | રતલ | ૭૫ | ૯૮ |
| | વાર | ૧૧૫ | ૨૪૪ |
| મધ્ય પ્રાંતો અને બિરાર | રતલ | ૧,૩૬૧ | ૧,૫૪૧ |
| | વાર | ૫,૪૫૭ | ૬,૧૮૦ |
| બ્રિટીશ હિંદુસ્તાનમાં કુલ | રતલ | ૩૦,૬૬૨ | ૩૧,૬૬૯ |
| | વાર | ૧,૨૭,૨૪૫ | ૧૩૬,૬૪૯ |
| દેશી રાજ્યો | રતલ | ૧,૯૦૨ | ૧,૯૮૩ |
| | વાર | ૬,૬૯૯ | ૭,૩૨૬ |
| એકંદર (ટોટલ) | રતલ | ૩૨,૫૬૪ | ૩૩,૬૫૩ |
| | વાર | ૧,૩૩,૯૪૪ | ૧,૪૩,૯૭૬ |

# INPORT OF COTTON YARN.
## સુતરની આયાત.

ઇ. સ. ૧૯૧૯ ના આગસ્ટ મહિનામાં બ્રિટીશ હિંદુસ્તાનમાં પરદેશથી નંબર ૩૧ ઉંચા નંબરનું સુતર નીચે પ્રમાણે આયાત થયું હતું:—

| જાત અને નંબર. | બંગાળા. | મુંબઇ. | સિંધ. | મદ્રાસ. | બર્મી. | ટોટલ. |
|---|---|---|---|---|---|---|
| ગ્રે | પાઉન્ડઝ. | પાઉન્ડઝ. | પાઉન્ડઝ. | પાઉન્ઝ. | પાઉન્ડઝ. | પાઉન્ડ |
| નં. ૩૧ થી ૪૦ | ૮૩,૬૫૦ | ૧૦,૨૦૦ | ........... | ૧,૦૦૦ | ........... | ૯૪,૮ |
| નં. ૪૧ થી ૫૦ | ૨૬,૬૪૯ | ૨૭,૩૮૨ | ........... | ........... | ........... | ૫૪,૦ |
| નં. ૫૦ થી ઉપર બીજા રંગેલાણું | ૫૮,૨૭૮ | ૪૮,૫૦૨ | ........... | ૫,૦૦૦ | ........... | ૧,૧૧, |
| નં. ૩૧ થી ૪૦ | ૨,૪૩,૮૪૯ | ૨૨,૮૦૦ | ૮૩,૮૦૧ | ૩૫,૨૦૦ | ........... | ૩,૮૫, |
| નં. ૪૧ થી ૫૦ | ........... | ........... | ........... | ........... | ૪,૪૦૦ | ૪,૪ |
| નં. ૫૦ થી ઉપર. | ........... | ........... | ........... | ૫૮,૮૦૦ | ........... | ૫૮,૮ |
| ટોટલ | ૪,૧૨,૪૨૬ | ૧,૦૮,૮૮૪ | ૮૩,૮૦૧ | ૧,૦૦,૦૦૦ | ૪,૪૦૦ | ૭,૦૯,૫૧૧ |

## ઇ. સ. ૧૯૧૯ ના આગસ્ટ માસ માટે પોર્ટ ટ્રસ્ટની વેરહાઉસીઝમાંના માલના વેપારને લગતા સરખામણી કરનારા આંકડા.

| માલની જાત. | ૧૯૧૯ ના તા. ૧ પહેલી આગસ્ટ ને દિને સ્ટૉક. | ૧૯૧૯ ના આગસ્ટમાં થયેલી ડીલીવરી. | ૧૯૧૯ ની ૧ લી સપ્ટેંબર તારીખે સ્ટૉક. | ૧૯૧૮ ની ૧ લી સપ્ટેંબર ને દિને સ્ટૉક |
|---|---|---|---|---|
| રૂના કાપડની ગાંસડી | ૨૮,૩૫૩ | ૨,૯૭૧ | ૨૯,૮૯૬ | ૨૭,૯૮૯ |
| ,, ,, પેટી | ૪,૩૪૮ | ૭૫૨ | ૪,૪૭૨ | ૮,૪૮૫ |
| રેશમ તથા ઉનની પીસગુડઝ ગાંસડી. | ૧,૧૦૮ | ૭૪ | ૧,૦૭૬ | ૧,૧૩૩ |
| રેશમ તથા ઉનની પેટી. | ૧,૧૮૫ | ૭૫ | ૧,૧૧૬ | ૧,૦૧૫ |
| ટવીસ્ટ અને યાર્ન (સુતરાઉ) પેકેજીઝ | ૪,૩૩૯ | ૧,૩૫૦ | ૩,૫૪૪ | ૫,૦૫૬ |
| રેશમ તથા ઉનના પેકેજીઝ | ૩,૩૧૩ | ૨૪૯ | ૩,૪૯૫ | ૨,૭૫૦ |
| ત્રાંબાના ટન | ૧૯ | ૨૨ | ૪૭ | ૪૩૫ |
| યલોમેટલ ટન | ૧૩૬ | ૩૮ | ૧૫૯ | ૧૭૬ |

# નવાં પેટંટો.

કલકત્તાની પેટંટ ઑફીસમાં નવી શોધો માટે તા. ૮—૯—૧૯ પછી આવેલી અરજીઓના નંબર, અરજી કરનારના નામ તથા શોધ અથવા સુધારાનો વિષય નીચે પ્રમાણે છેઃ—

| પેટંટ નંબર. | અરજી કરનારનાં નામ. | શા માટે. |
|---|---|---|
| ૪૮૨૩ | એફ. એચ. કેટલ એંડ હોબ્સન એન્ડ સન્સ. | ટોપીઓમાં સુધારો. |
| ૪૮૨૪ | જે. એસ. આરથર એંડ એલ. જી. કીલ્બી. | ચુનો તથા બ્રોમાઇનની નવી મેળવણી બનાવવાની રીત. |
| ૪૮૨૭ | સી. સી. સ્ટીફન. | રદી રબર તથા રબરની ચીજોને સાફ કરવાના સંચામાં સુધારો. |
| ૪૮૨૮ | મેઝર થ્રાફ કંપની | માલને માપીને કીંમત ગણી કાઢનારો સંચો |
| ૪૮૩૧ | પી. જે. એચ. મુર. | અનાજ સાફ કરવાની રીત તથા તે માટેનો સંચો. |
| ૪૮૩૪ | ડબલ્યુ. એચ. ડીકસન. | દીવાસળીઓ બનાવવાની રીતમાં સુધારો. |
| ૪૮૩૫ | એ. જે. એફ'લી. | પાણીની સપાટી નીચે રહી શકે તેવાં વહાણોમાં સુધારો. |
| ૪૮૩૬ | એ. જે. એફ. લી. | ડુબેલાં વહાણોનો માલ મેળવે એવું વહાણ. |
| ૪૮૬૭ | આર. એલ. દત્ત. | ક્રોમેટની બનાવટ. |
| ૪૮૪૬ | ડી. આર. બ્લેર. | લોખંડ તથા સ્ટીલની બનાવટમાં સુધારો. |
| ૪૮૪૭ | ડી. એચ. બીબ. | ઇંટનો આકાર બળતણને આપવાની રીત. |
| ૪૮૫૨ | એફ. આર. ગ્રેહામયુલ. | બાળકોને દુધ પાવાની શીશીની ટોટીમાં સુધારો. |
| ૪૮૬૦ | પી. એન. મેહેતા. | પોટાશીયમ ક્રોમેટ અને કેલ્શયમ ક્રોમેટ બનાવવાની એક રીત. |
| ૪૮૬૩ | એસ. એ. રાઘવ આયંગર. | ચુલો. |
| ૪૮૭૬ | ઓવન બોટલ કુાં. | બાટલી બનાવવાનાં સાધનો. |
| ૪૮૮૮ | જે. એ. મીનીટ એંડ જે. એ. લી. | કામ થઇ રહે એટલે પોતાની મેળે બંધ થાય એવું નળનું મુખ. |

આ બાબતનો સઘળો પત્રવ્યવહાર "કન્ટ્રોલર ઑફ પેટન્ટસ એન્ડ ડીઝાઇન્સ, ૧ કાઉન્સિલ હાઉસ, કલકત્તા" એ પ્રમાણે કરવો. દરેક અરજી કરનાર ઉમેદવારે પેટન્ટ ઑફીસ હેન્ડબુક (કે જેમાં ઇન્ડીયન પેટન્ટસ એન્ડ ડીઝાઇન ઍકટ, ૧૯૧૧, ઇન્ડીયન પેટન્ટસ એન્ડ ડીઝાઇન્સ રૂલ્સ, ૧૯૧૨, ઇન્ડીયન પેટન્ટસ એન્ડ ડીઝાઇન્સ, ૧૯૧૫ આપેલાં છે) વાંચીને પછી અરજી કરવી. અરજીને માટેના પ્રીન્ટેડ સ્પેસીફીકેશન્સ તેમજ પેટન્ટ ઑફીસનાં બીજાં પુસ્તકો નીચેને ઠેકાણે વિના મૂલ્યે જોવા દેવામાં આવશે:—

| ગામ. | ઠેકાણું. |
|---|---|
| મુંબાઇ... ... ... ... ... | રેકૉર્ડ ઑફીસ. |
| | વિકટોરીયા જ્યુબિલિ ટેકનીકલ ઇન્સ્ટીટ્યુટ, ભાયખલા. |
| | બોમ્બે ટેકસટાઇલ એન્ડ એન્જીનીયરીંગ એસોસીએશન, નં. ૧, એ, સસેકસ રોડ, પરેલ. |
| અમદાવાદ ... ... ... ... | આર. સી. ટેકનીકલ ઇન્સ્ટીટ્યુટ. |
| અલ્હાબાદ ... ... ... ... | પબ્લીક લાયબ્રેરી. |
| બેંગલોર ... ... ... ... | ઇન્ડીયન ઇન્સ્ટીટ્યુટ ઑફ સાયન્સ. |
| કલકત્તા... ... ... ... ... | પેટન્ટ ઑફીસ, નં. ૧, કાંઉસિલ હાઉસ સ્ટ્રીટ. |
| | સીવીલ એંજીનીયરીંગ કૉલેજ, સીબપુર. |
| ?ાનપૂર... ... ... ... ... | ઑફીસ ઑફ ધી ડીરેકટર ઑફ ઇન્ડસ્ટ્રીઝ યુનાઇટેડ પ્રોવિન્સીસ. |
| ઢાકા ... ... ... ... ... | ઑફીસ ઑફ ધી ડીસ્ટ્રીકટ બૉર્ડ. |
| દીલ્હી ... ... ... ... ... | ઑફીસ ઑફ ધી ડેપ્યુટી કમીશનર. |
| હૈદ્રાબાદ ... | ના. નિઝામના રેવન્યુ ડીપાર્ટમેન્ટ. |
| કરાંચી ... ... ... ... ... | ઑફીસ ઑફ ધી સીટી ડેપ્યુટી કલેકટર. |
| લાહોર ... ... ... ... ... | પંજાબ પબ્લીક લાયબ્રેરી. |
| લન્ડન ... ... ... ... ... | પેટંટ ઑફીસ નં. ૨૫, સાઉધેમ્પટન બીલ ડીંગ્ઝ, ડબલ્યુ. સી. |
| મદ્રાસ ... ... ... ... ... | રેકૉર્ડ ઑફીસ એગમોર, કૉલેજ ઑફ એંજીનીયરીંગ. |
| માઇસોર ... ... ... ... | ઑફીસ ઑફ ધી સેક્રેટરી ટુ ગવર્નમેન્ટ જનરલ એન્ડ રેવન્યુ ડીપાર્ટમેન્ટ. |
| નાગપૂર... ... ... ... ... | વિકટોરીયા ટેકનીકલ ઇન્સ્ટીટ્યુટ. |
| પૂના ... ... ... ... ... | કૉલેજ ઑફ એંજીનીયરીંગ. |
| રંગૂન ... ... ... ... ... | ઑફીસ ઑફ ધી રેવન્યુ સેક્રેટરી, ગવર્નમેન્ટ ઑફ બરમા. |
| રૂરકી ... ... ... ... ... | થૉમસન કૉલેજ, |
| શોલાપૂર ... ... ... ... | ઑફીસ ઑફ ધી કલેકટર. |

# હિંદુસ્તાનનો દરિયાઈ વેપાર.

ઇ૦ સ૦ ૧૯૧૯ ના આગસ્ટ માસમાં થયેલી આયાત અને નિકાશ નીચે પ્રમાણે હતી.

**Exports.** **નિકાશ.**

| ચીજનું નામ. | ૧૯૧૮–રૂ. (૧૦૦૦) | ૧૯૧૯–રૂ. (૧૦૦૦) |
|---|---|---|
| જીવતાં જનાવરો ... ... ... | ૨૮૧ | ૨૪૦ |
| બ્રસ કરવા માટે રેસા ... ... | ૨૪૪ | ૫૭ |
| મીણબત્તી ... ... ... | ૨૬૧ | ૩૩૨ |
| સૉલ્ટપીટર ... ... ... | ૯૮૩ | ૨૭૦ |
| કોલસા ... ... ... ... | ૧૧૧ | ૬૪૨ |
| કૉફી ... ... ... ... | ૧૫૪ | ૮૦૧ |
| કાથો, (સીંદરી) ... ... ... | ૧૧૭ | ૧૧૧ |
| દોરડાં ... ... ... ... | ૧૬૧ | ૫૬ |
| દવાઓ ... ... ... ... | ૪૧૧ | ૫૨૫ |
| ગળી ... ... ... ... | ૧,૮૮૫ | ૯૧૯ |
| દરડાં બેડાં ... ... ... | ૭૨૭ | ૯૦૬ |
| લુગડાં, ચામડાં રંગવાની ચીજો કુલ ... | ૨,૯૨૦ | ૨,૦૨૪ |
| ફળ ને શાક ... ... ... | ૪૨૯ | ૪૩૧ |
| ડાંગર ... ... ... ... | ૨૪ | ... |
| ચોખા ... ... ... ... | ૨૨,૯૨૫ | ૬,૧૩૫ |
| ઘઉં અને ઘઉંનો લોટ... ... ... | ૧૮,૧૮૦ | ૧,૩૮૩ |
| બીજી જાતના દાણા ... ... ... | ૬,૩૭૪ | ૧,૪૮૫ |
| વગર કેળવાયલાં ચામડાં ... ... | ૪,૦૮૦ | ૧૯,૦૬૮ |
| લાખ ... ... ... ... | ૪,૨૮૩ | ૭,૧૯૧ |
| કેળવાયલાં ચામડાં ... ... ... | ૮,૦૭૪ | ૧૮,૮૪૬ |
| આતર ... ... .. ... | ૩૭૪ | ૫૪૧ |
| મેંગેનીઝ ઓર ... ... ... | ૮૨૫ | ૫૩૩ |
| અબરખ ... ... ... ... | ૭૦૪ | ૬૬૮ |
| સુખડનું તેલ ... ... ... ... | ૫૩૯ | ૨૪૯ |
| દીવેલ તેલ ... ... ... | ૬૨૫ | ૫૭ |
| કોપરેલ તેલ ... ... ... ... | ૮૯૬ | ૩૭૨ |
| અળસીનું તેલ ... ... ... | ૧,૦૫૪ | ૬૯ |
| બીજી જાતના તેલો મળીકુલ ... ... | ૪,૧૨૫ | ૧,૨૮૧ |
| ખોળ ... ... ... ... | ૭૫૮ | ૨,૬૬૦ |
| અફીણ ... ... ... ... | ૪,૫૨૧ | ૧,૮૭૮ |

| ચીજનું નામ. | ૧૯૧૮ રૂ. (૧૦૦૦) | ૧૯૧૯ રૂ. (૧૦૦૦) |
|---|---|---|
| મીણુ ... ... ... ... ... | ૩૨૦ | ૭૨૧ |
| રબર ... ... ... ... ... | ૯૭૪ | ૬૩૫ |
| દીવેલી ... ... ... ... ... | ૪,૦૨૮ | ૧૦ |
| કોપરૂં ... ... ... ... ... | ૧ | ૫૪૯ |
| કપાસીયાં ... ... ... ... ... | ૩૧ | ૫,૪૪૦ |
| ભોંયસીંગ ... ... ... ... ... | ૬૬ | ૩,૫૪૧ |
| અળસી ... ... ... ... ... | ૩,૩૭૬ | ૨૨,૫૭૮ |
| ખસખસ ... ... ... ... | ૨૪ | ૧,૨૬૬ |
| સરસવ ... ... ... ... ... | ૯૦૫ | ૨,૩૯૮ |
| તલ ... ... ... ... ... | ૮૬ | ૧,૪૬૬ |
| તેજાનો ... ... ... ... ... | ૮૦૦ | ૧,૧૮૨ |
| ખાંડ ... ... ... ... ... | ૩૭૫ | ૩૦૯ |
| ચા ... ... ... ... ... | ૨૦,૩૬૮ | ૧૫,૫૭૮ |
| રૂ ... ... ... ... ... | ૧૬,૭૭૬ | ૩૨,૨૪૭ |
| ટવીસ્ટ અને યાર્ન ... ... ... ... | ૪,૩૯૪ | ૧૫,૯૨૬ |
| રૂમાલ અને શાલો ... ... ... ... | ૩૪ | ૧૫૭ |
| પીસ ગુડઝ ... ... ... ... | ૬,૦૦૯ | ૬,૬૦૧ |
| શણ અને શણની બનાવટો ... ... ... | ૫૪૬ | ૨,૭૩૪ |
| જ્યુટ કાચું ... ... ... ... | ૮,૩૫૮ | ૧૩,૩૦૭ |
| રેશમ ( કાચું ) ... ... ... ... | ૧૧૧ | ૪૪૦ |
| રેશમ કુલ ... ... ... ... | ૨૨૬ | ૪૫૬ |
| ઉન કાચું ... ... ... ... | ૭,૧૦૬ | ૩,૯૧૯ |
| ઉનની ધાબળીઓ ને ગાલીચા વગેરે ... ... | ૧૯૩ | ૪૪૪ |
| તંબાકુ બીડી વિગેરે ... ... ... | ૪૧૮ | ૪૩૨ |
| લાકડાં પાટીયાં વિગેરે ... ... ... | ૩૮૬ | ૧,૨૯૨ |
| હિંદુસ્તાનમાંથી થયેલી કુલે ખાનગી નિકાશ | ૨,૩૭,૨૪૨ | ૨,૫૬,૧૨૫ |

# વેપારી પુછપરછ.

—:*:—

આ મથાળા નીચે અમે જુદા જુદા દેશના કૉન્સલો તરફથી તથા બીજા મુલકો તરફથી આવેલી પુછપરછને લગતી વીગત આપીશું. અત્રેના કોઇપણ વેપારીને આ દેશ અથવા પરદેશના વેપારી સાથે કોઇપણ જાતના વેપાર બાબત સંબંધ બાંધવા ઇચ્છા હશે તે પણ આ કૉલમમાં દાખલ કરીશું. પુછપરછની ખબર મોકલનારનાં નામ વેપાર કરવા ઇચ્છતી કંપનીનું નામ તથા વેપારનો વિષય નીચે પ્રમાણે છે.

| ખબર મોકલનારનું નામ. | વેપાર કરવા ઇચ્છતી કંપનીનું નામ. | કઇ બાબતનો વેપાર કરવા માંગે છે તે. |
|---|---|---|
| ધી ઇન્ડીયન ટ્રેડ જર્નલ | | |
| આઇ. ૧૦૯ | મેન્ચેસ્ટરની એક પેઢી. | ઇંગ્લંડમાં રસાયણી પદાર્થો વગેરેની ખરીદી માટે આડત્યો રાખવા માગતી હોય અથવા પોતાને હીસાબે ઇંગ્લંડમાં વેચવા માટે હીંદમાં બનેલી ચીજનાં કન્સાઇન્મેંટ મોકલવાને તઇયાર હોય એવી હીંદી પેઢીઓ સાથે કામ પાડવા માગે છે. |
| ,, ૧૧૦ | સીકંદરાબાદ ખાતેની એક પેઢી. | રોશા ઘાસનું તેલ ખરીદનારાઓ સાથે કામ પાડવા માગે છે. |
| ,, ૧૧૧ | બેંગલોરની એક પેઢી. | એસબેસ્ટોસ, લાલ, લીલમ, માણેક કુરંદ, કેઓલીન, ચીનાઇ માટી, ગેરૂ, ગાભણ, હરસોદ, વગેરે ચીજોના ખરીદનારાઓ સાથે સંબધ બાંધવા ઇચ્છે છે. |
| ,, ૧૧૨ | કરાંચીની એક પેઢી. | દવાઓ, દ્રાક્ષ, સુકો મેવો, ફેન્સી ચામડાં, ગુંદર, લાખ, કાચું રેશમ, રેશમી અથવા કસબી ભરતનુ કામ, છાપેલો માલ અને નવાઈની ચીજો પુરી પાડનાર સાથે કામ પાડવા માગે છે. |
| ,, ૧૧૩ | ઇજીપ્તમાં કેરોની પેઢી. | ઇજીપ્તમાં માલ ખરીદવા અથવા વેચવા માટે આડત્યો રાખવા માગતી હોય એવી હીંદી પેઢીઓ સાથે સંબંધ બાંધવા ઇચ્છે છે. |
| ,, ૧૧૪ | ફ્રાન્સમાં મારસેલ્સની પેઢી. | તેલનાં બીયાં, ઘઉં, દ્રાક્ષ, વગેરે ખાવાની ચીજો પુરી પાડનાર હીંદી વેપારીઓ સાથે પત્રવ્યવહાર કરવા ઇચ્છે છે. |

---




# સાનમેટો.

# SANMETTO.

આ દવા પુરૂષ તથા સ્રીની જનનેંદ્રિયની જીવનશકિત વધારનાર એક ઉત્તમ દવા તરીકે આખી દુનીઆના પ્રખ્યાત દાકતરો અને વૈદ્યો મુત્રવ્યાધિના અસાધ્ય રોગોને માટે ઘણા વખતથી વાપરે છે. સાનમેટો યકૃત તથા જનનેંદ્રિય અને મુત્રાશયના રોગો માટે ઘણુંજ ઉપયોગી છે; તે લેવાથી પિશાબ સ્વચ્છ અને સાફ આવે છે. મુત્રાશયના મોં આગળના ભાગ ઉપર 'પ્રોસ્ટેટ ગ્લેન્ડ' નામની એક નાની ગાંઠ હોય છે, તે ઘણું કરીને વૃદ્ધાવસ્થામાં મોટી થઇ જાય છે અને તે કારણથી પિશાબ સાફ આવવામાં ઘણી અડચણ આવે છે તથા રાત્ર દિવસ ઘડી ઘડી પિસાબ કરવાનીશંકા થાય છે; આવી સ્થિતિમાં સાનમેટોના જેવી બીજી એક પણ દવા નથી. સાનમેટો સ્રીઓના ગર્ભાવસ્થાના કાળ વખતે થતા રોગો જેની અંદર પિસાબ ઘણીજ ગરમ, બળત્રા થતી અને ઘણી વખત થાય છે એવા મુત્રાશયને લગતા વ્યાધિમાં બહુ ફળદાયક છે. વળી નાનાં બચ્ચાંઓ ઉંઘમાં બિછાનામાં પિસાબ કરી નાંખે છે તે રોગમાં ઘણું ઉપયોગી છે, તથા સ્રી પુરૂષને પિસાબમાં થતી હરેક પ્રકારની અડચણ તથા બળતરા દુર કરે છે. આ ઉત્તમ દવા પ્રમેહ અને વિપ્રમેહના રોગ માટે ઘણા વખતથી વપરાય છે. સાનમેટો પુરૂષ તથા સ્રીની જનનેંદ્રિયની શિથિલતા તથા દુબળતાને લગતા દરેક વિકારને માટે વિશેષ ફળદાયી છે તથા અશકત અને વિર્યહિન થયેલી ઇંદ્રિને તાકાદ આપી સ્રી પુરૂષને નવી જુવાની બક્ષે છે.

## સાનમેટો રોગને અટકાવનારી દવા તરીકે.

ઘણાખરા લોકો જનનેંદ્રિયને રોગમાંથી બચાવવાને અને સારી તંદુરસ્તીમાં રાખવાને ઘણુંજ થોડું લક્ષ આપે છે. કોઇ પણ માણસ પરસેવા અથવા તો આંતરડાની હીલચાલ વગર થોડા વખત લગણ જીવી શકે છે પણ જો જનનેંદ્રિય ૨૪ થી ૪૮ કલાક કામ કરતી બંધ પડે તો ઘણુંજ દુઃખ અને ઇજા થઇ આવે છે કારણ કે ઘણોજ ઝેરી કચરો જે મુત્ર વાટે નીકળી જવો જોઇએ તે રહી જાય છે; અને તેથી જનનેંદ્રિયના સઘળા અગત્યના ભાગ કરતાં કબજીઆતથી છુટા થવાને અને આંતરડાંની ઇજા વગર હીલચાલ માટે ઘણું વિચારવામાં આવે છે જો હમેશ મુત્ર ઘણું વધારે અથવા થોડું નીકળે અથવા ઘણો વખત અથવા જોઇએ તે કરતાં ઓછી વખત નીકળે; જો મુત્રમાં કાંઇ કચરો હોય અથવા ભુરાસ પડતું અને પારદર્શક નહિ હોય અથવા લોહીવાળું હોય; જો મુત્રની તણખ મારતી હોય કે ઇજા થતી હોય અથવા ટીપાં પડતા હોય; જો મુત્રાશયની કોથળી આગળનો ભાગ પુરો ભરેલો છે એમ લાગતું હોય, અને તે કાઢવાને પુરી શકિત નહિં હોય; જો કોઇને રાત્રે મુત્રને માટે વારંવાર ઉઠવું પડતું હોય; જો જનનેંદ્રિય ઉઘાડી રહેવાથી ઠંડી લાગી હોય તેથી ઇજા થતી હોય તો આ દરેક માટે એક અથવા બે ચમચા દહાડામાં જમ્યા અગાઉ અથવા પછી અને રાત્રીના સુતા વખત મળી ત્રણચાર વાર સાનમેટો લેવા ભુલવું નહિ.

આથી જનનેંદ્રિયને ભવિષ્યમાં ઇજાથી બચાવી દેશે અને આખી સીસ્ટમ બરાબર ચાલુ રહેશે તે જનનેંદ્રિયને પુરેપુરી મુત્રથી ખાલી કરીને મજબૂત કરશે અને જનનેંદ્રિયમાં ખરાબ મુત્ર રહેવાથી ધીમી ફરી સિસ્ટમને દુર કરશે.

સાનમેટો ફકત આઠ ઔંસની બાટલીમાં વેચાય છે. દરેક બાટલીની કિંમત ત્રણ રૂપૈયા અને આઠ આના. દવા વેચનાર કેમિસ્ટ અથવા ડ્રુગિસ્ટને ત્યાંથી છુટક તથા જથાબંધ મળશે. કોઇપણ કારણથી ન મળી શકે તો અમને લખી જણાવવાથી તરત મોકલવામાં આવશે.

**ઓડી. કેમીકલ કુંપની, બૅરો સ્ટ્રીટ, ન્યુ યૉર્ક—અમેરિકા.**

 **Od. CHEM. CO., 61 Barrow Street, NEW YORK U. S. A.**




ચોખ્ખા ઇલેકટ્રીક ત્રાંબા માટે આજ ટ્રેડ માર્કનો માલ ખરીદો.

## ધી કુહારા ટ્રેડીંગ કંપની લીમીટેડ,

( કુહારા શોજી કયશા લીમીટેડ. )

જાપાનમાં રજીસ્ટર્ડ થયલી

થાપણ.........................યેન ૧,૦૦,૦૦,૦૦૦.

હેડ ઑફીસ કોબે, જાપાન.

આયાત તથા નીકાસ કરનારાઓ તથા સ્ટીમરોના માલેકો.

## ધી કુહારા માઈનીંગ કંપની લીમીટેડ.

થાપણ..... .......... ..........યેન, ૭,૫૦,૦૦,૦૦૦.

પૂર્વ વિશ્વવૃતમાં ત્રાંબું, સોનું રૂપું, જસત, સીસું વગેરેની મોટામાં મોટી ખાણોના માલેકો અને પીતળ, મોરથુથુ, તેમજ ખાણોને લગતા સાંચાઓ અને ઇલેકટ્રીક મશીનરી વગેરે બનાવવાના મોટા કારખાનાના માલેકો.

શાખાઓ.

| | | | |
|---|---|---|---|
| ઓસાકા. | બુએનાઝએર્સ. | સીડની. | ડાઇરેન, |
| ટોકીઓ. | લંડન. | વલાડી વૉસ્ટોક. | મુકડેન. |
| યોકોહામા. | પારીસ. | હાર્બીન. | ટીએનસીન. |
| ન્યુયૉર્ક. | બર્ન. | સીંગાપોર. | હાંકો. |
| સાન ફ્રાન્સીસકો. | પોર્ટ સૈયદ. | હાંગકાંગ. | કલકત્તા. |
| બટેવીયા. | રોમ, | શેંગહાઇ. | |

વગેરે, વગેરે.

કોઈ પણ વ્યાપારને લગતી પુછપરછ કે તપાસનો સાભાર સત્કાર થશે.

તારનું સરનામું.
"કુહારા કંપની,"
ટેલીફોન નં. ૩૬

મુંબઇની શાખા.
૧૩૭. એસપ્લેનેડ રોડ, કોટ.
મુંબઇ.

C. B. 863.

(૬૫)

# ગુલામહુસેન ઇસમાલજી એન્ડ બ્રધર્સ કરાંચીવાળા.

No. G. 110 H. H. Lieut Col. Raja Ramshing's
Travelling Despatch box.






સ્થાપના ઇ૦ સ૦ ૧૮૭૪ મા થઇ

ખાસ મુંબઇના નામદાર ગવરનરના આશરા હેઠળ.

## આજ વરસો થયાં વિખ્યાતી પામેલા

સ્ટીલ ત્રંક અને દરેક જાતના બૉકસ બનાવનાર.

હિંદુસ્તાનનાં દરેક ભાગના મહાન એકઝીબીશનોમાંથી




## ૧૩ સોનાના ચાંદ

મેળવ્યા છે. જેથી હમારા દરેક જાતના સ્ટીલના બૉકસ મોટાં સરકારી અધિકારી ખાતાંઓ, હાઇકોર્ટો, સોલીસીટરની ઑફીસો, બૅન્કો, તેમજ દેશી અધિકારીની ઑફીસો - અને પહેડીઓમાં ઘણાજ વિશ્વાસ અને ઉલટથી વપરાય છે. એજ અમારા બૉકસની ઉત્તમ બનાવટની ખરી જામીનગીરી છે.

વધુ વિગત માટે હમારૂં કૅટલૉગ મંગાવી ખાત્રી કરો.

**ગુલામહુસેન ઇસમાલજી એન્ડ બ્રધર્સ.**

ફેકટરી કેમ્પ કરાંચી. શો રૂમ નાં૦ ૬૭-૯ હોરનબી રોડ, મુંબઇ

---

આ માસિક ન. ૯૩, ચીચપોકલી પરેલ રોડ મુંબઈ, લેડી નોર્થકોટ હિંદુ ઑર્ફનેજ કે એન સેલ્ફ પ્રેસમાં ધોંડીબા નારાયણ વનારસેએ છાપ્યું છે અને ધી ઈન્ડીયન મરચન્ટસ ચેમ્બર અને બ્યુરો માટે જયસુખલાલ કૃષ્ણલાલ મહેતાએ, મુંબઈ ઓલ્ડ ટેલીફોન બીલ્ડીંગ્સ ૧૯, બૅંક સ્ટ્રીટ કોટમા પ્રસિદ્ધ કર્યું છે.

THE JOURNAL OF THE INDIAN MERCHANTS'



# દેશી વેપારી ચેમ્બરનું માસિક.

Registered No. B. 810.

પુસ્તક ૧૨ મુ VOL. XII. DECEMBER 1919 ડીસેંબર ૧૯૧૯. અંક ૬ ઠો No. 6.

DREWET CHOWNA & Co

31 CHURCH GATE STREET, FORT, BOMBAY.

# ડ્રૂએટ ચવના ઍન્ડ કંપની, મશીનરી મરચંટો.

નાં૦ ૩૧ દેવળનો મોહોલો, કોટ, મુંબઈ.



અમારી મુખય સપેશીએલીટી ડકન સટુઅરટ એંડ કું૦ લીમીટેડની રૂની ગાંસડીઓ દાબવાના હાફ પ્રેસ તથા ફીનીશરો તથા પમપીંગ ઇનજીનો.

## ડી. સી. અને એ. સી.

## ઈલેકટ્રીક મોટરો ના "મેરલી મેકર" ના સીલીંગ ફેનસ (પંખા) અને ઈલેકટ્રીક લાઈટના ફીટીંગસ.

નવાં ૨૦'×૬×૧૬૦ ના લેન્કેસાયર

## બોઈલરો.

## સ્ટોકમાં છે.

પ્લાટ બ્રધસના ચાર તથા વાચ બેરીંગના જીનો તથા ઓપનર.

ગોડાઉનમાં હમેશાં પ્રેસો, ફીનીશરો, એન્જી ન બાઈલર, લેથ વગેરે તૈયાર રાખીએ છીએ

ગોડાઉન, ફ્રીયર રોડ, પીન્સીસ ડૉક સામે

## જાહેર ખબરની અનુક્રમણીકા.



## INDEX.

## જાહેર ખબરની અનુક્રમણીકા.

## INDEX.

# જાહેર ખબરેની અનુક્રમણીકા.

# INDEX.

# જાહેર ખબરની અનુક્રમણીકા.



# INDEX.

---

# ઇન્કમ ટેક્ષ તથા સુપરટેક્ષ

ના નવા કાયદા પ્રમાણે વેપારીઓએ પોતાની આવકનો હીસાબ પહેલેથી મોકલવાનો છે, વળી ઘટતી સલાહ લઇ બરાબર સમજી કાયદા પ્રમાણે કામ કરવાથી વખત, મહેનત અને પઇસાનો ઘણો બચાવ થાય છે માટે તાકીદે મળો.

# નગીનદાસ અને માણેકલાલ.

એફ. એલ. એ. એ. (લંડન): એફ. ઇન્સી. સી. એ

ઇન્કમટેક્ષ તથા સુપરટેક્ષ સ્પેસીઆલીસ્ટસ.

ટાઉન હોલ આગળ. બાગ સામે.

હોમજી સ્ટ્રીટ, હનુમાન બીલ્ડીંગ. કોટ, મુંબઇ.

(૩૫) ટેલીફોન નાં૦ ૨૫૬૦.

---

# એચ. વલભરામ એન્ડ કું૦

ચોરોને પકડવાની




અખંડ વાળેલી.

## ત્રોજોરીઓ. તાળાં કુળો અને કેસ બોકસો

બનાવનારા અને વેચનારા—ભાવ માટે કેટલોગ મગાવો.

કારખાનું—ચકલા સ્ટ્રીટ, ધોબી ગલી.

(૩૫) દુકાન—અબદુલ રહેમાન સ્ટ્રીટ, અલાહી બાગ, મુંબઇ-૩.

# સ્વદેશી આગની વીમા કું.

## ધી ઈન્ડીયન મર્કન્ટાઇલ ઈન્શ્યુરન્સ કુંપની લીમીટેડ.

(સને ૧૮૮૨ ના ૬ ઠા એકટની અને ૧૮૯૫ ના ૧૨ મા એકટની
રૂએ રજીષ્ટર્ડ કરી છે.)

ફંડ રૂા૦ ૫૦,૦૦,૦૦૦ જે ૫૦,૦૦૦ શેરોમાં
વેહેંચાયેલું છે. દર શેર રૂ. ૧૦૦ નો,
ભરાયલી કેપીટલ રૂ. ૨૧,૧૫,૩૦૦,
રીઝર્વ ફંડ રૂ. ૨,૦૮,૦૦૦
મીલકતની કીંમતમાં ઘટાડાનું રીઝર્વ ફંડ રૂ. ૫૦,૦૦૦
આગની નુકશાનીના દાવાની ભરેલી કુલ રકમ આશરે રૂા. ૨,૮૦,૦૦૦.

### ડીરેક્ટરો.

ઓન. શેઠ મનમોહનદાસ રામજી (ચેરમેન.)
શેઠ માધવજી દામોદરદાસ ઠાકરસી.
શેઠ માધવજી ઠાકરશી.
શેઠ મોરારજી વેલજી.
શેઠ જેઠાભાઇ વાલજી.
શેઠ વાલજી સુંદરજી.
શેઠ પરશોત્તમ કાનજી.
શેઠ જગજીવન શેષકરણ.

દરેક જાતનું આગના વીમાનું કામ (જેવું કે બીલ્ડીંગ્સપર, મીલોપર વિગેરે વિગેરે) હાથમા ધરવામાં આવે છે જાહેર પ્રજાને તથા વેપારી વર્ગને એલ્તેમાસ કરવામાં આવે છે કે આ સ્વદેશી કંપનીને પુરતું ઉત્તેજન આપવાંની મેહેરબાની કરવી. વધુ વિગત સારૂ આ કંપનીની ઓફિસમાં લખવું અથવા જાતે મળવું.

**પેસ્તનજી એદલજી ધાલા.**
સેક્રેટરી, ધી ઇન્ડીયન મર્કન્ટાઈલ ઇન્શ્યુરન્સ કું૦ લી૦
૧૯, મેન્ડસ્ટ્રીટ, કોટ, મુંબઇ.

૯-૧૧

# ટુંકી જાહેર ખબરો.

**પરચુરણ** કામકાજ અને ધંધાદારીઓને માટે ટુંક ખરચની (ટેલીગ્રાફ સીસ્ટમની) આ જાહેર ખબરો ચાર આનાના સોળ શબ્દ અને ઉપરાંત વધુના દરેક શબ્દ દીઠ એક પૈસાના ભાવથી લેવામાં આવશે. ૧૬ શબ્દ દીઠ ચાર આના અને તેઉપરાંત દર શબ્દ દીઠ એક પૈસો લેવાનો રિવાજ છે. છપાવનારાઓએ દરેક મહીનાની તા. ૨૦ મી સુધીમાં લખાણ પૈસા સાથે નીચલે સરનામે મોકલી આપવા જોઇએ. અંદર લખાણ અને પૈસા સાથે પોસ્ટમાં મોકલી આપવાં.

સેક્રેટરી, ઇંડીયન મર્ચન્ટસ ચેમ્બર એન્ડ બ્યુરો,
ઓલ્ડ ટેલીફોન બિલ્ડીંગ્સ ૧૯,
બેંક સ્ટ્રીટ—કોટ—મુંબઈ.

---

**ચરોતરની તપખીર**—ચરોતરની સર્વોત્તમ તમાકુમાંથી શ્રીમંતો માટે ખાસ હાથે ઘુંટી બનાવેલી—કીંમત રતલના રૂપીયા ચાર—નમુનો મફત ચરોતર એજંસી,

નડીયાદ,

---

**પ્રેમચંદ કરસનજી સુરતવાલા.**

**વીજલીના દરેક જાતનો સામાન વેચનાર તથા રીપેરીંગ અને ફીટીંગ કામ કરનાર.**

ગ્લોબ, સેન્ડ, વાયરની દોર, તથા ઝુમર, તથા બેટરી ટેબલફેન, વગેરે માલ કીફાયત ભાવે મળશે. એક વખત પધારી કામ પાડી ખાત્રી કરશો.

ઠે૦ મુળજી જેઠા બીલડીંગ, બીજે માલે,
બ્લોક નં. ૭, મુંબઇ નં. ૨.

---

"લગ્નનું પહેલું" નામની ચોપડી એક આનાની ટીકીટ મોકલી મંગાવો.

ડી. એન. શાહ, ખપાટીયા ચકલા
સુરત.

---

સેવાના ઉદ્દેશ માટે દર માસે પ્રગટ થતું માસિક:-

**સેવક**

**(Sevak.)**

સેવા' એજ 'જીવન' — 'સેવા' એજ 'સ્વરાજ્ય'
સેવા' એજ' આનંદ' — 'સેવા' એજ 'સ્વાતંત્ર્ય'

'સેવક'ના ગ્રાહક થાઓ, અને ડાચું ફાડી બેસી રહેવા કરતા ઉઠીને કાર્ય કરો.

'સેવક'ના ગ્રાહક થાઓ અને નામરદનું કલંક દુર કરી ખરા મરદ બનો,

'સેવક'ના ગ્રાહક થાઓ અને દરીદ્રતાને લાત મારી સાચા ધનવાન થાઓ,

'સેવક'ના ગ્રાહક થાઓ અને જીંદગી સાર્થક કરી સદાનો આનંદ મેળવો,

'સેવક'ના ગ્રાહક થાઓ અને દેશની ભવિષ્યની પ્રજા માટે લાગણી બતાવો,

વાર્ષિક લવાજમ:
- રૂ. ૨ સર્વ સાધારણ,
- રૂ. ૧॥ સાર્વજનીક લાયબ્રેરીઓ, સેવા સંસ્થાઓ તથા મુનિ મહારાજો વિગેરે,
- રૂ. ૦-૩-૦ છુટક નકલ એકની કિંમત,

લખો—**सेवक ऑफिस.**

નં, ૧૦૫ રીચીરોડ—અમદાવાદ,

(નોટ—જાહેર ખબરના અતિ મધ્યમ દર પુછો.)

(૩૩)

*Registered No. B. 810.*

THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER.

# દેશી
# વેપારી ચેમ્બરનું માસિક.

પુસ્તક ૧૨મું. VOL. XII DEC. 1919. No. 6. ડીસેમ્બર ૧૯૧૯. અંક ૬ ઠ્ઠો.

## અનુક્રમણિકા

# અમે પોતે.

આ માસિકમાં બહારથી આવેલા લેખો માટે અમે જવાબદાર નથી.

આ માસિકનું લવાજમ મુંબઇના ગ્રાહકોને માટે વાર્ષિક રૂા. ૩-૮-૦ તથા બાહાર ગામના ગ્રાહકો માટે વાર્ષિક રૂા. ૪—૦—૦ પોસ્ટેજ સુદ્ધાં રાખવામાં આવ્યું છે. છુટક નકલ એકના આના ૬ છ. નમુનાની કોપી મફત મોકલવામાં આવતી નથી.

---

આ માસિકમાં જે જાહેર ખબરો છે તેમાં કંઇ ફેરફાર સુચવવો હોય યા તો કાઢી નાંખવી હોય તો આવી જાતની ખબર આગલા મહિનાની ૨૦ મી તારીખ પહેલાં આપવી જોઈએ નહિ તો તે પ્રમાણે કરવું બની શકશે નહિં.

---

અમારા જૂના કૉન્ટ્રેકટો પૂરા થયા બાદ, રીડીંગ મૅટરમાં અમે જાહેર ખબર લેવા માગતા નથી તેથી સર્વ જાહેર ખબર આપનાર ગૃહસ્થોને વિનંતિ કરવામાં આવે છે કે ત્હમણે પોતાની જાહેર ખબરો મૅટરના આગળ યા પાછળ છપાવવા માટે આપવી.

---

અમોને તા. ૧૦-૭-૧૯૧૮ના રોજ માસિકના લવાજમ પેટે રૂ ૩-૬-૦ મનીઓર્ડરથી મળેલ છે પરંતુ તેમાં નામ બરાબર ચોકખું નહિ લખેલ હોવાથી તે માસિક કોને મોકલવું તે અમો સમજી શકતા ન હોવાથી જે ગૃહસ્થે ઉપરનો મનીઓર્ડર મોકલાવ્યો હોય છતાં માસિક ન મળ્યું હોય તેને તે વિષે અધિપતિને જણાવવા વિનંતી કરવામાં આવે છે.

---

આ માસીક દર મહીને પહેલી પાંચ તારીખોની અંદર પોસ્ટમાં રવાના કરવામાં આવે છે માટે જે ગ્રાહકોને આઠમી તારીખ સુધીમાં અંક ન મળે તેમણે અમને તુરત ખબર આપવી જેથી ઉતાવળથી તે વીશે તપાસ પણ કરી શકાય અને જરૂર હોય તો શીલીકમાંથી બીજી પ્રત પણ રવાના કરી શકાય. પાછળથી છપી પ્રતો ખપી જાય છે એટલે તે પછી કોઇની ફરીયાદ ખરી હોય તો પણ તે માટે ઇલાજ કરવો અશકય થઇ પડે છે.

---

# વ્હેપારી વિષયો.

## પૂર્વ આફ્રિકાનાં ઝંગબાર સંસ્થાનમાં લવંગ.

( લેખક:—બિહારીલાલ નારાયણજી અંતાણી ઝંગબાર )

ગયા માસમાં આપણે પૂર્વ આફ્રિકાના વ્યાપારનાં મુખ્ય અંગ કપાસ બાબતમાં કંઇક તપાસ કરી છે હવે તે વિશાળ મુલકના પુરાણાં રાજ્યધાનિનાં સંસ્થાન ઝંગબાર તરફ આપણી નજર ફેરવીશું.

ઝંગબારનું સંસ્થાન જેમ ઐતિહાસીક છે તેમ તે સમગ્ર પૂર્વ આફ્રિકાના વ્યાપારનું ભૂગોળની દ્રષ્ટિએ પણ મહાન કેંદ્ર છે અને એ દ્રષ્ટિથીજ પૂર્વ આફ્રિકાને પહેલો હસ્તગત કરનાર આરબો અને તેની સાથે હિન્દીઓએ તે સંસ્થાનને પોતાનું રાજ્ય

---

થાનિનું સંસ્થાન બનાવેલું હતું. પૂર્વ આફ્રિકાનાં આ મહાન ઐતિહાસિક અંગનો વિસ્તાર ૧૦૨૦ ચોરસ માઇલનો છે અને મૂળ વતનીઓ સહીત પ્રજાની વસ્તી બે લાખ માણસની છે અને તેમાં ૨૨૦૦૦ હિન્દીઓ વસે છે. ગયાં વર્ષનો નિકાશ વ્યાપાર તે સંસ્થાનનો ૬૦૦૦૦ પૌંડ થયો હતો અને આયાત વ્યાપાર ૯૦૦૦૦૦ પૌંડનો થયો હતો. કહેવાની જરૂર નથી કે જેમ સમગ્ર પૂર્વ આફ્રિકામાં તેમ આ સંસ્થાનમાં પણ સઘળો વ્યાપાર હિન્દીઓના હાથમાંજ છે અને હિન્દીઓજ ત્યાંના શાહ વ્યાપારીઓ છે. નિકાશ વ્યાપાર ઓછો થવાનું કારણ લડાઇને અંગે સ્ટીમરોની તંગી છે અને તેથી કરીનેજ ઝંગબારની કાચી પેદાશનો જથ્થો તે મુલકમાં રહી જવાં હાલમાં હિન્દુસ્થાનમાંથી ત્યાં નિકાશ કરવાની ચીજોની માંગણીની મંદી થઇ પડેલ છે.

ઉપરોકત જે બહોળો વિસ્તાર આપવામાં આવ્યો તે વિસ્તારમાંથી ઘણોજ થોડો વિસ્તાર ખેડાયલો છે અને જે ખેતી કરવામાં આવેલ છે તે ખેતી કેવળ અશાસ્ત્રીય પ્રમાણો પર થએલી છે. પરમાત્મની કૃપાથી સ્થાનના લાભથી વર્ષાદ આખાં વર્ષમાં બહુ બહોળાં પ્રમાણમાં હોવાથી નેહેરો વગેરેની જરૂર બહુ ઓછી રહે છે. ત્યાં જે જોઇએ છે તે આ ખેતીપર રોકવાની મૂડી, વૈજ્ઞાનિક ખેતી અને હિન્દી મજુરી છે. જો તેમ કરવામાં આવે તો દરેક પ્રકારના ઉપયોગી ખેતીને માટે ત્યાં વિશાળ ક્ષેત્ર છે. દૃષ્ટાંત તરીકે ચોખા, અનાજ શેરડી, ગળી વગેરે.

આરબ સુલતાનોના હાથમાં આ સંસ્થાન આવ્યું કે તરતજ તેમની મુખ્ય નજર મોરેશીઅસમાં ઉત્પન્ન થતા લવંગ પર પડી અને એક ઝપાટે લવંગ અને નાળીએરની ખેતી-તેઓએ આ સંસ્થાનમાં કરી દીધી કે જેનાં ફળ આ સંસ્થાન લએ સમય થયા ખાધા કરે છે. જવાર બાદ પોતાને સુધરેલી માનતી સરકારોએ પણ હજુ સુધી કાંઇ પણ સુધારો કર્યો નથી.

ગુજરાતીઓએ આ મુલક સહુથી પહેલાં વ્યાપારની દૃષ્ટીએ હસ્તગત કર્યા છતાં, અને મુલકના ઇતિહાસમાં, મુલકના ભૂગોળના વિસ્તારમાં અને વ્યાપારમાં મહાન ભાગ ભજવ્યા છતાં અફસોસની વાતતો એ છે કે ગુજરાતના સાક્ષરોએ પોતાના પ્રિય વ્યવસાયોમાં મશગુલ રહી, ભાષાન્તરીઆ પાઠો ગુજરાતી વાંચન માળામાં નાંખી, દુનિયાંને એકલે હાથે લવંગ પુરા પાડનાર ઝંગબારનાં સંસ્થાનનો સમાવેશ પોતાના મસાલાના બેટોના પાઠમાં કેવળ વીસારી દીધેલ છે. જોકે ઝંગબારનાં ટાપુએ પરવાળાંની લાખમાંથી બનેલો ટાપુ છે એ સુંદર (!) વર્ણન એ વાંચન માળામાં આપવામાં આવે છે. વિષયાંતરના દોષની ભીતિથી એ વસ્તુ હાલ નહિં ચર્ચીએ.

લવંગનું ઝાડ દેખાવે બહુ સુંદર છે અને જો એ લવંગ લતાઓની અંદર ફરવામાં આવે તો તેથી શરીરની અંદર અત્તરના સરખો મઘમઘાટ કરી મૂકે છે. અને અન્તરના જેવીજ ગરમી પેદા કરે છે. જરમનો કદાચ તે માટેજ જેમ અમેરિકા અને ઇંગ્લંડ માત્ર તેમાંથી તેલજ કહાડે છે તેમ પરફ્યુમરી અને ઉંચેલે રંગ કહાડતા હતા. રોપાયા બાદ લગભગ ચારથી પાંચ વર્ષમાં તે પાક આપવા લાગે છે. પાક વર્ષમાં બે વખત આવે છે. ઝંગબારનાં લવંગ ઝંગબારના પેટાં વિભાગ પેમ્બાના ટાપુ કરતાં જરા સારી કવોલીટીનાં લેખવામાં આવે છે તેનુ કારણ ઝંગબાર પોતાનો પાક ઉતારવામાં પેમ્બાના અજ્ઞાન આરબોની માફક વધારે અધીરૂં બનતું નથી અને તેને સંપૂર્ણ પણે સુકાવા દઇ મોટાં થાય ત્યારે ડાંડીના વિભાગથી વિરક્ત કરી ઉતારે છે જ્યારે પેમ્બાનાં લવંગ ભીનાશવાળાં જરા કાળાં ઓછાં મુકેલા

હોવાથી બારીકીથી જોનારને પ્રથમ દ્રષ્ટી એજ માલને બજાર સમક્ષ રજુ કરનાર માટે કુઅડપણુંનો અને ઉતાવળાપણાંનો ચિતાર એકદમ ખડો થાય છે. એકલી ગઇ સાલમાં ઝંગબાર સંસ્થાનમાં લવંગનો પાક ૧૭૦૮૯૪ સુરકાનો થયો હતો જેમાંથી ૧૦૨૮૯૯ સુરકા મુંબાઇએ ખરીદ્યા હતા અને બાકીનો માલ યુરપ અમેરીકા ગયેલો હતો પરંતુ જે માલ મુંબઇ આવેલો હતો તે માલમાંથી ખુદ હિન્દુસ્થાને બહુ એછો ઉઠાવ કર્યો હતો પરંતુ આફ્રિકામાંથી સ્ટીમરોની તંગીને લઇને તેજ માલ પાછો દેશાવર ખાતે મુંબાઇથી નિકાશ થએલો હતો.

આ રીતે લવંગના વ્યાપાર ઉપર વિચાર કરતાં નીચે પ્રમાણેના પ્રશ્નો ઉદ્ભવે છે. જે ચીજ હિંદીઓના હાથમાંજ કેંદ્રસ્થ રહેલી છે તે ચીજનો સંપૂર્ણ વિકાશ પણ હિન્દીઓના હાથેજ શા માટે ન થાય? હિન્દુસ્થાન ઉદ્યોગના આ વિકાશ કાળમાં હિન્દુસ્થાન ઉદ્યોગ બાબતના ખરા ખેરખાઓએ લવંગમાંથી લવંગનું તેલ, પરફયુમરી, રંગ વગે જે ચીજો નીકળતી હોય તેનાં કારખાન તેનાં ઉત્પતિસ્થાનમાં યા તો મુંબઇમાં લિમી ટેડ કંસર્ન્સ મારફતે શા માટે ન કરવ જોઇએ? આપણા પાસે દાખલો મોજુદ છે કે મેસર્સ વાતા સન્સની કંપનીએ કોચીનની અંદર કોપરેલ તેલનું કારખાનું કહાડેલ છે.

જો ઉપરોક્ત ખ્યાલો પર નિયમપુર્વક નજર કરી તે પ્રમાણે અમલ કરવામાં આવે તોજ હિન્દીઓ આ કિમતી વસ્તુનો ખરો લાભ લઇ શકે.

પરમાત્મા આપણને આવી વિષમ સ્થિતીમાંથી વેળાસર જાગૃત થવાનું ડહાપણ આપે.

---

ચોખાના પાક બારેની પહેલી યાદી મુંબઇ સરકારનાં ખેતેવાડી ખાતાએ ગઇ તા. ૧-૧૦-૧૯ને દીને બહાર પાડી છે તે ઉપરથી જણાય છે કે ચાલુ મોસમના પાક વીશેની તા. ૨૦-૯-૧૯ સુધીની ખબરો ઉપરથી એ યાદી તૈયાર કરવામાં આવી છે. એ ખબરો અધુરી છે. તે ઉપરથી માલમ પડે છે કે એ પાકનો વીસ્તાર મુંબઇ ઇલાકામાં ૧૭ લાખ એકર અને સીંધમાં ૧૦૮૮૦૦૦ એકર છે એ સીવાય દેશી રાજ્યોમાં ૫૩૪૦૦૦ એકર છે જેથી કુલ ૩૩૨૨૦૦૦ એકર થાય છે. ગયા વરસ કરતાં તે ૨૩ ટકા વધારે છે. પણ છેલ્લાં પાંચ વરસની સરેરાશ કરતાં વધારે નથી. ગયા વરસે વરસાદની અછત હતી અને આ વરસે વેળાસર વરસાદ થયો તેથી ઇલાકામાં બધે વાવેતર કરવાનું ખેડુતોને ઉતેજન મળ્યું સીંધમાં નેહેરોમાં જલદી પાણી મળવાથી એવુંજ પરીણામ આવ્યું. વાવણીનું કામ આ વેળા હંમેશ કરતાં જરા વહેલું કરવામાં આવ્યું હતું પણ વાવણી કર્યા પછી વરસાદ ઓછો થવાથી ઉત્તર ગુજરાતમાં અને કર્ણાટકમાં પાકને ફરી વાવવામાં ઢીલ થઇ હતી. દક્ષીણ ગુજરાતમાં તથા કોંકણમા અતીશય વરસાદથી એવુંજ પરીણામ આવ્યું હતું. પાછળથી મોસમ વધારે અનુકુળ આવી છે અને આ ઇલાકામાં તથા સીંધમાં બધે આ પાકની સ્થીતી સારીછે.

---

# અધિપતિની નોંધ.

## રેલ્વેઓ અને મોટર ટ્રાન્સ્પોર્ટ.

આપણી ઔદ્યોગીક ઉન્નતી માટે છેલ્લા કેટલાક મસથી નવી નવી કંપનીઓ નીકળે છે પણ જે વેળા અમદાવાદ પ્રાંતીજ રેલવે, ધોળકા રેલવે વગેરે બંધાઈ તે વેળા રેલવેઓ વધારવા માટે જે ઉત્સાહ લોકોમાં હતો તે હાલ જોવામા આવતો નથી. રેલવેઓ બાધતી વેળા શરૂઆતમાં જે કઇ ખર્ચ થાય તે થાપણ માથી થતા ખર્ચ ખાતે ઉધારવામાં અવતો હોવાથી તેના ઘસારા માટેની રકમ સહિત ચાલુ આવક ખાતે ઉધારવાના ખર્ચની રકમ દર વર્ષે બહુ રહેતી ન હતી કારણકે એન્જીનો, ગાડાં, પાટા, પુલ, ગરનાળા વગેરેમા જુજ ખર્ચની રહેજસાજ મરામત કરવાના પ્રસંગ ઓછા આવતા. એવી નાની રકમો તે વેળા સગવડ ખાતર આવકમાથી થતા ચાલુ ખર્ચ ખાતે ઉધારવમા અવતી હતી વખત જતા એ એન્જીનો, ગડા, પાટા તથા પુલ વગેરે બહુ જુના થવાથી તેમાં મરામત કરવાનો ખર્ચ વધતો જાય તે સ્વાભાવીક છે પણ એ ખર્ચ થાપણ ખાતે ઉધારવા જઇએ તો કયો ખર્ચ ચાલુ આવક ખાતે ઉધરવા જોગ અને કયો થાપણ ખતે ઉધારવા જોગ તે નકી કરવા માટે સલામત નીયમ ન રહે તેથી જ્યારે કોઈ વસ્તુ જુની થવાથી રદ કરી તેનો કાટ વેચી તેને બદલે નવી ચીજ વસાવવી પડે ત્યારે એ ફેરફાર વગનો ખર્ચ થાપણ ખાતે ઉધારવો અને ત્યા સુધીનો મરામતનો ખર્ચ ચાલુ આવક ખાતે ઉધારનો એવો નીયમ જળવાય છે. તેનુ પરીણામ એ આવે છે કે મરામત માટેના ખર્ચ માટે ચાલુ આવક ખાતે ઉધાર વાની રકમ દર વર્ષે વધતી જાય છે આ સ્થીતી છેલાં કેટલાક વરસથી એવી ગભીર થઇ પડી છે કે નવો થાપણ ખર્ચ કરીને નવી રેલ્વેઓ વધારવાની રજનીતી ઉપર ગોયા એક જાતનો અંકુશ સરકારે સ્વીકાર્યો છે. તેને પરીણમે સરકારે રેલ્વે સબધી રાજનીતીમા થોડોક ફેરફાર કરી એવું રાખ્યું છે કે કોઇ જીલ્લામા રેલ્વે બાધવાથી તે જીલ્લાના ઉજડ ભાગોમા ખેતી કે વેપાર વધી આબાદી થવાનો સંભવ હોય તો તેવી રેલ્વે બાંધવા માટે તે જીલ્લાની મ્યુનીસીપાલીટી અથવા જીલ્લા લોકલ બોર્ડને ઉતેજન આપવું. આ રજનીતીનો લાભ લઇને દક્ષીણ હિંદુસ્તાનમાં કેટલીક રેલ્વેઓ તાલુકાની કે જીલ્લાની લોકલ બોર્ડ તરફથી બાધવામા આવી છે મુબઇ ઇલાકામા એવાં સહાસ ઉડાવવા જેવી આબાદ સ્થીતીમા મ્યુનીસીપાલીટીઓ કે લોકલ બોર્ડો ન હોવાથી વેપારીઓની બનેલી જોઈંટ સ્ટોક કંપનીઓથીજ એવી રેલ્વેઓ બંધાતી રહી છે. તે ઉપરાંત મુંબઇ ઇલાકામા રેલ્વેઓ વધારવામા વડોદરાના તેમજ બીજા દેશી રાજ્યોએ પણ સરી મદદ આપી છે, પણ એ સવ છતાં હવે વીશેશ રેલ્વે માટે અવકાશ નથી એમ કહી નહી શકાય તેમ છતા રેલ્વેઓ બાંધવાનું કામ અતી ખરચવાળુ હોવાના સબબસર લોકો એ સાહસ ઉપાડી લેવા તેયાર ન હોય તો મોટરો મારફતે માલની લાવલઈજા કરવાનું કામ ઉપાડી લેનારી જોઇન્ટસ્ટોક કંપનીઓ સ્થપાય તે ઇચ્છવા જોગ છે. માઇસોરના રાજ્યમા દરેક જીલ્લા મા એવી રીતનું કામ ઉપાડી લેવામા આવે તો કેવી રીતે ફતેહમંદ થઇ શકે તે દર્શાવનારી એક યોજના દીવાન બહાદુર જે. એસ. ચક્રવર્તીએ તૈયાર કરી છે અને આપણે આશા રાખીશું કે મુબઇ ઇલાકાના દરેક જીલ્લા માટે પણ અવી યોજના

---

ઓ તૈયાર કરવામાં આવે, આવી યોજનાઓ તૈયાર થયા પછી તેને પ્રસીદ્ધીમાં મુકવા તથા તેમાં સુધારો વધારો થાય તે માટેની ચર્ચાને ઉતેજન આપવા મટે આ માસીક હંમેશાં તૈયાર છે કેમકે માલની લાવલઈજા માટેનાં સાધનો જેમ વધશે અને તેનો લાભ લોકો લઈ શકે તેમાટેની સરળતા જેમ વધશે તેમ પ્રથમ વેપાર ઉપર, પછી ઉદ્યોગો ઉપર, અને છેવટે લોકોની સ્થીતી ઉપર તેની ઘણી સારી અસર થશે. એટલા માટે જેમણે આવી યોજનાઓ સંપુર્ણ અથવા અપુર્ણ રૂપમાં પણ તૈયાર કરી હોય તેમણે આ માસીક ઉપર તે મોકલી આપવી.

---

## રેલ્વે ગાડાંઓને સ્ટીમર ઉપર અકબંધ ચડાવવાની ગોઠવણ.

રેલ્વેની લાવલઈજા માટેનો ખર્ચ ઘટાડવાના હેતુથી રેલ્વે તથા સ્ટીમર કંપની ઓએ એકત્ર થઈને કામ કરવાની યોજના સ્વીડન તથા જરમની વચેના વેપારને અંગે અમલમાં મેલઈ છે. એમાં એવી ગોઠવણ છે કે રેલ્વેનાં ગાડામા ભરેલો માલ ખાલી કર્યા વગર ગાડું બંદરેથી અકબંધ સ્ટીમર ઉપર ચઢાવી દેવાય અને ઉતારવાની જગાએ પણ સ્ટીમર ઉપરથી ઉતારતી વેળા પાટા ઉપરજ મુકી દેવાય જેથી ત્યાંની રેલ્વે પણ એને ધારેલી જગાએ તુરતજ લઈ જઈ શકે. ઈંગ્લંડ તથા સ્વીડન વચે એવી ગોઠવણ કરવાના પ્રયત્ન થાય છે. એવી ગણતરી કરવામાં આવી છે કે ચાર બોટથી એ કાર્ય સારીરીતે કરી શકાશે. આવી ગોઠવણથી રેલ્વેવાળાઓ તથા સ્ટીમર વાળાઓને માલની ફેરફારીનો ખર્ચ બચે છે. જો રત્નાગીરી તથા ગોવા જેવા મુંબઈથી દુરના ભાગોમાં માલ રેલ્વે મારફતે મોકલવાનો ખર્ચ વધારે પડતો હોય અને તે આવા ઉપાયોથી ઘટાડી શકાય તો તે માટે પ્રયત્ન કરવો જોઈએ પણ તે કરવા અગાઉ એવાં બંદર સુધી રેલ્વે જતી હોવી જોઈએ અને બંદર ઉપર પણ વધારે સારી સગવડ રહેવી જોઈએ. ગુજરાતનાં બંદરો માટે આવી સગવડ હાલ બહુ થોડી છે તેમાં સુધારો થવાની ઘણી જરૂર છે.

---

## અવલોકન.

વેદાંત તત્વજ્ઞાનના સંબંધમાં એક નવું પુસ્તક શ્રી. શંભુપ્રસાદ શિવપ્રસાદ મેહતા તરફથી હાલમા બહાર પાડવામાં આવ્યું છે તેમાં શ્રી શંકરાચાર્યની પદ્ધતિ ઉપર શ્વેતાશ્વર સહિત બાર ઉપનિષદ, તથા શ્રીમદ્ ભગવદ્ગીતાનું તારણ દરેક અધ્યાયનો સમાવેશ કરીને આ ગ્રંથમાં મુકવામાં આવ્યું છે. ગ્રંથનાં પાનાં બસો છે અને કિંમત ત્રણ રૂપયા રાખવામાં આવી છે ગ્રંથ કર્તાએ અગાઉ ઉપનિષદોનું તારણ કરી રહસ્ય પ્રકટ કરેલું હતું. અમને લાગે છે કે તેમના પુસ્તકની જે પ્રસ્તાવના લગભગ ૧૯ પાનામાં મુકવામાં આવી છે, તે પ્રસ્તાવના બનારસ હિંદુ યુનીવર્સીટીનો પાયો નંખાયો તે વખતે તેઓએ પોતે વાંચેલા નિબંધના સાર રૂપે હોય તો આશ્ચર્ય પામવા જેવું નથી. શ્રીરામાનુજની પદ્ધતિને જેટલે દરજ્જે ભિન્ન શાસ્ત્રને અનુકુળ પડે તેટલે દરજ્જે ગ્રહણ કરીને આ ગ્રંથમાં કોઈ કોઈ જગોએ દ્રષ્ટિપાત થયો છે. એમ જોવામાં આવે છે. ઉપનિષદોનું તારણ અમને લાગે છે કે વિદ્યાર્થી વર્ગને ઉપયોગી થઈ પડશે અને ગીતાનો રહસ્ય સહિત આખો ગ્રંથ વાંચક વર્ગને જ્ઞાન આપવાને માટે યોગ્ય બાબતો પુરી પાડે છે અને કેટલેક ઠેકાણે લૌકીક રીતે પણ અમુક બબતો સમજાવવામાં આવી છે, તે જોતાં ગ્રંથની સંગીનતા અસર કારક થશે. મુંબઈના નામદાર ગવરનરને આ ગ્રંથ અર્પણ કરવામાં આવ્યો છે અને અર્પણ પત્રીકામાં લૌકીક ન્યાય સામાજીક અને રાજ્કીય કાર્યશ્રેણીમાર્ગો તત્વ જ્ઞાનનો અર્થ ખેંચ્યો છે તે પણ જોવામા આવે છે. અંગ્રેજી વાંચનારાઓને અને ઇંગ્રેજી વિદ્યાની કેળવણી લીધેલા દેશીબાંધવોને તેમજ બીજા ધર્મના અનુયાયીઓને એકંદર રીતે આ ગ્રંથની વાંચવા લાયક તરીકે ભલામણ કરી શકાય એવો છે અને તેથી અમે એ સંબંધે કર્તાની ફતેહ ઇચ્છીએ છીએ.

---

# ચેમ્બરનો વિભાગ.

## કમીટીની સભાઓ.

ધી ઈન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરોની કમીટીની એક મીટીંગ મંગળવાર તા૦ ૨૮ મી ઓકટોબર સને ૧૯૧૯ ને રોજ બપોરે ૨ કલાકે ભરવામાં આવી હતી (સ્ટા. ટા.) જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતાઃ—

| | |
|---|---|
| શેઠ સોરાબજી એદલજી વૉરડન ઉપ-પ્રમુખ | શેઠ મનસુખલાલ આત્મારામ માસ્તર |
| ,, દેવીદાસ માધવજી ઠાકરસી | ,, સુરજમલ લલ્લુભાઇ ઝવેરી |
| ,, વિઠ્ઠલદાસ દામોદર ગોવિંદજી | ,, પી. જે. બીલીમોરીઆ |
| ,, બી. એફ. માદન | ,, લક્ષ્મીચંદ ખોખાણી |
| ,, માવજી ગોવીંદજી | ,, એન. એમ. મઝુમદાર |
| ,, હંસરાજ પ્રાગજી ઠાકરસી | ,, ગીરજાશંકર ત્રીવેદી |
| ,, લાલજી ગોવીંદજી | ,, મથુરાદાસ કાનજી મટાણી |
| ઓ. શેઠ પુરૂષોતમદાસ ઠાકોરદાસ | ,, ગુલાબચંદ દેવચંદ ઝવેરી |
| શેઠ જેઠમલ નારણદાસ | ,, લક્ષ્મીદાસ રવજી ટેરસી |

પ્રમુખની ગેરહાજરીમાં ઉપ-પ્રમુખે પ્રમુખસ્થાન લીધું હતું.

૧ તા. ૮ ઓકટોબર ૧૯૧૯ ને રોજ મળેલી સભાની મીનીટ જે સભાસદોમાં ફેરવવામાં આવી હતી તે પસાર કરવામાં આવી હતી.

૨ (૧) શેઠ જમનાદાસ રામદાસ; (૨) ટાટા ઇન્ડસ્ટ્રીયલ બેંક (૩) બી. સીતારામ એન્ડ સન્સ મુંબાઇ (૪) બી. સીતારામ એન્ડ સન્સ (પુના) તરફથી સભાસદ તરીકે દાખલ થવાની અરજીઓ આવી હતી. રાબેતા મુજબ બેલટ ઉપર મોકલવાનો ઠરાવ થયો હતો તથા સ્કુટીનીઅર તરીકે શેઠ માવજી ગોવીંદજીને નીમવામાં આવ્યા હતા. બેલટના દીવસો શનીવાર તા. ૮ મી શનીવાર તા. ૧૫ મી નવેમ્બર સુધી રાખવામાં આવ્યા હતા.

૩ ના. સરકાર તરફથી પ્રસીદ્ધ કરવામાં આવતાં આકડાંના પુસ્તકો માટે હાલ તુરત સરકારી વરસ એટલે કે એપ્રીલથી શરૂ થતું વરસ ગણવામાં આવે છે. તેને બદલે "કેલેન્ડર ઇયર" (ક્રીસ્તી વરસ) દાખલ કરવાને માટે આ કમીટીનો જે અભીપ્રાય માગવામાં આવ્યો હતો તેના સંબંધમાં ના. સરકારનો પત્ર આવ્યો હતો કે ૧૩ ચેમ્બર ઓફ કોમર્સને પુછાવવામાં આવ્યું હતું તેમાંથી ફકત એક અપવાદ શીવાય બધાઓએ આ નવી દરખાસ્તની તરફેણમાં મત આપ્યો હતો પણ આ સંબંધમાં લંડન ખાતે ૧૯૨૦ ના મે માસમાં ઇમ્પીરીઅલ સ્ટેટેસ્ટીકલ કોન્ફરન્સ (આખી સલ્તનતની આંકડા શાસ્ત્રીઓની કોન્ફરન્સ) મળવાની છે ત્યારબાદ નીર્ણય નક્કી કરવામાં આવશે.

૪. રૂબીના ઉદ્યોગને આવક ઉપરના કરમાંથી મુકત કરવા બાબત થોડા વખત ઉપર ના. સરકારે એક જાહેરનામું બહાર પાડયું હતું. એ સંબંધમાં નામદાર સરકારને કમીટીએ પુછાવ્યું હતું કે કયા કારણથી આવી જાતની છુટ રૂબીના ઉદ્યોગને આપવામાં આવી છે તથા બીજા કયા

ઉદ્યોગને આવી જાતની છુટ આપવામા આવેલી છે. તેના જવાબમા ના. સરકાર તરફથી એમ લખી જણાવવામા આવ્યું હતું કે ગુળીના ઉદ્યોગની હાલ જે સ્થીતી છે તે સ્થીતીને લીધે ઉપર જણુ વેરી છુટ આપવામાં આવેલી છે અને તેવી છુટ બીજા કોઇ ઉદ્યોગને આપવામાં આવી નથી. આ સંબધમાં ના. સરકારને એમ પુછાવવાનો ઠરાવ થયો હતો કે મુખ્યત્વે કરીને એવી કઇ બાબતો ગુળીના ઉદ્યોગના સબધમા છે કે જેને લઇને આવી જાતની મુક્તી આપવી પડી.

૫. અમુક ઉદ્યોગોમાં મજુરીનું ધોરણ શું છે તે બાબતને લગતા જે આંકડાઓ ના. સરકાર તરફથી હાલ પ્રસીધ્ધ કરવામાં આવે છે તેમાં સુધારો કરવા બાબત ના. સરકારના આંકડા ખાતના ડીરેક્ટર તરફથી કેટલીક સુચનાઓ આવી હતી જે સબંધમાં વીચાર કરવાને નીચે જણાવેલા સદ્‌ગ્રહસ્થોની સબ કમીટી નીમવામાં આવી હતી. પ્રમુખ; ઉપ પ્રમુખ, ઓ. સર ડી. ઇ. વાચ્છા; ઓ. શેઠ પુરૂષોતમદાસ ઠાકોરદાસ; શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસી, અને શેઠ એન. એમ. મજુમદાર.

૬. ૧૮૫૯ ના વર્કમેન્સ બ્રીચ ઓફ કોન્ટ્રાકટ એકટને સુધારનારા બીલનો ખરડો કમીટીના અભીપ્રાય માટે ના. મુંબાઇ સરકાર તરફથી મોકલી આપવામા આવ્યો હતો તે સંબંધમાં વીચાર કરવાને નીચે જણાવેલા સદ્‌ગ્રહસ્થોની સબ કમીટી નીમવામાં આવી હતી. પ્રમુખ; ઉપ પ્રમુખ; ઓ. શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ, શેઠ મારજી ગોવીંદજી, તથા શેઠ એન એમ. મજુમદાર.

૭. ઇન્કમટેક્સ એકટની એ જુદા જુદા ઉદ્યોગોને માટે જે ડીપ્રીશીએશનના ટકા મંજુર કરવામા આવે છે તે બાબતમાં ના. સરકાર તરફથી કમીટીના અભીપ્રાય માટે એક ખરડો આવ્યો હતો. આ સંબંધમા એ પ્રમાણે લખી જણાવવાનો ઠરાવ થયો હતો કે જે ઉદ્યોગોનાં કારખાનાં ૨૪ કલાક ચાલતાં હોય તેવા ઉદ્યોગોને ખાસ ડીપ્રીશીએશનના ટકા આપવા.

૮. દેતરોજ જીનીંગ ફેક્ટરી બાબત બી. બી એન્ડ સી. આઇ. રેલ્વેના એજંટનો જે પત્ર આવ્યો હતો તથા તેના જવાબમાં તે જીનીંગ ફેક્ટરીના માલીકનો જે જવાબ આવ્યો હતો તેની નોંધ લેવામાં આવી હતી.

૯. ચેમ્બરના નીયમ ૨૩ ની રૂએ જુદા જુદા ધંધાને લગતી જે સબ કમીટીઓ બનાવવાની છે તે સંબંધમાં આ બાબતની સબ કમીટીએ તૈયાર કરેલાં લીસ્ટ ઉપર વીચાર કરતાં તેમાં ઘટતા ફેરફાર સાથે સ્વીકારવામાં આવ્યાં હતાં આ લીસ્ટમા જણાવેલા જુદા જુદા ઉદ્યોગોના સભાસદોને તેઓના ધધાની સબ કમીટી બનાવવા માટે લખવાનો ઠરાવ થયો હતો.

૧૦ ના. સરકારના આંકડા ખાતાના ડીરેક્ટરનો પત્ર આવ્યો હતો જેમાં કમીટીને પુછાવવામાં આવ્યું હતું કે હાલ તેલના આંકડા ગેલનમાં અપાય છે તેને બદલે હંડરવેટ અને પાઉંડમાં આપવામાં આવે તો કમીટીને કાંઇ હરકત છે કે કેમ આ સંબંધમાં બનાર ફેરફાર સાથે કમીટીની સંમતી છે એમ લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

-૧૧- શેઠ વલ્લભદાસ ચતુરભુજ શીવજી જાત્રાપર ગયેલા હોવાથી કમીટીની સભાઓમાથી ગેરહાજર રહેવાની રજા માગી હતી. તે તેઓને આપવામા આવી હતી.

૧૨. કેનેડામાં ટોરેન્ટો ગામમાંથી મી સુંદરસીંગ કમીટીને એક પત્ર લખ્યો હતો જેમાં વીનંતી કરવામાં આવી હતી કે તેઓને કેનેડામાં—આ ચેમ્બરના ખબરપત્રી તરીકે

નીમવામાં આવે. આ સબંધમાં ઓ. મી. ફીરોજ શેઠનાને ખાનગી રીતે તપાસ કરી કમીટીને ખબર આપવાની વીનંતી કરવાનો ઠરાવ ઠરવામા આવ્યો હતો.

૧૩. રેલ્વે રેટસની બાબતમાં હીંદી ઉદ્યોગીક કમીશને જે ટીકાઓ કરી હતી અને જેન સબધમાં લંડન ચેમ્બર ઓફ કોમર્સના ઇસ્ટ ઇન્ડીયન સેકર ને જે વાધો ઉઠાવ્યો હતો તેના જવાબમાં બંગાળ ચેમ્બરે પોતાનો અભીપ્રાય મોકલાવેલો છે. તે અભીપ્રાયની એક નકલ કમીટીની જાણ અર્થે મોકલવામાં આવી હતી જેની નોધ લેવામા આવી હતી.

૧૪. કમીટીના સભાસદ તરીકે પોતાને નીમવા માટે શેઠ એન. એમ મજુમદારે આભાર માનનારો પત્ર લખ્યો હતો જેની નોધ લેવામા આવી હતી.

૧૫ લંડન ચેમ્બર ઓફ કોમર્સ તરફથી એવી સુચના થઇ હતી કે આખા બ્રીટીશ સામ્રાજ્યના પેટંટ વીગેરેના કાયદામા સમાનતા હોય તો ઠીક. આ સુચના ઉપર ચેમ્બરના સેક્રેટરીએ કમીટીનું ધ્યાન ખેચ્યું હતું. પણ એ સુચના ઉપર હાલ તુરત ધ્યાન આપવું કમીટીને વ્યાજબી નહી લાગવાથી ફક્ત એ સુચનાની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

૧૬. શેઠ લાલજી પદમશી તરફથી એવો પત્ર આવ્યો હતો કે હવે દુકાળ બંધ થઇ છે તો ના સરકારને અનાજ ઉપરથી અંકુશ ખસેડવા અરજ કરવી. તે ઉપરથી ના. સરકારને એવી મતલબનો પત્ર લખ્યો હતો તેના જવાબમાં જણાવે છે કે એ બાબત ના. સરકારના ધ્યાનમા છે. આ પત્રની નોધ લેવામા આવી હતી.

૧૭. ઇન્ડીઅન રેલ્વે કોન્ફરન્સ એસોસીએશનના સેક્રેટરી તરફથી પત્ર આવ્યો હતો કે હાલ રેલ્વેના સામાનની તંગીને લીધે ભાડાના લડાઇ પહેલાના દર શરૂ થઇ શકશે નહિ વધારામાં જણાવવામા આવ્યું હતું કે ભાડાના જે દર હાલ છે તે પણ બીજા ઘણા દેશોના દર કરતા કમી છે. આ પત્રની નોધ લેવામા આવી હતી.

૧૮. મી. આર. વી. પીરમહુમદ તરફથી ઇન્કમ ટેકસ ફોર્મ "ડી" ના સંબંધમાં પત્ર આવ્યો હતો. તે ઉપર એવો ઠરાવ કરવામા આવ્યો હતો કે જે વેપારીઓ ઉપર આવી જાતના ફોર્મ આવેલા છે તે હોકેને ઇન્કમ ટેકસ કલેકટર ઉપર લખવાની સુચના કરવી અને તે બાબત કમિશ્નર જો કાંઇ પુરતુ ધ્યાન ન આપવામા આવે તો ત્યાર બાદ કમીટીએ યોગ્ય પગલાં લેવા.

ધી ઇન્ડીઅન મરચન્ટસ ચેમ્બર અને બ્યુરોની કમીટીની એક સભા મંગળવાર તા૦ ૧૧ મી નવેમ્બરને રોજ બપોરે (સ્ટા ટા.) ૨ વાગે ભરવામાં આવી હતી જે વખતે નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા

| | |
|---|---|
| શેઠ જહાંગીરજી બમનજી પીટીટ (પ્રમુખ) | ઓ. શેઠ ચુનીલાલ વી. મહેતા |
| ,, સોરાબજી એદલજી વોરડન (ઉ. પ્રમુખ) | શેઠ લક્ષ્મીદાસ રવજી ટેરસી |
| ,, લાલજી ગોવીંદજી | ,, મોતીલાલ વલ્લભજી |
| ,, ફાઝલભાઇ ઇબ્રાહીમ રહીમતુલ્લા | ,, એન. એમ. મજુમદાર |
| ,, સુરજમલ લલ્લુભાઇ | ,, મોતીલાલ કાનજી |
| ,, ફીરોઝ જે. બીલીમોરીઆ | ,, દેવીદાસ માધવજી ઠાકરસી |
| ,, વિઠ્ઠલદાસ દામોદર ગોવીંદજી | ,, ગીરજાશંકર બી. ત્રીવેદી |
| ,, જેઠમલ નારણદાસ | ,, મનસુખલાલ આત્મારામ માસ્તર |
| ઓ ,, પુરૂષોતમદાસ ઠાકોરદાસ | ,, હંસરાજ પ્રાગજી ઠાકરસી |
| | ,, બી એફ. મદન |

૧. તાઠ ૨૮ મી અકટોબર ૧૯૧૯ ને રોજ મળેલી સભાની મીનીટો જે સભાસદોમાં ફેરવવામાં આવી હતી તે મંજુર કરવામાં આવી હતી.

૨. હીંદુસ્થાનમાં (સીવીલ એવીએશન) વીમાન મારફતે લાવલઇજાની ખીલવણીની બાબત નામદાર સરકારને મોકલવા માટે જે ડ્રાફ્ટ તૈયાર કરવામાં આવ્યો હતો તે સંબંધમાં એમ ઠરાવ કરવામાં આવ્યો હતો કે શેઠ વાલચંદ હીરાચંદના લંડનથી પાંછા આવ્યા પછી આ બાબત કમીટી આગળ ફરીથી લાવવી કારણ કે આ સવાલમાં તેઓ ઉત્સાહ લે છે.

૩ સોનાની ખાનગી આયાત ઉપર જે અંકુશ હાલ છે તેને દુર કરવા માટે ચેમ્બરે નામદાર સરકારને જે પત્ર લખ્યો હતો તેના જવાબમાં તેઓએ જણાવ્યું હતું કે હાલ તેઓ તેમ કરી શકતા નથી! આ પરથી કમીટીએ એવી સુચના કરી હતી કે આ બાબતના પગલાં માટે નામદાર સરકારને જે કારણો હોય તે જણાવવામાં આવે તો વેપારી કોમના મનનું સમાધાન થાય. નામદાર સરકારે આના જવાબમાં જણાવ્યું હતું કે આ બાબતનાં સઘળાં કારણ બંગાલ ચેમ્બર ઓફ કોમર્સની સાથે હીંદી ખજાનચીની જે મુલાકાત થઇ તે મુલાકાત દરમીયાન આપવામાં આવ્યાં હતાં. આ જવાબની નોંધ લેવામાં આવી હતી.

૪ દેશ પરદેશની સરકારો વચે ખાંડની બાબત થયેલા કોલકરારોમાંથી છુટા થવા માટેની નોટીસ બ્રીટીશ સરકારે ક્યારે આપી હતી એ સંબંધમાં ચેમ્બર તરફથી નામદાર સરકાર પાસે જે પુછપરછ કરવામાં આવી હતી તેના જવાબમાં એમ જણાવવામાં આવ્યું હતું કે આવી નોટીસ તા. ૭-૮-૧૯૧૮ને રોજ આપવામાં આવી હતી. વળી એ પત્રમાં એમ પણ જણાવવામાં આવ્યું હતું કે ખાંડની નીકાસ જકાતના સંબંધમાં જુદા જુદા દેશો વચ્ચે હાલ કાંઈ ભીન્નભાવ રાખવામાં આવ્યો નથી અને હવે પછી હીંદી સરકાર કેવી રાજનીતી પાળશે તે હું કહી શકતો નથી. આ જવાબની નોંધ લેવામાં આવી હતી.

૫ વીરમગામ આગળ કાઠીઆવાડથી આવતા ઉતારૂઓ પર પડતી હાડમારી બાબત શેઠ લક્ષ્મીચંદ માણેકચંદ ઓખાણીએ કમીટીપર એક પત્ર લખ્યો હતો જે બાબતમાં એમ ઠરાવ કરવામાં આવ્યો હતો કે તેની એક નકલ બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેના ટ્રાફીક સુપરીનટેન્ડન્ટ ઉપર મોકલાવી આપવી અને તેમનો ખુલાસો મંગાવવો.

૬ પહેલાંના જરમન ઈસ્ટ આફ્રીકામાં ચાલતી જરમન ચલણી નોટો બાબત કમીટીએ જે પુછપરછ કરી હતી એના જવાબમાં નામદાર સરકાર તરફથી જવાબ આવ્યો હતો કે એ વીશે તેઓને કાંઇ ખબર નથી અને ઇન્ડીઆ ઓફીસમાંથી ખબર મંગાવેલી છે. કમીટીએ એ પત્રની નોંધ લેવા ઠરાવ કર્યો હતો.

૭ શેઠ લક્ષ્મીચંદ માણેકચંદ ઓખાણીનો પત્ર આવ્યો હતો કે શ્રોફ એસોસીએશનના પ્રતીનીધી તરીકે કમીટીમાં તેઓની જે નીમણુંક કરવામાં આવી છે, તેમાંથી તેઓ રાજીનામું આપે છે, કારણકે તે એસોસીએશનના એક આગેવાન સભાસદ મી. રેવાશંકર જગજીવનદાસ આ કમીટીમાં ચુંટાયા નથી. શેઠ લક્ષ્મીચંદ માણેકચંદ ઓખાણીનુ રાજીનામું મંજુર કરવામાં આવ્યું હતું તથા તેમની જગાએ કમીટીએ શેઠ રેવાશંકર જગજીવનની નીમણુંક કરી હતી.

૮ રા. બાલાજી હરી તરફથી એક પત્ર આવ્યો હતો જેમાં બોરીબંદર અને બીજાં સ્ટેશનોએ રોકડ રૂપીયા ટ્રેન મારફતે લાવલઇજા કરવામાં પડતી મુશકેલીઓ વર્ણવેલી હતી. આ સંબંધમાં મુંબાઇના એકાઉન્ટંટ જનરલ પાસે પુછપરછ કરવાનો ઠરાવ થયો હતો.

૯ ગવર્મેન્ટ સીકયુરીટીના કાયદાને સુધારનારૂં બીલ આ કમીટીના અભીપ્રાય માટે નામદાર સરકારે મોકલાવી આપ્યું છે તે બાબત ઉપર વીચાર કરવાને નીચે જણાવેલા ગૃહસ્થોની સબ-કમીટી નીમવામાં આવી હતી.

શેઠ જહાંગીરજી બમનજી પીટીટ (પ્રમુખ) | શેઠ સોરાબજી એદલજી વોર્ડન (ઉપ-પ્રમુખ)
„ એસ. એન. પોચખાનાવાળા | „ સી. આઇ. પારેખ
„ એલ. ડી. એલ. બકલે. | „ એન. એમ. મજુમદાર.

૧૦ ટેરીફ વેલ્યુએશનને માટે ડાયરેક્ટર જનરલ ઓફ કોમરસીઅલ ઇન્ટેલીજન્સ, મુંબાઇ ચેમ્બર ઓફ કોમર્સને તા. ૧૯ મીએ મળવા આવે તે પ્રસંગે આ કમીટી તરફથી એક કે બે પ્રતીનીધી મોકલવાને તે ચેમ્બરના સેક્રેટરી તરફથી વીનંતી કરવામાં આવી હતી આ સંબંધમાં વીચાર કરવા ઓ. શેઠ ચુનીલાલ વી. મ્હેતાએ દરખાસ્ત કરી કે આ પત્રની નોંધ લેવી અને ના હીંદી સરકાર ઉપર મુંબાઇ સરકાર મારફતે જે રેપ્રીઝેન્ટેશન કમીટી તરફથી મોકલવામા આવ્યું હતું તેની નામદાર સરકારને યાદ આપવી. આ દરખાસ્તને શેઠ હંસરાજ પ્રાગજીએ ટેકો આપ્યો હતો. શેઠ વીઠ્ઠલદાસ દામોદર ઓતીંદજીએ દરખાસ્ત મુકી અને શેઠ ફાઝલભાઇ ઈબ્રાહીમ રહીમતુલ્લાએ ટેકો આપ્યો કે મુંબાઇ ચેમ્બરના પત્રના જવાબમાં શેઠ જહાગીર બ. પીટીટ અને શેઠ મોતીલાલ વલ્લભજીને કમીટીના પ્રતીનીધી તરીકે મુંબાઇ ચેમ્બરની ઓફીસમા ભરાનારી કોનફરન્સમાં મોકલવા. સુધારા ઉપર મત લેવાતાં તે પાંચ વીરૂધ્ધ બે મતે ઉડી ગયો હતો અને અસલ દરખાસ્ત પાંચ વીરૂધ્ધ બે મતે પસાર થઇ હતી.

૧૧ "ગવરમેન્ટ સ્ટોર્સ પરચેઝીંગ" કમીટી જે ના. હીંદી સરકાર તરફથી નીમવામાં આવનાર છે તેની આગળ ચેમ્બરની જુબાની આપવા માટે બે સભાસદોનાં નામ સુચવવાની વીનંતી ઇન્ડીઅન મ્યુનીશન્સ બોર્ડના સેક્રેટરી તરફથી કરવામાં આવી હતી. શેઠ જહાગીર બમનજી પીટીટ અને શેઠ એન. એમ. મજુમદારને ચેમ્બરના પ્રતીનીધી તરીકે નીમવામાં આવ્યા હતા.

૧૨ શેઠ મનુ સુબેદારે ચેમ્બરના પ્રતીનીધી તરીકે ચલણને લગતી કમીટી આગળ જે જુબાની આપી હતી તે વીશે પત્ર મોકલાવ્યો હતો તેની નોંધ લેવામાં આવી હતી.

૧૩ શેઠ હુકમચંદ વાલજી કાપડીઆ તરફથી તથા તાતા હ ઇડ્રો ઇલેકટ્રીક કંપની ચેમ્બરમા સભાસદ તરીકે દાખલ થવાને અરજી આવી હતી જેને રાબેતા મુજબ બેલટ ઉપર મોકલવાનો ઠરાવ થયો હતો. બેલટ માટેના દીવસો તા. ૨૨-૧૧-૧૯- થી તા. ૨૯-૧૧-૧૯ સુધીના મુકરર કરવામાં આવ્યા હતા. સ્ક્રુટીનીઅર તરીકે શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસીને નીમવામાં આવ્યા હતા.

૧૪ શેઠ કાવસજી દીનશા તરફથી આ ચેમ્બર ઉપર પત્ર આવ્યો હતો કે જી. આઇ. પી. રેલ્વે કંપની ઉપર માલ ચઢાવવા પહેલાં "રીસ્કનોટ" સહી કરવાની ફરજ પાડે છે કે જેથી કરીને પાછળથી માલમા કાંઇ કમી જાસ્તી માલમ પડે છે તો તેની નુકશાની રેલ્વે તરફથી મળી શકતી નથી. તેઓએ વીનંતી કરી હતી કે આ બાબતમાં ચેમ્બરે ઘટતાં અમલાં લેવા જોઇએ. આ પત્રની નોંધ લેવામાં આવી હતી, અને તે ઉપર વધુ તપાસ ચલાવવાનો ઠરાવ થયો હતો.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

ધી બોમ્બે ટાઇપ આર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબાઈ.

Mysore Economic Journal September 1919
The Nation 4th, 11th, 18th & 25th October 1919
The New Statesman 4th, 11th, 18th & 25th October 1919
The Statist 4th October 1919
Sea-Borne Trade of British India September 1919
The Times Trade Supplement (London) 4th, 11th, 18th, & 25th October 1919
Trade by Land of British India June 1919
Indian Textile Journal July 1919
The Gujarati 2nd, 9th, 16th & 24th November 1919.
ખેતીવાડી વિજ્ઞાન ઓકટોબર ૧૯૧૯.

---

## ચેમ્બરનો પત્ર વ્યવહાર.

૧

નં. ટી ૧૧૮ તા૦ ૧૩-૧૦-૧૯.
નામદાર હીંદી સરકારનાં મહેસુલ તથા ખેતીવાડી ખાતાંના સેક્રેટરી જોગ.
સીમલા,

સાહેબ,

અનાજને હીંદના એક પ્રાંતમાંથી બીજા પ્રાંતમાં મોકલવાની બાબદમાં જે અંકુશ રાખવામાં આવેલો છે તે જેમ બને તેમ જલદી દુર કરવાની હીંદી સરકારને વીનંતી કરવાની મને આ ચેમ્બરની કમીટીની આજ્ઞા થઈ છે. હમણાં જે ચોમાસુ પુરૂં થયું છે તે ઘણું સંતોષકારક નીવડવાની આશા રાખવામાં આવે છે અને હીંદના જુદા જુદા ભાગોમાં પાકની ઉતર પણ એટલીજ સંતોષકારક થવાની વકી છે. જે વેળા દુકાળ જેવી સ્થીતી હતી અને અનાજનો જથો નફો ખાનારાઓના હાથમાં હતો તે વેળા જુદા જુદા પ્રાંતો વચે અનાજની લાવલઈજા માટે અંકુશ રાખવામાં આવે તો તે કદાચ યોગ્ય ગણી શકાય; પણ હવે એ સંજોગો દુર થયા છે એટલે વેપારની સ્વાભાવીક ગતીમાં નડતરરૂપ એ અંકુશો ચાલુ રાખવાની કાંઈ પણ જરૂર લાગતી નથી.

લી૦ આજ્ઞાંકીત.
જે. કે. મેહેતા,
સેક્રેટરી.

૨

નં. ટી ૧૧૯ તા. ૧૩-૧૦-૧૯.
નામદાર હીંદી સરકારનાં નાણાં ખાતાંના મદદનીશ સેક્રેટરી જોગ.
સીમલા,

સાહેબ,

તમારો નં. ૨૫૦૨ એફ. તા. ૨૬-૯-૧૯ નો પત્ર સ્વીકારવાની મને આજ્ઞા થઈ છે. મારી ચેમ્બરની કમીટીને એમ લાગે છે કે દેશની અંદરના ભાગમાં એક જગાએથી બીજી જગાએ સોનું તથા સોનાના સીકા લઈ જવાની બંધી હતી તે દુર કરવામાં આવી એ પગલું આવકારદાયક છે પણ તેથી ખાનગી વેપારીઓને હીંદમાં છુટથી સોનું આયાત કરવાની મનાઈ છે તે દુર કરવાના સવાલને અસર થતી નથી. એ મનાઈ હમણાંજ દુર કરવાનું જાહેર કરી શકાય એમ ન હોય તોપણ તે મનાઈ ચાલુ રાખવા માટેનાં કારણો જાહેર કરવામાં આવશે તો વેપારી વર્ગનું એ બાબદમાં તુરતવેળા ઘણું સમાધાન થશે.

લી૦ આજ્ઞાંકીત,
જે. કે. મેહેતા,
સેક્રેટરી.

---

૩

નં. ટી. ૧૨૦ તા. ૧૪-૧૦-૧૯.
વેપારી બાતમી ખાતાંના ડીરેકટર
જનરલ તરફથી
કલકતા

મહેરબાન સાહેબ,

લંડન ચેમ્બરઓફ કોમર્સના મામીકમાં ૨૧૬ મે પાને એમ જણાવ્યું છે કે બ્રીટીશ ઇમ્પીરીયલ કાઉન્સીલ ઓફ કોમર્સની વીનંતી સ્વીકારવા મી. બાલ્ફરે કબુલાત આપી હતી કે બ્રસલ્સના કોલકરારમાંથી છુટા થવા માટેની છ માસની નોટીસ હવે આપીશું. મહેરબાની કરીને અમને જણાવશો કે એ નોટીસ અપાઇ કે કેમ અને અપાઇ હોય તો ક્યારે અપાઇ અને હવે જુદા જુદા દેશોથી થતી આયાત ઉપર વધતી ઓછી જકાત નાંખવા માટે હીંદી સરકાર કેટલી સ્વતંત્ર છે અથવા થવાની વકી રાખે છે.

લી. આજ્ઞાંકીત
જે. કે. મેહેતા.
સેક્રેટરી

---

૪

નં. ૧૦૮૯૭ તા. ૨૭-૧૦-૧૯,
ઇન્ડીયન મરચંટસ ચેમ્બર અને બ્યુરોના
સેક્રેટરી જોગ

વહાલા સાહેબ,

તમારા તા. ૧૪ મી આકટોબર ૧૯૧૯ ના પત્રના જવાબમાં જણાવવાનું એ છે કે ખાંડ ઉપરની જકાતને લગતા એ કોલકરારમાંથી છુટા થવા માટેની છ માસની નોટીસ ગઇ તા. ૭-૮-૧૮ ને દીને ઇંગ્લંડની સરકારે આપી હતી

આયાત જકાતના સંબંધમાં હાલ કોઇ દેશના આયાત ઉપર વધારે અને બીજા કોઇની ઉપર ઓછી એવું નથી અને હવે પછી હીંદી સરકારની રાજનીતી કેવી રહેશે તે વીશે હું કાંઇ કહી શકતો નથી

લી. તમારો વિશ્વાસુ
(સહી) એચ. એ એફ. લીંડસે
ડીરેકટર જનરલ

---

૫

મુંબઇ તા. ૧૩-૧૧-૧૯.
હીંદી સરકારનાં વેપાર તથા ઉદ્યોગખાતા
ના અંડરસેક્રેટરી જોગ,
સીમલા

સાહેબ,

તા. ૨૨-૯-૧૯ ના મારા તારના તથા તા. ૨૩-૯-૧૯૧૯ ના મારા પત્રના જવાબમાં આપનો તા. ૨૯-૯-૧૯ નો નં. ૭૯૦૭ નો પત્ર મળ્યો. મારી કમીટી એ વાંચીને ઘણી દલગીર થઇ છે. એમને એમ લાગે છે કે સ્થાનીક વેપાર તથા ઉદ્યોગમાં રહેલા વર્ગના હીત માટે એ અગત્યની બાબતમાં જેટલું ધ્યાન અપાવું જોઇએ તેટલું ધ્યાન નામદાર સરકારે આપ્યું નથી. મારી કમીટીએ મજબુત વાંધો લીધો છે તેનું કારણ આ બાબતના મુળ મુદ્દાના સવાલનું છે. એ મુદ્દો હીંદી વેપાર તથા ઉદ્યોગને ભોગે બ્રીટીશ વેપારીઓ તથા માલ બનાવનારાઓને રક્ષણ અને ખાસ લાભ આપવાનો છે. સંભાવીક રીતે એવો સવાલ થાય છે કે હીંદના રંગ બનાવવાના ઉદ્યોગને મજબુત પાયા ઉપર મુકવા માટે નામદાર સરકારે કોઇ પગલાં લીધાં છે કે હવે પછી થોડા વખતમાં લેવાનો સંભવ છે? એવા કાંઇ પણ પગલાં સરકારે લીધાં નથી અને લેવાની નથી તે જોતાં હીંદના વેપાર તથા ઉદ્યોગને ભોગે રંગ બનાવવાના બ્રીટીશ ઉદ્યોગને આડકતરી રીતે ઉતેજન આપવું એ કોઇપણ રીતે યોગ્ય કે વાજબી નથી. રંગના વેપાર ઉપર જે અંકુશ નાખવામાં આવ્યો છે તે રંગ બનાવવાના બ્રીટીશ ઉદ્યોગવાળાઓને સરકાર તરફની ખાસ મદદ આપવા રૂપ છે. મારી કમીટીનો એવો અભિપ્રાય છે કે જો એમને માટે કોઇ પ્રકારના રક્ષણની જરૂર હોય તો તેને સીધીરીતે ઇંગ્લંડની સરકારે મદદ આપવી જોઇએ પણ હીંદી સરકારે તેમને માટે અથવા તેમના માલના

---

વેપારીઓ માટે હીંદના બજારને ચારે બાજુથી બંધ કરી હીંદને જોઈતો રંગ પુરો પાડવાનો ઇજારો ઇંગ્લંડને આપ્યો હોય એવી સ્થીતી ઉત્પન કરવી ન જોઇએ. બ્રીટીશ રંગ બનાવનારા તથા તેના વેપારીઓને આડકતરી મદદ આપવા માટે હીંદના વેપારી તથા ઉદ્યોગવાળાઓને આ પ્રમાણે હેરાન કરવા એ સંઆજ્યમાં યોગ્ય રીતે વેપાર ચાલવા દેવાના નીયમથી વદન વીરૂધ છે એમ મારી કમીટીના અભિપ્રાય છે.

તમે તમારા પત્રમાં જણાવો છો કે રંગને લગતા હીંદી ઉદ્યોગના લાભેની સંભાળથી હીંદી સરકારે વીચાર કર્યો છે અને તેમના રક્ષણ માટે પુરા ગોઠવણ કરી છે અને તેમણે એવા હુકમ કહાડયા છે કે "જો ઇંગ્લંડથી જોઇતો હોય તેવો માલ વાજબી ભાવે મેળવી શકાય એમ નહોય તો તેવો માલ પરદેશથી મંગાવવા માટે લાઇસન્સ છુટથી આપવામાં આવશે," આવા હુકમો કહાડેલા હોવા છતાં અહીંના રંગના વેપારીઓના તથા કાપડની મીલોના લાભ પ્રત્યે યોગ્ય પ્રકારે ધ્યાન આપવામાં આવ્યું નથી. નીચે રજુ કરેલી કેટલીક હકીકત ઉપરથી એ વાત સમજાશે.

આ ચેમ્બરના એક સભાસદે બ્રીલીયંટ કોન્ગોરેડ રંગ મંગાવવાની પરવાનગી માગી હતી એ જાતનો એવાજ રંગનો પાકો અને તેજસ્વી માલ યુનાઇટેડ કીંગડમમાં કોઇ ઠેકાણે બનાવવામાં આવતો નથી. એવીજ પરવાનગી કોન્ગોરેડ બ્લુઇશ માટે પણ માગી હતી. એ રંગ ઇંગ્લંડમાં બનાવવામાં આવે છે. પણ તે માટેનો ભાવ યુનાઇટેડ સ્ટેટના ભાવ કરતાં ઘણો વધારે છે. એ બે રંગ યુનાઇટેડ સ્ટેટસથી મંગાવવા માટેની અરજીના જવાબમાં બેઉ માટે ના પાડવામાં આવી છે. એમ જણાવવામાં આવે છે કે કોઇપણ પ્રકારનો કોન્ગોરેડ પરરાજ્યમાંથી આયાત કરવામાં માટે મુંબઇનો કલેકટર પરવાનગી આપવા તઇયાર નથી નામદાર સરકારે વી અવો નિર્ણય રાખ્યો નહીં હોય.

યેલોઇશ એટલે કે પીળાશ પડતા તથા બ્લુઇશ એટલે ભુરાશ પડતો એવા એ રંગ માટે પણ એવાજ દાખલા બન્યા છે. એ રંગ હાલ ઇંગ્લંડમાં બને છે; પણ ત્યાંથી માલ મંગાવવા માટે જે ભાવ આપવા પડે છે તે કરતાં પીસતાળીસ ટકા જેટલા ઓછા ભાવે એવોજ માલ યુનાઇટેડ સ્ટેટસથી લાવી શકાય પણ તેમ છતાં તે રંગ યુનાઇટેડ સ્ટેટસથી મંગાવવા માટે પરવાનગી આપવામાં આવતી નથી.

ડીરેકટ બ્લેક રંગ યુનાઇટેડ સ્ટેટસથી મંગાવતા ભાવ રતલ દીઠ રૂ. ૨-૬-૩ પડે ત્યારે યુનાઇટેડ કીંગડમમાથી મંગાવતાં રતલ દીઠ રૂ. ૩--૩-૪ પડે એ રીતે તફાવત ચોત્રીસ ટકા જેટલો છે તે છતાં તે માટે લાઇસન્સ આપવામાં આવતાં નથી.

બ્રીલીયંટ ડીરેકટ પીંક સ્વીસ લોકો બનાવે છે તેવાજ રંગનો ચકચકાટ આપનારો માલ યુનાઇટેડ કીંગડમમાંથી કોઇ પુરો પાડી શકે તેમ નથી. એ માલ એક ટન જેટલો મંગાવવા માટે અહીંના એક વેપારીએ પરવાનગી માગી પણ તેને માત્ર પાંચ હંડ્રેડવેટ જેટલો માલ મંગાવવા માટે પરવાનગી મળી છે એ જાતનો માલ મંગાવવા માટેનું લાઇસન્સ આપવું યોગ્ય છે એમ તે લાઇસન્સ આપનાર અમલદારને લાગ્યું તો પછી તેને જેટલો જોઇએ તેટલો માલ લાવવાની રજા આપવામાં શા માટે ન આવી તે સમજી શકાતું નથી. આવી રીતે સ્વભાવીક વેપાર ઉપર અંકુશ રાખવામાં આવે અને વેપારીઓના કામમાં દખલ કરવામાં આવે છે તેથી રંગના બજારમાં મુખ્ય મુખ્ય માલના ભાવ ગયા આગસ્ટ માસમાં હતા. તે કરતાં દોઢા થઇ ગયા છે જો હાલની પદ્ધતીમાં ફેરફાર કરવામાં નહીં આવે તો ભાવ હજી પણ વધે એવે સંભવ છે અને જો યુનાઇટેડ કીંગડમથી રંગ મંગાવવાની ફરજ આવી આડકતરી રીતે

મેટેલીક શાલીંગથા બીહહીંગનો આંકડો શોધે છે.

પાડવાનું ચાલુ રહેશે; તો હીંદમાં કાપડ બનાવનારી મીલોને નાણાં સંબંધી ખોટ જશે અને ઉદ્યોગને આડકતરી રીતે ફટકો પડશે.

નામદાર સરકારનાં આવાં વર્તનથી અહીંના રંગના વેપારીઓ બ્રીટીશ રંગ બનાવનારને આશરે જઇ પડયા છે ત્યારે તેઓ કેવી રીતે વર્તે છે તે જાણવા જેવું છે અમારા એક સભાસદે યુનાઇટેડ સ્ટેટથી ગીથીલ વાયેલેટ ક્રીસ્ટલ મંગાવવાની રજા માંગી પણ તે માટે ના પાડવામાં આવી. તે પછી તેણે મીર્થલ વાયોલેટ બેબી ક્રીસ્ટલ રંગ પુરો પાડવાનું બ્રીટીશ ડાઇઝ લીમીટેડને પુછ્યું તો તે વેપારીને નીચે પ્રમાણે જવાબ મળ્યો :—અમે દલગીર છીએ અમે મીથીલવાયોલેટ બેબી ક્રીસ્ટલ રૂપમાં પુરો પાડવા માટેનો તમારો ઑરડર સ્વીકારી શકતા નથી અને અમે માલ સ્ટીમર ઉપર રવાના થવાની ખાત્રી આપી શકતા નથી અને વળી તમે બીજા રંગ પણ લો નહીં ત્યાં સુધી મીથીલવાયોલેટ બેબી ક્રીન્ટ તમને વેચવાને પણ અમે તૈયાર નથી.

આ જવાબનો અર્થ એમજ થઇ શકે કે હીંદી વેપારીઓનો આધાર માત્ર બ્રીટીશ રંગ બનાવનારાઓ અને તેના વેપારીઓ ઉપરજ છે અને એ બ્રીટીશ માલવાળાઓ તેમને માલ આપવા માટે ગમે તેવી શરતો કરી શકે.

રંગની આયાત કરવાની બાબતમાં હીંદી સરકારે કહાડેલું જાહેરનામાનો અમલ અતીશય અયોગ્ય અને ગેરવાજબી રીતે કરવામાં આવે છે તેના થોડાક જાણવાલાયક દાખલા અત્રે મારી કમીટીએ પુરા પાડયા છે. મારી કમીટીને ધાસ્તી હતી અને આગલા તારના સંદેશામાં તે દર્શાવેલા કની કે નામદાર સરકારનું આ પગલું બ્રીટીશ રંગ બનાવનારાઓને રક્ષણ આપવાના સાધન જેવું છે. એ ભીતી આપના પત્રથી જરા પણ દુર થઇ નથી એમ અત્રે જણાવવું પડે છે. એમાં મહત્વના મુદ્દાનો સવાલ સમાયલો છે અને રંગના વેપારીઓ તેમજ કાપડના ઉદ્યોગોના હીતને વીના કારણ મોટા નુકશાનમાં ઉતરવાનો ભય છે તેથીજ મારી કમીટી નામદાર સરકારના આ પગલા વીરૂધ મજબુત વાંધો ઉઠાવે છે અને એ પગલું પાછું ખેંચી લેવાની વીનંતી કરે છે.

નામદાર સરકારે કહાડેલું જાહેરનામું અયોગ્ય અને ગેર વાજબી હોવાથી મારી કમીટી મજબુતીથી તેની સામે થાય છે. પણ જો એ પગલું તદન ખેંચી લેવાનું બને એમ ન હોય તો અનો અમલ કરવાની પદ્ધતીમાં રહેલી કેટલાક અગવડો દુર કરવાની બહુજ જરૂર છે એમ દર્શાવે છે.

(એ) મારી કમીટી સુચના કરે છે કે યુનાઇટેડ કીંગડમ હીંદમાં પુરો પાડી શકે તેવા રંગની એક યાદી તૈયાર કરાવવી.

(બી) એ રંગોનો કેટલો જથો મળી શકે તેમ છે તે વીશે પુરતી તપાસ કરાવવી અને એમાંથી હીંદને જેની જરૂર હોય,તે આયાત કરવા માટે લઈસન્સ આપવુંજ એવો નીયમ કરવો.

(સી) બ્રીટીશ માલ અને પરદેશી માલના ભાવ વચે તફાવત કેટલો રહેવો જોઇએ તેની હદ બાધવા માટે એ બે પ્રકારના માલના ભાવનું પ્રમાણ નકી કરવું જો એ પ્રમાણ કરતા વધારે તફાવત હોય તો પરદેશી માલ મંગાવવા માટે લાઇસન્સ આપવાની ના પાડવી નહીં.

(ડી) દરેક બંદરે આ બાબતમાં કલેક્ટર ઑફ કસ્ટમ્સ સાથે મળીને કામ કરવા માટે ત્રણ હીંદી વેપારીઓ અને બે યુરોપીયન વેપારીઓ ની એક સલાહકારક કમીટી નેમવી.

આપનો આજ્ઞાકીત,
જે. કે. મેહતા,
સેક્રેટરી.

---

# વિગ્રહ અને વેપારઃ સરકારી જાહેરનામાં.

## જરમની વગેરે દેશો સાથેનો વેપાર.

જરમની તથા બીજા દેશો સાથેનો વેપાર ફરીથી શરૂ કરવાની નામદાર સરકારે પરવાનગી આપી છે અને એ દેશો ખાતે માલ જતો અટકાવવા માટે રાખવામાં આવેલી ગોઠવણ કાઢી નાખી છે તેમજ યુનાઇટેડ કીંગડમમાં માલ આયાત કરવાના કામ ઉપર જે અંકુશ રાખવામાં આવ્યા હતા તે પણ કાઢી નાખ્યા છે તેને લઈ ધે અત્યારે વેપારને માટેની સ્થીતી કેવી છે તે વીગેની નીચે આપેલી હકીકત બ્રીટીશ વેપારીઓની જાણ માટે નામદાર સરકારના બોર્ડ ઓફ ટ્રેડ તરફથી પ્રગટ કરવામા આવી છે. સી એમ ડી ૨૭૪ નંબરના પાર્લામેંટરી પત્રકમાં છેલા જુલાઇ માસમાં આપવામાં આવેલી હકીકત ને બદલે નીચે જણાવ્યા પ્રમાણેની હકીકત હવેથી ગણવી

લડાઇ દરમ્યાન દુશ્મન સાથેના વેપાર માટે મનાઇ કરવી પડી હતી પણ હવે સુલેહ થવાથી એ મનાઇનુ કારણ નથી. એ દેશો ખાતે સર્વ પ્રકારના માલ માટે ઘણી લેવાળી નીકળશે. એ દેશોનાં બજાર દુનીયાંના વેપાર માટે ખુલ્લાં છે અને તેમાં હરીફાઇ કરતાં બ્રીટીશ વેપારીઓને અટકાવવા એવી નામદાર બ્રીટીશ સરકારની મુદ્દલ ઇચ્છા નથી યુરોપના મધ્યભાગમા આવેલા એ દેશોના બજારોમાં વેપાર ચાલે તેમા પોતાનું યોગ્ય સ્થાન પ્રાપ્ત કરવામાટે બ્રીટીશ વેપારીઓ પોતાનાથી બનતો દરેક પ્રકારનો પ્રયત્ન કરે તેઇચ્છવા જોગ છે

### ૧ જરમની.

નીકાશ—જરમની ખાતે કોઈ પણ પ્રકારનો માલ મોકલી શકાશે એમાં અપવાદ તરીકે જે ચીજો માટે મનાઇ હજી ચાલુ છે તે ચીજો "એ" અને "બી" યાદીઓમા દર્શાવવામાં આવી છે. એવી ચીજો નીકાશ કરવા માટે એક્સપોર્ટ લાઇસન્સ ડીપાર્ટમેંટ, ૧, ક્વીન એન્સગેટ બીલ્ડીંગ્સ, વેસ્ટમીનીસ્ટર, એસ ડબલ્યુ ૧ ની ઉપર અરજી કરવી પડશે. જરમનીનો જે ભાગ બ્રીટીશ અથવા મીત્રરાજ્યોના કબજામાં નથી તે ભાગ ખાતે માલ આયાત કરવા અગાઉ ત્યાંની સરકારની રજા લેવી પડે છે અને તે માટેની અરજી ત્યાંના સતાવાળાઓ ઉપર માલ આયાત કરનારા જરમન વેપારીઓએ કરવાની હોય છે.

આયાત—જરમનીથી કોઇપણ માલ આયાત કરી શકાય અને તેનાં નાણાં આપી શકાય તે માટે લાઇસન્સની જરૂર નથી પણ તેમાં અપવાદ છે અને તે એજ કે જેને માટે કોઇપણ પરદેશ ખાતેથી આયાત કરવાની મનાઇ હોય એવી ચીજો જરમનીથી આયાત કરી શકાશે નહી. એવી ચીજોની સંખ્યા બહુ થોડી છે અને તેની યાદી બોર્ડ ઓફ ટ્રેડ જરનલના તા. ૨૮-૮-૧૯ ના અંકમાં આપવામાં આવી છે.

વેપાર અથવા નાણાની લેવડદેવડને લગતા બીજા સોદા જરમનીમાં આવેલી પેઢીઓ સાથે કરવાની મનાઇ નથી તેમ તે માટે લાઇસન્સ પણ લેવાની જરૂર નથી પણ અપવાદ તરીકે નીચેના નીયમો ધ્યાનમાં રાખવાના છે:—

૧ લડાઇ અગાઉના સોદાને અંગે નાણાં આપવા નહીં.

૨ લડાઇ શરૂ થયા અગાઉથી જરમનીમાં હોય એવા શખસોની જે મીલકત આ દેશમાં હોય તે આપવી નહી અને તેનો સોદો કરવો નહીં.

૩ જરમનીમાં હોય તેને હીસાબે અથવા તેની તરફથી સીક્યુરીટીની ફેરબદલી કરવી નહીં

૪ જરમનીની પ્રજા હોય તેના લાભ માટે અથવા તેના નામ ઉપર કેઇ પણ કંપનીના શેર ચઢાવવા નહીં અને તેનાં નાણાં આપવા નહીં.

૫ જરમનીમાં હોય એવા શખસનુ દેવું હોય તેની ફેરફારી કરવી નહીં.

નાણાં સંબંધી બાબતની ગોઠવણ વેપારીઆએ પોતાની મેળે કરી લેવાની છે અને તેમાં કાંઇ સુઝ ન પડે તો તેમણે પોતાના બેંકરની સલાહ લવી.

૨ અગાઉ આસ્ટ્રીયા હંગેરીનાં રાજ્યમાં હતા એવા મુલકો.

આસ્ટ્રીયા તથા જુગો સ્લાવીયા ખાતે મોકલવાની મનાઇ હોય એવી ચીજોની યાદી "ડી" લીસ્ટ નામથી આપેલી છે ને શીવાય કોઇ પણ પ્રકારનો માલ આ મુલકો ખાતે મોકલવાની બાબતમાં સ્થિતી જરમની માટે ઉપર લખી છે તેવીજ ગણી લેવી.

૩ ટર્કી અને બલ્ગેરીયા.

ઉપર જે લીસ્ટ "ડી" વીશે જણાવ્યું છે એ લીસ્ટમાં દર્શાવેલો માલ ટર્કી ખાતે મોકલવાની મનાઇ છે અને લીસ્ટ "ઇ"માં જણાવેલો માલ બલ્ગેરીયા ખાતે મોકલવાની મનાઇ છે તે શીવાયની બાબતમા નીયમો જરમની માટે છે તેવાજ છે.

૪ નોર્વે સ્વીડન ડેન્માર્ક હૉલેંડઅને સ્વીટ્ઝરલેંડ.

આ દેશોમાં માલ આયાત કરતી હોય એવી એસોસીએશનો પાસેથી સરટીફીકેટ લેવાની કે તેમની પાસે બીજી કોઇ રીતની જામીનગીરી લેવાની હવે જરૂર નથી. માલ જરમની ખાતે જતો અટકાવવા માટે એ દેશોના બીજા વેપારીઓ ઉપર તે નહીં મોકલતાં આવી એસોસીએશનો ઉપરજ મોકલવો એવી જે ગોઠવણ હતી તે પણ હવે બંધ પડી છે. તેમ છતાં એ દેશો ખાતે માલ મોકલવા માટે લાઇસન્સ લેવાં પડે છે જે માટે ઉપર જણાવેલે ઠેકાણે અરજી કરવી. અવી અરજીઓ માત્ર "એ" અને "બી" લીસ્ટમાં દર્શાવેલા માલ માટેજ કરવી પડે છે. બાકીની ચીજો માટે કાઇ જરૂર નથી.

૫ પોલેંડ, ફીન્લેંડ, ઇસ્થોનીયા, લેટલેંડ અને લીથુએન્યા.

આ દેશો સાથેના વેપાર ઉપર ઇંગ્લંડની સરકારે કાંઇ અંકુશ નાંખ્યા નથી પણ "એ" અને "બી" લીસ્ટમા દર્શાવેલો માલ મોકલવો હોય ત્યારે બીજા દેશોની માફક અહીંને માટે પણ લાઇસન્સ લેવું પડે છે.

આ ઉપરાંત બીજી કોઇ નીકાશ માટે કાઇ માહીતી જોઇતી હોય તો દરપખવાડીયે "લીસ્ટ ઑફ એક્સપોર્ટ પ્રોહીબીટેડ ગુડસ" એટલે કે નીકાશને માટેની મનાઇવાળા માલની યાદી છપાય છે તે બોર્ડ ઑફ ટ્રેડ જરનલમાં વાંચવી. માલ કયાં બન્યો છે અને તેની માલેકી ધરાવનાર કયા રાજ્યની પ્રજા છે તે વીશે કૉન્સલની સરટીફીકેટની હવે જરૂર નથી.

માલ આખરે કયે દેશ જવાનો છે અને કયા વેપારી ઉપર મોકલવામાં આવ્યો છે તે વીશેની વીગત રજુ કરવાની પણ હવે યુનાઇટેડ કીંગડમથી માલ નીકાશ કરનાર માટે જરૂર નથી. બીલ ઑફ લેડીંગ કે શીપીંગ મેનીફેસ્ટ ઉપર પણ એવી હકીકત આપવાની હવે જરૂર નથી શીવાય કે માલ જેના ઉપર જવાનો હોય તેનું નામ જણાવવાની લાઇસન્સ આપનારા ખાતાને જરૂર લાગે.

---

# વેપારી ખબરો.

દક્ષીણ હીંદનાં ચામડાંના વેપારીઓનાં મંડળ (Southern India Skin & Hides Merchants' Association) ની મેનેજીંગ કમીટીની સભા તા૦ ૮-૧૦-૧૯ ને દીને મળી તે વેળા ઠરવામાં આવેલાં કામકાજનો હેવાલ બહાર પાડતી વેળા તે મંડળ તરફથી કેટલીક ભલામણ કરવામાં આવી હતી. એ કમીટીએ એવો ઠરાવ કર્યો હતો કે યુરોપમાં કેળવાયલાં ચામડાંનો જથ્થો તથા તેના વેપારની જે સ્થીતી છે તે પ્રત્યે તથા એના ભાવ પ્રત્યે મદ્રાસ ઇલાકાના તથા મહીસોર અને નીઝામનાં રાજ્યોના ચામડાં કેળવનારાઓનું ધ્યાન ખેંચવું અને જણાવવું કે ચામડાં કેળવવાનું થોડો વખત બંધ રાખવાની અથવા ઘટાડવાની અને એની નીકાશ બંધ પાડવાની ઘણી જરૂર છે. એ ઠરાવ પ્રમાણે લખવામાં આવેલા પત્રમાં જણાવ્યું હતું કે સુલેહ થયા પછી યુરોપમાં ચામડાંનો ઉઠાવ બહુ થશે એમ ધારીને ઇંગ્લંડે એનો મોટો જથ્થો એકઠો કર્યો છે પણ નાણાં સંબંધી તથા બીજી કેટલીક મુશ્કેલીઓને લીધે એ દેશો અને ખાસ કરીને જર્મની એ માલ ખરીદ કરી શકે તેમ નથી. લડાઈ અગાઉ એ દેશો જે પ્રમાણે ખરીદી કરતા તે પ્રમાણે ફરીથી તેઓ ખરીદી કરે તે અગાઉ ઘણો વખત લાગશે હાલ તો અમેરીકા તથા ઇંગ્લંડ એ બે દેશો તરફથીજ ખરીદી થાય એમ છે અને તેમાં પણ હીંદી ચામડાંનો ઉઠાવ અમેરીકા તરફથી બહુ થતો નથી તેથી હીંદનાં ચામડાં કેળવનારાઓએ માત્ર ઇંગ્લંડ ઉપર આધાર રાખવો પડે એવી સ્થીતી છે અને ત્યાં પણ માલનો જથ્થો ઘણો એકઠો થઇ ગયો છે તે જોતા હવે હીંદમાથી ચામડાં નીકાશ કરવાનું થોડો વખત બંધ પાડવું જોઇએ એમ આ મંડળનું માનવું છે એમ કરવામાં આવશે તો ઇંગ્લંડમાં એકઠો થયેલો માલ સારે ભાવે વેચાઇ જશે. હીંદમાં ચામડાં કેળવવાનાં જે કારખાનાં હોય તે માત્ર ચાલુ રાખવા કાજે એમાં જેમ બને તેમ ઓછું કામ લઇને નભાવવું એવી હાલ જરૂર છે એમ આ મંડળનો અભિપ્રાય છે કેમકે એવી રીતે કામ લેવાથીજ કેળવાયલાં ચામડાંનો જથ્થો ઘટાડી શકાશે.

તલના પાકવીશે હીંદી સરકારનાં આંકડાં ખાતાંએ ગઇ તા. ૨૧—૧૦-૧૯ ને દીને બહાર પાડેલા બીજા વર્તારામાં જણાવ્યું છે કે બ્રીટીશ હીંદના જે ભાગોમાં આ પાક કરવામાં આવે છે તેના વીસ્તારના ૭૬ ટકા જેટલા ભાગમાંથી મળેલી ખબરોને આધારે આ વર્તારો તૈયાર કરવામાં આવ્યો છે. વાવ્ય પ્રાંતોમાં કેટલીક જમીનમાં બે જાતના પાક કરવામાં આવે છે તેનો વીસ્તાર તથા મદ્રાસ અને બંગાલમાં પાછળથી કરેલા પાકનો વીસ્તાર સાથે લેતાં હીંદમાં કુલ ૫૧૭૦ હજાર એકર જેટલા ભાગમાં તલનો પાક આ વરસે કરવામાં આવ્યો છે જે ગયા વરસ કરતાં ૩૫ ટકા જેટલો વધારે છે. મધ્યપ્રાંતો તથા વાવ્ય પ્રાંતોમાં ચાલુ ભરે વરસાદથી પાકને નુકશાન પહોંચ્યું હતું તોપણ પાકની ઉપજ એકંદરે સાધારણ થશે.

શેરડીના પાકવીશે હીંદી સરકારનાં આંકડા ખાતાંએ ચાલુ વરસ માટેનો બીજો વર્તારો ગઇ તા. ૨૧-૧૦-૧૯ને દીને બહાર પાડ્યો હતો તે ઉપરથી જણાય છે કે આવરસે શેરડીના પાકનો વીસ્તાર બ્રીટીશ હીંદમાં ૨૭૨૯ હજાર એકર છે જે ગયા વરસ કરતાં પાંચ ટકા જેટલો ઓછો છે પાકની સ્થીતી સારી છે મુખ્ય ઘટાડો મુંબઇ તથા મદ્રાસ ઇલાકામાં અને મધ્યપ્રાંતો તથા બીહારમાં છે. વાવ્ય પ્રાંતોમાં એનો વીસ્તાર વધ્યો છે. મુંબઇ ઇલાકામાં દખણ તથા કર્ણાટકમાં જુલાઇ તથા આગસ્ટમાં વરસાદની લાગલાગટ ઘણા દીવસની ગેરહાજરીથી પાકને નુકશાન થયું હતું, એકંદરે મુંબઇ ઇલાકામા શેરડીનો પાકનો વીસ્તાર ગયા વરસ કરતાં ૨૭ ટકા જેટલો ઓછો હતો પાછળથી સપ્ટેંબરમાં વરસાદ સારો પડવાથી પાકની સ્થીતીએ ભાગમાં સુધરી છે. પરદેશોમાં મુખ્ય કરીને ઇજીપ્તમાં આ વરસે રૂતુ શેરડીના પાક માટે અનુકુળ છે હવાઇઆન્યામાં પાકની સ્થીતી સારી લગે પણ એકંદરે શેરડીના પાક આ વરસે ઓછો ઉતરશે ક્યુબામાં પાકની સ્થીતી બહુજ સારી છે, પેટોરીકોમાં પણ પાક બહુ સારો થવાની આશા છે.

મેટેલીક શીલીંગથી બીલ્ડીંગનો ઓરડો શોભે છે.

# વેપારી આંકડાઓ.

## ખાંડની આયાત.

બ્રિટીશ હિંદુસ્તાનના જુદા જુદા પ્રાંતોમાં ૧૯૧૯ ના સપ્ટેંબર મહિનામાં શેરડીની ખાંડની નીચે પ્રમાણે આયાત થઈ હતી:—

| | શેરડીના પાક ૧૯૧૮ હંડ્રવેટ | ૧૯૧૯ હંડ્રવેટ. |
|---|---|---|
| બંગાળા ... ... ... ... ... | ૬,૧૮,૧૪૪ | ૨,૮૬,૬૧૩ |
| મુંબઈ ... ... ... ... ... | ૪૨,૨૫૦ | ૨,૯૫,૪૪૫ |
| સિંધ ... ... ... ... ... | ૯૯,૨૭૮ | ૮૫,૦૫૫ |
| મદ્રાસ ... ... ... ... .. | ૮૭,૮૮૧ | ૧૪,૭૦૩ |
| બર્મા ... ... ... ... ... | ૬૨,૩૧૪ | ૨૫,૯૨૨ |
| કુલ | ૯,૦૯,૮૬૭ | ૭,૦૮,૦૩૮ |

જુદા જુદા દેશોથી શેરડીની ખાંડની આયાત કેટલી થઈ હતી તે દર્શાવવા માટે એપ્રીલથી સપ્ટેંબર સુધીના ૭ માસ માટેના આંકડાં નીચે આપ્યા :—

| | હંડ્રેડવેટ. ૧૯૧૮ | ૧૯૧૯ |
|---|---|---|
| યુનાઈટેડ કીંગડમ ... ... ... ... ... | ૭ | ૧,૭૩૭ |
| સીલોન ... ... ... ... ... ... | ૬ | ૧૭૦ |
| સ્ટ્રેટ સંસ્થાનો ... ... ... ... ... | ૮,૭૫,૯૦૩ | ૨,૧૬,૪૧૦ |
| જાવા ... ... ... ... ... ... | ૨૯,૮૬,૬૫૦ | ૨૯,૧૯,૬૫૦ |
| ચીન ... ... ... ... ... ... | ૧૬,૫૯૪ | ૧,૩૦,૯૪૫ |
| જાપાન ... ... ... ... ... ... | ૫,૯૩૦ | ૧ |
| ઇજીપ્ત ... ... ... ... ... ... | ૬,૬૭૯ | ૩૧,૫૪૭ |
| મોરીશસ ... ... ... ... ... ... | ૪,૭૦,૬૯૪ | ૧,૯૮,૬૩૯ |
| યુનાઇટેડ સ્ટેટ્સ ... .. .. ... ... | ૨,૦૦૬ | ૩,૦૯૧ |
| આસ્ટ્રેલીયા ... ... ... ... ... | ૮૭ | ૧૦ |
| બીજા દેશો ... ... ... ... ... ... | ૨૯૦ | ૧૮ |
| કુલ. | ૪૩,૬૦,૮૪૬ | ૩૪,૭૯,૫૧૮ |

ધી બોમ્બે ટાઇમ્સ આર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ,

## ટેબલ ત્રીજું.

માઇસોર સ્ટેટ અને બ્રિટિશ હિંદુસ્તાનમાં સપ્ટેંબર ૧૯૧૯માં થયેલી જોઇન્ટ સ્ટૉક કંપનીઓનાં નામ ઠેકાણાં વીગેરે હકીકત નીચે પ્રમાણે છે:—

| નં૦ નામ. | અગ્રેસર અને ઠેકાણું | હેતુ. | થાપણ રૂ. ૧,૦૦૦ |
|---|---|---|---|
| ૧. પેરજન લોન ઑફીસ કું | મે ડી. જે. સી. બ્હાદુરા, પેરજન, બેંગોલ | ધીરધાર | ૫૦ |
| ૨. કલકતા ઇંડસ્ટ્રીયલ બેંક ... | ડી ઓ. સર. ડી. પી. સર્વાધીકારી ૧૧, પોલક સ્ટ્રીટ કલકત્તા | બેંકનું. | ૨૦,૦૦૦ |
| ૩. કર્નાની ઇંડસ્ટ્રીયલ બેંક .. | મે. ડી રાવબહાદુર શેઠ સુખલાલ કર્નાની ૩, સીનાગોગ સ્ટ્રીટ, કલકત્તા. | " | ૫૦,૦૦૦ |
| ૪. કોઇંબતુર બઝાર બેંક ... | મે ડી. એ. વી શ્રીકાંત આયર, કોઇંબતુર. | બેંકીંગ અને ધીરધાર | ૧૦૦ |
| ૫. ઉદય પલૈયમ મહા વિષ્ણુ બેંક .. ... .. | મે ડી. આર. વી. ઉદયપલાયમ, મદ્રાસ | " | ૧૦૦ |
| ૬. મીટુપલાયમ ટાઉન બેંક .. | મે ડી. એસ. એસ. શ્રીનીવાસ આયંગર મીટુ પલાયમ, મદ્રાસ | " | ૧૦૦ |
| ૭ સીમલા બેંકીંગ અને ઇંડસ્ટ્રીયલ કું. ... .. | શીમલા પંજાબ. | " | ૫૦૦ |
| ૮. અલ્ફા જનરલ ઇન્સ્યુરન્સ કંપની ... ... | મે એ. ઉસ્માન જમાલ એંડ સન્સ ૨૬ ડેલ્હાઉઝીસ્કવેર કલકત્તા. | વીમો. | ૫૦,૦૦૦ |
| ૯. બેંગાલ ઇન્સ્યુરન્સ એંડ રીયલ પ્રોપર્ટી કું. ... | મે. એ ઘોશ એંડ કું. ૧૨, ડેલ્હાઉસીસ્કવેર કલકત્તા. | " | ૧૦,૦૦૦ |
| ૧૦ યુનીવર્સલ ફાયર એંડ જનરલ ઇન્સ્યુરન્સ કું. .. | મે એ. એમ. કાનજી એંડ કું. મુંબઇ. | " | ૫૦,૦૦૦ |
| ૧૧. વલ્કન ઇન્સ્યુરન્સ કું. ... | એજંટસ જે. સી. સેટલવાડ એંડ કું | " | ૩૦,૦૦૦ |
| ૧૨. સેફ્ટી ઇન્સ્યુરન્સ કું. .. | એફ જેઠભ, મુંબઇ | " | ૧,૫૦૦ |
| ૧૩. બ્રીટીશ ઇંડીયા જનરલ ઇન્સ્યુરન્સ કું. ... ... | મે. ડી. એચ. એમ. મેહેતા, મુંબઇ. | " | ૧૦,૦૦૦ |
| ૧૪. હીંદુસ્તાન નેટીવ ક્રેફ્ટ એંડ મરીન ઇન્સ્યુરન્સ કું. ... | મે. એ. હરીદાસ વાલજી એંડ કું. મુંબઇ. | " | ૩૦૦ |

# અધિપતીની નોંધ.

શોર્ટહેન્ડની તાલીમ આપણા દેશમાં ઘણી સ્કુલોમાં અપાય છે પણ તે લેનારાઓમાં મોટો ભાગ અંગ્રેજી ભાષા ઉપર સારો કાબુ ધરાવનારો ન હોવાથી પોતાના કાર્યમાં જોઇતી ઝડપ વધારી શકતો નથી. ટાઉન્સવીલ ખાતે એક સોલ્જરે પાંચ મીનીટમાં ૧૧૧૫ શબ્દો ઉતારીને દર મીનીટે ૨૨૩ શબ્દો જેટલી ઝડપનો દાખલો પુરો પાડયો છે. આસ્ટ્રેલીયાનાં ન્યુ કવીન્સલેંડના સંસ્થાનમાં એ ઝડપ માટે કોઇપણ હરીફ તેની સાથે શરતમાં ઉતરવા તૈયાર થાય તો સો પાઉંડ સુધી આ સોલજરને મદદ આપવાને પણ ત્યાંનો એક ગૃહસ્થ બહાર પડયો છે. એવી હરીફાઇ દ્વારા તથા બીજા ઉપાયોથી હીંદમાં એવા અભ્યાસને ઉત્તેજન આપવું ઘટે છે કેમ કે એવી તાલીમવાળા ગૃહસ્થોની હીંદમાં ઘણી અછત છે.

---

સર રતન તાતાનાં અકાળમરણથી થયેલો શોક દર્શાવવા માટે મુંબઇના શહેરીઓની જે સભા ગઇ તા ૯-૧૨-૧૯ ને દીને મળી હતી તે વેળા પ્રમુખ તરીકેના પોતાના ભાષણમાં મુંબઇના નામદાર ગવરનર સર લોઇડ જયોર્જે એમનાં બહુ વખાણ કર્યાં હતાં. મરહુમે ગરીબ વર્ગની સ્થીતી સુધારવાનાં કામોમાં તથા દક્ષીણ આફ્રીકામાં જઇ દુખી થયેલા હીંદીઓને માટે જે મદદ કરી હતી તે માટે હીંદની પ્રજા હમેશાં આભારની લાગણી ધરાવતી રહેશે.

હીંદમાં રાજકીય સુધારા કરવા માટેનો કાયદો પાર્લામેંટની આમની સભાએ પસાર કર્યો છે તેમાં જકાતને લગતી ગોઠવણોમાં હીંદી સરકારને ઈંગ્લંડની સરકારથી સ્વતંત્ર રીતે હિંદની રાજનીતી નકી કરવાની સતા આપવામાંઆવી નથી અને પ્રાંતીક સરકારો જે પ્રમાણે પ્રજાકીય પ્રધાનના હાથમાં અમુક ખાતાંઓને લગતી સત્તા સોંપશે તે પ્રમાણે હીંદી સરકારે પણ પોતાનાં અનેક ખાતામાંથી ઓછામાં ઓછાં એક કે બે ખાતા પણ પ્રજાકીય પ્રધાનને સોંપવાં એ સુચનાનો પણ અસ્વીકાર કર્યો છે. રેલ્વેઓનો વધારેલો દર, ગાડાની તંગીને લીધે માલની લાવ લઇજા માટે થતી અતીશય ઢીલ, માલ ખોવાય તો બદલો ન માગવો એવી વેપારીઓ પાસે લખાવી લેવાતી કબુલાતો, પરદેશી વેપારને ઉત્તેજન આપે અને દેશના ઉદ્યોગોને ખીલતા અટકાવે એવી રીતે રેલ્વેના દરો રાખવાની રાજનીતી, વગેરે ફર્યાદો પ્રત્યે હવે વેપારીઓ એવા જાગ્રત થયા છે કે રેલ્વેઓને લગતું હિંદી સરકારનું ખાતું પ્રજાકીય પ્રધાનને સોંપાવવા માટે પોતાનાથી બનતો સર્વ પ્રયત્ન કર્યા વગર રહેશે નહીં. પાર્લામેંટે સુધારા માટેનો કાયદો હમણાં ઘડયો તે પછી થોડા સમયમાં વધુ સુધારા કરવાનું કામ હાથ ધરી શકે નહીં માટે તે કાજે ચળવળ કરવી છોડી દેવી એવી સલાહ હીંદી પ્રધાને આપી છે પણ હીંદી પ્રજા તે કદાચ સ્વીકારી શકશે નહીં કેમ કે જે વેપાર ઉદ્યોગ વગર પ્રજા જીવી શકે નહીં તેના માગમાં હાલની રાજય વ્યવસ્થા હરકત કર્તા માલમ પડી છે.

હીંદના જે વેપારીઓ દક્ષીણ આફ્રીકામાં જઇ વસ્યા છે તેમના હક છીનવી લેવા માટેની હીલચાલ પુરી થઇ નથી. એ હીલચાલ કરનારાઓએ પોતાની મતલબ પાર પાડવા માટેનો કાયદો પણ ત્યાંની પાર્લામેંટમાં પસાર કરાવ્યો છે. હીંદી પ્રજામાં એથી ખળભળાટ થવાથી હીંદી સરકારની સુચના સ્વીકારી ત્યાંની સરકારે હીંદથી ત્યાં જઇ વસેલી પ્રજાના હક બાબે તપાસ ચલાવવા માટે કમીશન નેમ્યું છે અને તેને મદદ કરવ

માટે હીંદી સરકારે મી. રોબર્ટસન નામના અમલદારને મોકલ્યો છે. દરમ્યાન હીંદી પ્રજા તરફથી કેસ રજુ થાય એવી ગોઠવણ કરવા ને રેવરંડ એંડરૂસ પણ ત્યાં જવા ઉપડી ગયા છે. એ પ્રકરણ પુરૂં થયું નથી તેટલામાં પુર્વ આફ્રીકામાં હીંદીઓ જઇ વસેલા તે ભાગમાં પણ તેમના હક ઝુંટવી લેવાના પ્રયત્ન શરૂ થયા છે અને રેવરંડ એંડરૂસ તરફથી મળેલા સંદેશા ઉપરથી જણાય છે કે મામલો ત્યાં પણ ઘણો ગંભીર થઇ પડયો છે. આ સર્વથી હીંદી વેપારીઓમાં ઘણો અસંતોષ ફેલાયો છે. હજી પણ ઈંગ્લંડની સરકાર વચે પડી કાંઇક સંતોષકારક ફડચો લાવશે એવી આશા છે. હીંદી સરકારે તે માટે સખત આગ્રહ કરવો પડશે.

બ્રીટીશ વેપારીઓએ યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ અમેરીકામાં ન્યુયોર્ક ખાતે પોતાની એક ચેમ્બર ઓફ કોમર્સ સ્થાપી છે. હીંદી ચેમ્બર્સ ઓફ કોમર્સ પણ એજ પ્રમાણે પરદેશોમાં પોતાની શાખા કહાડવી જોઇએ. જાપાનમાં સ્થાપાયેલી ઇંડો જાપાનીઝ એસોસીએશન જેમ હીંદ તથા જાપાન વચેનો સંબંધ ઘાડો બનાવવા માટે પ્રયત્ન કરે છે તે પ્રમાણે જો હીંદીઓ પરદેશો સાથેનો પોતાનો સંબંધ ઘાડો કરે તો હીંદની સંસારીક રાજકીય આદ્યોગીક તથા વ્યાપારી સ્થીતી વીશે પરદેશો ખાતેની પ્રજામાં જે અજ્ઞાન નજરે પડે છે તેમાં ઘણો ઘટાડો થઇ શકે અને તેનો લાભ હીંદને બહુજ થાય. આવાં મંડળોની મદદથી જાપાન પોતાનો વેપાર હીંદમાં કેટલી ઝડપથી વધારે છે તે વીશે વીગતે વીવેચન કરવાની જરૂર નથી. આ સઘળા સંજોગ ધ્યાનમાં લેતાં આપણે ઇચ્છીશું કે હીંદી વેપારી મંડળો પરદેશો ખાતે પોતાની શાખાઓ સ્થાપવા માટેનાં પગલાં જલદી ભરશે.

---

એલીઝરાઇન ડાઇઝ મેળવી આપવાની વીનંતી અમને આ ચેમ્બરના સભાસદો તથા બીજા વેપારીઓ કરે છે. વેપારીઓ પોતે જેનો માલ પસંદ કરે તેની સાથે ભાવ વગેરે શરતો નક્કી કરે એજ વેપારનું ખરૂં ધોરણ છે એમાં સરકાર તરફથી હરકત નડતી હોય તો તે માટે અરજી કરીને તે દુર કરાવવી અને વેપારીઓ દગો કરતા હોય અને તે સામે સરકાર પાસેથી રક્ષણ મળતું ન હોય તો અપાવવું એ આ ચેમ્બરે સ્વીકારેલાં કાર્યો છે. જો કોઇ પ્રકારનો માલ ન મળવાથી આ દેશના ઉદ્યોગને હરકત પડતી હોય તો તે દુર કરવા માટેના ઉપાય સુચવવા તથા તેમાં મદદ કરવી એ કાર્યને આ ચેમ્બરે પોતાનું કર્તવ્ય ગણ્યું છે પણ એ કરવાથી જો આ દેશના ઉદ્યોગને સગવડ આપી શકાય તો તે લાભ એ ઉદ્યોગમાં પડેલા સર્વને આપવાનો આ ચેમ્બરનો હેતુ છે જેથી કોઇ પણ અમુક વેપારીઓની પેઢીના અંગત લાભ માટે એ શીવાય કાંઇ વધારે કરી શકાય તેમ નથી. તેમ છતાં આ રંગની બાબદમાં વેપારીઓને પડતી અગવડ ચેમ્બરના લક્ષની બહાર નથી. એ વીશે તપાસ કરતાં એવી ખબર મળી છે કે મેશર્સ ઇવટ લેથમની કંપની પાસેથી નહીં પણ મેશર્સ લેથમ એબરક્રોમ્બીની કંપની પાસેથી એલીઝરાઇન રંગ ખરીદવા માટેનાં લાઇસન્સ મુંબાઇ સરકારના ઉદ્યોગને લગતાં ખાતા તરફથી આપવામાં આવતાં નથી. ગામડાંના લોકોને એ માલ આપવાની વાત હોય છે ત્યાં એ કંપની એ ખાતાંના વડાની સલાહ લે છે પણ મોટા વેપારીઓની બાબદમા એ પ્રમાણે વર્તવું કે નહીં તે એ કંપનીની મુનસફી ઉપર છે. જો કોઇને એ રંગ આયાત કરવો હોય તો તેણે તે માટેના લાઇસન્સ માટે કલેકટર ઓફ કસ્ટમ્સને અરજી કરવી પણ બ્રીટીશ એલીઝેરાઇન કંપની પોતાના આડત્યા શીવાય કોઇને માલ મોકલે એવી આશા નથી. કારણ એ છે કે એને માટેના ભાવ ઉપર ઇંગ્લંડની સરકારનાં બોર્ડ ઓફ ટ્રેડનો અંકુશ રહે છે. હાલમાં હીંદમાં એ માલ જેટલો

મળી શકે એવો છે તે હીંદની હાજત માટે પુરતો નથી પણ તેનો ઇલાજ નથી. યુનાઇટેડ કીંગડમની બહાર એ માલ માત્ર જરમનીમાં જ બને છે. બીજા કોઇ દેશમાં એ બનતો હોય એમ જાણવામા નથી અને જરમનીનો માલ તો કોને આપવો તે સુલેહની શરતોમાં નકી કરવામાં આવેલું હોવાથી એ માલ જરમનીથી બારોબાર મેળવી શકાય તેમ નથી આ બાબદમા બ્રીટીશ સરકાર પણ કાંઇ કરી શકે એમ નથી. છેવટનો ઇલાજ માત્ર જરમનીથી રંગ મેળવવાનો છે પણ તે બાબદમાં મીત્ર રાજ્યોની કાઉન્સીલ જેઠરાવ કરેતેને અનુસરીને બ્રીટીશ સરકારે પણ વર્તવું પડે છે એટલે હાલ તુરત તો જે જાતના રંગ મળતા હોય તેનાથી કાપડવાળાઓએ પોતાનું કામ ચલાવવું ઘટે છે.

---

"બ્રીટીશ ઇંડસ્ટ્રીયલ ફેર" નામથી જે મોટુ પ્રદશન ક્રીસ્ટલ પેલેસમા લંડન ખાતે ૧૯૨૦ ના ફેબ્રુઆરી-માર્ચ માસમાં ભરાવાનુ છે તેમા સામ્રાજ્યના લોકે પસંદ કરેલા ઉદ્યોગોવાળાઓ ભાગ લે એવી ગોઠવણ કરવામા આવી છે અને તેમા ઘણા એવા છે કે જે માટે હીંદનાં ગામડાઓમાં અવકાશ નથી. તેથી હીંદથી નીચે જણાવેલી ચીજોના નમુના માગવામા આવ્યા છેઃ—(૧) ચાંદીનો તથા ઇલેક્ટ્રોપ્લેટ કરેલો માલ, (૨) ફેન્સી માલ તથા (૩) રમકડા અને રમત ગમતો માટેનો સામાન આ પ્રદર્શનમા માત્ર વેપારીઓનેજ ભાગ લેવા દેવામાં આવશે અને જે ચીજો યુનાઇટેડ કીંગડમમાં ખપે એવી હશે અને જેને માટે ઓરડર મળ્યા પછી યોગ્ય મુદતની અંદર માલ પુરો પાડી શકાશે એવી ખાતરી રાખવાને કારણ હશે તેવો માલજ આ પ્રદર્શનમાં રજુ કરવા દેવાશે. (૧) સુરતમાં સુખડનું લાકડ કામ થાય છે તે. (૨) લાકડ કામ તથા વીવીધ ધાતુઓની ચીજો (૩) સોના રૂપાની ઝીક વગેરેનું કામ, (૪) કીડીયા ખોટાં મોતી, શળીઓ વગેરેમાંથી બનતાં તોરણો વગેરે ચીજો, (૫) રમકડાં તથા (૬) લેસ, ભરતનું તથા ચીકનનું કામ આટલી ચીજો પ્રદર્શનમાં જગા મળી શકશે અને તે માટેની અરજી ડીરેક્ટર ઓફ ઇસ્ડ્રીઝ, ન્યુ કસ્ટમ હાઉસ, મુબઇ એ શરનામે કરવી.

કાઠીયાવાડ હીંદુ અનાથાશ્રમનો છેલો દ્વી માસીક રીપોર્ટ બહાર પાડ્યો છે જે ઉપરથી જણાય છે કે ગયા ભાદરવા માસમાં એની આવક રૂ. ૧૧૫૨ ની અને આસો માસમાં રૂ. ૯૦૪ ની થઇ હતી. જે ઉપરાંત છસો રૂપ્યા અનામત મળ્યા હતા. ખર્ચમાં રસોડા ખાતે ભાદરવા માસમાં રૂ. ૫૨૨ અને આસોમાં રૂ. ૨૪૫ થયા હતા. આશ્રમનો લાભ લેનારની સંખ્યા શરૂઆતમા ૬૬ ની હતી તેમાં આઠનો વધારો અને ૩ નો ઘટાડો થવાથી છેવટે એ સંખ્યા ૭૧ ની રહી હતી. રસોડા શીવાયનો ખર્ચ ભાદરવા માસમાં રૂ. ૫૬૬ અને આસોમાં રૂ. ૭૧૪ નો હતો જે શીવાય બસો રૂપ્યા એડવાન્સ ખાતે ઉધાર થયેલા નજરે પડે છે.

---

# ચેમ્બરનો વિભાગ.

## હીંદી સરકારનાં વેપાર ઉદ્યોગ ખાતાનાં વડા સર જયોર્જ બાર્ન્સની મુલાકાત.

ઇંડીયન મરચન્ટસ ચેમ્બર એંડ બ્યુરોની કમીટીની એક સભા બુધવાર તા૦ ૨૬ મીએ હીંદી સરકારનાં વેપાર અને ઉદ્યોગ ખાતાના સભાસદ એ૦ સર જયોર્જ બાર્ન્સને મલવા માટે ભેગી મળી હતી. બ્યુરોના ચેરમેન મી૦ જહાંગીર બી. પીટીટે મીટીંગનું પ્રમુખસ્થાન લીધું હતું મી૦ પીટીટે સર જયોર્જને આવકાર આપતાં દેશના વેપાર અને ઉદ્યોગને લગતા કેટલાક અગત્યના સવાલો ઉપર વીવેચન કર્યું હતું.

સર જયોર્જ બાર્ન્સે જુદા જુદા સવાલોના જવાબ વાળ્યા હતા શરૂઆતમાં સર જયોર્જે જણાવ્યું કે હું વેપાર અને ઉદ્યોગને લગતી બાબદ ઉપર બોલું તે પહેલાં મારે એક બહુજ દલગીરી ભરી ફરજ બજાવવાની છે. આપણા બહુ માન પામેલા મીત્ર સર દીનશા વાચ્છા જેવણ તરફ હું ઘણો ચાહ ધરાવું છું તેવણ ઉપર આવી પડેલાં કુટુંબી સંકટની ખબર સાંભળીને મને મોટી દલગીરી ઉપજી છે. આપણે સઘળા તેવણ ઉપર આવી પડેલી દીલગીરીમાં અંતઃકરણથી ભાગ લઇએ છીએ.

### હીંદને જગાતનું છુટાપણું મળવાનો આવી પડેલો વખત.

તમારા ચેરમેને પોતાના ભાશણમા ઉઠાવેલા જુદા જુદા સવાલોનો જવાબ આપવાની હું કોશીશ કરીશ. શહેનશાહી પસંદગીની જગાતને લગતા સહુથી મોટા સવાલ બાબે હું પહેલાં બોલીશ. જોઇન્ટ કમીટીની ભલામણ બહાલ રહેશે એમ જો આપણે ધારી લઇશું તો આપણે ખાતરી સાથે કહી શકીશું કે ભવીશમાં હીંદને પોતાની સ્વરક્ષણની જગાત નાંખવાનો હક મળશે. જોઇન્ટ કમીટીએ એવી ભલામણ કરી છે કે જ્યારે હીંદી સરકાર અને ધારાસભાઓ એક મત થાય ત્યારે હીંદી વજીરે હીંદની જગાતની બાબદમાં વચ્ચે પડવું નહીં. એટલે કે જો હીંદી સરકાર અને હીંદી લેજીસલેચર એક મત થશે તો હીંદ વહેવારૂ રીતે જગાતના સંબંધમાં છુટે હાથે કામ લઇ શકશે. આ એક આગળ વધવા માટેનુ મહાન પગલું છે અને જગાતના છુટાંપણાની હીંદની લાંબા વખતની આકેશ પાર પાડવાનો વખત આવી પુગેલો આપણ જોઇશું. 'બોમ્બે ક્રોનીકલ' માં આ બાબે પ્રગટ થયલા અભિપ્રાયો ઉપરથી મેં જોયું છે કે તમો એ બાબે બહુ આશાવંત જણાતા નથી પણ મેં ઉપર જણાવેલો અભિપ્રાય ખરો પડશે એવી વકી આપણે રાખીશું. જોઇન્ટ કમીટીનો રીપોટ આપણને તાર મારફતે મલ્યો હતો તે આગમજ હીંદી વજીર અને હીંદી સરકાર બંને એવાં સેવટ ઉપર આવ્યા હતા કે કંઇ પણ ઠરાવ ઉપર આવવા આગમજ શહેનશાહી પસંદગીની જગાતના સવાલમાં સમાયલા સામાનય નીયમો ઉપર કોઇપણ પ્રકારે હીંદી પ્રજાના અભીપ્રાય લેવા જોઇએ. વેપારી વર્ગો સાથે અલબત મસલત ચલાવવામા આવશે તેમજ હાલની વડી ધારા સભાની એક કમીટી નેમી એ સવાલ બાબે રીપોર્ટ માંગવામાં આવશે. આવી એક કમીટી નેમવા માટે ફીનેનસ મેમબર અથવા મારા તરફથી આવતી બેઠક દરમીયાન દરખાસ્ત લાવવામાં આવશે. મારી ખાતરી છે કે તમો સઘળા આ પગલાં તરફ પસંદથી બતાવશો કારણ કે એવી એક કમીટીથી જગાતને લગતી રાજનીતી વીશેના સામસામા અભીપ્રાયો મજબુત રીતે રજુ થશે અને સઘળાને પસંદ પડે તેવો તોડ લાવી શકાશે.'

### ચામડાં ઉપરની નીકાશ જગાત હીંદમાં ચામડાના ઉદ્યોગની મોટી ખીલવણી થવાની વકી.

આ સવાલ હું બંધ કરૂં તે પહેલાં ચામડાં ઉપર થોડુંક ઉપર નાંખવામાં આવેલી નીકાશ જગાત બાબે હું થોડા શબ્દો બોલીશ આ જગાત શહેનશાહી જગાતની કોઇ સામાન્ય યોજનાના એક ભાગ તરીકે નાખવામાં આવી નથી એમ તમો સઘળા જાણો છો, પણ હીંદના લાભ માટે એ જગાતની જરૂર હોવાથી તે નાંખવામાં આવી છે. આ દેશમાના ચામડાં કેળવીને સંપુર્ણ લેધરમાં ફેરવવામાં આવે અથવા હીંદમાંજ ચામડાની ચીજો બનાવવાને સગવડ મળે એવી નેમથી એ જગાત નાંખવામા આવી છે. કે જેથી હીંદમાના કાચાં ચામડાં પરદેશોમાં ઘસડાઇ જવા પામે નહી. લડાઇની શરૂઆતમા આપણને જોઇતી ચામડાંની બનાવટો આપણે મેળવી શકયા હતા નહી કારણ કે મોટે ભાગે તે પણ જરમનીમાંથી મેળવતા હતા. એવો મામલો ફરી ઉભો થવા પામે નહી તેટલા માટે શહેનશાહતમાં લેધર ઉત્પન્ન કરનારી ટેનરીઓ તૈયાર હોવી જોઇએ અને હાલની જગાતથી હીંદમાં એ ઉદ્યોગની ખીલવણી થવા પામશે એમ કહેવાની જરૂર નથી. મજકુર નીકાશ જગાત પરદેશથી આવતી ચાંમડાની બનાવટો ઉપર નાંખવામાં આવી છે જ્યારે શહેનશાહતના બીજા ભાગોમાંથી બનતી ચામડાની બનાવટોના સંબંધમાં જગાત ઉપર રીબેટ આપવાની ગોઠવણ કરવામાં આવી છે, તમારા ચેરમેને સુચના કરી છે કે દક્ષીણ આંફ્રીકાની યુનીયન સરકારે હીંદીવાનો સામે લીધેલા છેલ્લાં પગલા તરફ જોતાં એ મુલકમાંથી મોકલેલા ચામડા ઉપરની જગાતમાથી રીબેટ નહી આપવાનો ઠરાવ કરવો જોઇતો હતો. પણ આ સુચના એ મુલકના વેપારને લગતા આંકડાઓ ધ્યાનમાં લીધા વગર કરવામાં આવેલી હું ધારૂં છું. દક્ષીણ આફ્રીકામાં ટેનરીઓ જેવું કાંઇ નથી અને ત્યાં ચામડાં હીંદુસ્તાનથી મોકલવામાં આવતાંજ નથી. જેથી યુનીયન સરકારને રીબેટના લાભમાંથી બાકાત કરવાનું આપણું પગલું બીન અસરકારક થઇ પડતે, એ પગલું કોઇના મસ્તક સામે કારત્રીજ વગરની ખાલી બંદુક ટાંકવા જેવું થઇ પડતે.

### રંગ માટે હવે આપણને જર્મની ઉપર આધાર રાખવાનો નથી.

પરદેશી રંગોની નીકાશને લગતો સવાલ તમારા ચેરમેને રજુ કર્યો છે અને આ સવાલ ઉપર કંઇ બોલવાની મને તક મળવા માટે હું ખચીત ખુશી થયોછું આ સ્થળનાં સંબંધમા હીંદુસ્તાનના લાભો ધ્યાનમાં લઇને કામ લેવાની આપણી ફરજ છે અને હીંદમા રંગનો ઉપયોગ ખીલવવામાં સરકારે મદદગાર થઇ પડવું જોઇએ. હીંદી રંગનારાઓને રંગ સહેલાઇથી અને ઉંચા પ્રકારનો મેળવો જોઇએ. આ નેમથી હીંદના દરેક બંદરના કસ્ટમ કલેકટરોને હુકમ કરવામાં આવ્યો છે કે જે કેસમાં યુનાઈટેડ કીંગડમમાંથી ચોકસ પ્રકારનો રંગ મળી શકતો નહી હોય તો તે બીજે ઠેકાણેથી મેળવવા માટે છુટથી લાઇસેનથી આપવાં. તમો જણાવો છો કે હાલનું ધોરણ સંતોષ કારક નીવડયું નથી અને હીંદી રંગ મેળવનારાઓને નુકશાન થવાના દાખલાઓ રજુ કરી શકો તેમ છો. હું ધારૂં છું કે આ મુશકેલીનો ફડચો સઉથી સરસ રીતે કરવા માટે તમારામાના બે ત્રણ થઇ રહો જેઓ રંગના સંબધમાં એક્ષપરટો હોય તેઓએ મારી અને મી૦ એકલસ સાથે એક ટેબલ ઉપર બેસીને મસલત ચલાવવી આપણી પહેલી અને મુખ્ય નેમ હીંદી લાભો જાળવવાની છે. તમોએવળી સવાલ પુછયો છે કે ગ્રેટબ્રીટનના કોઇપણ સંસ્થાને એ લાઇન ઉપર કામ લીધું છે કે ગ્રેટબ્રીટન તેમજ ઓસ્ટ્રીલીયાએ પણ એજ લાઇન ઉપર કામ લીધું છે. લડાઇ આગમજ રંગના સંબંધમાં જરમન મોનોપોલી ઉપર

આપણો આધાર હતો અને જરમન માલ બંધ થઇ જતાં હીંદ રંગ વગરનું થઇ પડયુ હતું તેવો મામલો ફરી ઉભો થવો જોઇએ નહી.

### જગાતની આંકણી

જગાતની આંકણી કરવાની હાલની ગોઠવણમાં ફેરફાર કરવાનો સવાલ તમારા ચેરમેને રજુ કર્યો છે હાલની ગોઠવણ એ છે કે એપ્રેઝરો આગમજથી આંકણી નકી કરવા માટે તપાસ ચલાવે છે. જુદા જુદા વેપારી માલ આયાત કરનારા વેપારીઓ જેઓમાં અલબત તમારી ચેમ્બરના સભાસદો પણ છે તેઓ સાથે એઓ મસલત કરે છે. આ તપાસ પછી સુચવવામાં આવેલ દરોની નકલ તમારી ચેમ્બરને મોકલવામા આવે છે અને પાછળથી વેપારી બાતમી ખાતાના ડીરેકટર જનરલ એક કોન ફરનસ બોલાવે છે જેમા તમારી ચેમ્બરના સભાસદો તેમજ ચેમ્બર ઓફ કોમરસના સભાસદોના પ્રતીનીધીઓને આમંત્રણ કર વામા આવે છે અને લાગે છે કે આકણી કરવા માટેની આ રૂઢી સઘળી પ્રજાને સંતોષકારક જણાવી જોઇએ પણ તેને બદલે તમારી ચેમ્બરે બીજા બે મારગો સુચવયા છે. મુંબઇ સરકારે પણ ઉપલી રૂઢી તરફ પસંદગી બતાવી છે અને મારો અભીપ્રાય તેમજ મારી આગળજના મેમ્બર સર થોમસ હોલેન્ડ પણ એજ અભીપ્રાય ધરાવે છે.

### હીંદમાં ટપાલ માટે વીમાની સરવીસ અખતરા તરીકે મુંબઇથી કરાંચી સુધી ઉડનારા ટપાલી વીમાનો.

વીમાનો મારફતે ટપાલ સરવીસ સ્થાપવાનો સવાલ ઉભો થયો છે. મારા ખાતા તરફથી આ સવાલના સંબધમા એક સામાન્ય રાજનીતી નક્કી કરવા બાબે વેપારી ચેમ્બરો જોગ બહાર પાડેલો પત્ર તમોએ જોયો હશે. હીંદમા વીમાની સરવીસની ખીલવણી કરવાનો સૌથી સરસ માર્ગ હવાઇ વીમાનો મારફતે ટપાલ લઇ જવા માટે એક કંપનીને ચોક્કસ વરસોની મુદત માટે કનટ્રાકટ આપવામાં સમાયલો છે એમ અમારો મત છે. આ કનટ્રાકટની એક સરત એવી હોવી જોઇએ કે કંપની કોઇ પણ વીમાનો બનાવનાર એક કારખાનાવાળાઓના આંકોશ હેઠળ રહેવી જોઇએ નહી. વીમાનો બનાવવામાં દીવસે દીવસે મોટા સુધારાઓ થતા હોવાથી આપણી સરવીસ માટે એકજ પ્રકારના મશીનો લાવવામાં આવે તેવી કોઇ કંપની સામે આપણે બંધાઇ જવું જોઇતું નથી. પણ મારે કહેવુ જોઇએ હીંદી સરકારે હજી એ બાબે ચોક્કસ રાજનીતી નક્કી કરી નથી કારણ કે વીમાનો મારફતે ટપાલ સરવીસ લાવ લઇજા કરવાનું ઇચ્છવાજોગ છે છતા વહેવારૂ રીતે તે બનવા જોગ છે તે નહી તે બાબે હજુ આપણે નક્કી કર્યું નથી. હીંદમા હવાઇ વીમાનોને લગતા કાનુનો થોડાંકમા અમો બહાર પાડીશું જે પછી ખાનગી વીમાનીઓને છુટક ઉડવા દેવાની પરવાનગી આપવામા આવશે.

તમો જાણીને ખુશી થશો કે એક કંપનીને મોનોપોલી આપવા પડેલા અનુભવ મેળવવા માટે હીંદી સરકારે મુંબઇ અને કરાચી વચ્ચે અખતરા રૂપે એક વીમાની મેલ સરવીસ સ્થાપવાનો વીચાર રાખ્યો છે. આ સરવીસ બાદશાહી વીમાનો મારફતે ચલાવવામા આવશે અને મારે જણાવવુ જોઇએ કે આ સરવીસ નમારા નામદાર ગવરનર સર જ્યોર્જ લોઇડને આભારી છે. આ અખતરા ઉપરથી અમો જાણી શકીશું કે તમો વેપારી ગ્રહસ્થો અને ખાનગી ગ્રહસ્થો કેટલા પ્રમાણમા વીમાની સરવીસનો ટપાલ માટે ઉપયોગ કરી શકો છો અને લોકો તે માટે જરૂરી ટપાલનો ખર્ચ કરવાને કેટલા પ્રમાણમા તૈયાર થશે.

## મુંબઈમાં ઉભી થયલી કંપની પાછળ કંપનીઓ-સર જ્યોર્જ બાર્ન્સે બતાવેલી ચીંતા.

રેલવે ફ્રેટ, વેગનોની અછત અને ચલણને લગતા સવાલો બાબે સર જ્યોર્જે કેટલુંક વીવેચન કરવા પછી જણાવ્યું કે એક બીજા અગત્યના સવાલ ઉપર હું થોડા શબ્દો બોલવા માંગું છું. તમો મુંબઈ શહેરના વેપાર અને ઉદ્યોગને લગતા સાહસમાં તમે વેપારી કામના સ્વીકારાયલા આગેવાનો છો અને તમારી ચેમ્બર જેવા એક વગવાળા અને બળવાન મંડળ સનમૂખ એક ચીજ બાબે ઇસારો કરવાની મને એક ઉમદા તક મળી છે. આ શહેરમાં તેમજ કલકત્તા શહેરમાં પરપોટા મીસાલ કંપનીઓ પુટી નીકળેલી છે અને હજી નીકળતી જાય છે અને તેના પરીણામમાં શહેરમાં સટાનો જે પવન ફુંકાઈ રહ્યો છે તે તરફ હું બહુજ ચીંતાની નજરે જોઉં છું. હીંદના ઉદ્યોગની ખીલવણી માટે હું તમારા જેટલોજ આતુર છું. પણ ઉદ્યોગોની ખીલવણીનો પાયો મઝમ અને મજબુત રચાયલો હોવો જોઇએ અને જો શરૂઆતમાજ ઉદ્યોગોનો પાક નીષ્ફળ નીવડે અને કાપણી વખતે કાંઈ રહે નહી તો ઉદ્યોગોની ખીલવણીને એક મોટો ફટકો પડયા વગર રહે નહી હું તમને તમારા સઘળા લાગવગનો રૂડો ઉપયોગ કરવાને અપીલ કરૂં છું અને આ દેશમાં એકદમ મોટા પાયા ઉપર યાહોમ ઝીપલાવવાને બદલે નાના પાયા ઉપર સાવચેતીથી આગળ વધવાની જરૂર દરશાવવાના સબંધમાં તમારાં લાગવગનો તમો ઉપયોગ કરશો એવી મને સંપુરણ ખાત્રી છે.

બાદ ચેરમેન મી૰ જહાંગીર પીટીટે સર જ્યોર્જે ચેમ્બરને આપેલી મુલાકાત માટે તેમનો ઉપકાર માન્યો હતો અને સભા વીસર્જન થઇ હતી.

## કમીટીની સભાઓ.

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરોની કમીટીની એક સભા મંગળવાર તા૰ ૨૫ મી નવેમ્બર ૧૯૧૯ ને દીને (સ્ટા. ટા) ૨ કલાકે ભરવામા આવી હતી જે વખતે નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતાઃ—

(૧) શેઠ જહાંગીરજી બમનજી પીટીટ (પ્રમુખ)
(૨) ,, સોરાબજી એદલજી વૅાડન
(૩) ઓ. શેઠ પુરૂશોતમદાસ ઠાકોરદાસ
(૪) ,, સર ફાજલભાઇ કરીમભાઇ
(૫) ,, ચુનીલાલ વી. મહેતા
(૬) શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસી
(૭) ,, સુરજમલ લલ્લુભાઇ
(૮) ,, લક્ષ્મીદાસ રવજી તેરસી
(૯) ,, ગુલાબચંદ દેવચંદ ઝવેરી
(૧૦) શેઠ દેવીદાસ માધવજી ઠાકરસી
(૧૧) ,, ફીરોઝ જે. બીલીમોરીઆ
(૧૨) ,, જેઠમલ નારણદાસ
(૧૩) ,, ગીરજાશંકર બી. ત્રીવેદી
(૧૪) ,, મનસુખલાલ આતમારામ માસ્તર
(૧૫) ,, રેવાશંકર જગજીવન
(૧૬) ,, મથુરાદાસ કાનજી મટાણી
(૧૭) ,, બી. એફ. માદન
(૧૮) ,, એન. એમ. મઝમુદાર

૧ તા. ૧૧ મી નવેમ્બર ૧૯૧૯ રોજ ભરાયેલી કમીટીની સભાની મીનીટો જે સભાસદોમાં ફેરવવામાં આવી હતી તે પસાર કરવામાં આવી હતી.

૨. મુંબાઇ સરકાર તરફથી એક પત્ર આવ્યો હતો તે સાથે ના. હીંદી સરકારે બરમા સરકાર ઉપર જે પત્ર લખ્યો હતો તેની એક નકલ મોકલી હતી. એ પત્રમાં ના. હીંદી સરકારે

બરમા સરકારને જાહેર કર્યું હતું કે તેમના ( હીંદી સરકાર ) તરફથી જે બે પત્ર નં. ૯૮૨ એફ; અને નં. ૯૮૩ એફ મોકલેલા તે રદ ગણવા. ( એ બે પત્રો સ્ટેટ બેંક સ્થાપવાના સંબંધમાં તથા હીંદમાં સોનાના સીક્કા માટેની ટંકશાળ સ્થાપવાના સંબંધમાં હતા. ) આ પત્રની નોંધ લેવામાં આવી હતી.

૩. ડાયરેક્ટર ઓફ ઈન્ડસ્ટ્રીઝ તરફથી મેસોપોટેમીઆ અને પરશીઅન ગલ્ફમાં બ્રીટીશ વેપારના વીસ્તારનો કેટલો સંભવ છે તે સઘળી માહિતી આપનાર એક રીપોર્ટની બે નકલો આવી હતી. તે સંબંધમા એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે એક નકલ કમીટીના સભાસદોમા ફેરવવી અને જો તેવી નકલની કોઇને જરૂર હોય તો જેટલી નકલોની કમીટીના સભાસદો તરફથી માગણી થાય તેટલી નકલો મંગાવવાને સારૂ ડાયરેક્ટર ઓફ ઇન્ડસ્ટ્રીઝને લખી જણાવવું.

૪. હીંદુસ્તાનમાં તેમજ હીંદુસ્તાન અને "યુનાઇટેડ કીંગડમ" વચ્ચે તારની આવજામાં વીલંબ થવાથી બેંગાલ ચેમ્બર ઓફ કોમર્સે ના. હીંદી સરકારપર પત્ર લખેલો તેના જવાબમાં ના. સરકારે તે સંબંધી ખુલાસાનો પત્ર એ ચેમ્બરપર મોકલેલો તેની એક નકલ આ ચેમ્બર પર મોકલી આપી હતી. આ પત્રની નોંધ લેવામાં આવી હતી.

૫. ના. હીંદી સરકારના રેલ્વે ખાતા તરફથી એવી મતલબનો પત્ર આવ્યો હતો કે હાલમા રેલ્વે ચાલુ રાખવાનો ખર્ચ, મજુરીની મોંઘવારી વિગેરે અનેક કારણોને લીધે રેલ્વે સત્તાવાળા કેટલાક માલનું નુર વધારવાનો વીચાર કરે છે. ખાસ કરીને તેઓનો વીચાર કોલસા ઉપર હાલ જે નુર છે તે નુર વધારવાનો છે. આ પત્ર કમીટી આગળ રજુ થતાં એવો ઠરાવ થયો હતો કે રેલ્વે સત્તાવળાઓના આ વીચાર સામે વીરૂદ્ધ મત દર્શાવનારો એક પત્ર તેઓને લખવો.

૬. બેંગાલ ચેમ્બર ઓફ કોમર્સે પોસ્ટ અને ટેલીગ્રાફ ખાતાના ડાયરેક્ટર જનરલ પર એવી મતલબનો પત્ર લખ્યો હતો કે હાલના હુંડીના ચઢતા ભાવ જોતા દેશાવર જતા તારના દરમા ઘટાડો કરવો જોઇએ. આ પત્રની એક નકલ મોકલી તેઓની આ ભલામણને અનુમોદન આપવાની આ ચેમ્બરને વીનંતી કરી હતી. આ પત્ર કમીટી આગળ રજુ થતાં ઠરાવ થયો હતો કે તેમની ભલામણને ટેકો આપવો.

૭. મેસર્સ એલેમ્બીક કેમીકલ વર્કસ કંપનીએ તેઓના વડોદરાના કારખાનામાંથી "સ્પીરીટસ" ની નીકાસ કરવામાં જે મુશકેલીઓ વેઠવી પડતી હતી તે ઉપર આ ચેમ્બરનું ધ્યાન ખેંચીને ના. સરકારને અરજ કરવા વીનંતી કરેલી તે મુજબ આ ચેમ્બરે ના. સરકારને અરજ કરેલી તેના જવાબમા ના. સરકારના વેપાર અને ઉદ્યોગ ખાતાના ડીરેક્ટર તરફથી પત્ર આવ્યો હતો કે હવે પછી સદરહુ કંપનીને જેટલો "સ્પીરીટસ" પરદેશ નીકાસ કરવો હો તેટલો સ્પીરીટ મુંબાઇ આવતા તેપર જકાત લેવામાં આવશે નહી. આ પત્રની નોધ લેવામા આવી હતી.

૮. કલેકટર ઓફ કસ્ટમ્સ તરફથી એક પત્ર આવ્યો હતો અને તે સાથે તા ૭ નવેમ્બર ૧૯૧૯ ને રોજ કલકત્તામાં "એપ્રેઝર"ની કોનફરન્સે જે "ટેરીફ વેલ્યુઅશન"નો ચલાઉ ખરડો તૈયાર કર્યો હતો તેની એક નકલ મોકલી હતી. આ પત્રની નોધ લવામા આવી હતી.

૯. આંકડા ખાતાના ડીરેક્ટર તરફથી "ઇસેનશીઅલ ઓઇલ" ની જેટલી જાતો તે ખાતા તરફથી પ્રગટ થતા આંકડાના પુસ્તકમાં ઉમેરવામા આવી હતી તે સઘળી જાતો દર્શાવનારો એક પત્ર આવ્યો હતો. આ પત્રની નોંધ લેવામાં આવી હતી.

૫. આંકડા ખાતાના ડીરેકટર તરફથી એક પત્ર આવ્યો હતો અને તે સાથે હીંદુસ્થાનમાં "જોઇન્ટ સ્ટોક કંપની"ની વર્ગી વર્ગી દર્શાવનારો એક કોઠો રજુ કર્યો હતો. આ બાબતમાં કમીટીનો અભીપ્રાય માગેલો હોવાથી એવો ઠરાવ થયો હતો કે તે સંબંધમાં પુરતો વીચાર કરવાને સારૂ એક સબ કમીટી નીમવી. અને નીચે જણાવેલા ગૃહસ્થોને સભાસદ તરીકે નીમવામાં આવ્યા હતાઃ—

શેઠ જહાંગીર બમનજી પીટીટ. — શેઠ સોરાબજી એદલજી વોરડન

,, એન. એમ. મઝુમદાર — ઓ. શેઠ પુરૂશોતમદાસ ઠાકોરદાસ.

૬. ના. હીંદી સરકાર તથા મુબાઇ સરકાર તરફથી પત્રો આવ્યા હતા જેમાં જણાવવામા આવ્યુ હતું કે "ટેરીફ વેલ્યુએશન"ના સંબંધમાં હાલ જે આ ચેમ્બરના એક અગર બે પ્રતીનીધીઓ મુંબાઇ ચેમ્બરમાં મોકલવાની પદ્ધતી છે ને વ્યાજબી છે અને આ ચેમ્બરની જે પ્રથમ ભલામણ હતી કે પ્રતીનીધીઓ વધારે મોકલવાનો હક મળવો જોઇએ નહીંતો ડીરેકટર જનરલ ઓફ કોમર્શીયલ ઇન્ટેલીજન્સ આ ચેમ્બરની જુદી મુલાકાત લે એ અમલમાં મુકી શકાય તેમ નથી. આ પત્રોની નોંધ લેવામાં આવી હતી.

૭. એસોસીએટેડ ઇન્ડીઅન ચેમ્બર ઓફ કોમર્સના સેક્રેટરી તરફથી ભલામણનો પત્ર આવ્યો હતો કે આવતી ઇન્ડસ્ટ્રીઅલ કોનફરન્સ અને ઇન્ડીઅન ચેમ્બર્સ ઓફ કોમર્સની કોમર્શીયલ કોન્ગ્રેસ એકત્ર કરવી. પત્ર કમીટી આગળ રજુ થતાં ઠરાવ થયો હતો કે એ સુચના અમલમાં મુકવાને કાંઇ હરકત નથી.

૮. ઓસ્ટ્રેલીઆને મળનારી ઇન્ડેમ્નીટીના સંબંધમા (વધુ વીગત સારૂ જુવો. કમીટી મીટીંગની મીનીટ બુધવાર તા. ૮-૧૦-૧૯૧૯ બાબત ૧૪ મી) હીંદી સરકાર તરફથી પત્ર આવ્યો હતો અને તેમાં વધુ વીગત સારૂ "ટ્રીટી ઓફ પીસ વીથ જરમની" એ નામની ચોપડીના આઠમા પ્રકરણ તરફ કમીટીનું લક્ષ ખેંચ્યું હતું. કમીટી આગળ પત્ર રજુ કરતાં ઠરાવ થયો હતો કે હાલ તુરત તે સંબંધમાં હીલચાલ મુલતવી રાખવી.

૯ વર્ધમાન બ્રધર્સ તરફથી પત્ર આવ્યો હતો કે પંજાબ અને મધ્ય હીંદુસ્થાનના મુલકોમાંથી ખોરાક ખરીદવાને વેપારીઓને ઘણીજ મુશ્કેલી પડે છે આ સંબંધમાં કમીટીએ યોગ્ય પગલાં લેવાની વીનંતી કરી હતી. પત્ર કમીટી આગળ રજુ કરતાં ઠરાવ થયો હતો કે ખોરાક એક મુલકમાંથી બીજા મુલકમા લાવલઇજા કરવાને સારૂ હાલ જે અંકુશ છે તે ખસેડી નાખવાની ના. સરકારને વીનંતી કરવી.

૧૦. ના. મુબાઇ સરકાર તરફથી એક પત્ર આવ્યો હતો અને તેમાં સીવીલ પ્રોસીજર કોડની કલમ ૫૫ પેટા કલમ ૪ રદ કરવાના સંબંધમાં ચેમ્બરનો અભીપ્રાય માગેલો હતો. કલમ નાદારીના કાયદાને લગતી હતી, અને સાધારણ રીતે તે રદ થવાથી નાદારી કાયદો અંકુશીત થતો હતો તેથી ના. સરકારની એ ભલામણને ટેકો આપવાનો ઠરાવ થયો હતો.

૧૧. ચેમ્બરના સેક્રેટરી તરફથી રાજીનામુ દર્શાવનારો એક પત્ર આવ્યો હતો. આ પત્ર કમીટી આગળ રજુ થતા સર્વાનુમતે એવો ઠરાવ થયો હતો કે તેમની મુલ્યવાન નોકરી જોતા ચેમ્બર રાજીનામું સ્વીકારી શકે તેમ નથી, પણ એમના પગારમા માસીક રૂ ૨૦૦ નો વધારો કરી આપવો અને તેઓએ આ ચેમ્બરમા ત્રણ વર્ષ સુધી જોડાયલા રહેવું. પણ જો તે દરમીયાન ના. સરકાર તરફથી એમને કોઇ પણ નિમણુક મળે અને તેઓને એ માગણી સ્વીકારવાની ઇચ્છા હોય તો એમને છુટા કરવા.

---

૧૨. મેસર્સ કાવસજી દીનશા બ્રધર્સ તરફથી પત્ર આવ્યો હતો કે જી. આઇ. પી. કંપની "વેગન" પુરાં પાડવામાં ઢીલ કરે છે તેથી તેઓને ઘણીજ હાડમારી વેઠવી પડે છે. આ પત્રનાં સંબંધમાં ઠરાવ થયો હતો કે રેલ્વે બોર્ડને લખી જણાવવું.

૧૩. મેસર્સ કાવશજી દીનશા બ્રધર્સ તરફથી જે "રીસ્ક નોટ" ના સંબંધમાં પત્ર આવ્યો હતો (વધુ વીગત સારૂ જુવો કમીટીની મીટીંગની મીનીટ મંગળવાર તા. ૧૧ મી નવેમ્બર બાબત ૧૪ મી) તેજ સંબંધમાં બીજો પત્ર આવ્યો હતો કે જી. આઇ. પી. રેલ્વે નુકશાનીના સંબંધમા કાંઇ પણ બદલો આપતી નથી આ સંબંધમાં તેઓએ દાદ માગી હતી. કમીટી આગળ પત્ર રજુ કરતાં કંપનીને લખી ખુલાસો મંગાવવાનો ઠરાવ થયો હતો.

૧૪. ઇજીપ્તની સરકારના સ્ટોર્સ ખાતા તરફથી જુદા જુદા માલ માટે ટેન્ડરો માગવામાં આવેલાં છે, અને તેને લગતી તમામ માહીતી તથા સરતો બતાવનારૂં એક પુસ્તક આ ચેમ્બરપર મોકલવામાં આવ્યું હતું. આ બાબતમાં એવો ઠરાવ થયો હતો કે એક સરક્યુલર સભાસદોમાં ફેરવવો.

૧૫. શેઠ એ. એચ. નાઝર અને શેઠ સુરજમલ લલ્લુભાઇ તરફથી રૂબલ નોટ ઓરડીનાન્સ તરફ કમીટીનું લક્ષ ખેંચવામા આવ્યું હતું તથા તે સામે ના. સરકારને પ્રોટેસ્ટ મોકલવાની વીનંતી કરવામાં આવી હતી. કમીટી આગળ આ પત્ર રજુ થતાં ના. સરકારને તારથી મોકલવાનો "પ્રોટેસ્ટ" ઠરાવ થયો હતો અને તે પ્રમાણે એક તાર ના. હીંદી સરકારપર મોકલવામાં આવ્યો હતો.

૧૬. ઓ. સર જ્યોર્જ બાર્ન્સ તરફથી પત્ર આવ્યો હતો કે "રેલ્વે વેગન" ના સંબંધમાં કમીટી તરફથી જે પત્ર તેઓને લખવામાં આવ્યો હતો તે પત્ર રેલ્વે બોર્ડ ઉપર તેઓએ રવાના કર્યો છે અને આશા છે કે બોર્ડ એ સંબંધમાં યોગ્ય પગલાં લેશે.

---

## ચેમ્બરનો પત્રવ્યવહાર.

૧

નં ટી ૩૫૪ તા. ૧૧-૧૨-૧૯

નામદાર હીંદી સરકારના વેપાર ઉદ્યોગ ખાતાના સેક્રેટરી જોગ.

દીલ્હી,

સાહેબ,

ગઇ કાલે આપને નીચે મુજબ તાર મોકલ્યો છેઃ—

રશીઅન રૂબલ નોટ સંબંધી ૧૯૧૯નો સાતમા નંબરનો ઓરડીનાન્સ કહાડવામાં આવ્યો છે તેથી ઇંડીઅન મર્ચંટસ ચેમ્બરની કમીટીને ઘણી ચીંતા ઉત્પન્ન થઇ છે કારણકે જે વેપારીઓએ એ રૂબલ નોટમાં નાણાં રોકયા છે તેમાંથી મોટા ભાગને એથી નુકશાન થશે. એ નોટનુ કામકાજ ઘણા લાંબા સમયથી પ્રમાણીક વેપારની રીતે કરવામાં આવે છે તેથી અને ઇંગ્લંડના મીત્ર રાજ્યોમાં રશીયા હોવાથી એ વેપાર માટે કાંઇ બીતી ન હતી. રશીયામાં રાજ્યક્રાંતી થયા પછી પણ સરકારે એ વેપાર બાબદ કાંઇ ચેતવણી આપી ન હતી જો કે એમાં મોટી રકમના સોદા થતા હતા તે વાત ઘણું કરીને સરકારની જાણ બહાર ન હતી. હાલમાં સરકારે આ ઓરડીનાન્સ કહાડયો તેથી વેપારી વર્ગમાં ઘણો ગભરાટ ફેલાયો છે અને તેનું ખાસ કારણ એ છે કે એ નોટ પ્રમાણીકપણે મેળવેલી હોય તો પણ તેને પોતાની પાસે રાખવાનું ફોજદારી ગુન્હારૂપ ઠરાવવામા આવ્યું છે. એમ જાહેર કરવામાં શો હેતુ હશે તે વીશે કમીટી તદન અજાણી છે અને તેથી વીનંતી કરે છે કે એ બાબદમાં વેપારીઓની ચીંતા મટાડવા માટે એ જાહેરનામાનો હેતુ પ્રગટ કરવો. એમ થાય તે અગાઉ એમની મજબુત ભલામણ છે કે માત્ર રૂબલ નોટના સોદા કરવાનુંજ ગુન્હા ભરેલું ઠરાવવું અને એ નોટ પોતાની પાસે રાખવાનું ગુન્હા ભરેલું ન ગણવું તથા જેમની પાસે એવી નોટો હોય તેઓ તે નોટો સરકારને સ્વાધીન કરવાને બદલે તે વીશેની

માહીતી સરકારને આપે એવી ફરજ પાડવી તથા ચોથી કલમની બીજી પેટા કલમમાં લાઈસન્સ આપવાની જે શરતો વીશે ઇશારો કર્યો છે તે શરતો જાહેર કરવી આ ઉપરાંત મીત્ર રાજ્યો તથા અલગ રાજ્યોમાંથી જ્યાં આ રૂબલ નોટોની આયાત માટે મનાઈ હોય તેવા દેશોનાં નામ કમીટી જાણવા માગે છે કેમકે કયા દેશો ખાતે એ નોટો મોકલી શકાય એમ છે તેની ખબર મેળવવાની વેપારીઓને જરૂર છે.

લી. આજ્ઞાંકીત
જે. કે. મેહેતા.
સેક્રેટરી.

---

નામદાર સરકારે આ વીશે હમણાં એક પ્રેસ નોટ બહાર પાડી જણાવ્યું છે કે રૂબલ નોટ વીશે સરકારે બહાર પાડેલા ઓરડીનાન્સના સંબંધમાં યાદ રાખવાનું છે કે આ બધી હેરાનગતીનું મુળ રશીયાની હાલની સરકાર જે રીતે નાણાં અલાહેદાં રાખ્યા વગર નોટો કહાડે છે તે છે. તારકંદમાંથીજ દરરોજ લગભગ ચાળીસ લાખ રૂબલની નોટો બહાર પડે છે. એ ન વાપરવી એવી હીલચાલ અત્યાર સુધીમાં અફઘાનીસ્તાનમાં શરૂ થઇ ચુકી છે અને હીંદી સરકારે એ રૂબલ નોટો માટે ઓરડીનાન્સ બહાર પાડવાનું જે સખત પગલું લીધું છે તેની એવી અસર થવાની આશા રાખવામાં આવે છે કે આ નોટથી થનાર નુકશાનમાંથી હીંદી વેપારીઓ બચે. એ નુકશાનનો ભય દરરોજ વધતો જાય છે. અગાઉ જે વેળા એવી નોટોને પેટે નાણાંનો અવેજ રાખવામાં આવતો હતો તે વખતથી રૂબલ નોટોનો વેપાર ચાલે છે પણ હવે એ નોટો માત્ર રદ્દી કાગળના મુલની થઇ પડી છે એનો વેપાર ચાલવા દેવાથી હીંદની નાણા બજારની સલામતી ન રહે અને બોલશેવીસ્ટની હીલચાલને ઉત્તેજન મળે. તેથી વેપારીઓના રક્ષણ માટે એવું ઠરાવવામાં આવ્યું છે કે તેઓ રૂબલ નોટ પરદેશ મોકલી શકે અથવા નામદાર સરકાર પાસે રાખી મુકે અને રશીયન સરકાર એ નોટને પેટે અવેજ રાખતી થાય ત્યાં સુધી રાહ જુએ. હાલની સ્થીતીમાં એ નોટોને કીમતી ચીજો તરીકે બજારમાં ફરતી રહેવા દેવી એ હીંદના નાણાં બજારને મારી નાંખનારૂં થઇ પડે.

---

મુંબઈ દેશી કાપડના વેપારીઓની મંડળી.
નં. ૧૫ તા. ૨૪-૧૧-૧૯
ઇંડીયન મર્ચન્ટસ ચેમ્બર એંડ બ્યુરોના
સેક્રેટરી જોગ,

મહાશય

આવક ઉપરના વેરાને લગતા ઇ. સ. ૧૯૧૮ ના કાયદાની રૂએ નામદાર સરકારે ઘડેલા નીયમો માટે વાંધો દર્શાવવામાં જે ૭૧ વેપારી મંડળોના પ્રતીનીધીઓ મળ્યા હતા તેમની એક સભા એ કામ માટે એકઠાં કરવામાં આવેલાં ફંડમાંથી વધેલી રકમનું શું કરવું તે વીશે વીચાર કરવાને માટે ગઇ તા. ૧૭-૧૧-૧૯ ને દીને મળી હતી. તેમાં એવી સુચના કરવામાં આવી હતી કે એ બાકી વધેલી રકમ જે લગભગ રૂા. ૧૦૮૦૦ જેટલી છે ને તમારી ચેમ્બરને એવી શરતે સોંપી દેવી કે હવેથી જ્યારે આવક વેરાની એ બાબદ સંબંધી કાંઇ સલાહની જરૂર પડે ત્યારે તે સલાહ આ ૭૧ વપારી મંડળોને ચેમ્બરે આપવી અને એ વીશે સરકાર તથા અન્ય સતાવાળાઓ સાથે પત્ર વ્યવહાર કરવા પડે ત્યારે તે કામ ચેમ્બરે કરવું. આ શરતો સાથે એ રકમ સ્વીકારવાને તમારી ચેમ્બર તઇયાર છે કે કેમ તે મને જણાવશો. તમારો જવાબ જલદી મોકલવાની વીનંતી છે. એ મળેથી એ વીશે બીજી મીટીંગ બોલાવવામાં આવશે.

લી. આજ્ઞાંકીત
લાલજી ગોવીંદજી.
ઓ. જોઇંટ સેક્રેટરી.

---

ટી. ૩૨૧ તા૦ ૧-૧૨-૧૯.
મુંબઇ દેશી કાપડના વેપારીઓની મંડળીના
સેક્રેટરી જોગ.
મુંબઇ.

મહાશય,

તમારા નં. ૧૫ ના તા. ૨૪ મી નવેંબર નાં પત્રના જવાબમાં તમને એવું જણાવવાનું આ ચેમ્બરની કમીટીએ મને ફરમાવ્યું છે કે

જાહેર પ્રજાના લાભને લગતી સર્વ બાબદમાં જાહેર પ્રજાનું હીત સંભાળવા માટે તથા હીંદના વેપાર ઉદ્યોગને વધારવા માટે ચેમ્બર હમેશાં પોતાનાથી બનતો સર્વ પ્રયત્ન કરે છે. પોતાની આ ફરજ કોઇ પાસેથી કાંઇ બદલો કે મદદ મેળવવાની આશા વગર એ બજાવશે એવી વકી રાખવામાં આવે છે. તમે ૭૧ વેપારી મંડળો તરફથી રૂપયા દસ હજાર આઠસો આપવાની માગણી કરી તેની કદર મારી કમીટી બુઝે છે પણ એની સાથે જે ભારે શરતો મુકી છે તેને લીધે એ સ્વીકારી શકતી નથી.

લી૰ આજ્ઞાંકીત,
સનુભાઈ એમ. મજમુદાર,
સેક્રેટરીની વતી.

---

નં. ટી. ૩૩ તા. ૧૯–૯–૧૯.
નામદાર હીંદી સરકારનાં નાણાં ખાતાના
સેક્રેટરી જોગ,
સીમલા.

મહેરબાન સાહેબ

તા. ૫–૯–૧૯ ને દીને સરકારે ૨૩૧૨ નંબરનો જે ઠરાવ કર્યો છે તેમાં ગળી બનાવનારાઓને બે વરસ સુધી આયાત વેરામાંથી માફી બક્ષી છે. કયા સંજોગો ધ્યાનમાં લઇને એ માફી આપવામાં આવી છે તે તથા એવીજ માફી બીજા કોઇ ઉદ્યોગને આપવામાં આવી છે કે કેમ તે વીશેની માહીતી આપી આભારી કરશો એજ વીનંતી.

લી આજ્ઞાંકીત
જે. કે મેહેતા.
સેક્રેટરી.

---

નં. ૨૬૨૭ તા. ૯–૧૦–૧૯
ઇંડીયન મર્ચંટસ ચેમ્બરના સેક્રેટરી જોગ,

સાહેબ,

તમારા તા ૧૯–૯–૧૯ ના પત્રના જવાબમાં જણાવવાની મને ફરમાશ થઇ છે કે ગળીના ઉદ્યોગની હાલની સ્થીતી છે તેને લીધે એ ઉદ્યોગને આવક વેરામાંથી માફી આપવામાં આવી છે અને એવી માફી બીજા કોઇ ઉદ્યોગને આપવામાં આવી નથી. લી......

હીંદી સરકારના નાણાં ખાતાનો અંડર સેક્રેટરી.

---

નં. ટી ૧૬૨ તા. ૩૧–૧૦–૧૯૧૯
નામદાર હીંદી સરકારનાં નાણાં ખાંતાંના
અંડર સેક્રેટરી જોગ.
સીમલા

મહાશય,

તમારા તા. ૯–૧૦–૧૯ ના નં. ૨૬૨૭ વાળા પત્ર ના સંબંધમાં મારી કમીટી વીગતે જાણવા માગે છે કે ગળીના ઉદ્યોગને આવક વેરામાંથી મુક્ત કરવા માટેના ખાસ સંજોગો શા છે. જયારે બીજા કોઇ ઉદ્યોગને એવી રીતે આવક વેરામાંથી મુક્ત કરવામાં આવ્યો નથી ત્યારે ગળીના ઉદ્યોગને એવી રીતે મુકત કરવા માટે ઘણાં મજબુત કારણો મળ્યાં હોવાં જોઇએ અને તેથી તે વીશેની વીગત વેપાર ઉદ્યોગમાં રોકાયલી કોમને માટે ઘણી જાણવા લાયક થઇ પડવી જોઇએ.

લી. આંજ્ઞાકીત
જે. કે. મેહેતા,
સેક્રેટરી,

---

નં. ૩૧૪૩ તા. ૧૧–૧૨–૧૯.
ઇંડીયન મર્ચંટસ ચેમ્બરના સેક્રેટરી
જોગ.

મહાશય

તમારા નં ટી. ૧૬૨ ના પત્રના જવાબમાં એવું જણાવવાની મને આજ્ઞા થઇ છે કે ગળીના ઉદ્યોગને આવક વેરામાંથી માફી આપતી વેળા નીચે વર્ણવેલા સંજોગો સરકાર ધ્યાનમાં લીધા હતા:—

કુદરતી ગળીના ઉદ્યોગને બનાવટી ગળીના ઉદ્યોગ સાથે ઘણાં વરસથી હરીફાઇ કરવી પડી છે. લડાઇની શરૂઆતના સમયમાં કેટલંક વખત એ હરીફાઇ મટી હતી પણ તે હવે ફરીથી તાજી થઇ છે જેથી હવે આખી દુનીયામાં કુત્રીમ ગળી સાથે કુદરતી ગળીની હરીફાઇ ચાલી રહી છે. એ હરીફાઇ ઇંગ્લંડમ, અમેરીકામાં, જરમનીમાં તેમજ સ્વીટઝરલેંડમાં ચાલે છે. હીંદી સરકારને એવું લાગ્યું છે કે લડાઇ અગાઉ ઇંગ્લંડમાં રંગનારાઓ કુદરતી ગળી વધારે પસંદ કરતા હતા તેને બદલે હવે તેઓ કેટલાંક વરસ સુધી બનાવટી ગળી વાપરવાને માટેના કંટ્રાકટથી બંધાઇ ગયા છે. અમેરીકામાં બનાવટી ગળીના ઉદ્યોગને રક્ષણ આપવા માટે કુદરતી ગળી

ઉપર ત્રીસ ટકા જેટલી આયાત જકાત નાંખવામાં આવી છે. અને તેને પરીણામે હીંદમાં બનતી ગળી માટે પશ્ચીમના દેશોનાં બજારો વ્યવહારૂ રીતે બંધ થઇ ગયાં છે. જે વેળા આ વીશેનો ઠરાવ હીંદી સરકારે કર્યો તે વેળા તેને એમ પણ જણાવવામાં આવ્યું હતું કે ગયે વરસે પેદા થયેલા ગળીના પાકનો મોટો ભાગ વેચાયા વગર રહ્યો હતો. આ ઉપરથી હીંદી સરકારને એમ લાગ્યું કે એ ઉદ્યોગ આવક વેરો ખમવાને શકતીવાન નથી. વળી એમ પણ જણાવવામાં આવ્યું હતું કે હીંદમાં જે ગળી બનાવવામાં આવે છે તે એવી પ્રાફ કર્યા વગરની હોય છે કે એમાં જે નફો થાય તે ખેતીમાંથી થયેલો નફો ગણવો કે ખેતી શીવાયના ઉદ્યોગમાંથી થયેલો નફો ગણવો એ નકી કરવું બહુજ મુસ્કેલ થઇ પડશે. આ સર્વ સંજોગો જોતાં એમ લાગ્યું કે ગળીના ઉદ્યોગવાળાઓ પાસેથી આવક વેરો લેતાં જે રકમ મેળવી શકાય તે એ નકી કરવાની તથા વસુલ કરવાની મુશ્કેલીના પ્રમાણમાં બહુજ ઓછી પડે.

લી આજ્ઞાંકીત.
હીંદી સરકારનાં નાણાં
ખાતાંનો અંડર સેક્રેટરી.

---

નં. ૩૬૩ તા. ૧૨-૧૨-૧૯.
હીંદનાં ટપાલ તથા તાર ખાતાનાં ડીરેક્ટર જોગ.

સાહેબ,

બંગાલ ચેમ્બર ઓફ કોમ્સ તરફથી પરદેશ સાથેના તારના વ્યવહાર માટેના દર સંબંધી તા. ૪ થી નવંબર ૧૯૧૯ ના પત્ર નં. ૪૮૨૯ દ્વારા જે અરજી આપને મોકલવામાં આવી છે તે વીશે આ પત્ર લખવાની મને આ ચેમ્બરની કમીટીએ ફરમાશ કરી છે. બંગાલ ચેમ્બરની એ અરજીમાં એવો મુદ્દો રજુ કરવામાં આવ્યો છે કે પરદેશ સાથેના તારના વ્યવહારને લગતા ખર્ચનો ઘણો ભાગ પાઉંડમા થાય છે અને તેથી હીંદી પ્રધાનની હુંડીના હાલના ભાવને ધ્યાનમાં લેતાં એ ખર્ચના રૂપયા ઓછા થાય તેના પ્રમાણમાં હીંદથી મોકલવાના તારના દરમાં યોગ્ય ફેરફાર કરવો જોઇએ. મારી કમીટીને લાગે છે કે એ મુદ્દો વાજબી છે અને આપે તે ઉપર ધ્યાન આપવું ઘટે છે છેવટે મારી કમીટી આશા રાખે છે કે જો હીંદી પ્રધાનની હુંડીના હાલના ભાવ હાલની ઉંચી હદે ટકી રહેવાનો સંભવ હોય તો હાલના દરમાં ફેરફાર કરવાનો સવાલ વીચારવાની હીંદી સરકાર મહેરબાની કરશે.

લી. આજ્ઞાંકીત
જે. કે. મેહેતા.
સેક્રેટરી.

---

નં. ૭૮૯૦ તા, ૧૯-૧૨-૧૯
ઇંડીયન મર્ચંટસ ચેમ્બરના સેક્રેટરી જોગ.

સાહેબ,

તમારો તા. ૧૨ મી ડીસેંબરના નં. ટી. ૩૬૩ વાળો પત્ર જેમાં પરદેશ ખાતે મોકલવાના તાર માટેના દર ઘટાડવાની બાબત છે તે પત્ર મળ્યો છે અને તે ઉપર વીચાર ચલાવવામાં આવે છે એમ આપને જણાવવાની મને આજ્ઞા થઇ છે.

લી. આજ્ઞાંકીત
ડેપ્યુટી ડીરેક્ટર જેનરલ
ટેલીગ્રાફ ટ્રાફીક

---

ધી મર્ચંટસ એસોસીએશન ઓફ ન્યુયોર્ક
તા. ૩૦-૧૦-૧૯.

ઇંડીયન મર્ચંટસ ચેમ્બરના સેક્રેટરી જોગ,

વહાલા સાહેબ,

સામાન્ય રીવાજ પ્રમાણે અમારા મંડળના ૧૯૧૯ ના વરસ માટેના વાર્સીક રીપોર્ટની આ સાથે તમને નકલ મોકલી છે. અમારી ઓફીસ તરફથી શું શું કામ કરવામાં આવે છે તેની વીગત એમાં આપવામાં આવી છે તે તમારા મંડળનું ધ્યાન ખેંચશે એવી આશા છે. એમાં ૬૨ મે પાને પરદેશ સાથેના વેપારને લગતી ખબરો પુરી પાડનારાં ખાતાંનો

---

રીપોર્ટ છે તે વીશે આપનું ધ્યાન ખેંચવાની રજા લઉંછું. અમને એમ લાગે છે કે આ પ્રમાણે ધ્યાન ખેંચવાથી તમારા મંડળ સાથે મળીને આપણા દેશો વચેનો વેપાર વધારવાનું કાર્ય અમારાથી સાધી શકાશે. જો તમારા મંડળનો કોઇ સભાસદ આ દેશમાંથી માલ ખરીદવા કે વેચવા માગતો હોય તો તે વીશે તમે અથવા તે સભાસદે અમને લખવાની કૃપા કરવી અને તેમાં તે માલ વીશેની વીગત અને એ વેપાર કરવાની ગોઠવણ કેવી રાખવા ઇચ્છા છે તે વગેરે સર્વ માહીતી એમાં જણાવવી જે અમને મળશે એટલે તુરત અમે તમારા સભાસદને સંતોષ આપવા માટે અમારાથી બનતો પ્રયત્ન કરીશું તથા તે માટે કોઇ પણ ખર્ચ લઇશું નહીં. છેવટે તમારા મંડળને તેના પ્રયત્નોમાં યશ મળે એવી દુઆ ચાહીને આ પત્ર પુરો કરીએ છીએ.

લી૦ આજ્ઞાંકીત,
પરદેશ સાથેના વેપારને લગતાં ખાતાંનો
મેનેજર.

---

## ચેમ્બરની લાયબ્રેરીમાં આવેલાં પુસ્તકો તથા ચોપાન્યાં.

G.

1501 Report on the Working of the Criminal Tribes Act in the Bombay Presidency For 1918.

1502 Statistical Tables Showing For each of the years 1901–02 to 1917–18 the estimated Value of the Import and Export of India at the Prices Privailing in 1899–1900 to 1901–02.

1503 Dealers in Indian Produce in South-west Asia

1504 International Customs Journal year 1916–17 No. 101 Bolivia.

1505 Annual Factory Report of the Presidency of Bombay 1918.

1506 The Eighteenth Financial and Economic Annual of Japan 1918.

1507 Report on the Operation of the Paper Currency Department in the Lahore circle For the year 1918.

1508 Joint Stock Companies in British India and Mysore 1917–18.

1509 Land Revenue Administration Report Part II of the Bombay Presidency including Sind For the year 1917–18.

1510 International Customs Journal year 1917–18 No. 66 Saint Martina.

1511 ,, ,, ,, ,, 1915–16 No. 58 Argentine Republic.

1512 ,, ,, ,, 5th Supplement No. 22 July 1919 France.

1513 Report on the Trade and Navigation of Aden For the Official year 1918–19.

1514 Report on the Rail Borne Trade of the Province of Sind and British Baluchistan for 1918–19.

1515 Legislative Council 10th December 1919 List of Questions and Answers.

1516 Department of Industries, Bomby Presidency Annual Report 1918–19.

1517 Scientific Report of the Agricultural Research Institute, Pusa 1918–19.

C.

816 The Incorporated Oil Seed Association Form of Contract 1917–18–19.

817 The Merchants Association of New York Year Book 1919.

818 The Bombay Students Brotherfood 22nd Annual Report 1918–19.

---

ધી સાઞ્ગે ટાઇમ્સ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઈ.

819 Land and Labour in a Deccan-Village by Harold H. Mann. D. Sc.
The Bankers Magazine November 1919.
The Board of Trade Journal 6th, 13th, 20th November 1919.
The Indian Bussiness November 1919.
The British Exporters Register No. 42.
Capital 22nd, 29th, Nov. 6th, 13th Dec. 1919.
Commerce 21th, 28th Nov; 4th, 13th, 22nd Dec. 1919.
Commerce and Finance 8th, 15th, 22nd, 29th, Oct. 1919 and 5th, 12th Nov. 1919
Commerce and Industries October 1919
Cotton Spinning and Weaving in Indian Mills September 1919.
Bombay Co-operative Quaterly December 1919.
*Economist 18th, 25th, Oct. 1919 and 1st, 8th, 15th Nov. 1919.*
The Gazette of India 22nd, 29th, Nov. 1919 and 6th, 13th Dec. 1919
The Bombay Government Gazette 27th Nov. 1919 4th 11th, 18th, Dec. 1919.
Indian Trade Journal 21st, 28th Nov. 1919 and 5th, 12th, 19th Dec. 1919.
Investors' Review 18th, 25th, Oct. 1919 and 1st, 8th, 15th, November 1919.
International Review of Agricultural Economics June-July 1919.
International Review of the Science and Practice of Agriculture, February 1919.
International Crop Report and Agriculture Statistics-July, September and November 1919
International Trade Developer, October and November 1919.
Indian Economic Journal, November 1919.
The Ward Salesman, November 1919.
Liverpool Chamber of Commerce October 1919.
London Chamber of Commerce Jaurnal, October and November 1919.
Modern Review December 1919.
Mysore Economic Journal October 1919
The Nation 1st, 8th, 15th, and 22nd November 1919.
The New Statemen 1st, 8th, 15th. and 22nd November 1919
Patent Office Journal July to September 1919.
Sea-Borne Trade British India October 1919.
Statist 11th, 18th, 25th October 1st, 8th, 15th November 1919
The Times Trade Supplement (London) 1st, 8th, 15th 22nd November 1919.
Trade by Land of British India July 1919.
The Times History of the War Part 264-265

બુદ્ધિ પ્રકાશ. નવેમ્બર ૧૯
નવજીવન ૨૩-૩૦ નવેમ્બર અને ૭-૧૪-૧૧ ડીસેમ્બર ૧૯૧૯
સાહિત્ય. ડીસેમ્બર, ૧૯૧૯.
ધી ગુજરાતી. ૭-૧૪-૧૧ ડીસેમ્બર.
ઉદ્યામ અક્ટોબર ૧૯૧૯

---

ધી બોમ્બે ટાઇલ માર્ટર બેંક ઑફ, ફોર્ટ મુંબઇ.

# વેપારી ખબરો.

જે બંદરો ખાતે પ્લેગની બીમારી ફેલાયલા હોવાની ખબર સુમાત્રા તથા જાવાની સરકારને મળી હશે તે બંદરોથી ત્યાં જતી સ્ટીમરોને બેલાવનદેલીનાં બંદર ખાતે સાફ સુફ કરી શકાશે એવી ખબર મળી છે એમ મુંબઇ સરકારનાં સામાન્ય ખાતાંના તા. નં. ૧૦૩૭૩ ના પત્રમાં જણાવવામાં આવ્યું છે.

લડાઇ દરમ્યાન થયેલાં નુકશાન માટે બદલો મેળવવા બાબતની જે શરતો સુલેહ માટેનાં કરારનામામાં રાખવામાં આવી છે તેની રૂએ માગણી કરવાની હોય એવા દાવાઓ મુંબઇ, કરાંચી તથા એડન ખાતે દુસ્મનની મીલકતોના રક્ષક ઉપર મોકલી આપવા એમ જણાવી તેને લગતી કેટલીક વીગત સરકારે તા. ૧૫ મી નવેંબરે કહાડેલી પ્રેસનોટમાં આપવામાં આવી છે.

હીંદથી પરદેશ ખાતે નીકાશ કરવાની મનાઇ હોય એવી ચીજોની યાદી સરકારે ૭૮૨૭ નંબરના ઠરાવથી બહાર પાડી હતી તે પછી તેમાંથી કેટલીક ચીજો ઘટાડવામાં આવી છે અને હાલ માત્ર નીચે જણાવેલી ચીજો માટેજ એવી મનાઇ છે પણ એ ચીજોની નીકાશ નામદાર સરકાર કરે અથવા કસ્ટમસ કલેકટરની પાસેથી લાઇસન્સ મેળવીને કોઇ વેપારી આવો માલ નીકાશ કરે તો તેને બાધ નગેશે નહી. એવી ચીજો ઘઉં, ઘઉંનો લોટ, બાજરો, જુવાર, જવ, મકાઇ, ચોખા, દાળ, ચણા, મસુરની દાળ, દીવેલા, દીવેલ, કોપરૂં, કોપરેલ, કપાસીયાનું તેલ, ભોંયસીંગનું તેલ, અળશીનું તેલ. અળશી, ગાયનાં, ભેંસના, ઘેટાના તથા બકરાંનાં ચાંમડાં, ઉન, ક્વીનીન જેમાંથી બને છે તે રોપાની છાલ, ક્વીનાન, એલ્યુમીનમની કાચી ધાતુ, ઉંટ, કાચું લોખંડ, અબરખ, ચાંદીના સીકા અથવા ધાતુ, તથા યુનીફોર્મ.

સાબુનાં આયાત સુમાત્રા, જાવા, પીનાંગ, તથા શીંગાપોર ખાતે કરનારા વેપારીઓના નામ આ ચેમ્બરને નામદાર સરકાર તરફથી પુરાં પાડવામાં આવ્યાં છે.

જરમન ઇસ્ટ આફ્રીકા, જંગબાર, બોર્નીઓ, ખાતેના વેપારીઓનાં નામો નામદાર સરકારે આ ચેમ્બરને પુરાં પાડયાં છે.

---

બેંક ઓફ ટાઇવાને પોતાની થાપણ ત્રણ કરોડ યેનની હતી તે વધારીને છ કરોડ યેન કરવાનો અને રીઝર્વ ફંડમાં પાંચ લાખ યેન ઉમેરી એ ફંડને ૭૦૩૦૦૦૦ યેન જેટલું બનાવવાનો ઠરાવ કર્યો છે. "પેડઅપ" થાપણ હાલ ૩૭૫ લાખ યેન જેટલી છે.

---

ખુરદીસ્તાન ખાતેના લોકોમાંથી પચાસ લાખ માણસો પાઘડીને ઠેકાણે કેવી જાતનો માલ વાપરે છે તેના નમુના મુંબઇ ખાતેના ઉદ્યોગખાતાંના વડાની બેલાર્ડ રોડ ઉપર ન્યુ કસ્ટમ્સ હાઉસમાંની ઓફીસમાં આવ્યો છે અને એ જાતનો માલ હીંદમાં બનાવવામાં આવે તો લાભકારક થઇ પડે એમ છે તેમાં નવ નમુના રેશમ કે રૂમાંથી બનાવેલા છે એ જોવા માટે બપોરના બારથી ચાર સુધી ખુલા છે. એના ભાવ વગેરે સંબંધી વીગત પણ તે વેળા જાણી શકાશે એમ અમને સતાવાર રીતે જણાવવામાં આવ્યું છે.

---

ભોંય સીંગના પાક વીશે ૧૯૧૯-૨૦ના વરસ માટેની બીજી યાદી મુંબઇ સરકારનાં ખેતીવાડી ખાતાંએ તા. ૧૩-૧૦-૧૯ ને દીને બહાર પાડી છે જે ઉપરથી જણાય છે કે મુંબઇ ઇલાકામા એ પાકનો વીસ્તાર કુલ ૧૨૦ હજાર એકર જેટલો છે જે ગયા વરસ કરતાં ૩૩ ટકા જેટલો વધારે અને છેલા દશ વરસની સરેરાશ કરતા ૩૯ ટકા જેટલો ઓછો છે મુખ્ય કરીને દક્ષીણમા બેલગામ તથા કોલ્હાપુરમાં થાય છે. સુકાપાકને જુલાઇ-ઓગસ્ટમાં વરસાદની ગેરહાજરીથી નુકશાન પહોંચ્યું હતું સપ્ટેંબરમાં વરસાદ પડવાથી સુધારો થયો છે અને હાલ સ્થીતી સારી છે બીજે કોઇ કોઇ ઠેકાણે અતીશય વરસાદથી નુકશાન થયું છે તે સીવાય સઘળે પાકની સ્થીતી સારી છે. ગુજરાતમાં ખેડુતો એ પાક હવે કરવા લાગ્યા છે અને તેની સ્થીતી સારી છે જ્યાં એને માટે નેહેરોનાં પાણીની મદદ લેવામા આવે છે ત્યાં બધે એ પાક આબાદ છે.

---

હીંદના પરદેશ સાથેના વેપારને લગતાં આંકડાઓનાં પુસ્તકોમાં દર્શાવવાની ચીજોની ત્રણ યાદીઓ નામદાર સરકાર તરફથી અમને મળી છે જે માંહેલી એકમાં આયાતને લગતી, બીજી આયાત થયેલો માલ નીકાશ થાય તેને લગતી અને ત્રીજી હીંદનો માલ નીકાશ થાય તેને લગતી છે. એ ચેમ્બરની ઑફીસમાંથી જોઇ શકાશે.

---

મેટેલીક શીલીંગથી બીલ્ડીંગનો ઓરડાશોભે છે.

# જૉઇન્ટ-સ્ટૉક કંપનીઓ.

## ટેબલ પહેલું.

બ્રિટિશ હિંદુસ્થાન તથા માઈસોર સ્ટેટમાં જે નવી જોઇંટ સ્ટૉક કંપનીઓ સ્થપાઈ હતી. તેને લગતી વીગત નીચે લખવામાં આવી છેઃ—

| | અકટોબર ૧૯૧૮. | | અકટોબર ૧૯૧૯. | |
|---|---|---|---|---|
| જાત. | સંખ્યા. | થાપણ રૂ. ૧,૦૦૦ | સંખ્યા. | થાપણ. રૂ. ૧,૦૦૦ |
| ૧. બેંકીંગ અને લોન | ૧ | ૨૦ | ૬ | ૬૩,૩૨૦ |
| ૨. ઇન્સ્યુરન્સ. | ... | ... | ૫ | ૨,૨૨,૫૦૦ |
| ૩. નેવીગેશન. | ... | ... | ૩ | ૧,૦૫,૪૦૦ |
| ૪. કોઓપરેટીવ એસોસીએશન. | ... | ... | ૧ | ૫૦ |
| ૫. પ્રીન્ટીંગ પબ્લીશીંગ અને સ્ટેશનરી. | ... | ... | ૭ | ૧,૪૯૫ |
| ૬. બીજી ટ્રેડીંગ— | ૯ | ૧,૫૨૦ | ૩૯ | ૬૪,૩૯૫ |
| ૭. કોટન મીલ. | ... | ... | ૮ | ૩૮,૮૦૦ |
| ૮. જુટ. | ... | ... | ૧ | ૪૦૦ |
| ૯. રૂ અને જુટનાં પ્રેસ. | .. | ... | ૨ | ૨,૩૦૦ |
| ૧૦. ચોખાની ગીરણી. | ૧ | ૪,૫૦૦ | ... | ... |
| ૧૧. બીજી મીલો અને પ્રેસો— | ... | ... | ૨ | ૨,૦૦૦ |
| ૧૨. ચા. | ૧ | ૪૨૦ | ૫ | ૯૨૫ |
| ૧૩. બીજી વાવેતર કરનારી કંપની | ૧ | ૧૦૦ | ... | ... |
| ૧૪. કોલસાની ખાણો | ૨ | ૭૦૦ | ૮ | ૬,૭૫૦ |
| ૧૫. બીજી ખાણો. | ... | ... | ૨ | ૨,૭૦૦ |
| ૧૬. જમીન અને બાંધકામ | ... | ... | ૩ | ૧૦,૦૦૦ |
| કુલે. | ૧૨ | ૭,૨૬૦ | ૯૨ | ૫,૨૧,૦૩૫ |

## ટેબલ બીજું.

બ્રીટીશ હિંદુસ્તાન તથા માઇસોરમાં એપ્રીલથી સપ્ટેંબર સુધીમાં સ્થાપાયેલી જોઈંટ સ્ટૉક કંપનીઓને લગતી વીગત ગયા વરસ સાથે સરખાવવાં નીચે પ્રમાણે રજીસ્ટર્ડ થયેલી છે:—

| | એપ્રીલ થી અકટોબર ૧૯૧૮. | | એપ્રીલ થી અકટોબર ૧૯૧૯. | |
|---|---|---|---|---|
| કંપનીઓની જાત. | સંખ્યા. | થાપણ રૂ. ૧,૦૦૦ | સંખ્યા. | થાપણ. રૂ. ૧,૦૦૦ |
| ૧. બેંકીંગ અને લોન | ૧૨ | ૨,૬૯૨ | ૪૦ | ૧,૩૬,૮૨૦ |
| ૨. વીમા | ૧ | ૧,૦૦૦ | ૧૫ | ૫,૬૯,૩૦૦ |
| ૩. નેવીગેશન. | ... | .. .. | ૬ | ૧,૧૭,૯૦૦ |
| ૪. કોઓપરેટીવ એસોસીએશન | ૧ | ૨૦ | ૧ | ૫૦ |
| ૫. શીપીંગ લેન્ડીંગ અને વેર-હાઉસીંગ | . | ... | ૧ | ૩,૦૦૦ |
| ૬ પ્રીન્ટીંગ, પબ્લીશીંગ અને સ્ટેશનરી. | ૭ | ૫૧૯ | ૧૪ | ૨,૧૪૩ |
| ૭ બીજી ટ્રેડીંગ. | ૬૦ | ૨૦,૮૩૫ | ૧૮૯ | ૨,૮૫,૧૯૬ |
| ૮. કોટન મીલ. | ૩ | ૫,૧૦૦ | ૧૫ | ૬૧,૯૭૫ |
| ૯ જ્યુટ મીલ. | ... | ...... | ૮ | ૩૭,૩૦૦ |
| ૧૦. ઉન રેશમ શણ વગેરેની મીલ. | ... | .... | ૪ | ૪૫,૦૦૦ |
| ૧૧ કોટન, અને જ્યુટના, પ્રેસ. | ૧ | ૫,૦૦ | ૫ | ૪,૨૩૦ |
| ૧૨. ફ્લોર મીલ. | ... | ...... | ૩ | ૧,૬૦૦ |
| ૧૩ રાઈસ મીલ. | ૨ | ૯,૦૦૦ | ૭ | ૩,૩૦૦ |
| ૧૪. સૉ મીલ. | ૧ | ૧,૦૦૦ | ... | ... |
| ૧૫ બીજી મીલો અને પ્રેસ. | ૨ | ૭૦૦ | ૮ | ૫,૩૦૦ |
| ૧૬ ચા. | ૧૮ | ૪,૨૬૦ | ૩૫ | ૭,૯૪૫ |
| ૧૭ બીજા વાવેતર કરનારી | ૬ | ૧,૯૯૦ | ૯ | ૧૪,૧૭૫ |
| ૧૮. કોલસાની ખાણો | ૬ | ૧,૮૫૦ | ૩૮ | ૨૦,૯૯૫ |
| ૧૯ બીજી ખાણો. | ૮ | ૩,૨૧૮ | ૧૨ | ૧૪,૭૯૫ |
| ૨૦. જમીન અને મકાનો. | ૧ | ૬૦૦ | ૧૦ | ૩૧,૦૮૦ |
| ૨૧. દારૂ બનાવવાની. | ૨ | ૧૭૨ | ... | ..... |
| ૨૨. ખાંડ બનાવવાની | ૧ | ૪૦૦ | ૩ | ૩,૫૨૫ |
| ૨૩. બીજી | ૫ | ૩,૭૫૫ | ૧૨ | ૧૫,૮૫૦ |
| કુલ. | ૧૩૭ | ૫૭,૬૧૨ | ૪૩૫ | ૧૩,૮૧,૭૭૯ |

શ્રી ઓમ્બે ટાઇલ માર્ટ, ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઈ.

ટેબલ ત્રીજું.

માઇસોર સ્ટેટ અને બ્રિટિશ હિંદુસ્તાનમાં સપ્ટેંબર ૧૯૧૯માં થયેલી જોઇન્ટ સ્ટોક કંપનીઓનાં નામ ઠેકાણાં વીગેરે હકીકત નીચે પ્રમાણે છે:—

| નં૦ નામ. | અગ્રેસર અને ઠેકાણું. | હેતુ. | થાપણ રૂ. ૧,૦૦૦ |
|---|---|---|---|
| ૧. સૈદપુર કમર્શીયલ બેંક ... | રામચંદ્ર સોમાની રંગપુર બંગાલ. | બેંકનું. | ૫૦૦ |
| ૨. શેરપુર સંમીલની લોન ઓફીસ ... ... | રામચંદ્ર સોમાની શેરપુર, બંગાલ. | બેંકનું અને ધીરધારનું. | ૧૦૦ |
| ૩. ચેટીપલાયમ શન્મુકાનીધી. | એમ. આયાસ્વામી ગૅાન્ડાર કોઇમ્બટુર. | ,, | ૧૦૦ |
| ૪. ચેટીપલાયમ શ્રી માયાગાથા વીનાયક શ્રીવીયા સકાય નીધા ... ... ... | એ. નંજાપા ચેટી, કોઇમ્બટુર. | ,, | ૧૦૦ |
| ૫. કાલીદાઇ કુરીચી લક્ષ્મી વીલાસ પર્મેનંટ ફંડ ... | કે. પી. ચેલમ આયર, ટીનાવેલી. | અરસ પરસ ધીરધાર. | ૨૦ |
| ૬. ઈંડસ્ટ્રીયલ બેંક ઓફ વેસ્ટર્ન ઇંડીયા... ... ... | ગીરધરદાસ એંડ સન્સ મુંબઇ. | બેંકનું. | ૬૨,૫૦૦ |
| ૭. હીમાલય એશ્યુરન્સ કાં. ... | મેકન્ઝી એંડ રજબ અલી ૨, લાયન્સરંજ કલકત્તા. | વીમો. | ૧,૫૦,૦૦૦ |
| ૮. ઇંડીયન લાયન એશ્યુરન્સ કુંપની ... ... | મણીલાલ મગનલાલ એંડ બ્રધર્સ મુંબઇ. | ,, | ૧૨,૫૦૦ |
| ૯. બોમ્બે સીટી ઇન્સ્યુરન્સ કું. | યુસફ આઇ. એ. લાલજી એંડ કુંપની મુંબઇ. | ,, | ૩૦,૦૦૦ |
| ૧૦ ક્રેસંટ ઇન્સ્યુરન્સ કું. ... | રામચંદ્ર હાતીમભાઇ એંડ કું. મુંબઇ. | ,, | ૨૦,૦૦૦ |
| ૧૧. એમ્પાયર ઇન્શ્યુરન્સ કું. | જી. સી. ઉદેશી એંડ કું. મુંબઇ. | ,, | ૧૦,૦૦૦ |
| ૧૨. ઇસ્ટર્ન પેનીન્શુલા નેવીગેશન કુંપની ... ... | રૉબર્ટ મેકલીન એંડ કું. મીશનરો કલકત્તા. | સ્ટીમરોનું. | ૫,૦૦૦ |

નવા મકાનોના બીલ્ડીંગમાં ટાઇલ્સ કોણ પુરી પાડે છે?

| નં૦ નામ. | અગ્રેસર અને ઠેકાણું. | હેતુ. | થાપણુ રૂ. ૧,૦૦૦ |
|---|---|---|---|
| ૧૩. કર્નાની સ્ટીમશીપ કુાં. ... | કર્નાની ઈંડસ્ટ્રીયલગ બેંક સીનાગો સ્ટ્રીટ કલકત્તા. | " | ૧,૦૦,૦૦૦ |
| ૧૪. કાર્મેન એક્સ પોર્ટ એંડ ઇમ્પોર્ટસ ... ... | ટી. વીલબર ફોર્સ એંડ કુાં. ૧૨, ઓલ્ડ કોર્ટ હાઉસ સ્ટ્રીટ, કલકત્તા. | સ્ટીમરોનું તથા ઇમ્પોર્ટ એક્સ પોર્ટનું. | ૪૦૦ |
| ૧૫. નીમાર સ્ટોર્સ ... ... | બોમ્બે બઝાર સ્ટ્રીટ ખંડવા. | વેપાર. | ૫૦ |
| ૧૬. કે. એમ. કોનોર એંડ કુાં. | લીંડસે સ્ટ્રીટ કલકત્તા. | પુસ્તકો છપાવવા વગેરે | ૧૨૫ |
| ૧૭. માઇસોર ગાર્ડીયન કુાં. ... | ડબલ્યુ એમ. કેર્ન- ક્રોસ, મદ્રાસ. | છાપખાનાનું. | ૨૦ |
| ૧૮. જ્ઞાતીબંધુ પ્રીંટીંગ પ્રેસ કુાં. | જે. એન. વકીલ એંડ કુંપની મુંબઈ. | " | ૨૦૦ |
| ૧૯. યુનાઇટેડ પ્રેસ ઓફ ઇંડીયા | એજંટ મંચેરશા એંડ કુાં. મુંબઇ. | " | ૩૦૦ |
| ૨૦. એન્સાઇકલોપીડીક ડીરેક્ટરી કુાં. ... ... ... | ૩૮, હ્યુએટ રોડ અલા- હાબાદ. | " | ૫૦૦ |
| ૨૧. વીજય પ્રીંટીંગ પ્રેસ કુાં. ... | દીલ્હી. | વર્તમાન પત્ર છાપવાનું | ૫૦ |
| ૨૨. ઇંડીયન પ્રેસ ... ... | ૩, પાયોનીયર રોડ અલાહાબાદ. | છાપવાનું. | ૩૦૦ |
| ૨૩. કલકતા મોટર સર્વીસ ... | એમ. મેકજીન્લી એંડ કુાં. કલકત્તા. | મોટરકાર બનાવવી ભાડે ફેરવવી તથા તેનો વેપાર કરવો. | ૫,૦૦૦ |
| ૨૪. બ્રીટીશ અમેરીકન કોર- પોરેશન ... ... | ૧૦, કલાઇવરો કલકત્તા. | વેપાર. | ૨,૫૦૦ |
| ૨૫. ગ્લેન બુલ ગેલ્વેનાઇઝીંગ એંડ મેન્યુ ફેક્ચરીંગ કુાં. ... | એચ. બી. એંડર્સન કલકત્તા. | ગેલ્વેનાઇઝડ ધાતુની ચીજો બનાવવી. | ૫૦૦ |
| ૨૬. કલકતા ટેકસી કેબ્સ ... | જે. એચ. આર હેલી એંડ કુાં. કલકત્તા. | મોટરકારનો વેપાર તથા બનાવવાનું અને ભાડે ફેરવવાનું. | ૧,૨૦૦ |
| ૨૭. રૉબર્ટસ મેકલીન એંડ કુાં. | મીશનરો કલકતા. | વેપાર. | ૧૦૦ |

| નં૦ નામ. | અગ્રેસર અને ઠેકાણું. | હેતુ. | થાપણુ રૂ. ૧,૦૦૦ |
|---|---|---|---|
| ૨૮. હીલ્જર્સ બ્રધર્સ ... | કલાઇવ સ્ટ્રીટ કલકત્તા. | કોલસાની ખાણોનું. | ૩,૫૦૦ |
| ૨૯. મોટર ટ્રેડર્સ ... ... | ૩૦૩ બોબઝાર સ્ટ્રીટ કલકત્તા. | મોટરકાર રીપેર કરવી તથા તેનો વેપાર. | ૨૦૦ |
| ૩૦. યુનીયન કટલરીઝ ... | યુ. એમ. બેનર્જી એંડ કું. ૭, સ્વાલોલેન કલકત્તા. | છરી વગેરે કટલરીનો સામાન તથા સંચા બનાવવા અને વેચવા | ૫૦૦ |
| ૩૧. નેશનલ મોટર એંડ એન્જીનીયરીંગ વર્કસ ... ... | ઓરીએન્ટલ ટ્રેડીંગ એંડ એન્જીનીયરીંગ કંપની ૧૭૨, બોબઝાર સ્ટ્રીટ કલકત્તા. | મોટરનું તથા એન્જીનીયરીંગ. | ૪૦૦ |
| ૩૨. એલાયન્સ હીપ્સ કું. ... | ૧૨, ડેલહાઉસી સ્કવેર કલકત્તા. | ચામડાં કેળવવાં તથા તેની ચીજો બનાવવી | ૩૫૦ |
| ૩૩. આલ્બીયન ટેનરી એંડ લેધર વર્કસ ... ... | આર. એ. ડીકી એંડ કું. કલાઇવ સ્ટ્રીટ કલકત્તા. | " | ૧૫૦૦ |
| ૩૪. ઇંડીયા ટાઇપરાયટર્સ એંડ સપ્લાઇઝ ... ... | એમ. રીટા એંડ કું. હેસ્ટીંગ્સ સ્ટ્રીટ કલકત્તા | ટાઇપ રાઇટર બનાવવાં તથા તેનો વેપાર. | ૨૫૦ |
| ૩૫ યુનાઇટેડ કેમીકલ્સ એંડ મેન્યોર ... ... | નોલન એંડ ચોધરી લાયન્સ રેન્જ કલકત્તા | ખાતર તથા રસાયણી પદાર્થો બનાવવા તથા તેનો વેપાર. | ૧૦૦ |
| ૩૬. કલકત્તા બ્રીકફીલ્ડસ ... | કાલીદાસ ઘોશ કલકત્તા. | ઇંટો નળીયાં વગેરે બનાવવાં વેચવાં વગેરે | ૧૦૦ |
| ૩૭. કાર્મેન મોટર એકસ પ્રેસ... | ટી. વીલ્બર ફોર્સ એંડ કું. કલકત્તા | મોટરો બનાવવી, તેને ભાડે ફેરવવી તથા તેનો વેપાર. | ૨૦૦ |
| ૩૮ કોચીન કું. .. ... | સાઉથ ઇંડીયન મદ્રાસ એકસ પોર્ટ કુંપની મદ્રાસ. | એકસ પોર્ટ ઇમ્પોર્ટનું. | ૧ ૦૦૦ |
| ૩૯. કોઇમ્બટુર ટ્રેડીંગ કું. .. | એસ. આર. વેંકટેશ આયર કોઇમ્બટુર. | વેપાર. | ૫૦ |
| ૪૦. હાજી મહમદ બાદશા સાહેબ એંડ કું. ... | ખાન બહાદુર હાજી મહમદ અબદુલ અઝીઝ બાદશા સાહેબ, અને મહમદ અબદુલ કુદ્દુસ બાદશા સાહેબ મદ્રાસ. | " | ૧,૦૦૦ |

| નં૦ નામ | અગ્રેસર અને ઠેકાણું. | હેતુ. | થાપણ રૂ. ૧,૦૦૦ |
|---|---|---|---|
| ૪૧. નેશનલ ડીવેલપમેંટ કું. ... | મુરતી એંડ કું. મદ્રાસ. | વેપાર. | ૨૦ |
| ૪૨. સ્ટુઅર્ટ જેક્સ ... ... | એ. સ્ટુઅટ જેક્સ એંડ કુંપની ... ... | મોટરકાર સાઇકલ વગેરે બનાવવાનું તથા તેનો વેપાર. | ૨,૦૦૦ |
| ૪૩. મલબાર ટીંબર કું. ... | જગાભાઇ મણીભાઇ એંડ કું. ૯૦, એસ્પ્લેનેડ રોડ, મુંબઇ. | લાકડાંનો વેપાર. | ૧૦,૦૦૦ |
| ૪૪. ઇંદોર ટ્રેડીંગ કું. ... | સર સરૂપચંદ હુકમચંદ મુંબઇ. | દલાલનું તથા કમીશન એજંટનું. | ૧,૨૫૦ |
| ૪૫. પાયોનીયર ઇંડીયન પેઇન્ટ એંડ ઑઇલ વર્ક્સ ... | વાડા ડોશી એંડ કું. મુંબઇ. | રંગ તથા વાર્નીશ બનાવવાં આયાત કરવાં ખરીદવાં વેચવાં વગેરે. | ૧,૦૦૦ |
| ૪૬. બી. આર હર્માન એંડ મહત્તા | બેન્જામીન રીચર્ડ હર્માન, કરાંચી. | એન્જીનીયરીંગ. | ૧,૧૦૦ |
| ૪૭. નેશનલ સીમેંટ મેન્યુ ફેક ચરીંગ કું. ... .. | ઓંકારજી કસ્તુરચંદ એંડ કુંપની ૬૫ મેડો સ્ટ્રીટ મુંબઇ. | સીમેંટ ચુનો પ્લાસ્ટર વગેરે બનાવવાનું તથા તેનો વેપાર. | ૫,૦૦૦ |
| ૪૮. ચોકાઇ પર્લ સીંડીકેટ ... | જીવણચંદ લલ્લુભાઇ એંડ કું. | મોતી તથા ઝવેરાતનો વેપાર. | ૧૦,૦૦૦ |
| ૪૯. કાનપુર સ્વદેશી સ્ટોર્સ ... | મેસ્ટન રોડ કાનપુર. | સ્વદેશી વસ્તુઓનો વેપાર. | ૫૦૦ |
| ૫૦. સ્ટેન્ડર્ડ લેધર ફેક્ટરી એંડ ટેનરી ... ... ... | લાહોર. | ચામડાં કેળવવાં તથા તેની ચીજો બનાવવી. | ૨૦૦ |
| ૫૧. ભીવાની ટ્રેડીંગ કું. ... | દીલ્હી. | એક્સપોર્ટ ઇમ્પોટ એજંટ. | ૨૫ |
| ૫૨. દીલ્હી બ્રીક મેન્યુફેક્ચરીંગ કુંપની ... ... | ,, | ઇંટો તથા નળીયાં બનાવવાનું અને ઇમ્પોર્ટ એક્સપોટ. | ૭૫ |
| ૫૩. નેશનલ કમર્શીયલ કું. ... | ,, | ઇમ્પોર્ટ એક્સપોર્ટ. | ૧,૦૦૦ |

| નં૰ નામ. | અગ્રેસર અને ઠેકાણું. | હેતુ. | થાપણ રૂ. ૧,૦૦૦ |
|---|---|---|---|
| ૫૪. એક્સપોર્ટ ટ્રાન્સપોર્ટ સર્વીસ કુંપની ... ... | એફ. એમ. ચીનાઇ એંડ કું. | મોટરકાર ભાડે ફેરવવી વગેરે. | ૧,૦૦૦ |
| ૫૫. પાંચાળ આયર્ન એંડ બ્રાસ વર્ક્સ... ... ... | ભાઇલાલ નાથાભાઇ પાંચાલ બ્રધર્સ એંડ કું અમદાવાદ. | લોખંડ તથા પીતળની ચીજો બનાવવી. | ૫૦૦ |
| ૫૬. વેસ્ટર્ન ઇંડીયા રોપ કું. ... | દામોદર ગોવીંદજી એંડ કુંપની. | દોરડાં વગેરે બનાવવાં. | ૨,૦૦૦ |
| ૫૭. મોડન એન્જીનીયરીંગ એંડ કન્સ્ટ્રક્શન કું. ... ... | પર્સી હર્બર્ટ બર્ન એંડ જ્યોર્જ થોમસ મોસન, મુંબઇ. | એન્જીનીયર્સ કંટ્રાક્ટર્સ વગેરે. | ૧૭૫ |
| ૫૮. પર્લ્સ એંડ પ્રેશીયસ સ્ટોન્સ કન્સાઇન્મેંટ કું. ... | સી. આઇ. પારેખ એંડ કું. એપોલો સ્ટ્રીટ, મુંબઇ. | મોતી તથા ઝવેરાતનો વેપાર. | ૫,૦૦૦ |
| ૫૯. મીલ મશીનરી એંડ જનરલ સ્ટોર્સ ... ... | દમણીયા એંડ કુંપની મુંબઇ. | મશીનરી તથા સ્ટોર્સ પુરો પાડનાર. | ૨,૫૦૦ |
| ૬૦. ઇંડીયન ઓટો મોબાઇલ કું. | લક્ષ્મીદાસ હરીદાસ એંડ કું. ૩૨૦ મીંટ રોડ મુંબઇ. | મોટરો, સાઇકલો વગેરે બનાવવી તથા તેનો વેપાર. | ૩,૦૦૦ |
| ૬૧. અમદાવાદ સ્વદેશી સ્ટોર્સ કુંપની ... ... | ભીશન દયાળ ધરમદાસ એંડ કું. અમદાવાદ. | સ્વદેશી વસ્તુઓનો વે-વેપાર. | ૫૦૦ |
| ૬૨. કેશવરાય કોટન મીલ્સ ... | કેશવરામ પોતદાર એંડ કું. ૧૩ કલાઇવ રોડ, કલકત્તા. | કાપડ સુતરની મીલ. | ૮,૦૦૦ |
| ૬૩. પ્રોવીન્શીયલ ડાઇંગ પ્રીંટીંગ એંડ કેમીકલ વર્ક્સ ... | ટી એલ. ડૉર્લીંગ એંડ કું. ગીલેંડર હાઉસ કલકત્તા. | સુતર બનાવવું-રંગવું વગેરે. | ૬૦૦ |
| ૬૪. જાલોડીયા કૉટન મીલ્સ ... | સુખદેવદાસ રામપ્રસાદ ૧૪૦, હેરીસન રોડ, કલકત્તા. | જુટ તથા કાપડ, સુતરની મીલ. | ૪,૦૦૦ |
| ૬૫. ઇંડીયા સ્પીનીંગ એંડ વીવીંગ કુંપની .. ... | ડાકવાળા સન્સ એંડ કું. અમદાવાદ. | કાપડ સુતરની મીલ. | ૧,૨૦૦ |

આ પોલીશી કરેલા ટેબલ ટોય ખરીદ કરવા ક્યાં જશો ?

ઓમાં આગળ ધસી અને ત્યાં પોતાને સ્થિર કરી કોઇ પણ બીજા માણસ કરતાં વધારે હિંદી વ્યાપારીએજ પૂર્વ આફ્રિકામાં વ્યાપારની પહેલી ખીલવણી કરેલ છે અને વ્યવહારના પહેલાં સામાન્ય માર્ગો ખોલ્યા છે—" તે પ્રજાનાં કપાળમાં અનીતીનું મળું કલંક નાખનારો—ઇકોનોમિક કમિશનનો રિપોર્ટ હાલ ચોડવામાં આવ્યો છે—જે કથે છે કે " અમને તે હિન્દી પ્રજાની ત્યાં જરૂર પણ ન હતી—તે કદી અમારા પેહલાં ત્યાં હતી પણ નહિ. તેઓ તો ગુન્હા વધરનારી, વ્યભીચાર, અનીતી પોશનાર અને રોગને ઉતેજનારી હલકી જાત છે, આફ્રિકામાંની કાળી જાની પણ તેના સંસર્ગથી અનીતીમાન બને છે " આવી ટીકાનું કારણ તો એજ જણાય છે કે અમે વ્યાપારમાં ગમે તેટલા આગળ વધ્યા પણ તેનાં ચક્રરૂપ રાજ્ય રેખાની ગતી પર જાગૃત જાપત્તે ન રાખ્યો.

તેઓને જે કેહવું હોય તે કહે પણ સત્ય છે તે છુપું રહી શકે તેમ નથી અને તે પ્રમાણે જણાવવું જરૂરનું છે કે હિન્દીઓના આરબો સાથેના વસવાટની સાથેજ લવંગની ખેતીની સાથે નાળીયેરની ખેતી પણ તે મુલકનાં કેન્દ્રસ્થાન જંગબારસંસ્થાનમાં કરવામાં આવી હતી. આ ખેતી એવી છે કે જેમાં પરમાત્માની કૃપા શિવાય બીજી કશી અગત્ય પડતી નથી અને એક વખત જંગબારનાં કોપરાં મલબાર કોચીનનાં બીટમેની ટોપરાં કરતાં પણ વધારે વખણાવા લગ્યાં અને મારસેલ્સ, જીનોવા વગેરે ટોપરાં ઉપાડનાર મહાન ક્ષેત્રોની સબળ વ્યાપારી પેઢીઓને ત્યાં ખેંચી. પરંતુ ગયા અંકમાં જોયું છે તે પ્રમાણે લવગની પેદાયશથી પ્રજાની નજર નાળીએરની ખેતી તરફ વધારે ઠરી નહિં. છતાં તેનો વેપાર બહુ ધીકતો થયો અને છેલ્લી નિકાશ ૨૧૬૮૪૨ પોંડનાં ટોપરાંની જંગબારથી બહાર થઇ હતી આ તો ખુદ ટોપરાં પરંતુ ત્રણ ચાર મિલો તેને પીશી તેલ કહાડે છે તેનો સમાવેશ આ આંકડામાં થતો નથી.

નાળીએરનો પાક વર્ષમાં ત્રણ વખત ઉતરતો હોવાથી તરત નાણું કમાવાની-જલદી ધનવાન બનીજવાની વૃત્તિએ જંગબારની ભોળી પ્રજામાં પણ જરા વાસ કરવાથી નાળીએરને બહુ કાચી અવસ્થામાં નીચે ઉતારી લેવામાં આવે છે. તેને ધુમાડાથી સૂકાવી તરત ચડાવી દેવાની વૃત્તિ થાય છે અને તેને પરીણામે એ ધુમાડેલાં કોપરાં-મારસેલ કવોલીટી જાતમાંજ જાય છે. પરીણામે વિના કારણે મલબારનાં ટોપરાં કરતાં ૩૦ થી ૪૦ ટકા ભાવ તેના પડી જાય છે અને પાશ્ચત્ય હુશીઆર પ્રજાના ભેગ અમે બનીએ છીએ. જ્યારે શાન્તીથી ધીરજથી જે કોપરાં સૂર્યના તાપથી અથવા વૈજ્ઞાનિક ભઠ્ઠીથી સૂકવવામાં આવે છે કે જે જેમ જર્મન પૂર્વ આફ્રિકાના મુલક ચોલા વગેરેમા સુકવવામાં આવનાં હતા યા આવે છે તો અમારાં આ સંસ્થાનમા આ પેદાશ પણ બહુજ નમુનેદાર થઇ શકે તેમ છે. એક ગ્રીક ખેડુને આ અખતરો થોડો સમય થયાં શરૂ કર્યો છે અને હિન્દી વ્યાપારીઓની નજર હજુ તે તરફ ગઇ નથી એ અમારી કથા છે.

પરંતુ પ્રશ્ન એ પણ થાય છે કે હિન્દી મૂડીથી કોપરાં પીશી તેની પેદાયશ પણ સંપૂર્ણ રીતે આ મુલકમાં આપણાં સાહસથંજ શા માટે ન કરવામાં આવે? જેમ મેસર્સ તાતા સન્સની પેઢીએ તેવી એક ફેકટરી કોચીન ખાતે કાઢી છે તેમ એકાદ મોટી મીલની ત્યાં પણ સંપૂર્ણ અપેક્ષા છે. નામદાર સરકાર તેવાં સાહસને મદદ પણ આપવા તત્પર છે કારણ કે જે મિલો છે તે બહુજ નાનાં પ્રમાણમાં અને તેની વ્યવસ્થા આધુનિક અપેક્ષાઓને સંતોષે તેવી નથી. જો આમ કરવામાં આવે તોજ વાણિજ્યનું આ સારૂં અંગ આપણા હાથમાં સારી રીતે ફળદાઈ થાય.

---

પરંતુ જે ખેતી નાળીએરની કરવામાં આવે છે તે બહુજ ઓછી છે. આ સંસ્થાનનો વિસ્તાર ૧૦૨૦ ચોરસ માઇલનો લેખવામા આવે છે તેના બહુજ ખહોળા વિભાગમાં આ ખેતીને માટે સ્થાન છે-નવાં ખીલતાં જર્મન પૂર્વ આફ્રિકાનાં સંસ્થાનમાં તો મહાન ક્ષેત્ર છે અને જેટલી ખેતી અને ઉદ્યોગ આ દિશામાં ખીલવવો હોય તેમાં એ હરીફ સ્થાન છે અને જો વૈજ્ઞાનિક માર્ગે સુકવવામાં આવે તો ખેતીવાડી ખાતાંના છેલા રિપોર્ટો એમ કહે છે કે બ્રિટિશ મહારાજ્યનાં કોપરાં પેદા કરનાર પ્રસિદ્ધ સંસ્થાનોનાં ટોપરાંની જાતને પણ ટક્કર મારે તેવાં કોપરાં જંગબાર સંસ્થાનમાંથી પેદા થઇ શકે અને તેની સાથે જો ઉદ્યોગ ખીલવવામાં આવે તો જીનોવા અને ફ્રાન્સ અને છેલે દક્ષિણ આફ્રિકાનો પગ પેસારો અમારા ઘરમાંથી નીકળી શકે. નહીતર અમારી સુસ્તીને કારણે અમારી ભાવી પ્રજાનાં હિતને વિરોધક તત્વો આવી રીતે ઉંડાં પેશી જાય છે.

કહેવાઇ ગયું છે કે હિંદુસ્તાને જો સંસ્થાનના વ્યાપાર તરફ નજરજ ફેંકવી હોય તો પૂર્વ આફ્રિકા હિંદુસ્તાનનું પહેલું સંસ્થાન છે. સરકારના કોઇ સ્ટેમ્પુરની તેમાં જરૂર નથી કમીશનો કે જુણ નીઓની અગત્ય નથી માત્ર હિંદુસ્તાનનાં વ્યાપારી ક્ષેત્રનાં રત્નોની મીઠી નજર તે તરફ ફરવાની અગત્ય છે—જ્યારે એ દીવસ ઉગશે ત્યારે સાત ઇકોનોમિક કમીશનોના સ્વાર્થોધ રિપોર્ટ પણ આપણને ગલાની-ગુસ્સાં કે ઘૃણા પેદા કરવાને બદલે હાસ્યજનક અરણ્ય રૂદન સમાન લાગશે. પરમાત્મા એ દિવસ કયારે બતાવશે? કવિ તો કહે છે-કે

"પેખ ઉદયોગિ કરી દૃષ્ટિ ઉંચી કરી, સુર્ય ધીમે ધીમે આમ આવે."

---

## ખાંડનો ઉદ્યોગ.

ખાંડના ઉદ્યોગ વીશે "વર્લ્ડ સેલ્સમેન" નામના માસીકમાં નીચે પ્રમાણે લેખ આવ્યો છેઃ-

જાવા વગેરે હોલેંડનાં સંસ્થાનોમાં ખાંડનો વેપાર મુખ્ય છે. એ વેપાર ઉપર એ સંસ્થાનની આબાદી અત્યારે આધાર રાખે છે. ખાંડ બનાવવા માટેની મીલો યુરોપીયનો, ચીનાઓ તથા જાપાનીઝના હાથમાં છે. એવી મીલોની સંખ્યાં ૧૮૮ છે. એમને માટે સાડાત્રણ લાખ એકર જેટલી જગામાં શેરડીનો પાક કરવામાં આવે છે. નેહેરોમાંથી પાણી એ જમીનમાં પહોંચાડાય છે. એની પેદાશ સોળ લાખ ટન જેટલી છે. તેની કીમત ચાર કરોડ પાઉંડ જેટલી છે. છેલાં કેટલાંક વરસોમાં થયેલી ખાંડની નીકાશ નીચે પ્રમાણે હતીઃ—

| વરસ | ટન (હજાર કીલોસ | વરસ | ટન (હજાર કીલોસ |
|---|---|---|---|
| ૧૯૧૩ | ૧૪૯૮૦૦૦ | ૧૯૧૬ | ૧ ૬૨૦૦૦ |
| ૧૯૧૪ | ૧૪૮૮૦૦૦ | ૧૯૧૭ | ૧૨૬૧૦૦૦ |
| ૧૯૧૫ | ૧૩૭૧૦૦૦ | ૧૯૧૮ | ૧૫૭૦૦૦૦ |

૧૯૧૫ તથા ૧૯૧૭ ના વરસોમાં સ્ટીમરોની તંગી નડવાથી નીકાશ ઘટી હતી પણ તે પાછી સ્ટીમરો મળી હતી. મે-નવેંબર ૧૯૧૧ ના પાકની ઉતર ઓછી જણાશે કારણ કે ઘણીક મીલોએ આગલે વરસે પાક માટે ઓછા વીસ્તારની જમીન રોકી હતી. તેમ છતાં ખાંડની કીંમત વધારે હોવાથી ઘણીક મીલો અગાઉ કોઇ વાર નહી કરેલો એવો નફો કરશે. આ ભાગોમાં શેરડીનો પાક કરવાનું તથા તેમાંથી 'ખાંડ મેળવવાનું કામ શાસ્ત્રીય પદ્ધતીથી કરવામાં આવે છે અને તેને પરીણામે દર એકર દીઠ સાડાચાર ટન ખાંડ મેળવાય છે. એ ધંધામાં ત્રણ હજાર યુરોપીયનો રોકાયલા છે. એમને મેનેજર તરીકે નીમતા પહેલાં ઘણી અઘરી પરીક્ષાઓ પસાર કરવી પડે છે. ખાંડ ત્રણ જાતની બને છે તેમાંથી પહેલીને પહેલાં

---

ઉકાળાની ખાંડ કહીને ઓળખાવવી ઠીક પડશે. તેનો રંગ ઘેરો બદામી કે તપખીરીયા હોય છે. આઠથી પંદર નંબર સુધીની એ હોય છે. પીળી ખાંડને સોળથી પચીસ સુધીના નંબર અપાય છે, એ નંબર આપવા માટેના નમુના દર બે વરસે બદલાય છે. ત્રીજા ઉકાળાની ખાંડ સફેદ હોય છે. ખાંડ પરદેશ મોકલવા માટે હવે ગુણીનો ઉપયોગ કરાય છે. દરેક ગુણમાં ૨૨૫ પાઉંડ વજન જેટલી ખાંડ ભરાય છે. એ માલ સ્થાનીક બજારમાં વેચતા નથી. પરદેશ ખાતે નીકાશ કરનારઓ ઉપર એ માલ મોકલાય છે અને તેઓ એમાંથી જાતભાત પ્રમાણે વિભાગ છુટા કરી તેને અનુકુળ દેશ ખાતે મોકલે છે. એ રીતે જુદા જુદા દેશો ખાતે મોકલાતી ખાડનો જથો એક સરખી રીતે વંચાયલો રહેતો નથી. છતા સામાન્ય રીતે એમ કહી શકાય કે એમાંથી ત્રીસ ટકા જેટલી ખાંડ યુરોપ ખાતે, ત્રીસ ટકા જેટલી હીંદુસ્તાન ખાતે, ત્રીસ ટકા જેટલી ચીન ખાતે અને દસ ટકા જેટલી જાપાન ખાતે જાય છે. બે ઉકાળાથી ખાડ કાઢી લીધા પછી રહેલા કુચામાંથી ગોળ જેવો જે પદાર્થ મેળવાય છે તે તથા પીળી ખાંડ યુરોપ ખાતે ઘણી જાય છે. ઉંચી સફેદ જાતની ખાંડ હીંદુસ્તાનમાં જાય છે. બીજા પ્રકારની તથા કાળી ખાંડ ચીન તથા જેપાન જાય છે જ્યાં તેનો કેટલીક ભાગ એમને એમ વપરાય છે અને કેટલાક ભાગ સાફ કરવામાં આવે છે. ખાંડ બનાવતાં મળેલો છેવટનો ગોળ જેવો પદાર્થ દારૂ ગાળવા માટે હીંદમાં સીયામમાં તથા ચીનમા વપરાય છે. હીંદમાં અગાઉ જાવાની ખાંડ આવતી ન હતી તે વેળા આસ્ટ્રીયાથી આવતી ખાંડ હિંદમાં વપરાતી, પણ પાછળથી રંગુન, કલકત્તા, મદ્રાસ, મુંબઈ તથા કરાંચી ખાતે જાવાથી સ્ટીમરો આવતી થઇ તે પછી જાવાની ખાંડ હીંદમાં ઘણી વપરાવા લાગી છે. હીંદમાં હવે ખાંડ જાવા તથા મોરીસસથી આવે છે, ચીનમાં તથા જાપાનમાં જાવાની ખાંડ મોકલવા માટેની સ્ટીમરોની સગવડ વધવાથી એ દેશો ખાતે પણ જાવાની ખાંડની નીકાશ નીયમીત રીતે થવા લાગી છે, પણ ચીનમાં એનો ઉઠાવ બહુ વધી જવાની વકી રાખવામાં આવે છે.

જાવામાં શેરડીને પાકી થતાં અઢાર માસ લાગે છે. દર વરસે નવી જમીન પાક માટે કામે લેવાય છે અને એ રીતે દર ત્રણ વરસે એ જમીનમા નવો પાક થાય છે. જલદી પાકે એવી શેરડીને માટે કયારા રાખવામાં આવે છે. શેરડીમાથી નવથી બાર ટકા જેટલી ખાંડ મળે છે. અગ્યાર ટકા કરતા વધારે ખાંડ ઉતરે તે વરસે ખાંડની મીલવાળાઓ પોતાને ભાગ્યશાળી ગણે છે. બહારના લોકો સાથે એ મીલવાળાઓ સોદા કરતા નથી. સોદા એકી વેળા ઓગણીસ હજાર પીકલ જેટલી ખાંડ માટે થાય છે એ સોદા માટે આઠથી દસ, બારથી પંદર, સોળથી ચોવીસ, અને પચીસ અથવા વધારે એ પ્રમાણે નંબરો નોંધય છે પછી તેમાં જે માલ મળે તેને માટે નંબરો જુદા પાડવાનું કામ ખરીદનારાઓ કરે છે, જો મીલમાંથી મળેલી ખાંડનો રંગ વધારે ખુલો હોય છે તો ખરીદનારને લાભ વધારે થાય છે. એની નીકાશના કામકાજ માટે બેંકો તરફથી નાણાંની સગવડ ઘણી મળે છે. નીકાશ માટેનાં બંદરો સૌર બાયા, સેમારાંગ, એરીઓન, ટેગલ, પેકાલોંગન, પાસોરીયન, બેન્જવાંગી વગેરે છે પણ તે માટેના સોદા કરનારા વેપારીઓની પેઢીઓ સોરાબાયા, સેમારાંગ તથા બટેવીયા ખાતેજ છે. એ વેપારીઓની મદદ વગર કામકાજ કરવાની ગોઠવણ જો પરદેશના માલ મંગાવનારાઓ કરે તો તેમાં તેમને ઘણો લાભ થાય પણ તેમણે માલ રાખવા માટેની પુરકળ જગા, નાણાંની સારી સગવડ અને માલ ખરીદવા તથા સ્ટીમર ઉપર ચઢાવવા માટેનો આડત્યો એટલાં સાધનો સારી રીતે રાખવાં જોઈએ.

---

# જોઇંટ સ્ટોક કંપનીઓ.

માઇસોર સ્ટેટ અને બ્રિટિશ હિંદુસ્તાનમાં સપ્ટેંબર ૧૯૧૯માં થયેલી જોઇન્ટ સ્ટોક કંપનીઓનાં નામ ઠેકાણાં વીગેરે હકીકત નીચે પ્રમાણે છે:—

| નં૦ નામ. | અગ્રેસર અને ઠેકાણું. | હેતુ. | થાપણ રૂ. ૧,૦૦૦ |
|---|---|---|---|
| બેંકીંગ લોન અને ઇન્સ્યુરન્સ. | | | |
| ૧. ગૈબાન્ધ બરમા બેંકીંગ અને ટ્રેડીંગ કું. ... ... | ડાયરેકટર, જાદબચંદ્ર મન્ડલ, ગૈબાન્ધ બંગાલ. | બેંકનું અને ધીરધારનું. | ૫૦ |
| ૨. બોથા બેંકીંગ અને ટ્રેડીંગ કું. | મેનેજીંગ ડાયરેક્ટર રાજેન્દ્રકુમાર, બોથા બંગાલ. | ,, | ૧,૦૦ |
| ૩. ઇન્ડીયન ઇન્ડસ્ટ્રીયલ બેંક... | મેનેજીંગ એજન્ટો એસ. એન. બન્ડો, ૩ થી ૬ હેર સ્ટ્રીટ, કલકત્તા. | ,, | ૫૦,૦૦૦ |
| ૪. યુનીયન બેંક ઓફ ઇન્ડીયા. | મુંબાઇ. | ,, | ૫૦,૦૦૦ |
| ૫. કોઇમબટુર અનુપરપલયામ બેંક ... ... | સેક્રેટરી, સી. એમ. નાગે નેડુ કોઇમબટુર મદ્રાસ. | ,, | ૧૦૦ |
| ૬. કનજાપાલીશ્રી ગણેશ સહાયનીધી ... ... | સેક્રેટરી, ઉથાન્ડી ચેટ્ટી કનજાપ ક્ષી. અવનાશી તાલુક, કોઇમબટુર, મદ્રાસ. | ,, | ૫૦ |
| ૭. કોલેગલ શ્રીમદ હેરનગ વંશભી વરધનનીધી ... | સેક્રેટરી, એ. બી છેતીવીર ચેટી કોલેગલ, કોઇમબટુર. મદ્રાસ. | ,, | ૫૦ |
| ૮. મરચન્ટસ બેંક... ... | ડાયરેકટર, એસ. આઇ એમ. મુથુસ્વામી ઓડયર, ટાનજોર, મદ્રાસ. | ,, | ૨૦૦ |
| ૯. પીલામેદુ કરીશ્નરધરાજા દેવલયા પરીપાલનાનીધી.. | સેક્રેટરી, જી. રંગસ્વામી નેડુ, કોઇમબટુર મદ્રાસ. | ,, | ૧૦૦ |

| નં૦ નામ. | અગ્રેસર અને ઠેકાણું. | હેતુ. | થાપણ રૂ. ૧,૦૦૦ |
|---|---|---|---|
| ૧૦. રેલ્વે ઇન્સ્યુરન્સીસ. ... | મેનેજીંગ એજન્ટો, ફોરટી વઇટ એન્ડ કો, ૧ એ, વેનીસીયર ટ રો, કલકત્તા. | વીમો. | ૨,૫૦૦ |
| ૧૧. આરગસ ઇન્સ્યુરન્સ. ... | એજન્ટો, એમ. એમ. દવે એન્ડ કું. ૧૧૮૬, રીચી રોડ, અમદાવાદ, મુંબાઇ. | ,, | ૫,૦૦૦ |
| ૧૨. બેંગાલ શીપ બીલ્ડીંગ અને નેવીગેશન કો. ... ... | મેનેજીંગ એજન્ટો, ઇસ્ટર્ન એજન્સી એન્ડ કું ૨ અને ૩, લાલ બજાર સ્ટ્રીટ, કલકત્તા. | વહાણો, ખરીદવા, ચાટર કરવા, ભાડે આપવા અને બાંધવા વગેરેનું કામકાજ. | ૧૦,૦૦૦ |
| ૧૩. ડેમોક્રેટ ... ... | ૧ પ્રયાગ સ્ટ્રીટ, અલાહાબાદ | પુસ્તકો છાપવા વગેરે. | ૧૦૦ |
| ૧૪. શ્રી ભારત આર્ટ પ્રીન્ટીંગ વર્કસ ... ... ... | એજન્ટો, કનીયાલાલ મણીલાલ જૈન એન્ડ કું. અમદાવાદ મુંબઇ | ,, | ૧૦૦ |
| ૧૫. નેશનલ ડેમોક્રેટીક પબ્લીશીંગ કો. ... ... | એજન્ટો, પવાર પીર ભાઇ એન્ડ કું. મુંબઇ | ,, | ૧,૦૦૦ |
| ૧૬. હોમ ઇન્ડસ્ટ્રી, એગ્રીકલ્ચર અને ટ્રેડીંગ કોરપોરેશન... | ડાયરેક્ટર, સતીન્દ્રનાથ ચક્રવર્તી બારાસત બંગાલ. | વેપારીઓ, ખેડુતો, ગરીબ અને મધ્યમ વર્ગના લોકોને મદદ કરવી અને વેપાર કરવો. | ૧૦૦ |
| ૧૭. ફ્રન્ટીઅર સીન્ડીકેટ ... | ૯ હેસ્ટીંગ્સ સ્ટ્રીટ, કલકત્તા. | આમદાના વેપારી અને પરચુરણ ધંધો કરનાર | ૨,૦૦૦ |
| ૧૮. ઇન્ડો-જનરલ ઇન્વેસ્ટમેન્ટ કોરપોરેશન ... ... | ૩૨ ડેલહાઉસી સ્કેવર કલકતા. | પરચુરણ વેપારીઓ અને બનાવનારાઓ | ૧,૫૦૦ |
| ૧૯. ઓરીયન્ટલ ઇન્વેસ્ટમેન્ટ અને ઇન્ડસ્ટ્રીયલ ટ્રસ્ટ ... | ,, | ,, | ૩,૦૦૦ |

| નં૦ નામ. | અગ્રેસર અને ઠેઠાણું. | હેતુ. | થાપણ રૂ. ૧,૦૦૦ |
|---|---|---|---|
| ૪૦. હીરાચંદ હેમચંદ એંડ કું... | હીરાચંદ હેમચંદ મુંબઇ | સામાન્ય વેપાર. | ૩,૦૦૦ |
| ૪૧. ગોભાઇ કરંજીયા ... | એમ. એન. ગોભાઈ એંડ કું. મુંબઇ. | " | ૧૦,૦૦૦ |
| ૪૨. સીવીલ એન્જીનીયર્સ ... | ડી. જી. સોવાની મુંબઇ. | સીવીલ એન્જીનીયર્સ એંડ સર્વેયર્સ. | ૧૦૦ |
| ૪૩. કરાંચી મોટર ટ્રાન્સ્પોર્ટ કું .. | બી. આર. હુર્મોન એંડ મોહટા, કરાચી | મોટર મારફને લાવ લઇજા કરવી. | ૫૦૦ |
| ૪૪. ઇંડીયન યુનીવર્સલ સ્ટોર્સ. | હુસેનભાઇ દલસુખભાઇ એંડ કું. મુંબઇ. | બધી ચીજોનો સ્ટોર્સ. | ૨૦,૦૦૦ |
| ૪૫. બ્રીટીશ ન્યુપોર્ટ એંડ જનરલ એરક્રેફટ કું. ... | રેજીનાલ્ડ એસકેર્યોલ હ્યુજીસ રોડ મુંબઇ. | વીમાનને લગતા સામાનનો વેપાર. | ૫,૦૦૦ |
| ૪૬. ઇંડીયન સ્ટીલ વાયર પ્રોડક્ટસ ... ... ... | લલુભાઇ વાલચંદ કાપડીય એંડ કું. ૬૫ એપોલો સ્ટ્રીટ મુંબઇ, | સ્ટીલના તાર વગેરેનો વેપાર. | ૫,૦૦૦ |
| ૪૭. ઇસ્ટર્ન આર્ટ ઇંગ્લીઝ એંડ મેન્યુફેક્ચરીંગ કું. ... | ઓઝા એંડ કું. મુંબઇ. | છબીઓ જડવાની ફ્રેમો બનાવવી વગેરે. | ૫૦૦ |
| ૪૮. ભારત ઑઇલ પેન્ટ એંડ ઇંડસ્ટ્રીયલ કું. ... ... | જે. ડી. સંઘવી એંડ કું. મુંબઇ. | કપાસીયા તેલ રંગ વાર્નીશ વગેરેનો વેપાર. | ૨,૪૦૦ |
| ૪૯. લક્ષ્મીપુર બેનાની ટ્રેડીંગ કું. | શીવનારાયણ બેનાની, ગાયબંધ, બંગાલ. | વેપાર, શરાફી વગેરે. | ૧૦૦ |
| ૫૦. મશીનરી મેન્યુફેક્ચરીંગ કું. | અંબાલાલ એમ પટેલ એંડ કું. અમદાવાદ. | એન્જીનો વગેરે બનાવવા. | ૫૦૦ |
| ૫૧. માર્ક ફ્રીફર્ડ ... ... | એ. બી. પંડયા, મુંબઇ. | સામાન્ય વેપાર અને આડત. | ૨૦ |
| ૫૨. આઇડીયલ ટ્રાન્સ્પોર્ટ કું.... | સી. કે. લાલન એંડ કું. મુંબઇ. | લાવલઇજા કરવાનું. | ૨,૫૦૦ |

| નં૦ નામ | અગ્રેસર અને ઠેકાણું | હેતુ. | થાપણ રૂ. ૧,૦૦૦ |
|---|---|---|---|
| ૫૩. પેનીન્શ્યુલર ટ્રેડીંગ કું. ... | દવે પારેખ એંડ કું. મુંબઈ. | વેપાર. | ૫૦૦ |
| ૫૪. અમદાવાદ ગ્લાસ વર્કસ ... | દવે અધ્યારૂ એંડ કું. મુંબઈ. | કાચનો માલ બનાવવો. | ૫૦૦ |
| ૫૫. બોમ્બે એકસપોર્ટ ઇમ્પોર્ટ એંડ મેન્યુફેકચરીંગ કું. ... | નીડ એંડ કું. મુંબઈ. | રેશમ રૂ, વગેરેનો માલ બનાવવો તથા તેવા માલની આયાત નીકાશ વગેરેનું કામ કરવું. | ૫૦૦ |
| ૫૬. હીરાલાલ રણછોડદાસ એંડ કંપની ... ... | હીરાલાલ રણછોડદાસ એંડ કું. અમદાવાદ. | વેપાર તથા આડત. | ૩૦૦ |
| ૫૭. બોમ્બે આફ્રીકા ટ્રેડીંગ કું... | ડબલ્યુ. એચ. બ્રાડી એંડ કું. મુંબઈ. | ,, | ૩,૦૦૦ |
| ૫૮. ભરતખંડ સ્વદેશી સ્ટોર્સ એંડ ઇંડસ્ટ્રીયલ કું ... | મોતીલાલ દામોદરદાસ રાવલ એંડ કું. | સ્વદેશી માલ બનાવવો અને તેનો વેપાર કરવો. | ૫૦૦ |
| ૫૯. હીંદુસ્તાન ટેનરીઝ ... | પીરભાઇ કોચર એંડ કું. મુબઇ. | ચામડાં તથા તેમાંથી બનેલી ચીજોનો વેપાર. | ૫,૦૦૦ |
| ૬૦. એકમી મેન્યુફેકચરીંગ કું... | જે. ગોવર્ધનદાસ એંડ કું લેમીંગ્ટન રોડ, મુંબઈ. | મોટરકાર બાઇસીકલ વગેરેનો વેપાર. | ૨,૦૦૦ |
| ૬૧. ઇશ્વર એંડ કું. ... ... | ઓ. વી સુબ્રુકૃષ્ણ કોઇમ્બટુર. | વેપાર. | ૫૦ |
| ૬૨. જનરલ વેરહાઉસ કું. ... | પી. ઇ. રાગીયર કોઇમ્બટુર. | ,, | ૫૦ |
| ૬૩. ઇંટરનેશનલ કૉમર્સ કૉરપોરેશન ... ... | આર. કોલમેન એંડ કું. મદ્રાસ. | ઇમ્પોર્ટ તથા એકસપોર્ટ. | ૫૦૦ |
| ૬૪. રતન કોમ ટેનરીઝ ... | લક્ષ્મીરતન, મદ્રાસ. | ચામડાં કેળવવાં તથા તેનો વેપાર. | ૫૦૦ |

| નં૦ નામ. | અગ્રેસર અને ઠેકાણું. | હેતુ. | થાપણ રૂ. ૧,૦૦૦ |
|---|---|---|---|
| ૬૫. સુરત ઇંડસ્ટ્રીયલ મીલ્સ કું. | નગીનલાલ મગનલાલ એંડ બ્રધર્સ, વીરમગામ. | કાપડ સુતર બનાવવું. | ૧,૨૦૦ |
| ૬૬. વીરમગામ ઇંડસ્ટ્રીયલ મીલ્સ કુંપની ... ... | ચુનીલાલ જેચંદ એંડ સન્સ, વીરમગામ. | ,, | ૫૦૦ |
| ૬૭. ગોકાક મીલ્સ ... ... | ફૉર્બ્સ ફૉર્બ્સ કેમ્પબેલ એંડ કું. મુંબઇ. | મીલો તથા કારખાનાં કાઢવાં વગેરે. | ૪,૮૦૦ |
| ૬૮. વર્ધા મીલ્સ કું.... ... | રૂસ્તમજી ગોવર્ધનદાસ એંડ કું. મુંબઇ. | કાપડ સુતર બનાવવાનું. | ૫,૦૦૦ |
| ૬૯. સર હુકમચંદ એંડ દાલમીયા કૉટન ઑઇલ મીલ્સ ... | સર હુકમચંદ બાબા કીશનદાસ એંડ કું. | સુતર, ઉન રેશમ વગેરેની મીલોનું કામ. | ૩,૫૦૦ |
| ૭૦. એવીયી મીલ્સ કુ. ... | એંડ્રુયુલ એંડ કુંપની કલકત્તા. | જુટ વગેરે રેસામાંથી માલ બનાવવો | ૨,૬૦૦ |
| ૭૧. બનારસ કૉટન એંડ સીલ્ક મીલ્સ કુ. ... ... | બનારસ બેંક બીલ્ડીંગ્સ, બનારસ. | રૂ, સુતર, રેશમ વગેરે સાફ કરવાનું તથા તે ઉપર રંગ ચઢાવવાનું. | ૭,૫૦૦ |
| ૭૨. સુર્યપુર મીલ્સ કું. ... | સાંકળીયા દલાલ એંડ કું. મુંબઇ. | સુતર કાંતવાનું દાબવાનું વગેરે. | ૧,૦૦૦ |
| ૭૩. ગંગા રાઇસ મીલ્સ .. | બી. રાય એંડ કુ. ૪, મીશનરો, કલકત્તા. | ચોખા તથા અનાજ સાફ કરવાની મીલ. | ૬૦૦૦ |
| ૭૪. પુર્નીયા રાઇસ મીલ્સ કુ... | ડેવનપેર્ટ એંડ કું. કલકત્તા. | ,, | ૨,૦૦૦ |
| ૭૫. બાકરગંજ રાઇસ મીલ્સ કુ | યુનાઇટેડ ફ્રેંડસ એંડ કું. કલકત્તા. | ,, | ૫,૦૦૦ |
| ૭૬. આસામ પ્લેંટર્સ રાઇસ મીલ્સ... ... | એસ સેન, બખુ લાલ લેન કલકત્તા. | ચોખા વગેરે અનાજની મીલ ચલાવવી તથા પાક કરવો. | ૧૦૦ |
| ૭૭. હાઉરા ફ્લોર મીલ્સ ... | રૂપચંદરાય સ્ટ્રીટ, કલકત્તા. | ઘઉં ચોખા વગેરેનો આટો કરવો | ૧,૫૦૦ |

મેટેલીક શીલીંગની સારી ડીઝાઇન ગમશે કે?

| નં૦ નામ. | અગ્રેસર અને ઠેકાણું. | હેતુ. | થાપણ રૂ. ૧,૦૦૦ |
|---|---|---|---|
| ૭૮. હીલાલી ઑઇલ મીલ્સ ... | ઇ. સોલોમન એંડ કુાં. રાધાબઝાર સ્ટ્રીટ, કલકત્તા. | ઑઇલ મીલ માટેનાં સાધનો ખરીદવાં. | ૩૦૦ |
| ૭૯. હાર્તીકુલ ઑઇલ કુાં. ... | એંડર્સન રાઇટ એંડ કુાં. કલકત્તા. | તેલ બનાવવાં તથા તેનો વેપાર કરવો. | ૨,૦૦૦ |
| ૮૦. હુગલી ઑઇલ મીલ્સ ... | એસ. ચકરબતી એંડ કુાં. કલકત્તા. | ,, | ૬,૦૦ |
| ૮૧. ઑઇલ એંડ ઇંડસ્ટ્રીયલ ... | સતીશચંદ્ર સરકાર ના ટોર, બંગાળ. | ,, | ૧૫૦ |
| ૮૨. સીલ્હુતટીપરા ટી કુાં. ... | નેશનલ પ્લાંટર્સ એજંસી, બંગાળ. | ચા વગેરેનો વેપાર. | ૨૦૦ |
| ૮૩. ઓરાંગ ટી કુાં. ... ... | શો વૉલેસ એંડ કુાં. કલકત્તા. | ચા વગેરેનો પાક કરવો તથા વેપાર કરવો. | ૧૦૦૦ |
| ૮૪. મતીધર ટી કુાં. ... ... | જે. સી. બેનરજી કલકત્તા. | ,, | ૩૦૦ |
| ૮૫. બીકુમપુર ટી એંડ ઇંડસ્ટ્રી કુાં. | જોગેશચંદ્ર ઘાટક. સુનશીગંજ. | ,, | ૩૦૦ |
| ૮૬. સેંટ્રલ આસામ ટી કુાં. ... | ડીબન એંડ કુાં. કલકત્તા. | ,, | ૩૦૦ |
| ૮૭. ઑકલેંડ ટી. કુાં... ... | ,, | ,, | ૩૦૦ |
| ૮૮. ગોલકપુર ટી કુાં... .. | ગોલકપુર એજન્સી કુાં. બંગાળ. | ,, | ૧૦૦ |
| ૮૯. ઇસ્ટ બંગાલ હીંદુ મોસ્લેમ પ્લેંટર્સ ... ... | અબદુલ ગફુર એંડ ફ્રેંડસ કરીમગંજ આસામ | ,, | ૧૦૦ |
| ૯૦. કરટનંદી કોલ એંડ કુાં. ... | પીલ્યર એંડ કુાં. | કોલસાની ખાણનું. | ૯૦૦ |
| ૯૧. સેંટ્રલ જેમીહારી કોલ કુાં... | ઉરમાલ જમાલ એંડ સન્સ કલકત્તા. | ,, | ૫૦૦ |

| નં૦ નામ. | અગ્રેસર અને ઠેકાણું. | હેતુ. | થાપણ રૂ. ૧૦૦૦. |
|---|---|---|---|
| ૯૨. લંડન બર્મા ડેવલપમેન્ટ કું. | બંગાળ. | તેલની તથા કોલસાની ખાણો શોધવા વગેરે. | ૫૦ |
| ૯૩. જેસીનીયા મીનરલ્સ માઇનીંગ કું. ... ... | માથર એંડ કુંપની કલકત્તા. | અબરકની ખાણોનું. | ૧,૦૦૦ |
| ૯૪. ઈંડીયન મીનરલ્સ એકસ્પ્લોરેશન સીંડીકેટ ... | પેસ્તનજી ધનજીભાઇ પટેલ ૩૦૮ હોર્નબી રોડ મુંબઇ. | ખાણોનું. | ૧૦૦ |
| ૯૫. ઇકોનોમીક લેંડ બીલ્ડીંગ એંડ સ્ટોર્સ ... ... | એમ. જે. વર્ધમાન એંડ કું. | જમીન લેવી, મકાનો બાંધવાં. | ૫,૦૦૦ |
| ૯૬. બેબીન્સ ... ... | ડબલ્યુ. ફ્રીમેન એંડ કું. કલકત્તા. | જમીન લેવી મકાન બાંધવા તથા બેબીન બનાવવાં વગેરે. | ૨,૦૦૦ |
| ૯૭. બંગાલ હાઉસ એંડ એસ્ટેટ સીન્ડીકેટ ... | સેલરાના એંડ કું. | જમીન વેચાતી અથવા પટે લેવી વગેરે. | ૨,૫૦૦ |
| ૯૮. બીલ્ડીંગ કું ... ... | એફ. જી. હુસેન એંડ કું. મુંબઇ. | જમીન લેવી તથા મકાન બાંધવાં. | ૨૧,૦૦૦ |
| ૯૯. કુસ્તીયા શુગરકેન મીલ્સ ... | રાયદત્ત એંડ કુંપની કુસ્તીયા બંગાળ. | ખાંડ બનાવવી. | ૨૫૦ |
| ૧૦૦. બેરોની એંડ કું. | કલકત્તા. | શેરો, સ્ટૉક વગેરેનું કામકાજ. | ૧,૫૦૦ |

---

# ચેમ્બરની કમીટીની સભાઓ.



ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરોની કમીટીની એક સભા મંગળવાર તા. ૨૩ મી ડીસેમ્બર સને ૧૯૧૯ ને રોજ સાંજના બે કલાકે (સ્ટા. ટા.) ભરવામાં આવી હતી જે વખતે નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતાઃ—

(૧) સોરાબજી બેદલજી વૉર્ડન.
(૨) ઓ. શેઠ પુરૂષોતમદાસ ઠાકોરદાસ.
(૩) ,, ,, ચુનીલાલ વી. મેહતા.
(૪) શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસી.
(૫) ,, સુરજમલ લલ્લુભાઈ.
(૬) ,, લખમીદાસ રવજી તેરસી.
(૭) ,, વલ્લભદાસ ચતુરભુજ શીવજી.
(૮) શેઠ વિઠલદાસ દામોદર ગોવિંદજી.
(૯) ,, ગુલાબચંદ દેવચંદ જવેરી.
(૧૦) ,, ફીરોજ જે. ભીલીમોરીયા.
(૧૧) ,, ફાજલભાઇ ઇબ્રાહીમ રહીમતુલ્લા
(૧૨) ,, લાલજી ગોવિંદજી.
(૧૩) બી. એફ. માદન.
(૧૪) ,, એન એમ. મઝુમદાર

૧. તા. ૯ મી ડીસેમ્બર ૧૯૧૯ ને રોજ ભરાયેલી કમીટીની સભાની મીનીટો જે સભાસદોમાં ફેરવવામાં આવી હતી તે પસાર કરવામાં આવી હતી.

૨. નીચે જણાવેલા ગૃહસ્થો તથા પેઢીઓ તરફથી ચેમ્બરમાં સભાસદ તરીકે દાખલ થવાની અરજીઓ આવી હતી જેમને રાબેતા મુજબ બેલટ ઉપર મોકલવાનો ઠરાવ થયો હતો. બેલટ માટેના દીવસો તા. ૧૦ જાન્યુઆરીથી તા. ૧૭ જાન્યુઆરી સુધીના મુકરર કરવામાં આવ્યા હતા સ્ક્રુટીનીઅર તરીકે શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસીને નીમવામાં આવ્યા હતા.

૧ શેઠ દ્વારકાદાસ જેકીસનદાસ
૨ ,, મેસર્સ હંસરાજ એન્ડ કું.
૩ મેશર્સ ચેનીરામ જસરાજ એન્ડ કું.
૪ ,, કાશીનાથ. ડી. ખોટે એન્ડ કું.

૩ વર્કમેન્સ બ્રીચ ઓફ કોન્ટ્રાકટ એકટની કલમ બે અને ત્રણ મુજબ, જે સજા ફરમાવી શકાય છે તે સામે અપીલ કરવાનો હક આપવો કે કેમ તે સંબંધમાં ના. સરકાર તરફથી પત્ર આવ્યો હતો અને કમિટીનો અભીપ્રાય માગ્યો હતો. કમીટીએ તે સંબંધમાં ઠરાવ કર્યો હતો કે હક આપવો જોઇએ અને તે પ્રમાણે નામદાર સરકારને લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૪. રેલ્વે વેગનની તંગાશના સંબંધમાં કમીટીએ જે પત્ર લખ્યો હતો તેના જવાબમાં નામદાર હીંદી સરકારના વેપાર અને ઉદ્યોગ ખાતા તરફથી પત્ર આવ્યો હતો કે એ બાબત ઉપર નીર્ણય કરી આ ચેમ્બરને લખી જણાવશે. આ પત્રની નોંધ લેવામાં આવી હતી.

૫ સ્ટોર્સ પરચેઝ કમીટીના સેક્રેટરી તરફથી એક પત્ર આવ્યો હતો અને તેમા સ્ટોર્સ પરચેઝ કમીટીનાં "વીટનેસ" તરીકે જે બે સભાસદોના નામ આ ચેમ્બર તરફથી મોકલવામાં આવ્યાં હતાં તેઓ ઉપર કેટલાક સવાલો મોકલવામાં આવ્યા હતા અને તેના જવાબ બનતી ઉતાવળે મંગાવ્યા હતા. પત્ર કમીટી આગળ રજુ થતાં એવો ઠરાવ થયો હતો કે એ પત્રની નકલો કમીટીના સભાસદોમાં ફેરવવી.

૬ બોમ્બે પોર્ટ ટ્રસ્ટ રેલ્વે ઉપર માલ ચઢાવતી વખતે વધારાનો " વારફેજ ફી " લેવાના ચાલના સંબંધમાં પડતી મુશ્કેલીઓ વર્ણવનારો એક પત્ર મેશર્સ એચ. જે. હોરમસજી તરફથી આવ્યો હતો અને તે સાથે પોર્ટ ટ્રસ્ટ રેલ્વેના મેનેજર પર તેઓએ જે પત્ર લખ્યો હતો તેની એક નકલ બીડવામાં આવી હતી. આ સંબંધમાં પોર્ટ ટ્રસ્ટ રેલ્વેના મેનેજર તરફથી ખુલાસો બતાવનારો એક પત્ર પણ આ ચેમ્બર પર આવ્યો હતો. પત્ર કમીટી આગળ રજુ થતાં એવો ઠરાવ થયો હતો કે મેશર્સ એચ. જે. હોરમસજીને લખી પુછાવવું કે તેઓને પોર્ટ ટ્રસ્ટ રેલ્વેના મેનેજર તરફથી જે ખુલાસો મળ્યો છે તે તેઓને માન્ય છે કે કેમ ?

૭ ગુળીના વેપારને આવક વેરામાંથી માફી આપી હતી તેના કારણો જાણવાને આ ચેમ્બર તરફથી ના. સરકારને અરજ કરેલી તેના જવાબમાં વીગતસર કારણો દર્શાવનારો એક પત્ર ના. હીંદી સરકાર તરફથી આવ્યો હતો. આ પત્રની નોંધ લેવામાં આવી હતી.

૮ ના. હીંદી સરકાર તરફથી વેપારી ખબર એકઠા કરવાના સંબંધમાં ઇન્ડીઅન ઇન્ડસ્ટ્રીઅલ કમીશનની કેટલીક ભલામણો દર્શાવનારો જે પત્ર ના. મુંબાઇ સરકાર ઉપર મોકલેલો તેની એક નકલ આ ચેમ્બરપર મોકલવામાં આવી હતી અને તેમાં જણાવેલી સુચનાઓપર ચેમ્બરનો અભીપ્રાય તા. ૨૩ મી ડીસેમ્બર સને ૧૯૧૯ આખરે માગેલો હતો પત્ર કમીટી આગળ રજુ થતાં એવો ઠરાવ થયો હતો કે મુદત ઘણી ટુંકી હોવાથી તે મુદત તા. ૧૫ મી જાન્યુઆરી સને ૧૯૨૦ સુધી વધારી આપવાની ના. સરકારને અરજ કરવી.

૯ પંજાબ ગવર્નમેન્ટના ફીનાન્સ ખાતાના સેક્રેટરી તરફથી પંજાબ ગવર્નમેન્ટના પત્ર નંબર ૧૫૦૧૬ તા. ૫ જુન ૧૯૧૯ ની નકલ આ ચેમ્બરપર મોકલી હતી અને તે સાથે " પંજાબના ધોરી રસ્તા " ના સબંધમાં ઓ. મી. એચ. જે. મેનાર્ડની નોટની પણ એક નકલ બીડેલી હતી. આ પત્રો કમિટી આગળ રજુ થતાં એવો ઠરાવ થયો હતો કે તે પત્રો કમીટીના સભાસદોમાં ફેરવવા.

૧૦ "સીવીલ એવીએશન"ના સંબંધમાં ના. સરકારનો પત્ર આવ્યાને ઘણો વખત થયો હતો પણ તે બાબત શેઠ વાલચંદ હીરાચંદ વીલાયતથી હીંદુસ્થાનમાં પાછા આવે તે ઉપર મુલતવી રાખવાનો ઠરાવ થયો હતો. તેઓ હીંદુસ્થાનમાં આવેલા હોવાથી કમીટીએ તૈયાર કરેલો ખરડો એમના અભીપ્રાય સારૂ તેઓના તરફ રવાના કર્યો હતો. તેઓની ભલામણો તથા પ્રથમનો ખરડો કમીટી આગળ રજુ થતાં પસાર થયો હતો અને તે મુજબ ના. સરકારને આ ચેમ્બરનો અભીપ્રાય લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૧૧ મેશર્સ ઠાકરસી મુળજી એન્ડ કું. તરફથી પત્ર આવ્યો હતો કે નીઝામ સરકારના રાજ્યમાં " કરોડગીરી " નો વેરો જે લેવામાં આવે છે તે આ વર્ષથી બમણો કર્યો છે અને તેથી કરીને રૂના વેપારીઓને ઘણું નુકશાન થવાનો સંભવ છે. આ સંબંધમાં તેઓએ દાદ માગી હતી. પત્ર કમીટી આગળ રજુ થતાં એવો ઠરાવ થયો હતો કે ના. નીઝામ સરકારના વેપાર અને ઉદ્યોગ ખાતાના ડીરેક્ટરને અરજ કરવી.

૧૨ શેઠ સુરજી વલ્લભદાસ તરફથી એક પત્ર આવ્યો હતો કે એલીઝરાઇન અને એની લાઇન રંગની આયાત કરવામાં " ઇમ્પોર્ટ પરમીટ " મેળવવા બાબત ઘણીજ મુશકેલી પડે છે. આ પત્ર કમીટી આગળ રજુ થતા એવો ઠરાવ થયો હતો કે તેમના તરફથી વધુ માહીતી મેળવીને ના. સરકારને અરજ કરવી.

---

૧૩ મા. વી. પી. વૈદ્ય તરફથી પત્ર આવ્યો હતો કે સર એસ. પી. સીંહ તથા. ઓ- મી. ભુપેન્દ્રનાથ બસુ વીલાયતથી આ તરફ આવે તે વખતે મુંબઇમાં તેઓને એક માનપત્ર આપવું. આ સુચના કમીટી આગળ રજુ થતાં ઠરાવ થયો હતો કે તે સુચના અમલમાં મુકવી અને તે પહેલાં તેઓને સ્ટીમર ઉપર તારથી આમંત્રણ સ્વીકારવાની વીનંતી કરવી અને પુછી જણાવવું કે ક્યો દીવસ અને સમય તેઓને અનુકુળ થશે.

૧૪ શેઠ ડબ્લ્યુ. ટી. હાલાઇ વીગેરે કેટલાક સભાસદો તરફથી રૂબલનોટ ઓરડીનન્સના સંબંધમાં ચર્ચા કરવા સારૂ કમીટીની એક મીટીંગ ભરવાની વીનંતી કરવામાં આવી હતી. આ પત્ર કમીટી આગળ રજુ થતાં ઠરાવ થયો હતો કે એ વીષય કમીટીની ત્રીમાશીક મીટીંગ જે જાન્યુઆરી માસની તા૦ ૧૦ ને રોજ ભરાવવાની છે, તે ઉપર મુલતવી રાખવો.

૧૫ દર કમીટીની મીંટીગમાં થનારા કામકાજની નોંધ ગુજરાતીમાં છાપવામાં આવે તો વધારે સારૂં એવી સુચના કેટલાક સભાસદો તરફથી થવાથી તે વીશય કમીટી આગળ રજુ કર્યો હતો. કમીટીએ એવો ઠરાવ કર્યો હતો કે થનારા કામકાજની ટુંકનોંધ ગુજરાતીમાં છપાવવી પણ કાંઇ બાબત ઉપર વીગતવાર માહીતીની જરૂર હોય અને તેનો જો ગુજરાતીમાં તરજુમો સહેલાઇથી ન થઇ શકે તેમ હોય તો તેવી વધારાની વીગત ઇંગ્રેજીમાં છપાવવી.

૧૬ ચેમ્બરના સભાસદોની ત્રીમાશીક મીટીંગની તારીખ મુકરર કરવાનું કામ કમીટી આગળ રજુ થતાં ઠરાવ થયો હતો કે તે મીટીંગ જાન્યુઆરી તા–૧૦–૧–૧૯૨૦ ને રોજ ભરવી.

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરોની કમીટીની એક સભા મંગળવાર તા. ૧૩ જાન્યુઆરી સને ૧૯૨૦ ને રોજ સાંજના બે કલાકે (સ્ટા. ટા) ભરવામાં આવી હતી જે વખતે નીચે જણાવેલા ગ્રહસ્થો હાજર હતાઃ—

| | |
|---|---|
| (૧) શેઠ જહાંગીરજી બમનજી પીટીટ | (૧૧) શેઠ ફીરોજ જે. બીલીમોરીયા. |
| (૨) ,, સોરાબજી એદલજી વૉર્ડન | (૧૨) ,, ફાજલ ઇબ્રાહીમ રહીમતુલ્લા |
| (૩) ઓ. શેઠ ચુનીલાલ વી. મહેતા | (૧૩) ,, ગીરજાશંકર બી. ત્રીવેદી. |
| (૪) ,, ,, લલ્લુભાઇ શામળદાસ | (૧૪) ,, મનસુખલાલ આ. માસ્તર. |
| (૫) શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસી. | (૧૫) ,, માવજી ગોવિંદજી |
| (૬) ,, સુરજમલ લલ્લુભાઇ. | (૧૬) ,, રેવાશંકર જગજીવન |
| (૭) ,, લખમીદાસ રવજી તેરસી. | (૧૭) ,, મથુરાદાસ કાનજી મટાની. |
| (૮) ,, વલભદાસ ચતુરભુજ શીવજી | (૧૮) ,, બી. એફ. માદન. |
| (૯) ,, વિઠ્ઠલદાસ દામોદર ગોવિંદજી | (૧૯) ,, એન. એમ. મઝુમદાર. |
| (૧૦) ,, ગુલાબચંદ દેવચંદ ઝવેરી. | |

૧. તા. ૨૩ મી ડીસેમ્બર ૧૯૧૯ ને રોજ ભરાએલી કમીટીની સભાની મીનીટો જે સભાસદોમાં ફેરવવામાં આવી હતી, તે પસાર કરવામાં આવી હતી.

૨. નીચે જણાવેલા ગ્રહસ્થો તથા પેઢીઓ તરફથી ચેમ્બરમાં સભાસદ તરીકે દાખલ થવાની અરજીઓ આવી હતી જેમને રાબેતા મુજબ બેલેટ ઉપર મોકલવાનો ઠરાવ થયો હતો. બેલટ માટેના દીવસો તા. ૨૩ જાન્યુઆરીથી તા. ૩૦ જાન્યુઆરી સુધીના મુકરર કરવામા આવ્યા હતા, સક્રુટીનીઅર તરીકે શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસીને નીમવામાં આવ્યા હતા.

૧. મેસર્સ વર્ધમાન બ્રધર્સ
૨. શેઠ ચત્રભુજ ગંગારામ
૩. મેશર્સ સુરજી વલ્લભદાસની કું.
૪. ,, દ્વારકાદાસ જગમોહનદાસની કું.
૫. મેસર્સ પ્રાગજી સુરજી ગોકુની કું.
૬. ,, સુરજી ગોકુની કું.
૭. શેઠ કપીલરામ એચ. વકીલ
૮. મેશર્સ વલ્લભરામ રણછોડની કું.

૩. કરન્સી નોટસના સંબંધમાં ના. મુંબાઈ સરકારના નાણાં ખાતા તરફથી પત્ર આવ્યો હતો કે જુદીજુદી કીંમતની નોટો સહેલાઇથી ઓળખી શકાય તે સારૂ રંગીન કાગળ વાપરવા વીશે વીચાર ચલાવવામાં આવે છે. વળી પત્રમાં એમ જણાવવામાં આવ્યું હતું કે ના. સરકારને એમ જણાવવામાં આવેલું છે કે ભુરો રંગ હીંદુ કોમમાં અપશુકનીઆળ મનાએલો છે, અને તેથી કરીને તેવા રંગની નોટોનાં ચલણમાં વાંધો પડે. લોકોની આ માન્યતા કેટલે અંશે ખરી છે, તે વીશે ચેમ્બરનો અભીપ્રાય માગેલો હોવાથી તે પત્ર કમીટી આગળ રજુ થતાં એવો ઠરાવ થયો હતો કે આસમાની રંગ વાપરવાની ના. સરકારને ભલામણ કરવી.

૪. નેગોશીએબલ ઇન્સ્ટ્રુમેન્ટસ એકટની રૂએ પળાતા તહેવારો સંબંધી ના. મુંબાઇ સરકારના નાણા ખાતા તરફથી પત્ર આવ્યો હતોકે તે રૂએ પળાતા તહેવારો હાલમાં ૨૮ છે અને તે સંખ્યા વધારે લાગવાથી તેમાંથી કપાત કરવાનો વીચાર ચાલે છે. આ વીશય પર ચેમ્બરનો અભીપ્રાય માગેલો હોવાથી તે પત્ર કમીટી આગળ રજુ થતાં એવો ઠરાવ થયો હતો કે પળાતા તહેવારોમાંથી કમી કરવા વ્યાજબી નથી.

૫. મી. લક્ષ્મીચંદ માણેકચંદ ખોખાણીના તા. ૨૮-૧૦-૧૯ ને રોજના પત્ર ઉપરથી કમીટીએ રેલવે સત્તાવાળાઓને વીરમગામથી બે ટ્રેન અડધા કલાકને અંતરે દોડાવાની ભલામણ કરેલી તેના જવાબમાં બી. બી. એન્ડ સી. આઇ. રેલવેના ટ્રાફીક મેનેજર તરફથી પત્ર આવ્યો હતો કે તે પ્રમાણે હાલ બની શકે તેમ નથી. આ પત્રની નોંધ લેવામાં આવી હતી.

૬. શેઠ કરશનદાસ માવજી તરફથી પત્ર આવ્યો હતો કે એનીલાઇન રંગની આયાત કરવાને સારૂં "ઇમ્પોર્ટ પરમીટ" મેળવવા માટે ઘણી મુશ્કેલીઓ પડે છે. આ પત્ર "ડાઇઝ અન કેમીકલ્સ" ના ધંધાને લગતો હોવાથી તે ધંધાની સબ કમીટીમાં રજુ કરવાને ઠરાવ થયો હતો.

૭. રંગની આયાતના સંબંધમાં કમીટીએ તા. ૨૭-૧૨-૧૯ ને રોજ કલેકટર ઑફ કસ્ટમ્સને પત્ર લખેલો તેના જવાબમા તેઓ તરફથી પત્ર આવ્યો હતો કે યુનાઇટેડ કીંગડમમાં બનતા રંગ હિંદી વેપારીઓને પુરતા જથામાં મળતા નથી એ વાત ખરી નથી. આ પત્ર પણ ડાઇઝ અને કેમીકલસના ધંધાને લગતો હોવાથી તે કમીટીના સભાસદોમાં ફેરવાનો ઠરાવ થયો હતો.

૮. ઇન્ડીઅન ટેરીફ ઍકટમાં ખાંડની આયાત જકાત જે પધ્ધતી ઉપર નક્કી કરવામાં આવી છે તે બાબત ઉપર ચેમ્બરનું લક્ષ ખેંચવામાં આવ્યું હતું. આ બાબત ઉપર વધુ વીચાર કરવા સારૂ નીચે જણાવેલા ગૃહસ્થોની સબ કમીટી નીમવામાં આવી હતી:—

૧. શેઠ સોરાબજી એદલજી વૉરડન.
૨. ઓ. શેઠ લલ્લુભાઇ શામળદાસ
૩. શેઠ ગુલાબચંદ દેવચંદ ઝવેરી.
૪. ,, એન. એમ. મઝુમદાર.

૯. રૂપીઆ નોટ ઑરડીનન્સના સંબંધમાં હીંદી સરકારના નાણા ખાતા તરફથી પત્ર આવ્યો હતો અને તે સાથે ના. સરકારે લોકોની માહીતી માટે જે 'નોટ' બહાર પાડેલી તેની એક નકલ બીડેલી હતી. આ પત્ર કમીટી આગળ રજુ થતાં તેની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

૧૦. ના. હિંદી સરકાર તરફથી વેપારી ખબર એકઠી કરવાના સંબંધમાં ઇન્ડીઅન ઇન્ડસ્ટ્રીઅલ કમીશનની કેટલીક ભલામણો દર્શાવનારા પત્રની એક નકલ મોકલવામાં આવી હતી. આ પત્રમાં જણાવેલી સૂચનાઓ પર કમીટીનો અભીપ્રાય માગેલો હોવાથી તેનો એક ખરડો તૈયાર કરવાનો ઠરાવ થયો હતો.

૧૧. પંજાબ ગવર્નમેન્ટના ફીનેન્સ ખાતા તરફથી પત્ર આવ્યો હતો અને તે સાથે પંજાબના "ધોરી રસતા" ના સબંધમાં મી. એચ. જે. મેનાર્ડની "નોટ" ની એક નકલ બીડેલી હતી. આ પત્રની નોંધ લેવામાં આવી હતી.

૧૨. જરમન કરન્સી નોટસના સંબંધમાં મી. બીહારીલાલ એન. અનન્તાની તરફથી પત્ર આવ્યો હતો કે ઑ. સર બી. રોબર્ટસન જેઓ દક્ષીણ આફ્રીકામાં જનાર છે તેઓ ઇસ્ટ આફ્રીકામાં પણ જાય અને જરમન નોટસના સંબંધમાં તપાસ કરે એવી ના. હીંદી સરકારને અરજ કરવી. આ પત્ર કમીટી આગળ રજુ થતાં ઠરાવ થયો હતો કે તે મતલબનો પત્ર ના. સરકારને લખી જણાવવો.

૧૩. "કરોડગીરી" વેરાના સંબંધમાં કમીટીએ જે પત્ર ના. નીઝામ સરકારના વેપાર અને ઉદ્યોગ ખાતાના ડીરેકટર પર લખેલો તેના જવાબમાં પત્ર આવ્યો હતો કે તે બાબત ઉપર નીર્ણય થયેથી જણાવવામાં આવશે. આ પત્રની નોંધ લેવામાં આવી હતી.

૧૪. ઇસ્ટ આફ્રીકામાં ચાલતા હીંદી સીક્કાઓને બદલે બ્રીટીશ નાણું દાખલ કરવાની એક યોજના તરફ મી. જી. બી. ત્રીવેદીએ કમીટીનું ધ્યાન ખેંચ્યું હતું. આ બાબત ઉપર ઠરાવ થયો હતો કે ના. સરકાર પાસે ખુલાસો મંગાવવો કે આ પ્રમાણે કરવાના શાં કારણો છે.

૧૫. માલની આયાત અને નીકાશ ઉપર હાલ જે અંકુશ છે તે અંકુશ થોડા પ્રમાણમાં કમી કરનારો ના. હીંદી સરકારનો તા. ૨૦ ડીસેમ્બર ૧૯૧૯ નો જાહેર ઠરાવ કમીટી આગળ રજુ થતાં એવો ઠરાવ થયો હતો કે એ ઠરાવની રૂએ હીંદુસ્થાનમાં માલ આયાત કરવા દેવાનાં પગલાં ના. સરકારે લીધાં છે કે કેમ તે પુછાવવું.

૧૬. મેશર્સ એલેમ્બીક કેમીકલ વર્કસ તરફથી પત્ર આવ્યો હતો કે તેઓની ફેકટરીમાં બનતા સ્પીરીટસની બીન જકાતે પરદેશ નીકાશ કરવાની જે ના. સરકારે રજા આપી છે તે સારૂ તેઓ ના. સરકારના અને આ ચેમ્બરના આભારી છે. વધારામાં તેઓને પડતી કેટલીક મુશ્કેલીઓ પણ જણાવેલી હતી અને તે બાબત કમીટીની દાદ માગી હતી. પત્ર રજુ થતાં એવો ઠરાવ થયો હતો કે એ પત્ર એઓના ધંધાને લગતી સબ કમીટી આગળ રજુ કરવો.

૧૭. સ્ટોર્સ પરચેઝ કમીટીના સેક્રેટરી તરફથી આ ચેમ્બરના બે વીટનેસ ઉપર જે સવાલો મોકલેલા તેના જવાબ રવાના કરવાની તે સેક્રેટરી તરફથી વીનંતી થવાથી તેનો એક ખરડો તૈયાર કરવાનો ઠરાવ થયો હતો.

૧૮. ગવર્મેન્ટ સીકયુરીટી બીલ ઉપર આ ચેમ્બરનો અભીપ્રાય માંગેલો હોવાથી તે સબંધમાં વીચાર કરતાં એવો ઠરાવ થયો હતો કે તે બીલ પસાર થાય તો તેમાં કાંઇ બાધ કર્તા નથી એ મતલબનો ના. સરકારને પત્ર લખી જણાવવો.

---

ધી બોમ્બે ટાઇલ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોટ, મુંબઇ.

૧૯. સર વીઠ્ઠલદાસ દામોદર ઠાકરશી તરફથી પત્ર આવ્યો હતો કે ખોપોલી અને આંધરાવલી વર્કસમાંથી નકામા વહી જતા પાણીનો સ્વતંત્ર વાપરનો હક એક યુરોપીઅન કંપનીને આપેલો છે. તે બાબતમાં કમીટી તરફથી યોગ્ય પગલાં લેવાં જોઇએ. આ બાબત ઉપર કમીટીએ એવો ઠરાવ કર્યો હતો કે તે સંબંધમાં ના. સરકારને " પ્રોટેસ્ટ" મોકલવો અને વધુ ખબર જણાવવાની વીનંતી કરવી.

---

## ચેમ્બરની વેપારને લગતી સબ-કમીટીઓ.

ચેમ્બરના નીયમોમાંથી ૨૩ મી કલમની રૂએ આ વરસમાં નીચે પ્રમાણે વેપારને માટે સબ-કમીટીઓ નીમવામાં આવી છેઃ—

૧ કાપડના વેપારીઓની સબ-કમીટી.

૧ શેઠ દેવીદાસ માધવજી ઠાકરશી
૨ શેઠ મોતીલાલ વલ્લભજી
૩ ,, વલ્લભદાસ ડી. ગોવિંદજી
૪ ,, લાલજી ગોવિંદજી
૫ ,, મોતીલાલ કાનજી

૨ મીલ એજન્ટોની સબ-કમીટી.

૧ શેઠ રતનશી ધરમશી મોરારજી
૨ શેઠ વી. પી. વૈદ
૩ ,, દામોદર ગોવીંદજી
૪ ,, લખમીદાસ હરીદાસ
૫ ,, મોરારજી મુલજી ખટાઉ

૩. અનાજ અને બીઆંના વેપારીઓની સબ-કમીટી

૧ શેઠ વેલજી લખમસી નપુ
૨ શેઠ મથુરાદાસ કાનજી મટાની
૩ ,, છોટાલાલ કીલાચંદ
૪ ,, હીરજી ઘેલાભાઇ
૫ ,, સી. એલ. સાજન

૪. રૂના વેપારીઓની સબ-કમીટી.

૧ ઓન. શેઠ પુરૂષોતમદાસ ઠાકોરદાસ
૨ શેઠ બી. એફ. માદન
૩ ,, હરીદાસ માધવજી
૪ ,, એલ. એમ. ખોખાની
૫ ,, શાન્તીદાસ આશકરણ

૫ બેંકર્સ અને શ્રોફની સબ-કમીટી.

૧ શેઠ એસ. એન. પોંચખાનાવાળા
૨ શેઠ સી. આઇ. પારેખ
૩ ,, દેવાશંકર જગજીવન ઝવેરી
૪ ,, જમનાલાલ આર. બચ્છરાજ
૫ ,, શીવનારાયણ બળદેવદાસ

૬. કેમીકલ અને રંગના વેપારીઓની સબ-કમીટી.

૧ શેઠ પ્રાગજી સુરજી
૨ સુરજી વલ્લભદાસ
૩ ,, હોરમસજી બાપુજી ગઝદર
૪ મેસર્સ ઝવેરીની કું
૫ ,, ઇશ્વરલાલ ગણપતરામ

---

૭. ગોલ્ડ અને સીલ્વર વેપારીઓની સબ-કમીટી.

૧ શેઠ રેવાશંકર જગજીવન — ૨. શેઠ માણેકચંદ પાનાચંદ
૩ ,, ગુલાબચંદ દેવચંદ ઝવેરી — ૪. ,, સુરજમલ લલ્લુભાઇ
૫ ,, કે. જી. એ. રહેમતુલ્લા મુળજી

૮. આર્યન અને હાર્ડવેર, મશીનરી અને મીલને લગતો માલ પુરો પાડનાર. વેપારીઓની સબ-કમીટી.

૧ શેઠ એચ. ચામીક — ૨. મુલજી હરીદાસ
૩ ,, હાતીમ અતારી — ૪. પી. એન. મહેતા.
૫ ,, ટાહેર.

૯. શેર સ્ટોક અને એકસચેંજના દલાલોની સબ-કમીટી.
નીચે લખેલા ગૃહસ્થોના નામ સબ-કમીટીમાં મુકવામાં આવ્યા છે.

૧ સર શાપુરજી બી. બરૂચા — ૨. શેઠ પ્રેમચંદ રાયચંદ
૩ શેઠ રતનચંદ તલકચંદ માસ્તર — ૪. ,, બી. એ. બીલીમોરીયા
૫ ,, ડબલ્યુ. ટી. હાલાઇ.

જે. કે. મહેતા.
સેક્રેટરી.

---

## ચેમ્બરની લાયબ્રેરીમાં આવેલાં પુસ્તકો.

G

1516 Department of Industries Bombay Presidency Annual Report 1918-19
1517 Scientific Report of The Agricultural Research Institute Pusa 1918-19
1518 Statistics of Brit'sh India Volume IV Administrative Judicial and Local Solf-Government.
1519 The Prospects of British Trade in Mesopotamia and the Persion Gulf.
1520 Sixth Annual Report of The Bombay Smoke Nuisances Commission For 1918-19
1521 Review of the Foreign Rail Borne Trade of Mysore State For the year 1916-17
1522 Bombay Port Trust Scale of Rates.
1523 Department of Industries Bombay Presidency Annual Report 1918-19
1524 Bulletin No. 87 of 1919 A contribution to our knowledge of South India.
1525 Bulletin No. 89 of 1919 Second Hundred Notes on Indian Insects.
1526 Annual Report on the Working of the Indian Companies Act. 1913 for the year 1918-19.
1527 Annual Report on Civil Hospital and Dispensaries for the year 1918.
1528 Annual Return of Statistics Relating to Forest Administration in British India for 1917-18.
1529 Report on the Administration of the Mints at Calcutta and Bombay for 1918-19
1530 Statistics of British India Volume I Commercial Statistics (Ninth Issue)

0
820 Bombay Income Tax Manual Part I.
821 Report of the Bengal National Chamber of Commerce for the year 1918.
122 Side Light on the Present Situation-the Rice Control and the House Famine in Bombay.
823 The Clerks Union Rules.
824 Indian Finance and Banking by Finlay Shirras.
825 Report of Bombay English Bleached and Plain Piece Goods Merchants Association for the Samvant 1915
826 Report of Committee of the Bengal Chamber of Commerce for the year 1918
827 Guide to Income Tax Super Tax and Excess Profits Duty (Second Edition).
828 Ready Calculator.
829 Directory of Indian Goods and Industries (Sixth Edition).

---

## હુન્નર ઉદ્યોગની પરીષદ અને વેપારી કૉન્ગ્રેસ.



હીંદી ઔદ્યોગીક પરીષદ અને હીંદી વ્યાપારી કોનગ્રેસની ભેગી બેઠક તા. ૨૩-૧-૨૦ ને શુક્રવારે બપોરે ૧૨ વાગે અત્રે મળી હતી. આ પ્રસંગે હીંદની જુદી જુદી વેપારી ચેમ્બર અને મંડળોના પ્રતિનીધીઓએ તેમજ થોડાક રાજ્યદ્વારી આગેવાનોએ પણ હાજરી આપી હતી.

અત્યાર સુધી આ પરીષદો કોંગ્રેસ દર વરસે જ્યાં મળે ત્યાં મળતી હતી પણ કોંગ્રેસવાળા અઠવાડીયામાં ઘણી પરીષદો મળે છે અને વ્યાપાર તેમજ હુન્નર ઉદ્યોગ જેવા અગત્યના વીષયો ઉપર ચર્ચા ચલાવવા માટે બહુ થોડો સમય મળે છે તેથી આ પરીષદો જુદી ભરવાનું ઠરાવવામા આવ્યું હતું. વધુ જાણવાજોગ તો એ હતું કે હુન્નર ઉદ્યોગ પરીષદ અને વ્યાપારી કોંગ્રેસની ભેગી બેઠક મળી હતી. આ બેઠકનો ખાસ ધ્યાન ખેંચનારો બનાવ એ છે કે કેટલાક ઇંગ્રેજ વ્યાપારીઓએ અને બાનુઓએ પણ હાજરી આપી હતી. પંજાબના જાણીતા આગેવાન અને વેપાર ઉદ્યોગમાં આગળ પડતો ભાગ લેનારા લાલા હરકીશનલાલ આવી પહોંચતાં તેમને હાજર રહેલાઓએ તાળીઓના ગડગડાટથી વધાવી લીધા હતા.

ઑનરેબલ સર ફાજલભાઇ કરીમભાઇ અને ઑનરેબલ સર દીનશાહ વાચ્છા આવી પહોચતાં તેમને પણ તેવુંજ માન આપવામાં આવ્યું હતું. ખેતીવાડીખાતાના વડા ડૉકટર મેને પણ આ પરીષદમાં હાજરી આપી હતી.

### સ્વાગત મંડળના પ્રમુખ મી૦ જેહાંગીર પીટીટનું ભાષણ.

સ્વાગત મંડળના પ્રમુખ મી૦ જહાંગીર બમનજી પીટીટે પ્રતીનીધીઓને આવકાર આપનારૂં ભાષણ કરતાં જણાવ્યું કે હીંદી હુન્નર ઉદ્યોગની પરીષદ અને હીંદી વેપારી કોંગ્રેસની ભેગી બેઠકમાં તમને આવકાર આપતાં ખચીત મને ભારે ખુશહાલી ઉપજે છે. હીંદી વેપારી કોનફરન્સ સને ૧૯૦૫ ના વરસમાં કોંગ્રેસની સાથે સ્થપાઇ હતી અને તેની છેલ્લી બેઠક દીલ્હી ખાતે સને ૧૯૧૮ ના ડીસેમ્બર મહીનામાં ભરાઇ હતી જેનું પ્રમુખસ્થાન મને મળ્યું હતું. ૧૪ વરસની >

તેની ટુંકી હસ્તી દરમ્યાન હીંદી હુન્નર ઉદ્યોગની પરીષદે પોતાની મોટી બહેનની સાથે અને તેની રાહબરી નીચે હીંદનો હાલનો ઇતીહાસ બનાવ્યો છે તે હીંદના વેપારી અને હુન્નર ઉદ્યોગમાં પડેલા વર્ગનો બુદ્ધીવાળો અને મજબુત અભીપ્રાય ઉત્પન કરવામાં ફતેહમંદ નીવડી છે અને તેણે આખા દેશમાં હુન્નર ઉદ્યોગ સંબંધી જાગૃતી આણી છે. તેના કાર્યસાધકપણામાં વધારો કરવાના હેતુથી દીલ્હી ખાતે મળેલી બેઠક સ્ટેન્ડીંગ કમીટીને સંપૂર્ણ ફરી વ્યવસ્થા કરવાનું કામ સોંપ્યું હતું કમીટી સંભાળ ભર્યા વીચાર પછી નીર્ણયપર આવી તેને પરીણામે હુન્નર ઉદ્યોગની પરીષદ અને વેપારી કોંગ્રેસને એકત્ર કરી નાખવામાં આવી છે. વેપારી કોંગ્રેસની સ્થાપના સને ૧૯૧૫ માં કોનફરંસના જેવાજ હેતુથી થઇ હતી. આ બંને સંસ્થાઓ ભેગી થઇ જવાથી ભેગાં ડહાપણ અને તમારા બધાના વહેવારૂ અનુભવથી મૂળ હેતુ પાર પડશે તે વીશે મને કંઇપણ શક નથી.

લડાઇ.

મહાન યુધ્ધનો અંત આવ્યો છે. હીંદે માણસો, નાણાં અને સામગ્રીની પુષ્કળ મદદ કરી હતી અને તેનાથી દુનીયાના બીજા ભાગોની માફક આપણામાં પણ હક અને ફરજ માટેની નવી જાગ્રતી ઉત્પન્ન કરી છે. દુનીયાના બીજા લોકોની માફક આપણે પણ નવા યુગમાં સામાજીક, હુન્નર ઉદ્યોગની, આર્થીક અને રાજદ્વારી નવી રચનાના સમયમાં દાખલ થવાને આતુર છીયે. હીંદ પોતાનું વાજબી સ્થાન દુનીયાના બીજા દેશોની વચ્ચે મેળવવાને જાગ્રત થયું છે તે મહાન ફેરફારોની અણી પર છે.

આપણી રાજદ્વારી અભીલાષાઓ અને માંગણીઓને લાગેવળગે છે ત્યાં સૂધી હુ કબુલ કરીશ કે આપણી આશા પાર પાડવા માટે થોડા વખતપર મોટું અને અગત્યનું પગલું ભરવામાં આવ્યું છે. હીંદી સુધારાનો કાયદો તા૦ ૨૩ મી ડીસેમ્બર ૧૯૧૯ ને રોજ પસાર થઇ ધારાપોથીમાં દાખલ થયો છે અને તે પછી નામદાર શાહનશાહનો પ્રગટ થયેલો ઢંઢેરો આ દેશના ઇતિહાસમાં જાણવાજોગ બનાવ છે અને તે અગત્યનો છે. આ દેશના ઇતિહાસમાં લોર્ડ સિંહને બ્રિટીશ પ્રધાન મંડળમાં હીંદી તરીકે હોદ્દો મળ્યો છે. તેમને ઉમરાવ બનાવી ઉમરાવોની સભામાં બેઠક આપવામાં આવી છે. શાહનશાહી અને સુલેહની કોનફરનસમાં હીંદીવાનોની નીમણુંક થઇ છે. અને છેવટ લીગ ઑફ નેશન્સમાં હીંદને મુળ સભાસદ તરીકે દાખલ કરવામાં આવ્યું છે. આ દરેક બનાવ અગત્યનો અને આશા ઉત્પન્ન કરનારો છે, અને તે બતાવે છે કે હીંદ તરફનું ઇંગ્લંડનું વલણ બદલાયું છે અને દુનીયાના દેશોએ હીંદનો દરજ્જો સ્વીકાર્યો છે. મારો અભીપ્રાય એવો છે કે ઉત્તેજન લેવાજોગ વાતાવરણ ઉભું થયું છે અને પંજાબમાં જુલમ ગુજારનારાઓને પૂરતી સજા કરી ઠેકાણે લાવવામાં આવે તો બધી સ્થિતિ આવકારદાયક થઇ પડે.

હીંદી હુન્નર ઉદ્યોગના કમીશનનો રીપોર્ટ.

આપણી રાજદ્વારી પ્રગતીની સાથે આપણા દેશના હુન્નર ઉદ્યોગની જરૂરીયાતો ભૂલી જવામાં આવી નથી તે ખુશી થવા જોગ છે. સને ૧૯૧૬ માં હીંદી ઉદ્યોગના કમીશનની નેમણુંક વાજબી આશાનું પગલું હતું અને તેનો રીપોર્ટ જે ઘણો ઉપયોગી છે તે હવે પછીના સંખ્યાબંધ વરસો સુધી માર્ગદર્શક થઇ પડયા વીના રહેશે નહી પણ તે ભવિષ્યની પ્રગતી અને ખીલવણી માટે પડઘારૂપ થઇ પડશે. એ ખુશી થવા જોગ છે કે સરકાર બનતી તાકીદે કેટલીક ભલામણો અમલમાં મુકવા માગે છે કે જે ભલામણો હુન્નર ઉદ્યોગના નવાં ખાતાં, સાર્વજનીક ઇન્સ્ટીટયુટો

અને બીજાં ખાતાં છે પણ મને લાગે છે કે હીંદી સરકારમાં હુન્નર ઉદ્યોગ માટે એક સભાસદ જોઇએ અને તે હીંદી હોવો જોઇએ. ટુંકમાં રીપોર્ટ હુન્નર ઉદ્યોગ માટે નવો સફો ઉઘાડે છે અને હુન્નર ઉદ્યોગની ખીલવણીમાં રાજ્યે ચોક્કસ રાજનીતી અખત્યાર કરવી જોઇએ તે તેમાં સુચવવામાં આવ્યું છે.

## મહેસુલી સ્વરાજ્ય.

જકાતને લગતો સવાલ કે જેને દેશના હુન્નર ઉદ્યોગ સાથે સંબંધ છે તેને તપાસમાંથી મુક્ત રાખવામાં આવ્યો હતો તે દીલગીર થવાજોગ છે. આ બાબત પડતી મુકવાની ભલામણનું જોર ઘણી દીશામાં ઘટી ગયું છે. મહેસુલી સ્વરાજ્ય સંબંધી આખા દેશનો મત એટલો બધો જાણીતો છે કે તે ફરીથી જણાવવાની જરૂર નથી. જુદા જુદા સો પ્લેટફોર્મપરથી તે અચુક રીતે જણાવવામાં આવ્યો છે. પાર્લામેંટની જોઇંટ સીલેકટ કમીટીની ભલામણપરથી હીંદી સરકારના નવા કાયદામાં મહેસુલી સ્વરાજ્ય જેવું આ દેશને આપવાની કોશેશ કરવામાં આવી છે. હીંદી સરકાર અને ધારાસભાના મતો સંબંધી જે બાબતમાં એકમત હોય તે બાબતમાં હીંદી પ્રધાન વચ્ચે પડે નહી અને માત્ર દેશપરદેશ સાથેના કોલકરારોના રક્ષણ અને જેમાં નામદાર શાહેનશાહની સરકાર પક્ષકારક હોય તેમાંજ તે વચ્ચે પડે એવી શરતે હીંદને મહેસુલી સ્વરાજ્ય માટે ખાત્રી આપી શકાય એવું રીપોર્ટમાં જણાવવામાં આવ્યું છે. લૉર્ડ સીંહે થોડા સમયપર આ શહેરમાં જણાવ્યું છે કે હીંદને નામદાર શહેનશાહના બીજા દેશોના જેવી નાણાં સંબંધી રાજનીતિનો હક્ક મળશે. લૉર્ડ સીંહે આમ કહ્યું છે તેમ છતાં કાયદામાં શું લખેલું છે તેજ આપણે જોવાનું છે. દેશના હાલના સંજોગોમાં લોકોની ઇચ્છા પ્રમાણે નાણાંને લગતો કાયદો ઘડી શકાશે તો અજાયબી જેવુંજ લેખાશે. પહેલાં તો નવા કાયદા પ્રમાણે ધારાસભાએ પસાર કરેલા બધા ઠરાવો માટે કાઉન્સીલ ઑફ સ્ટેટની બહાલી જોઇશે. તેમાં અમલદારો અને નેમાયલા સભાસદોની સંખ્યા વધુ હશે એટલે ત્યાં તે પસાર થવો મુશ્કેલ છે અને પસાર થશે તો પણ જો તે કાયદો ઇથેજ વેપારીઓ અને માલ બનાવનારાઓના હીત સામે અથડામણમાં આવતો હોય તો હીંદી સરકાર તે ભાગ્યેજ સ્વીકારશે. જો તેમ નહી થાય તો હીંદી પ્રધાન તો છેની! તેને માત્ર એટલુંજ જાહેર કરવાનું છે કે અમુક પગલું દેશપરદેશ સાથેના કોલકરાર અનુસાર નથી અથવા તો શાહાનશાહાતમાંની નાણાને લગતી ગોઠવણ કે જેમાં નામદાર શાહાનશાહની સરકાર પક્ષકારક છે તેની તે વિરૂદ્ધ છે. આવા સંજોગો વચ્ચે નાણાંને લગતો અગત્યનો ઠરાવ પસાર થવો અયોગ્ય છે. આટલું યાદ રાખવાનું છે કે આપણને હમેશાં કાંઇ મોનટેગ્યુ કે સીંહ મળતા નથી. આપણે બ્રોડરીકો અને હેમીલ્ટનો કે તેમના જેવા માણસોને ભૂલવા જોઇતા નથી. તમે આવા મહેસુલી સ્વરાજ્યથી સંતોષ પામ્યા છો કે કેમ તે હું તમને પૂછુ છું. સ્વરાજ્ય ભોગવતા સંસ્થાનો સાથે તેની સરખામણી થઇ શકતી નથી. સ્થીતી જુદી છે એટલે તે લાગુ પડી શકે તેમ નથી. તેમને ત્યાં બધા ચુંટાયલા સભાસદોની ધારાસભાઓ છે તેમના કોઇ ઠરાવ માટે બહાલીની જરૂર નથી કે જેવી જરૂર આપણે મહેસુલને લગતા ઠરાવ સંબંધી છે. આ સંયોગોમાં જણાવીશ કે કાયદામાં જે જણાવવામાં આવ્યું છે તે નાણા સંબંધી ખરૂં સ્વરાજ્ય નથી. જો તે તરફનું એક પગલું હોય તો આપણે આશા રાખીશું કે પ્રજાના પ્રતીનીધીઓથી હક્ક દૂર રાખવામાં આવશે નહી, સ્વરાજ્ય ભોગવતા સંસ્થાનો જેવા હક આપણને મળવા જોઇએ. જો સંસ્થાનોને દેશ પરદેશ સાથેના કોલકરારોનો બાધ નડતો નહી હોય અને તેઓ ઇંગ્લંડ સામે પણ જકાત નાખી શકતા હોય તો હીંદને એ હકમાંથી શા માટે મુકત રાખવા જોઇએ

તે હું સમજી શકતો નથી. હીંદીઓ સામે સંસ્થાનોએ કાયદા ઘડી તેમને શહેરી તરીકેના હક આપવાની પણ ના પાડી છે અને તે રીતે તેમણે શાહનશાહત તરફની ફરજનો ભંગ કર્યો છે અને તેમ છતાં પારલામેન્ટે કે નામદાર શહેનશાહે હીંદ તરફથી અને તેના બચાવમાં વચે પડવાનું વાજબી ધાર્યું નથી. જો શાહાનશાહતની ફરજો અને બંધનો સંસ્થાનોને બંધનકારક નથી તો પછી હીંદને શા માટે બંધનકારક હોવાં જોઇએ ? આપણે ભૂતકાળનો કડવો અનુભવ ભુલી જઇ શકીએ તેમ નથી. હું ઇસ્ટ ઇંડીયા કંપની કે જેણે આ દેશના હુન્નર ઉદ્યોગો નાશ કર્યા તેની ગેરવાજબી રાજનીતિ વીશે બોલવા માગતો નથી. હું હીંદપરની એકસાઇઝ જકાત જે લેંકેશાયરના લાભ માટે નાખવામાં આવી છે તે વીશે પણ બોલવા માગતો નથી પણ શહેનશાહી જગાતને લગતી રાજનીતિ હીંદને લાગુ પડવા ધારી છે તે વીશે હું વીવેચન કરવા માંગુ છું.

### શાહાનશાહી પસંદગીની જગાત.

શાહાનશાહી પસંદગીની જગાતની રાજનીતિ દેશનો અભીપ્રાય જાણ્યા શીવાય ચામડાં સંબંધી લાગુ પાડવાની કોશેશ કરવામાં આવી છે, જો કે સતાવાર રીતે એ બીના કબુલ કરવામાં આવી નથી છતાં મેં બીજે ઠેકાણે કહ્યું છે તે અત્રે કહ્યા વીના મને ચાલતું નથી કે એ રાજનીતી હીંદને ભોગે બીજા ભોગોને પસંદગી આપવાની છે. હીંદી સરકારે હીંદમાં છુટથી રંગની થતી આયાતપર મૂકેલા ગેરવાજબી અંકુશોપર હું તમારૂં લક્ષ ખેંચુ છું. હીંદી વેપારીને ભોગે તે ઇંગ્લંડના રંગના વેપારીઓને ઇજારો આપવા જેવું છે. સિધ્ધાંત તરીકે આ રાજનીતિ ખોટી છે. સુધારાના કાયદા પ્રમાણે હુન્નર ઉદ્યોગનું ખાતું પ્રાંતમાં હીંદીને સોંપાશે અને આ ભલામણની અસર નાબુદ થાય એવા કાનુનો ઘડાશે નહી એવી હું આશા રાખું છુ. યુરોપીયન વેપારી ચેમ્બરોએ આ ભલામણ સામે વાધો ઉઠાવ્યો છે તે પૂરવાર કરે છે કે તે હીંદના હીત માટે અસરકારક પગલું છે.

### મધ્યસ્થ શાહનશાહી બેંક.

હવે હું ત્રણ પ્રેસીડન્સી બેંકોને મધ્યસ્થ શાહનશાહી બેંકમાં જોડી નાખવાની સૂચના વીશે બોલીશ. ત્રણ જુદી પ્રેસીડન્સી બેંકો ઉપરાંત જુદી સરકારી બેંક કહાડવા કરતાં આ પગલું વધુ લાભકારક થઇ પડશે કે કેમ તે વીશે એ શક રહે છે. જુદી બેંક કહાડવામાં આવે તો તેથી દેશનું હીત વધુ સચવાય આ સંબંધી વધુ વીગતોની જરૂર છે અને મને આશા છે કે તે બાહેર આવશે.

### હુંડીયામણનો સવાલ.

હુંડીયામણનો ભાવ હાલના ૨ શીલીંગ અને ૪ પેન્સને દરે પહોંચ્યો તે અગાઉ તે જુદા જુદા તબકકામાંથી પસાર થયો છે. સત્તાવાળાઓને વારંવાર વીનંતી કરવા છતાં તેઓ શા માટે સત્તાવાર ખુલાસો કરતા નથી તે હું સમજી શકતો નથી. હુંડીના ચાંદી અને સોનાની સાથે સરખામણીમાં ભાવ કેમ ઠરાવવામાં આવતા નથી તે સમજાતું નથી અને આ દેશમાં સોનાની આયાત પર શા માટે અંકુશ રાખવામાં આવ્યો છે તે પણ સમજાતું નથી. હુંડીયામણના આ ઉંચા ભાવથી આ દેશના હુન્નર ઉદ્યોગને નુકશાન પહોંચ્યું છે. તેનાથી આયાત માલ સોંઘો મળે છે અને આપણા કાચા પદાર્થોની કીમત ઓછી ઉપજે છે. જો એ ભાવે સોનું આયાત કરવા દેવામાં આવે તો એ ખોટનો બદલો વળી રહેશે. એવું જણાય છે કે ઇંગ્લંડને આપણા કાચા પદાર્થો જોઇએ છે પણ તેને માટે નાણા

ધી બોમ્બે ટાઇલમાર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

આપવા માગતું નથી અથવા તો તે માટે બની શકે તેટલી ઓછી રકમ આપવા માંગે છે. ચલણને લગતી કમીટીનું કામ પુરૂ થયું છે અને તેનો રીપોર્ટ પ્રગટ થવાની દરેક પળે આપણે રાહ જોઇએ છીએ. તે હીંદ માટે ગેરવાજબી થઇ નહી પડે એવી આશા રાખું છું કે એ રીપોર્ટ તે વેળાએ પ્રગટ થશે નહી એવી ગપ સત્ય પુરવાર થાય નહી. હીંદે ભવીષ્ય માટે હુંડીયામણને લગતી પોતાની રાજનીતિ ઠરાવવાનું દણાણ કરવું જોઇએ.

**કામદારોની સ્થીતી–હડતાલ સંબંધી તેમનો અભીપ્રાય.**

મજુરીના સવાલ વિશે હું આજે આ સંબંધી આનાકાનીથી બોલું છું કારણ કે હું જાણું છું કે હું એક યાપણવાળો અને મજુરોની મોટી સંખ્યા રોકનાર છું પણ આ સવાલ તરફ એક પ્રજાકીય અને વધુ મોટી નજરે જોવાને હું તમને આગ્રહ કરૂં છું હું કબુલ કરૂં છું કે જે મીલ હડતાલમાંથી હમણાં આપણે પસાર થઇએ છીએ તેના સબબે મારી મુશ્કેલીમાં મોટો વધારો થવા પામ્યો છે. પહેલાં હું કબુલ કરૂં છું કે આ દેશમાં એક માલેકે પોતાના કામદારોની સગવડ અને કલ્યાણ માટે હજુ ઘણું કરવાનું બાકી રહ્યું છે. તેજ વેળાએ હું જણાવીશ કે કામદારો માટે અત્યાર અગાઉનું ઘણું કરવામાં આવ્યું છે. અને હજુ ઘણું કરવામાં આવે છે. લડાઇ પછી જુદા જુદા દેશો પોતાના વેપાર ઉદ્યોગને આગળ વધારવા માટે બેહદ મોટી કોશીશ કરી રહ્યા છે. આ નવી સ્થીતીને પહોંચી વળવા માટે તમે શું કરવા ધારો છો? આ નવી મુશ્કેલીની સામે હીંદુસ્તાન કેવી રીતે થવા માગે છે? હડતાલથી તો નહીજ–ખ્યાલી ફરીયાદોથી તો નહીજ–જયાં કંઇ પણ ખટપટો હસ્તી ધરાવતી નહી હોય ત્યાં ખટપટોની ઉશ્કેરણી કરીનેજ નહી! દોઢ ડાહ્યા પરોપકારી આસામીઓ જો પોતાની માતૃભુમી માટે કંઇ પણ કાળજી ધરાવતા હોય તો તેઓએ મજુરોના હકોની સાથે સાથે તેઓની ખામીઓ અને જોખમદારીઓ પણ દેખાડી આપવાનું કામ ઉપાડી લેવું જોઇએ અને આગળ વધવાની અને સુધારાની નવી રૂઢીઓ શોધી કહાડવી જોઇએ.

શું તમો જાણો છો કે આપણી સસ્તી મજુરી અને કામના આપણા કલાકો છતાં રૂ કાંતવાના અને કાપડ વણવાના ઉદ્યોગોમાં આપણી પેદાશનો રતલ દીઠનો ખરચ લેંકેશાયરમાંના એ ખરચ કરતા ઘણો વધુ છે? શું તમે આ બીનાથી બીનમાહીતગાર છો કે હીંદી કામદારની લાયકાત યુરોપના કામદારોના કરતા સેંકડે ૫૦ ટકા ઓછી ઉતરતી છે! યુરોપ અને અમેરીકાના કામદારોએ સંભાળ અને બાહોશીનું જે કામ દેખાડયું છે તેજ પ્રમાણ શું હીંદી કામદારે દેખાડયું છે? યુરોપના દેશોમાં સ્પીન્ડલોની ચોક્કસ સંખ્યાપર જેટલા કામદારોને રોકવામાં આવે છે તેના કરતાં બેવડી કે ત્રેવડી સંખ્યા અહીં હીંદુસ્તાનમાં આપણને રોકવી પડે છે તે શું તમે જાણતા નથી? સ્પીનીંગ એન્ડ વીવીંગ ઉદ્યોગો માફક આવીજ સ્થીતી બીજા ઉદ્યોગ હુન્નરમા પણ છે. વળી આપણે છેલ્લા કેટલાક વખતથી જોતા રહ્યા છીએ કે ખોટી રાહબરીથી દોરવાતા પરોપકારી શખ્સો મજુરોની ખટપટોની સમજુતીમાં વીચીત્ર માગણીઓ ઉભી કરીને ઉલટ લેવાની તજવીજ કરવા લાગ્યા છે. જે ખટપટના કારણો અને સ્થીતીઓ તેઓ સમજતા નથી અને જેનો અભ્યાસ કરવાની તેમણે તકલીફ પણ લીધી નથી. (તાળીઓ.) સૌ ભુલી જતા લાગે છે કે આ દેશમાંની સ્થીતીઓ યુરોપ અને અમેરીકામાની સ્થીતીઓથી ઘણી જુદી છે અને એ બંને સ્થીતીઓ વચ્ચે સરખામણી જેવું કંઇ પણ નથી. આથી આ સ્થીતીઓ વચ્ચે એકસરખાપણું દેખાડવાની તજવીજ કરવી અને એ ધોરણોની ભાષામાં બોલવું તે અકલ વગરનું બોલવા સમાન છે (તાળીઓ). મજુરોની સ્થીતીઓ સુધારવા માટે જુદી જુદી દીશાઓમાં સંગીન પ્રકારનું કામ કરવાનું રહ્યું છે.

---

કામદારોના મીત્રોએ પ્રજાકીય વીરો થઇ પડવાની કદાચીત તક મળે તે માટે યુરોપની સ્થીતીઓ જે અહીં લાગુ પડતી નથી તેની ઉપર રચાયલી માંગણીઓ ઘડી કહાડી તે રજુ કરવામાં પોતાની શકતીઓ બરબાદ કરવાને બદલે આવા એક કાર્યક્રમપર પોતાના આશીરવાદ વર્સાવવા જોઇએ (તાળીઓ) નહી તો તેનું પરીણામ એ આવશે કે યુરોપની ખટપટોની સઘળી ખરાબીઓ, નુકસાનકારક સ્થીતી, તેની સારી સ્થીતી વગર થોડાક વખતમાં અહીં રજુ થવા પામશે અને આપણા હુન્નર ઉદ્યોગો જે હાલમાંજ ખરાબ સ્થીતીમાં છે તેની ઉપર હજુ વધુ મોટા અંકુશો પડશે. બેશક કામદારોની સ્થીતીઓ સુધારવા માટે અને તેઓની કાયદેસર ફરીયાદો દૂર કરાવવા માટે તમારે ગમે તેટલા કાલાવાલા કરો અને કામ કરો પણ ઇશ્વરને ખાતર એવું કંઇ પણ ન કરશો કે જેથી કામદારોની અત્યાર અગાઉની લાયકાતની નીચી સપાટીને હજુ ઘટાડે અને દેશની પેદાશ અને નીપજની શકતીને ઘટાડે.

તમે ગમે તે કરો પણ અહેરબાની કરીને ત્રેડ યુનીયનીઝમનાં પંજામાં જઇ પડતા નહી, જે ત્રેડ યુનીયનીઝમ યુરોપના વેપારો અને હુન્નર ઉદ્યોગના ખુદ મુળ પાયાઓને કચડી નાખે છે. તમારે થાપણના જુલ્માત નીચે રહેવાની જરૂર નથી પણ તે દુર કરવાનો મારગ કંઇ કામદારોના જુલમ નીચે તમારે જવાનો નથી. એક યુનીયનીઝમ સુધારાના એક ભય તરીકે અને યુરોપ અને અમેરીકાના વેપારો અને હુન્નર ઉદ્યોગોમાં એક કીડા તરીકે પુરવાર થયું છે, તેઓના અનુભવથી આપણે આ દેશમા લાભ લેવા જોઇએ અને આ ભય દુર રાખવા જોઇએ, હાલના ત્રેડ યુનીયનીઝમનો શ્રાપ જબરી અને ધમકીનો છે અને ઓછું કામ અને વધુ પગારનો ભયભીત નીયમ બેયોનીટની અણી વડે સઘળાઓની ઉપર જબરજસ્તીથી ઠસાવવાનો છે. યુરોપ ભય અને બીન કુદરતી અશાંતી કે જે દોલતના ઘટાડા અને ઉત્પન્નના ઘટાડા રૂપે ગંભીર મત પ્રજાકીય આપણી તરફ ઘસડતી જાય છે તેની શરૂઆત અનુભવતી જાય છે. આ સ્થિતિ જોઇ યુરોપના વીચારવંત માણસો ડરી ગયા છે અને તેઓ સમજવા લાગ્યા કે વધુ ઝડપે અને વધુ વરસમાં પ્રમાંણમાં માલ ઉત્પન્ન કરવાની જરૂર છે. આપણે જો હુન્નર ઉદ્યોગોની હરીફાઇમાં ટકી રહેવું હોય તો યુરોપ અને અમેરીકા જે ભય ખાઇ જાય છે તેનાથી દુર રહેવું જોઇએ. આ સંબંધમાં તરૂથ પત્રના તા૦ ૮ મી અકટોબર ૧૯૧૯ ના ખાસ વધારામાં આબાદી કે આપત્તી ? ઘટતી જતી આપણી દોલત એવાં મથાળા નીચે પ્રગટ થયલા આરટીકલ તરફ તમારૂં લક્ષ ખેંચું છું. એ આરટીકલમાં ગ્રેટ બ્રીટનમાં હુન્નર ઉદ્યોગની ઉત્પન્નમાં ભારે ઘટાડો થવાનાં કારણો અને તેની અસર વિષે સંભાળ ભરી રીતે ચર્ચા કરવામાં આવી છે અને અને બારીકાઇથી તે તપાસવામાં આવ્યા છે. એ આરટીકલના છેવટના ભાગમાં જણાવવામાં આવ્યું છે કેઃ—

ઉત્પન્નનો સુધારો એક વર્ગને લગતો સવાલ નથી. દેશ તેમજ દેશના દરેક માણસ પર તેની અસર થાય છે. જો ઉત્પન હાલને ઓછે ધોરણે ચાલુ રહેશે તો આપણા બધાની સામે ભુખમરો આવીને ઉભો રહેશે. બધા વર્ગ પર તેની અસર થાય છે તે જોતાં બધા વર્ગના લોકોએ તેને પહોંચી વળવાના પ્રયત્ન કરવા જોઇએ તે દરેક માણસનું કામ છે. થાપણવાળાનું, તેની ઓફીસમાં માલ બનાવનારનું, કારખાનાના તેમજ રેલ્વે કામદારો અને કીશબી કારીગરથી રસ્તા બનાવનાર મજુર સુધીના મજુરોનું તે કામ છે. ગોદીના કામદારોને લાગવું જોઇએ કે ગોદીમાં માલની ઘણી ભીડ છે તેનો બોજો તેના પર, મેનેજર પર, તેમજ જેનો માલ છે તે વેપારી પર પણ છે. સામાન્ય રીતે બધાનું કામ તે કોઇનું કામ નહી એ કહેવત ખરી છે, પણ તે કહેવત લડાઇના

સંબંધમાં ખરી પડી નથી. એ દરેકનું કામ હતું. અને દેશે તેને લીધે ફતેહ મેળવી. દેશ પોતાની શકતીઓ જો એકત્ર કરે તો તે પાછી ફતેહ મેળવે. બધાએ સાથે મળીને કામ કરવાનું છે પ્રજાકીય હુન્નર ઉદ્યોગની ઉત્પતી બેવડી કરવાની ઇચ્છાવાળા સઘળા વર્ગના લોકો માટે આબાદી મેળવવાનો એજ માર્ગ છે.

## ઉપસંહાર.

આથી ટુંકમા જો હીંદને તેના પોતાના અને હીંદના હીત માટે હુન્નર ઉદ્યોગ સંબંધી મહાન અને સ્વાશ્રયી બનાવવું હોય, તેના કાચા પદાર્થોના પુષ્કળ જથા અને ખનીજ પદાર્થો જે પરદેશ ખાતે જઇ માલ રૂપે આ દેશમાં પાછા ફરે છે, તેનો પુરતો લાભ લેવો હોય, તેની લાભકારક ભૂગોળને લગતી સ્થીતી, તેના સુંદર હવા પાણી કે જે દરેક હુન્નર ઉદ્યોગને અનુકુળ આવે એવા છે તે, તેના વીજળીક અને બીજા બળ કે જેની ખીલવણી માટે કુદરતી શકતીઓ છે તેનો લાભ લેવો હોય, અને હુનર ઉદ્યોગના કમીશનની સુંદર ભલામણોને ફળદાયી બનાવવી હોય, તો હું જણાવીશ કે આખા દેશમાં હુન્નર ઉદ્યોગની પુષ્કળ સસ્થાઓ સ્થાપો પણ તે હીંદી માલેકી નીચે હોવી જોઇએ. અને તે માટેનાં નાણાં હિંદી હોવાં જોઇએ. હું કબુલ કરૂં છું કે તે ધીમી અને મુશ્કેલ રીતો છે. હું સમજું છું કે હુન્નર ઉદ્યોગનું અનુભવી જ્ઞાન આવતા વાર લાગશે. આ બધી શરતો પાર પડવા અગાઉ બીજા ઘણા કંટાળાભરયા પગલાં ભરવાં પડશે. પણ આ દેશને હુન્નર ઉદ્યોગમાં મહાન બનાવવો હોય તો ગમે તે ભોગે તે શરતો પાર પાડવી જોઇએ. જાપાન કાચા પદાર્થો મેળવવાની અને બીજી મુશ્કેલી છતાં અરધ સદી કરતાં ઓછી મુદતમાં એ શરતો પાર પાડી શક્યું અને વહેવારીક રીતે સ્વાશ્રયી બન્યું તો હીંદ પોતાના પુષ્કળ લાભ છતાં તેવું કેમ ન કરી શકે તે સમજી શકાતું નથી. એમ કરવાનો એકલો માર્ગ કાર્યભારમા હીંદીઓને એક છેડેથી બીજા છેડા સુધી દાખલ કરવા કે જેથી હીંદનો હેતુ સમજી પાર પાડી શકાય. વડી ધારાસભામાં હીંદીઓની સંગીન બહુમત હોવા સીવાય, નાણાં સંબંધી સંપુર્ણ સ્વરાજ્ય આપ્યા સીવાય, હીંદી સરકારના વેપાર ઉદ્યોગ ખાતા હીંદીઓને સોંપ્યા સીવાય, અને આખા દેશમાં એ ખાતાઓના વડા તરીકે હીંદીઓને નેમ્યા સીવાય તેમ કરવું મુશ્કેલ છે. કાઉનસીલે વળી એવી સ્પષ્ટ અને ચોકસ રાજનીતી ઠરાવવી જોઇએ કે હીંદીઓ જો હુન્નર ઉદ્યોગ ઉપાડવાને તૈયાર હોય તો બીજાઓને વેપાર હુન્નર ઉદ્યોગ સંબંધી છુટછાટ અને હક આપવા નહી—કમનસીબે હાલમાં તેમ નથી અને તે એટલા પરથી માલુમ પડશે કે તાતા હાઇડ્રો ઇલેક્ટ્રીક કારખાનાઓમાંના નકામા કપોલી ખાતેના પાણીનો બધો ઉપયોગ કરવાનો હક મુંબાઇ સરકાર તરફથી એક યુરોપીઅન પેઢીને આપવામાં આવનાર છે. આ તો નદીનો ઉપયોગ એક ખાનગી પેઢીને કરવા દેવા બરાબર છે અને સીદ્ધાંત તરીકે તેનો બચાવ થઇ શકે એમ નથી. વળી હીંદીઓના હીત સચવાય અને વધે એવી ગોઠવણ આપણે કરવી જોઇએ. જ્યાં સુધી તેમ નહી થાય ત્યાં સુધી આપણી લાંબા સમયની ફરીયાદો સમજાશે નહી કે તેની દાદ મળશે નહી અને વેપાર ઉદ્યોગ સુધારવા માટેની આપણી માંગણીઓ દાખલા તરીકે આપણી રેલવેઓનો વહીવટ સરકારને સોંપવો. કામદારોના હીત માટે દારૂનો ખપ ધીમે ધીમે ઘટાડવો, ખોરાકી અને જીંદગીની જરૂરીયાતની બીજી વસ્તુઓની નીકાશ અટકાવવી જોઇએ. આપણી રેલવેના દાણાને બીજે ઠેકાણે જતા અટકાવવા માટેની માંગણીઓ તરફ બેદરકારી બતાવવામાં આવશે તો હુનર ઉદ્યોગને નુકશાન પહોચશે. જ્યારે આ બધું થશે—અને તે થવાનું અશક્ય નથી—ત્યારે હીંદને દુનીયાનું હુન્નર

---

મેટેલીક શીલીંગથી બીલ્ડીંગનો ઓરડો શોભે છે.

ઉદ્યોગનું મહાન મથક અને સ્વાશ્રયીજ નહી પણ ઇંગલંડ અને શાહનશાહતને બળ અને વાજબી મગરૂરીનું સાધન થઇ પડશે. ( તાળીઓ )

### પ્રમુખપદ માટેની દરખાસ્ત.

મી૦ એસ. આર. બહુમનજીએ તે પછી ઓનરેબલ સર ફાઝલભાઇ કરીમભાઇ ઇબ્રાહીમ ને પ્રમુખપદ આપવાની દરખાસ્ત મુકતા જણાવ્યું કે સર ફાઝલભાઇની મુંબઇના લોકો સાથે તેમજ હીંદના વેપારી વર્ગની લોકો સાથે ઓળખાણ કરાવવાની જરૂર નથી. કરીમભાઇની પેઢી હીંદમાંજ નહી પણ ચીન અને જાપાનમાં પણ જાણીતી છે. સર ફાઝલભાઇ વેપાર ઉદ્યોગના સ્થંભ સમાન છે. એક વખતે તેમની પેઢી ચીનમાંથી ખાંડની વધુમાં વધુ આયાત કરનારી પેઢી હતી. સર ફાજલભાઇને આગળ પણ આવાં માન માટે માગણી થઇ હતી પણ હીંદી હુન્નર ઉદયોગના કમીશનમાં સભાસદ તરીકે તેઓ રોકાયલા હોવાથી તેઓ તે સ્વીકારી શકયા ન હતા

બંગાળમાંના એક પ્રતીનીધીએ ઉપલી દરખાસ્તને વધુ ટેકો આપતાં જણાવ્યું કે વડી ધારાસભામાં વેપાર ઉદયોગ સંબંધી ઘણી સેવા સર ફાજલભાઇએ બજાવી છે. તેઓ વેપાર ઉદયોગના સ્થંભરૂપ છે. મી૦ ફાજલભાઇ ઇબ્રાહીમ રહીમતુલ્લાએ ઉપલી દરખાસ્તને વધુ ટેકો આપતાં જણાવ્યું કે હીંદના હુનર ઉદયોગની ખીલવણી માટેના સર ફાજલભાઇના પ્રયત્નો ઘણા જાણીતા છે અને તેમની આગેવાની નીચે મળતી આ કોન્ફરન્સ ફતેહમંદ નીવડયા વીના રહેશે નહી.

તે પછી ઉપલી દરખાસ્ત તાલીઓના ગડગડાટ વચે પસાર થઇ હતી અને સર ફાઝલભાઇએ પ્રમુખપદ લીધું હતું.

### લાલા હરકીશનલાલને આવકાર.

પ્રમુખે તે પછી જણાવ્યું કે તમારા તરફથી લાલા હરકીશનલાલને એકવાર ફરીથી બનેલા છુટા શેહરી તરીકે આવકાર આપવા માગુ છું. ( તાળીઓ ) તેઓ મારા અગંત મીત્ર છે. તેઓ પંજાબના ઉદ્યોગ હુન્નરના આગેવાન છે. એટલુંજ નહીં પણ તેમણે દેશને ખાતર ઘણું સહન કર્યું છે. ( તાળીઓ )

### સહાનુમતીના સંદેશાઓ.

પ્રમુખે તે પછી જણાવ્યું કે નામદાર ગવરનર, ઓનરેબલ મી૦ શાસ્ત્રી, મી૦ જી. કે. દેવધર, સ્વામી શારદાનંદ, મી૦ સી. પી. રામસ્વામી આયર, ડૉકટર હેરલ્ડમેન, મીસીસ બીઝેન્ટ, ગવાલીઅરની ચેમબર ઓફ કોમરસવાળા મી૦ અબદુલ પાદશાહ, મી૦ એમ. બી. દાદાભાઇ, અને રાજા રૂપીકેશ લાલ તરફથી દીલસોજીના સંદેશા મળ્યા છે. તે પછી ઓનરેબલ સર ફાજલભાઇ કરીમભાઇ ઇબ્રાહીમે પોતાનું ભાષણ કર્યું હતું.

### ઓ૦ સર ફાજલભાઇ કરીમભાઇનું ભાષણ.

પ્રમુખ ઓ૦ સર ફાજલભાઇ કરીમભાઇએ પોતાના ભાષણમાં જણાવ્યું કે ડેલીગેટ બંધુઓ, બાનુઓ અને ગ્રહસ્થો, હીંદી હુન્નર ઉદ્યોગ કોનફરનસ અને હીંદી વેપારી કોગ્રેસની ભેગી બેઠકનાં પ્રમુખ તરીકે આમંત્રણ કરી તમો એ મને જે માન આપ્યું છે તે બદલ હું તમારો આભાર માનું છું. મોટા હુન્નર ઉદ્યોગ અને વેપારી બાબતો તરફ તમારૂં ધ્યાન ખેચવા પહેલા હું કેટલીક બીજી બાબતો તમોને સમજાવવા માગું છું. પ્રથમ તો મુંબાઇમાં હીંદી પ્રજાકીય કોગ્રેસની બેઠકની શરૂઆત થઇ છે. બીજું એ કે આપણી બેઉ સંસ્થાઓ જોડાવા પામી છે. છેલા બે વરસથી એમ માનવામાં આવે છે કે એકજ વેળાએ અને એકજ સ્થળે હીંદી

પ્રજાકીય કોંગ્રેસ તથા હીંદી હુન્નર ઉદ્યોગની કોનફરનસ ભરવાથી ઘણો ગેરફાયદો થયો છે. કોંગ્રેસના અઠવાડીઆમાં ફકત એક નહિ પણ લગભગ એક ડઝન કોનફરનસોની બેઠક થઇ હતી. ફકત કોંગ્રેસ વરસના છેલા દીવસો રોકે છે. લખનઉ ખાતેની બેઠકથી કોંગ્રેસના કામકાજમાં પ્રજા ઘણોજ આગળ પડતો ભાગ લેવા લાગી છે અને દેશ સમક્ષ રાજ્યકીય બાબતો રજુ થયાથી તેની અગત્યતા વધી છે. આવું થવાથી હુન્નર ઉદ્યોગ કોનફરનસ માટે થોડો વખત રહયો અને કેટલીક બેઠકોમાં ફકત બે કલાકજ ગાળવામાં આવતા હતા. હુન્નર ઉદ્યોગને વેપારી બાબતો ઉપર એક બે કલાકજ કામ કરવાથી કોઇપણ જાતનુ કામ થઇ શકે નહી તેટલા માટે કોંગ્રેસના અઠવાડીયા પછી આ બેઠક મુંબઇમાં રાખવાનું નક્કી કરવામાં આવ્યું હતું. છેલા ચાર વરસથી વેપારી કોંગ્રેસની બેઠકોની ચળવળ તદન નરમ જેવી થઇ ગઇ છે. તે સમય દરમ્યાન આપણે બધા લડાઇને ફતેહ બનાવવામાં રોકાયા હતા. જે સવાલો ઉભા થયા હતા તે જરૂરી લડાઇના સવાલો હતા અને તેનો ફડચો વેપારી સંસ્થાઓ અને સરકારી અમલદારોની કોનફરનસોથી જલદી આવી ગયો છે. લડાઇ તહકુબ રહ્યાથી અને સુલેહની સરતો ઉપર સહી થવાથી વેપારના મોટા સવાલો આગળ આવ્યા છે. હવે આપણા વીચારો તે તરફ દોરવાની જરૂર છે. જ્યારે હીંદી હુન્નર ઉદ્યોગ અને હીંદી વેપારની અંદર બહુ ફેરફાર રહ્યો નહી હોવાથી આ બેઉ વીષયો માટે જુદી જુદી બેઠકો રાખવા કરતાં હીંદી હુન્નર ઉદ્યોગ કોનફરન્સ અને હીંદી વેપારી કોંગ્રેસની ભેગી બેઠક રાખવાનું નક્કી કર્યું છે. આપણી બેઉ સંસ્થાનીક બેઠક ભેલી છે અને તેથી આપણે ભવીષ્યમાં એકઠા મળીનેજ કામ કરવું. આથી આપણને ઘણો ફાયદો થશે.

હાલના વખતો કાંઇ સાધારણ દીવસો નથી આપણે બ્રીટીશ રાજ્ય અને અને મીત્ર રાજ્યોની મહાન ફતેહથી ઘણા ખુશી થયા છીએ અને તે બદલ નામદાર શહેનશાહને મુબારકબાદી આપીએ છીએ. આપણે લડાઇની અંદર લીધેલા ભાગને માટે મગરૂર છીએ. સુલેહથી ઘણા ફેરફારો થવા પામ્યા છે લડાઇની અંદર અમેરીકાએ હુન્નર ઉદ્યોગની બાબતમાં ઘણી મદદ કરી છે અને લડાઇને સુલેહના રૂપમાં ફેરવવા પોતાથી બનતું કર્યું છે. આપણા આગલા દુસ્મનોના પ્રદેશોમા ઘણોજ જબરો ધોકો લાગ્યો છે અને અસલની સ્થીતી પ્રાપ્ત કરવા માટે એક જમાનો પસાર થવો જોઇએ. રશીઆના અશાંતી ભરેલા મામલાને લીધે તેની અસર બધા એશીયામાં લાગી અને હીંદના દવારો તેથી ભયમાં છે. આ બધા સવાલો ઘણા જરૂરી છે કારણ કે તેથી હીંદી વેપારમાં ઘણો ફેરફાર થયો છે. આ સવાલો આપણે બરાબર સમજવા જોઇએ કારણ કે તેની અંદર આપણું હીત સમાયલું છે.

આ સવાલો જેટલા અગત્યના છે તેટલાજ હીંદના બીજા સવાલો જરૂરી છે સુલેહની શરતો થયા પછી સુધારાનું બીલ કાયદા તરીકે બન્યું છે અંગ્રેજ સરકારનું આ કાર્ય ઘણુંજ ઉમદા છે. આપણા મજબુત રાજયને માટે અંગ્રેજ લોકોનું વળણ ફેરવાયલું લાગે છે. હીંદના બંધારણ માટે ગ્રેટબ્રીટન દુસ્મન રાજ્યો સાથે મરણીયું થઇ લડયું છે. હીંદે પણ પોતાથી બને તેટલી સંપુર્ણ મદદ ખુશીથી આપી છે. અંગ્રેજ સરકારે હીંદની આ સેવાની કદર કરવી જોઇએ અને હીંદને રાજ્યો સમાન હક્ક મળવો જોઇએ. આ કાંઇ રાજ્યદ્વારી બાબતો નથી. સુધારાનો ખરડો આ દેશના વેપાર અને હુન્નર ઉદ્યોગને ઘણી અસર કરે છે. આપણી આર્થીક સ્થીતીની ખીલવણી હંમેશાં દેશની અંદર સુલેહ અને આબાદી ઉપર રહેલી છે. રાજ્યના બંધારણથી આપણા હુન્નર ઉદ્યોગની ખીલવણી માટે સંપુર્ણ છુટ મળશે અને કોઇ પણ જાતની અડચણ વગર આગળ વધ્યો જશે.

---

આ ઉપરથી પાર્લામેંટની અંદર હીંદી સુધારાના બીલ બાબે જોઇંટ કમીટીએ કરેલો રીપોર્ટ મને યાદ આવે છે. જકાતના સવાલનો સંપુર્ણ નીવેડો લાવવા માટે કમીટીએ સ્પષ્ટ જણાવ્યું છે કે હીંદની અંદર જકાતની ગમે તેવી પોલીસી હોય તોપણ ત્યાંના વેપારીઓની ઉન્નતી માટે હીંદને ગ્રેટબ્રીટન ઓસ્ટ્રેલ્યા, ન્યુઝીલેંડ કેનેડા અને દક્ષીણ આફ્રીકા જેટલી સંપુર્ણ છુટ આપવી જોઇએ.

હીંદની દરેક પ્રજા જે પોતાના જુદા જુદા વીચારોમાં એકત્ર થતી હોય તો તે જકાતનોજ સવાલ છે, આ છુટ માટે ફકત અમુકજ કોમ યા રાજ્યદ્વારી મનુષ્યો પોકાર કરે છે એમ નથી. આ પગલાં માટે ડાહ્યામાં ડાહ્યો માણસ પણ આજ સલાહ આપશે. પહેલી વેપારી કોન્ગ્રેસના પ્રમુખ તરીકેના મારા ભાષણમાં મેં જણાવ્યું હતું કે વડી સરકાર તેમજ હીંદી પ્રધાને કોઇપણ જાતની દખલ કર્યા વગર હીંદી સરકારે પ્રજાના પ્રતિનીધીઓ સાથે દેશના લાભ માટે જકાતની છુટ બાબે મસલત ચલાવવી જોઇએ. આ બધાનો સાર એજ કે આપણે વેપાર અને હુન્નર ઉદ્યોગની અંદર સ્વરાજ્ય માગીયે છીએ. નામદાર હીંદી પ્રધાને સુધારાના ખરડાની અંદર આપણે માટે એવી છુટ રાખી છે કે હીંદી સરકાર અને હીંદી કાયદો ઘડનારી કાઉન્સીલ એકમત હોય ત્યારે બનતા સુધી હીંદી પ્રધાને વચમાં પડવું નહી અને ફકત નામદાર શહેનશાહને લગતી બાબત હોય તોજ વચમાં માથું ઘાલવું. હું એમ માનું છું કે હીંદની બરાબર માગણી માટે આ પ્રથમ ખરૂં પગલું છે અને આપણને અંગ્રેજ રાજ્યોના જેટલી સંપુર્ણ જકાતની છુટ મળી છે. આપણે આ છુટનો ખરી રીતે સંપુર્ણ ઉપયોગ કરીશું. તે બાબે અંગ્રેજ પ્રજાને કોઈ પણ જાતની ખાત્રી આપવાની જરૂર નથી. કાપડ ઉપરની એકસાઇઝ જકાત પણ નીકળી ગઈ છે અને તે બાબે હીંદી સરકાર અને હીંદી હુન્નર ઉદ્યોગ તથા વેપારનો એકમત છે. હીંદી સરકાર અને વડી ધારાસભા એકમત નહી થાય એવા પ્રસંગો આવશે ખરા. પણ જયાં સુધી વડી સરકારનું બંધારણ આવુ રહેશે ત્યા સુધી એમ આશા રાખવામા આવે છે કે જે છુટ આપવામાં આવી છે તે ફતેહમંદ થશે.

હુન્નર ઉદ્યોગના કમીશનના રીપોર્ટ સંબંધી હીંદી સરકારના ડીસ્પેચ બાબે હીંદી પ્રધાન જણાવે છે કે જ્યાં સુધી લોકોના પ્રતિનીધીઓને પોતાનો કેસ રજુ કરવાની તક મળે નહી ત્યાં સુધી કમીશનની તપાસ કોઇ પણ રીતે ઉપયોગી કહી શકાય નહી. આ ઉપરથી હીંદી વેપારીઓની ચેમ્બરની કમીટીના પ્રતીનીધી મંડળને વેપાર અને ઉદ્યોગના સભાસદ ઓ૦ સર જ્યોર્જ બાર્ન્સ જણાવે છે કે શેહેનશાહી પસંદગીની જકાતના સવાલ બાબે તપાસ કરવા અને રીપોર્ટ રજુ કરવા વડી ધારાસભાની એક કમીટી નેમવામાં આવશે. હીંદી પ્રધાન જે તપાસ વીશે જણાવે છે તે અને ઓ૦ સર જ્યોર્જ બાર્ન્સ જે વીશે લખે છે તે કમીટી બેઉ એક છે યા જુદી છે તે સમજી શકાતું નથી. મારા ધારવા પ્રમાણે વેપાર અને હુન્નર ઉદ્યોગના ઓ૦ સભાસદે જે કમીટી જણાવી છે તેને વધુ સત્તા હોવી જોઇએ અને તે ફકત શાહનશાહી પસંદગીની તપાસના સવાલ ઉપરાંત બીજા સવાલો ઉપર પણ વીવેચન ચલાવે. હીંદી પ્રધાન પોતાના છેલ્લા ડીસ્પેચમાં જણાવે છે કે જયાં સુધી લોકોના પ્રતીનીધીઓને તેમના વીચારો જણાવવાની તક મળે નહી ત્યાં સુધી તે કંઇ પણ જાહેર કરનાર નથી. આપણે આશા રાખીશું કે ભલામણ કરેલી કમીટી આ સવાલ બાબે જાહેર પ્રજાની જુબાનીઓ પણ લેશે. શેહેનશાહી પસંદગીની જકાત સામે હીંદી વેપારી મંડળોએ જે પ્રોટેસ્ટ ઉઠાવ્યો છે તે ફકત જાપાનના પરદેશી માલ માટે નહી પણ મેનચેસ્ટરના માલ માટે પણ છે. શાહનશાહી પસંદગીની જકાત દાખલ થઈ તે સામે અમારો પ્રથમ

ઉદ્યોગની ધીમે ધીમે પુખ્ત ખીલવણી કરવામાં આવી છે અને દરેક અગત્યના હુન્નર ઉદ્યોગોને સરકાર તરફની મદદ કરવી. ઉદ્યોગોની બાબતમાં સરકારે કેવા પગલાં ભરવાં જોઇએ તે મીશનના રીપોર્ટમાં દેખાડવામાં આવ્યું છે એમ તમો કબુલ કરશો. જો સ્ટોર ખરીદવાનું ખાતું સ્થાપવામાં આવે તો હીંદમાં નવા ઉદ્યોગો સ્થાપવાની અગત્ય રહેશે. વળી જ્યારે ઉદ્યોગનું ખાતું સ્થાપવામાં આવે ત્યારે હીંદીઓને તેમાં મોટા ઓધા આપવામાં આવશે એવી હું આશા રાખું છું અને પુરતા કુશળ હીંદીવાનો મળતા નથી એવું બહાનું કહાડવામાં આવશે નહી. હાલમાં હુન્નર ઉદ્યોગોની જે કોલેજો અને રેલ્વે વર્કશોપની જે સવલતા છે તે જોતાં ઉપલું બહાનું ચાલી શકે નહી.

હીંદી વેપારી ચેમ્બરે સરકારનું સુલેહની કોનકરંસમાં લડાઇના કરારો કરતી વેળાએ હીંદી વેપાર બાબે તેની મસલત લેવા માટે ધ્યાન ખેંચ્યું હતુ, છતાં પણ એવા કોઇપણ પ્રતીનીધીની મસલત લેવાને સરકારે નેમણુંક કીધી નહી. હીંદી પ્રધાન, લોર્ડ સીંહ અને બીકાનેરના મહારાજાએ હીંદી વેપારીઓની લાગણી કોનકરનસમાં સારી રીતે દર્શાવી હશે. પણ જેવી વેપારી પ્રતીનીધીઓ લાગણી દર્શાવી શકે તેવી તો તે નહીંજ હશે. સુલેહના બાબમાં કોઇબી દેશ સાથે વેપારી કરારો કરવામાં આવે તે પહેલાં હીંદી વેપારીઓને પુછવામાં આવશે એવી આપણે આશા રાખીશું. ઉદ્યોગીક કોનકરન્સમાં તેમજ હીંદી વેપારી ચેમ્બર તરફથી દરેક બ્રીટીશ કોનસ્યુલેટમાં વેપારી મદદનીશ નેમવો જોઇએ એવી ખાહેશ દરશાવવામાં આવી હતી. મેસોપોટેમીઆ અને પુર્વ આફ્રીકામાં હીંદી વેપારી કમીશનરોની નેમણુંક થવી જોઇએ છે. ઇસ્ટ આફ્રીકામાં વસ્તા યુરોપીયંના આપણા હીંદી વેપારીઓ સામે જે અણઘટતી રીતે વરતે છે તેની મને અત્રે યાદ આવે છે. દક્ષીણ આફ્રીકા જેવી પુર્વ આફ્રીકામાં હીંદી વેપારીઓને મુશકેલી પડશે નહી એવી વાત પ્રથમ ફેલાવીને હવે ત્યાની સ્થીતી ઘણી અસહ્ય કરવામાં આવી છે. રેલરંડ એંદરૂસે જે વીગતો બહાર પાડી છે તે જોતાં ત્યાંના સાંકડા વીચાર ધરાવનારા ઇંગ્રેજ કેટલી હદ સુધી હીંદી હકો ઉપર ત્રાપ મારે છે, તે ગુસ્સાની લાગણી વગર આપણે જોઇ શકતા નથી. આપણી કોંગ્રેસે આ સવાલ ઉપાડી લીધો છે અને અત્રે પણ તે બાબેની દરખાસ્ત રજુ થાય ત્યારે તમો સઘળાઓ તેને ટેકો આપશો.

### હીંદી કામદારોનો અગત્યનો સવાલ.

હવે હું આ દેશના ઘણા અગત્યના આર્થીક સવાલ ઉપર બોલીશ જે સવાલ આપણે તપાસેલી બીજી બાબતો કરતાં વધુ અગત્યનો છે. આ સવાલ હીંદી કામદારોને લગતો છે. કામદારોનો અર્થ અત્રેના ઉદ્યોગ હુન્નર ખાતાઓમાં મહેનત કરતા મજુરોનોજ થાય એમ અત્રે સમજવામાં આવે છે પણ બોહળી રીતે જોતાં દુન્યાની દોલતમાં હીસ્સો આપીને મહેનત કરનાર પુરૂષ કે સ્ત્રી કામદાર કહેવાઈ શકાય છે પછી તે પોતાના મગજબળથી કે તનના બળથી તેવો હીસ્સો આપતો હોય. જ્યારે પણ આપણે હીંદી કામદારની વાત કરીએ છીએ ત્યારે એવા માણસો વીશે તે સમજીયે છીએ કે માણસોની સ્થીતી જેવી જોઇએ તેવી સારી નથી. દરેક ધંધા અને રોજગારમાં કુશળ માણસોની ઘણી જરૂર પડે છે, પણ આપણા આ માણસોના બાબમાં જોઇએ છીએ કે તેઓ જેવા જોઇએ એવા કુશળ નથી. આવા હરીફાઇના જમાનામાં કુશળતા ઉપર મોટો આધાર હોય છે. આપણા આ કામદારોની હાલત કેમ સુધારવી તે સવાલ આપણી હજુર ઘણો અગત્યનો ઉભો છે, અને તે ઘણો જુનો હોવા છતાં આપણે તેનો કડચો કરી શકયા નથી અને આ સવાલના કડચા થવા ઉપરજ, જે દેશ આપણાથી હુન્નર ઉદ્યોગમાં આગળ વધી ગયલા છે તેની સાથે હવે હરીફાઈ કરવા માટેનો આધાર છે.

---

હીંદી કામદારોની સ્થીતી સુધારવાનું કામ આપણે પાર પાડી શક્યા નથી. આપણી તરફ વરાળથી ચાલતું પહેલું કારખાનું નીકળ્યું ત્યારથી આપણે આ કામદારોની સ્થીતી સુધારવા ઉપર વીચાર ચલાવીએ છીએ. જો હીંદને કાચા પદાર્થ પેદા કરવાના એક દેશ તરીકેજ રાખવામાં આવનાર હોય તો પછી આવા સવાલની જરૂર રહે નહી. પણ જો આપણે સઘળા એમ ચાહતા હોઈએ કે હીંદમાં દરેક જરૂરી ચીજો આપણે પેદા કરવી તો આપણી ફરજ છે કે પ્રજાનું કોઈપણ આસામી ભુખું રહીને જીંદગીની જરૂરીઆતોના લાભ મેળવવાથી બેનસીબ રહે નહી તે જોવું. આપણા દેશના ભલાને ખાતર, જેઓ પાંચ પઈસે સુખી છે તેઓની ફરજ છે કે પોતાથી ઓછા નસીબવાળા માણસોને જીંદગીના તબક્કામાં વધારવાને પોતાના હાથ લંબાવવા. ઘણાઓએ આમ કીધું પણ હશે.

### દેશના સુધારા વધારામાં પ્રજાએ આપેલો હીસ્સો.

મારે અત્રે ખુલે ખુલ્લું કહેવું જોઈએ કે આ દેશના સુધારા વધારામાં પ્રજાએ સર્વેથી મોટો હીસ્સો આપ્યો છે, અને તેનું માન સરકારને થોડુંજ ઘટે છે. કેટલાક વરસ થયા આપણી સરકાર સારા નસીબે હુન્નર ઉદ્યોગ ઉપર ધ્યાન આપવા લાગી છે, સરકાર અને પ્રજાના લાભનું છે કે, મજુરોને વધતામાં વધતો દર આપીને દરેક જાતના કામકાજમાં સુધારો કરવો. એ બાબતમાં સરકારે જે કામ બજાવ્યું છે તે કરતાં હજુ ઘણુ વધુ તે કરી શકે એમ છે. દરેક માણસે પોતાની આરથીક સ્થીતીમાં સુધારો કરવો જોઈએ છે. પણ તેમ સરકાર જો ચાહે તો એ બાબે ઘણું કરી શકે એમ છે, અને સરકાર જો કાંઇ કરવા નહી માગે તો પ્રજાથી તેનો બોજો માંડ માંડ ઘસડી શકાય છે. સરકાર પ્રજાની સ્થીતીમાં સુધારો કરી શકે એમ છે, આપણી પ્રજાનો ૯૪ ટકા જેટલો ભાગ ભણેલો નહી હોય ત્યારે તેની સ્થીતી કેવી હોવી જોઇએ ? શું આ જથાને કેળવણી આપવાની જેમ સરકારની તેમ પ્રજાના સમજુ વર્ગની ફરજ નથી ? આપણા કરતાં પણ ઓછા સાધન છતાં જાપાને ૩૦ વરસની મુદતમાં પોતાના દેશમાંથી અભણપણાને હાંકી કહાડ્યું છે.

જે જાપાને કરી બજાવ્યું છે તે આપણી સરકાર હવે પછી થનારી રાજદ્વારી સુધારાની યોજના દરમ્યાન કાં નહી કરી બતાવે ? હુન્નર ઉદ્યોગના વધારા માટે કેળવણીની ઘણી જરૂર છે, અને તેથીજ આપણા ભવીષ્યના કામકાજમાં કેળવણી ઉપર પ્રથમ ધ્યાન આપવાની જરૂર છે.

### કેળવણીથી કામદારોની સ્થીતીમાં થનારા સુધારા.

કેળવણીનો પ્રસાર કરવે આપણા કામદારોમાં જે દુર્ગુણો જોવામાં આવે છે તેનો પોતાની મેળે નાશ થશે, કારણ કેળવણીથી સુખ શાંતી અને સુખાકારી ભરી રીતે તેઓ રેહશે તો તેઓની સ્થીતી સુધરતાં કામમાં પણ ઘણો સુધારો થઈ શકશે. કામકાજના કલાક, મજુરીના દર, રેહઠાણ, અસુખાકારી, છાકટપણું, વગેરે સવાલોનો ફેંસલો થઇ જઈ આ કામદારો વચે શંતોષ અને સુખ જોવામાં આવશે.

ઉદ્યોગો ધરાવતા દરેક દેશમાં આવા મુશકેલીના સવાલો ઉભા થવા પામ્યા હતા. જેથી તેઓના અનુભવ અને મુશ્કેલી ઉપરથી આપણને ઘણું શીખવાનું છે. જ્યારે પણ ખેતી કરનારી પ્રજા ઉદ્યોગ કરનારી પ્રજા થવા માટે ઉદ્યોગ ઉપર ધ્યાન પોંહચાડે છે ત્યારે હમેશા કંઇને કંઈ મુશ્કેલી ઉભી થાય છે. જો એવો વખત આવે કે જ્યારે આપણો કામદાર આજે ૧૨ કલાકમાં જેટલું કામ કરે છે તેટલું ૮ કલાકમાં જો કરી શકે તો કાં નહી તેનો રોજ ૮ કલાકનોજ ગણવે ? વળી જો તે જેમ જેમ વધુ કામ ઉતારતો જાય તો કાં નહી તેના દર વધારે આપવામાં આવે ? પણ એ સઘળા પરીણામ લાવવા માટે કેળવણીની જરૂર છે, પણ જ્યાં સુધી કામદારો કેળવણી

લઇને પાકા થાય ત્યાં સુધી તો તેઓ કોઇની બી મદદ વગર પોતાનો માર્ગ કરવાને શકતીવાન નહીં થાય. આપણે ફકત તેઓને રેહઠાણ પુરા પાડવા જેવા સવાલો તપાસવાના છે. માણસોની વસ્તી પ્રમાણે આપણે તેઓને સુખાકારી ભર્યા મકાનો પુરાં પાડી શકયા નથી, અને એ સવાલ મ્યુનીશીપાલીટી, સીટી ટ્રસ્ટ, સરકાર તેમજ તવંગર વર્ગ સાથે મળીને ઉપાડી લે તોજ તેનો નીરણય આવે નામદાર ગવર્નરે એ સવાલ ઉપાડી લીધો છે તેવો વેળાએ આપણે તેમને દરેક રીતે સહાય થવાની ખાત્રી આપવી જોઇએ છે. રેહવાના મકાનોમાં સુધારા થવે આપણા કામદારોની સ્થીતીમાં ખરેખર સુધારા થશે.

રાજદ્વારી સુધારા વધારા થનાર છે તે સબબે વેપાર ઉદ્યોગમાં મોટા સુધારા કરવાની આપણે સત્તા ભોગવી શકીશું. છુટા પણું ભોગવતા દરેક દેશમાં આપણે જોઇએ છીએ કે દરેક હીલચાલ માટે ચર્ચા થવી જોઇએ છે પણ આપણા દેશમાં કામદારો ઉપર પોતાનો લાગવગ ચલાવે એવાં ખાતાઓ હોવા છતા તેઓ કંઇ બી ચર્ચા કરી શકતા નથી એ ખેદ ભરેલું છે. આ રીતમાં સુધારો થવો જોઇએ છે. આપણા દેશી વેપારીઓની ઘણી થોડી ચેમ્બરો હસ્તી ધરાવે છે, અને તેઓએ જે કામ બજાવવુ જોઇએ તે પાર ઉતારવા જેટલા તેઓ પાસે ફંડ નથી. દરેક ઉદ્યોગ હુન્નરવાળા જીલ્લામા એવી એકક ચેમ્બરની હસ્તી હોય તોજ વેપાર ઉદ્યોગના જરૂરી સવાલ તુરત ઉપાડી લઇ શકાય. બીજી તરફ વેપારીઓને પણ કેટલીક ફરીયાદો કરવી પડે છે, જેવી કે રેલ્વે શીપીંગ વગેરે પણ આવી ફરીયાદો સામે કાયદા પુર્વક લડત ચલાવી શકે એવાં ખાતાંઓ નહીં હોવાથી ઘણી એવી ફરીયાદો જાણવામાં આવતી નથી. ફ્રાન્સ અને જર્મનીમાં તો એવી ચેમ્બરોને સરકાર તરફથી કેટલીક સત્તા આપેલી હોય છે આ સ્થિતિમાં હવે સુધારો થવો જોઇએ છે અને જુદીજુદી ચેમ્બરો તથા જુદાજુદા ઉદ્યોગના મંડળ તરફના પ્રતિનીધી એ તરીકે તેમ કરવાનું તમારા હાથમાં છે. આવાં મંડળો આપણી વચ્ચે હયાતી ધરાવતા નહીં હશે તો સુધારા વધારાની યોજનામા જે સત્તા આપવામાં આવી છે તે આપણાથી પુરેપુરી ભોગવી શકાશે નહીં. આથી હું હીંદની આથીક સ્થિતિમાં સુધારો કરવાને અને તેમ કરીને દુનિયાના બીજા દેશો સાથે સરખાવતાં તેની સ્થિતિ ઉંચી રાખવાના કામમાં મદદ આપવાની સર્વે કોઇને અરજ કરૂં છું.

એ ભાષણ પુરૂ થવા બાદ પરીષદ તે પછી શનીવાર ઉપર મુલતવી રહી હતી.

### કોન્ફરન્સની શનીવારની બેઠકમાં થયેલા ઠરાવો.

હીંદી ઉદ્યોગીક કોનફરનસ અને હીંદી વેપારી કોંગરેસની બીજા દીવસની ભેગી બેઠક શનીવારે સહવારે ૧ ક૦-૩૦ મી૦ ટાઉનહોલમાં ઓન૦ સર ફાજલભાઇ કરીમભાઇનાં પ્રમુખપણાં નીચે મળી હતી, જે વેળા ડેલીગેટોની સારી સંખ્યા હાજર થઇ હતી. સર દોરાબ તાતા અને મુંબઇની હાઇકોર્ટના વડા જજ સર નોરમન મેકલાઉડ પણ હાજરી આપી હતી. લાલા હરકીશનલાલ આવી પુગતાં હાજર થયલાઓએ તેમને તાળીઓના અવાજોથી વધાવી લીધા હતા.

૧. પ્રમુખે ઠરાવ રજુ કર્યો કેઃ—આ દેશની ઉદ્યોગીક અને વેપારી હીંદી કોમ નામદાર શેહેનશાહ તરફ વફાદારીની ઉંડી અને માનપુર્વક લાગણી પ્રદર્શીત કરે છે અને માયાળુ ઢંઢેરો કે જે હીંદનો નવો મેગના કાર્ટા છે અને દીલસોજીની નીશાની છે તે માટે ઉપકાર માને છે.

સભાએ ઠરાવ પસાર કર્યો હતો.

૨. મી૦ વીશ્વનાથ પ્રભુરામ વૈદ્ય બેરીસ્ટરે બીજો ઠરાવ રજુ કર્યો કેઃ—

આ કોન્ફરન્સ સુધારાનો કાયદો પસાર થયો તેને આવકાર આપે છે અને પાર્લામેન્ટ તથા ખાસ કરીને રાઈટ ઓ૦ મી૦ મોન્ટેગ્યુ અને રાઇટ ઓન૦ લૉર્ડ સીંહનો એ કાયદો ધારાપોથીમાં દાખલ કરવા માટે હથીઆરૂપ થઇ પડવા માટે ઉપકાર માને છે અને હુન્નર ઉદયોગના ખાતાં હીંદી પ્રધાનોને સોંપવામાં આવ્યાં તેને ખાસ આવકારદાયક ગણી એવી આશા રાખે છે કે તેથી એવો નવો સફો ઉઘાડે કે જેમાં હીંદી વેપાર અને ઉદયોગ વધતો જતો ભાગ લે. આ કાયદો સ્વરાજ્યની દીશા તરફનું સંગીન પગલું છે તેનાથી સંપુર્ણ માહીતગાર હોવા છતાં તે દલગીર છે કે વડી સરકારના બંધારણમાં એવા ફેરફાર કરવામાં આવ્યા નથી કે જેથી વેપાર ઉદયોગના વધારા સંબંધી પ્રજામત ફતેહમંદ થાય. તે વધુ દલગીર છે કે બર્મા પ્રાંતને બાતલ રાખવામાં આવ્યો છે તેથી એ પ્રાંતના અને આ દેશના આર્થીક હીતને નુકસાન થશે.

મી. સી. એલ. ઢેવલેએ ઉપલા ઠરાવને ટેકો આપ્યા બાદ તે પસાર થયો હતો.

૩. કલકત્તાવાળા ડોકટર બેનરજીએ ઠરાવ કર્યો કેઃ—

(એ) આ કોન્ફરન્સ કબુલ કરે છે કે સુધારાના કાયદા પ્રમાણેનું મેહેસુલી છુટાપણાનું પગલું હાલની સ્થીતી કરતા એક પગલું આગળ વધારનારૂં છે પણ તેને ભય છે કે મધ્યસ્થ સરકારની સુચવવામાં આવેલી સ્થીતી જોતાં હીંદની ઉદયોગીક અને વેપારી કોમને તેથી સંતોષ નહીં થાય અને કદાચ કાયદો ઘડનારાઓની નેમઉંધી વળશે અને માનપુરવક આગ્રહ કરે છે કે કાયદાના વહીવટથી શેહેનશાહતના સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોની માફક સંપૂર્ણ પણે અને છુટથી હીંદ પોતાની જરૂરીઆતને અનુકુળ આવે તેવી રીતે ટેરીફ સંબંધી ગોઠવણ કરી અમલમાં મુકી શકે એવી સત્તાની ખાતરી મળવી જોઇએ.

(બી) આ કોન્ફરન્સ વધુ એવી માંગણી કરે છે કે જકાતમાં છુટાપણાંની આવી સત્તા મળતાં સુધી શેહેનશાહતના જે મુલકો કે સંસ્થાનોએ આ દેશ સામે જકાત નાખી હોય તેમની સામે હીંદી સરકારે એવી જકાત નાંખવી જોઇએ.

બાદ ઉપલા ઠરાવ ઉપર મત લેતાં તે પસાર થયો હતો.

૪. કરાંચીવાળા જમસેદ એન. મહેતાએ ઠરાવ રજુ કર્યો કેઃ—

આ કોન્ફરન્સ ચામડાંની નીકાશને લગતી છેલ્લા કાયદાથી શહેશાહી પસંદગીની જકાતને લગતી રાજનીતી દાખલ કરવાની કોશેશ કરવામાં આવી છે તેના તરફ પોતાની નાપસંદગી જાહેર કરે છે અને એવો આગ્રહ કરે છે કે દેશના જુદા જુદા હુન્નર ઉદ્યોગના અને વેપારી હીત ધરાવતાં મંડળોના પ્રતીનીધીઓની બનેલી કમીટી એ આખો સવાલ તપાસે ત્યા સુધી શેહેનશાહી પસંદગીની જકાતના રાજનીતી સંબંધી કંઇ પગલું ભરવું નહીં. એ કમીટીને નાણાંને લગતા સઘળા સવાલો કે જે હીંદી હુન્નર ઉદ્યોગોનાં કમીશનના રીપોર્ટ ઉપરના અવલોકન કરનારા હીંદી પ્રધાનના ખરીતામાં જણાવવામાં આવ્યા છે તે સંબંધી જાહેર પ્રજાની જુબાની લેવાની સતા આપવી વળી હીંદી ધારાકલા દેશ માટે નાણાંને લગતી કઇ રાજનીતી અનુકુળ આવે તેમ છે અને અમલમાં મુકાય તેવાં છે તે નકકી ન કરે ત્યાં સુધી શેહેનશાહી પસંદગીની રાજનીતી સંબંધી પગલાં ભરવાં નહી.

મી. ગુલાબચંદ દેવચંદે ઉપલા ઠરાવને ટેકો આપ્યા બાદ તે પસાર થયો હતો.

૫. માઇસોરવાળા મી૦ વી૦ લક્ષમણસ્વામી એ ઠરાવ રજુ કર્યો કેઃ—

આ કૅાન્ફરન્સ એવો મજબુત અભીપ્રાય ધરાવે છે કે લાયકાત સરખી હોય તો.

(એ) સ્થાપવા ધારેલાં હુન્નર ઉદયોગ અને રસાયણી ખાતાંમાં હીંદીઓને પસંદગી આપવી.

(બી) દેશનાં કુદરતી સાધનોની ખીલવણી રેલવે, વહાણોની બનાવટ, કાચી જણસો, બળ વગેરે સંબંધી છુટછાટની બાબતમાં હીંદી સાહસને પસંદગી આપવી.

(સી) સરકારી ખાતાંઓ અને સ્થાનીક મંડળો અને રેલવે કંપનીઓની જરૂરીઆત માટે સ્ટોર્સ ખરીદવા સંબંધી હીંદી પેઢીઓ અને માલ બનાવનારાઓને પસંદગી આપવી.

મી૦ મહુમદ હસને ઉપલા ઠરાવને ટેકો આપ્યા બાદ તે પસાર થયો હતો.

૬. મી. જમનાદાસ દ્વારકાદાસે એવો ઠરાવ રજુ કર્યો કે કામદારોની સ્થીતી જોતાં આ કોનફરન્સ હીંદી સરકારને વીનંતી કરે છે કે તેણે કામદારો અને થાપણવાળાઓના પ્રતીનીધીઓનું બનેલું કમીશન હીંદના કામદારોની સ્થીતી જેવી કે મજુરીના દર, કેળવણી, ઘરો, કામ કરવાના કલાકો વગેરે સંબંધી સંપુરણ તપાસ ચલાવવા અને વેપાર ઉદ્યોગની વૃદ્ધિ માટેના સુધારાની સુચના રજુ કરવા માટે નેમવું.

૭. મી૦ એસ. આર. બમનજીએ ઠરાવ રજુ કર્યો કે:—

આ કોન્ફરન્સ ધારે છે કે (એ) સ્થાપવા ધારેલી ઇમ્પીરીઅલ બેંકને લગતો ખરડો સંપુર્ણ વીગતો સાથે પ્રગટ કરવો અને તેના સંબંધમાં કંઇ પણ ચોક્કસ પગલાં ભરવામાં આવે તે પહેલાં તેની ઉપર જાહેર પ્રજાને પોતાના અભીપ્રાયો જાહેર કરવાને આમંત્રણ કરવું. (બી) જે રીતે જોડાણ કરવા ધાર્યું છે તે હીંદી હીતોનું પુરતું રક્ષણ થઇ શકે તેવી ધારવામાં આવતી નથી અને આ કોન્ફરન્સ આગ્રહ કરે છે કે બધી બોર્ડો ઉપર પુરતું પ્રતીનીધીત્વ રાખવાની ગોઠવણ કરવામાં આવે નહીં ત્યાં સુધી નામદાર સરકારે આ યોજનાને ટેકો આપવો નહી. (સી) અને આ કોન્ફરન્સ વધુ એમ ધારે છે કે એક્ષચેંજ બેંકોની કોઇ હરીફાઇને કારણે સ્થાપવા ધારેલી બેંકને કેઇબી જાતનું વાજબી સરાફી કામકાજ જો તેની સેન્ટ્રલ બોર્ડ હાથ ધરવાનું સલાહકારક ધારતી હોય, તો તે કામકાજમાંથી તેને બાતલ કરવી નહી.

લાલા હરકીશનલાલે ટેકો આપવા બાદ એ પસાર થયો હતો.

૮. ઓન મી૦ પરશોતમદાસ ઠાકોરદાસે ઠરાવ રજુ કરયો કે

આ કોનફરન્સ હીદમાં જીંદગીના જરૂરીઆતના ચીજોના અને ખાસ કરીને ખાધ ખોરાની જણસોના ભાવમાં થતા જતા વધારા તરફ ભયની નજરે જુવે છે અને નામદાર સરકારને માન પુર્વક આગ્રહ કરે છે કે ખાધા ખોરાકીની જણસો અને ઢારો તથા દુધ દહીંમાંથી બનાવવામાં આવતી ચીજોની નીકાશ સરકારી ખાતાઓ મારફતે નહીં પણ સરકારી તથા બીન સરકારી ગ્રહસ્થોની કમીટી મારફતે થવી જોઇએ અને દેશના જરૂરીઆતોને પુગી વળયા બાદ વધારાના જથામાંથીજ તેની નીકાશ કરવા દેવી જોઇએ.

માઇસોરવાળા મી૦ વી૦ લક્ષ્મણ સ્વામીએ ઉપલા ઠરાવને ટેકો આપ્યો હતો અને મી૦ જેઠલમલ નારણદાસે તેને વધુ ટેકો આપ્યા બાદ તે પસાર થયો હતો.

૯. કલકત્તાવાળા મી૦ એસ૦ સી૦ ઘોશે ઠરાવ રજુ કર્યો કે:—

આ કોનફરનસનો એવો મત છે કે (એ) રેલવેઓનો વહીવટ સરકારે પોતાના હાથમાં લેવો જાઇએ અને તે પોતાની દલગીરી જાહેર કરે છે કે ઇસ્ટ ઇંડીઅન રેલવે સાથનાં કરાર-

નામાની મુદ્દત પૂરી થતાં નામદાર સરકારે તેનો કારોબાર પોતાને હસ્તક લઈને તે તકનો લાભ લીધો નથી. (બી) આ કોનફરનસ ભલામણ કરે છે કે આ સવાલ સંબંધમાં વપાસ ચલાવવા માટે નેમવા ધારેલી કમીટીનાં બંધારણમાં હીંદીઓના પ્રતીનીધીઓને હુન્નર ઉદ્યોગો તથા વેપારનો અનુભવ હોય; એવાને નેમવા જોઇએ અને (સી) આગ્રહ કરે છે કે રેલવે બોર્ડમાં સભાસદોની ઓછામાં ઓછી અરધી સંખ્યા હીંદીઓની હોવી જોઇએ. (ડી) આ કોનફરનસ રેલવેનાં ગાડાંઓની ચાલુ વધતી અછત તરફ ચીંતાની નજરે જુવે છે અને આગ્રહ કરે છે લડાઈ દરમીઆન હીંદ ખાતેની રેલ્વે ગાડાંઓની જે સંખ્યાને પરદેશો ખાતે મોકલવામાં આવી હોય તે સંખ્યા પાછી હીંદ ખાતે મોકલવાનાં પગલાં ભરવાં જોઈએ અને તેમ કરીને હીંદમાં હુન્નર ઉદ્યોગના તથા વેપારનાં કામકાજ માટે માલની લાવ લાવલઇજા કરવા માટે હીંદી રેલ્વેઓના સાધનોમાં વધારો કરવો. (ઇ) આ કોન્ફરન્સ મજબુત આગ્રહ કરે છે કે હુન્નર ઉદ્યોગના નવાં ખાતાંએ હાલમાં લેવામાં આવતા રેલ્વેના દરો તપાસવા અને તેમ કરીને હીંદી વેપાર અને ઉદ્યોગના લાભોને નુકસાન થાય તથા પરદેશી વેપાર અને ઉદ્યોગને લાભ થાય તેવી રીતે જે દરો લેવામાં આવતા હોય તે અટકાવવા અને ખાસ કરીને દેશના જુદા જુદા ભાગોમાં સ્વદેશી ઉદ્યોગોની ખીલવણીમાં નડતર થાય તેવા દરોના સંબંધમાં તપાસ ચલાવવી. (એફ) આ કોનફરનસ ભલામણ કરે છે કે હીંદી હુન્નર ઉદ્યોગો અને વેપારના લાભોનાં પ્રતીનીધીઓને રેલવે કોનફરન્સમાં અને ગુડઝ કલાસીફીકેશન કમીટીની સભાઓમાં મોકલવા.

ઉપલા ઠરાવને રાવ બહાદુર જી૦ કે૦ કેલકરે ટેકો આપ્યા બાદ તે પસાર થયો હતો.

૧૦ ઓન૦ મી૦ પરશોતમદાસ ઠાકોરદાસે ઠરાવ રજુ કર્યો કે,

આ કોનફરનસ ઠરાવ રજુ કરે છે કે હીંદી ઉદ્યોગીક કોનફરંસ અને હીંદી વેપારી કોંગ્રેસને જોડી દઇ તેને હીંદી હુન્નર ઉદ્યોગ અને વેપારને લગતી કોંગ્રેસ એવું નામ આપવું અને તેનું બંધારણ રચવા માટે તથા વરસ દરમીઆન તેનું કામકાજ કરવા તથા ઇંગ્લંડ ખાતે તેમજ બીજે ઠેકાણે તેનાં બંધારણની સ્થાપના કરવા માટે પગલાં ભરવા

મી૦ જે૦ કે૦ મહેતાએ ઉપલા ઠરાવને ટેકો આપ્યા બાદ તે પસાર થયો હતો.

૧૧ મી૦ માવજી ગોવિંદજી શેઠે ઠરાવ રજુ કર્યો કે આ કોનફરંસ આગ્રહ કરે છે કે યુનાઇટેડ સ્ટેટસે દારૂના વેપારની મનાઇ કરીને પોતાના તે વેપાર ઉદ્યોગને જે મોટા લાભો કરી આપ્યા છે તે જોતાં અને દારૂના વેપારથી હીંદી કામદારોની કામ કરવાની શકતીને ઘણું સહન કરવું પડ્યું છે તે બીના તરફ જોતાં નામદાર હીંદી સરકારે નીશાના કામ માટે દારૂની બનાવટ, તેની આયાત અને વેચાણ થતાં સદંતર બંધ કરવાની રાજનીતી ધારણ કરવી જોઇએ છે.

ઉપલા ઠરાવને મી૦ મુકરજી અને મી૦ કે. નવાજને ટેકો આપ્યા બાદ તે પસાર થયો હતો.

૧૨ પ્રમુખે એ પછી નીચલો ઠરાવ રજુ કર્યો હતો અને પસાર થયલો જાહેર કર્યો હતોઃ—

આ કોન્ફરન્સ દુન્યાનાં સૌથી અગતનાં વેપારી મથકો ખાતે વેપારી અનુભવવાળા હીંદીઓને વેપારી પ્રતીનીધીઓ તરીકે મોકલવાની તાકીદની જરૂર સમજે છે કે જેઓ હીંદના હુન્નર ઉદ્યોગ અને વેપારના લાભો ઉપર ધ્યાન આપે અને આ કોન્ફરન્સ નામદાર સરકારને ભલામણ

કરે છે કે કંઈ નહીં તો યુનાઈટેડ સ્ટેટસ, જર્મની ફ્રાન્સ, જાપાન અને ચીન ખાતે વેપારી એલચીઓ તરીકે તથા પુર્વ આફ્રીકા અને મેસોપોતેમીઆ ખાતે ટ્રેડ કમીશનરો તરીકે હીંદીઓને તાકીદે નેમવા.

૧૩ મીઠ માવજી ગોવીંદજી શેઠ ઠરાવ રજુ કર્યો કે

(એ) આ કોન્ફરન્સ પુર્વ આફ્રીકા અને દક્ષીણ આફ્રીકા ખાતેના બ્રીટીશ સંસ્થાનવાસીઓ તરફથી હીંદીઓમાં ચાલુ હકકો ખુંચવી લેવાની જે કોશીશો કરવામાં આવે છે તેના તરફ પોતાનો અણગમો જાહેર કરે છે અને નામદાર હીંદી સરકારને જમાનાઓથી ત્યાં વસ્તા હીંદીઓને જોઈતું રક્ષણ આપવાની જરૂરીઆત બાબે આગ્રહ કરે છે.

(બી) આ કોનફરંસનો એવો મત છે કે જે સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનો અને ક્રાઉન કોલોનીઓ હીંદીઓની સાથે બ્રીટીશ શહેનશાહતના શહેરીઓ તરીકે વર્તવાની નાપાડતા હોય તેઓની સામે પગલાં ભરવાં જોઇએ અને તે સંસ્થાનોના કોઇબી રહેવાશીને બ્રીટીશ અથવા હીંદી નોકરીમાં નીમવા નહીં જોઇએ તથા હીંદ ખાતેથી કોઇબી કાચી જણસો તે મુલકો ખાતે મોકલવી નહીં જોઇએ.

(સી) આ કોનફરનસ ઇંડીઅન ઇમ્પીરીઅલ સીટીઝનશીપ એસોસીએશનને આગ્રહ કરે છે કે, પુર્વ આફ્રીકા તથા દક્ષીણ આફ્રીકા ખાતેના હીંદીઓના વેપાર તથા ઉદયોગોના હકોની અગત તરફ જોતાં ત્યાંની સ્થીતી બાબે તપાસ ચલાવવા માટે મી૦ એનડરુસની આગેવાની નીચે એક ડેપ્યુટેશન મોકલવું જે જબાનીઓ ભેગી કરીને દક્ષીણ આફ્રીકાનું કમીશન તથા સર બેનજામીન રોબર્ટસન સનમુખ રજુ કરે અને પાછળથી ઇંગ્લંડ ખાતે આખો કેસ ત્યાંની પાર્લામેંટ તથા પ્રજા સનમુખ રજુ કરવા માટે જાય.

ઉપલા ઠરાવને મી૦ એસ૦ એસ૦ મેહેતાએ ટેકો આપ્યા બાદ તે પસાર થયો હતો.

૧૪ મી૦ વીદયાસાગર પંડયાએ તે બાદ ઠરાવ કરયો કે,

(એ) આ કોનફરનસ નામદાર સરકારને આગ્રહ કરે છે કે હીંદી ચલણને લગતી કમીટીનો રીપોર્ટ પ્રજાના અભીપ્રાયો મેળવવા માટે જલદી પ્રગટ કરવો અને આ કોનફરન્સનો એવો મત છે કે જયાંસુધી હીંદી પ્રજામત ચોકકસ રીતે જાણવામાં આવે નહી. ત્યાં સુધી નાણાંને લગતી બાબતમાં કંઇ પણ પગલાં ભરવાં નહી.

(બી) દરમીઆન આ કોનફરનસ નામદાર સરકારને આગ્રહ કરે છે કે હીદમાં કીંમતી ધાતુઓની આયાત સામે જે પ્રતીબંધ નાખવામાં આવ્યો છે તે કહાડી નાખવો.

ઉપલા ઠરાવને મી૦ બી૦ એક૦ માદને ટેકો આપ્યા બાદ તે પસાર થયો હતો.

૧૫ મદ્રાસવાળા મી. નરસીંહમે ઠરાવ રજુ કરયો કેઃ—

આ કોનફરનસ પરદેશો ખાતેથી કરવામાં આવતી રંગોની આયાત ઉપર નાખવામાં આવેલા આંકોશ સામે પોતાનો વાંધો જાહેર કરે છે. અને તેને હીંદી વેપારીઓને ભોગે ઇંગ્લંડના કારખાનાવાળાઓને લાભ આપવા સમાન ગણે છે અને તેને શહેનશાહતની અંદર વાજબી વેપારના સીધાંતથી પણ ઉલટું ગણે છે.

---

મી૦ ચંદુલાલ દેસાઇએ ઉપલા ઠરાવને ટેકો આપ્યા બાદ તે પસાર થયો હતો.

૧૬ મી૦ હંસરાજ પ્રાગજીએ ઠરાવ રજુ કર્યો કે હીંદી મીલોમાં બનતી કાપડ ઉપરની એક્સાઇઝ જકાત હજુ પણ ચાલુ રાખવામાં આવી છે તેને ગેરવાજબી જણાવી તે સામે આ કોનફ્રન્સ માનપુર્વક વાંધો ઉઠાવી એવો આગ્રહ કરે છે કે કંઇ પણ ઢીલ વીના તે કહાડી નાખવી અને જ્યારે હુંડીઆમણના ભાવને લીધે પરદેશી માલ હીંદી માલ કરતાં સોંઘો પડે છે ત્યારે તે ખાસ કરીને જલદી કહાડી નાખવી.

ઉપલા ઠરાવને ટેકો મળ્યા બાદ પસાર થયો હતો.

૧૭ પ્રોફેસર કાંગાએ એવો ઠરાવ રજુ કરયો કે આ કૉન્ફરંસ પંજાબ યુનાવરસીટીના બી૦ એસ૦ સી૦ ના અભયાસક્રમમાં ટેકનોલોજીનો અભ્યાસ દાખલ કરવામાં આવ્યો તેને વધાવી લે છે અને એવી આશા રાખે છે કે ત્યાં ટેકનોલોજીકલ ફેકલટી સ્થાપવામા આવે અને તે એવી ભલામણ કરે છે કે બીજી મુખ્ય યુનીવરસીટી એજ ધોરણપર ટેકનોલોજીનો અભયાસક્રમ દાખલ કરે અને પોતાના મથકો ખાતે ટેકનોલોજીકલ ફેકલટી સ્થાપે.

ઉપલો ઠરાવ પસાર થયો હતો. છેવટે પ્રમુખનો ઉપકાર માની રીફ્રેશમેંન્ટને ઇનસાફ આપી કોનફ્રસ વીસરજન થઇ હતી.

# વ્હેપારી ખબરો.

મખમલ ( velvet ) ની આયાત વીશેના આંકડા નામદાર સરકાર પાસેથી મળ્યા છે. તે નીચે પ્રમાણે છેઃ—

| આયાત | ૧૯૧૭—૧૮ | | ૧૯૧૮—૧૯ | |
|---|---|---|---|---|
| | વાર | રૂપયા | વાર | રૂપયા |
| મુંબઇ | ૪૪૯૯૫૨ | ૫૫૧૧૪૩ | ૨૩૪૯૦૬ | ૪૫૪૫૮૧ |
| સીંધ | ૮૬૩૬૩ | ૭૩,૩૩૩ | ૧૦૦૯૬ | ૧૯૧૮૧ |
| મદ્રાસ | ૫૫૯૭ | ૮૦૯૮ | ૪૧૭૩ | ૭૪૨૭ |
| બરમા | ૧,૦૯,૩૮૨ | ૧,૨૩,૭૫૦ | ૧,૮૨,૯૩૧ | ૩,૦૪,૧૬૨ |

કલકત્તા ખાતે થયેલી મખમલની આયાતના આંકડા મળી શકતા નથી.

## કાપડની પેદાશ તથા આયાતની સરખામણી.

| જાત. | અકટોબર માસમાં | | એપ્રીલથી અટોબર સુધીમાં | |
|---|---|---|---|---|
| | ૧૯૧૯ | ૧૯૧૮ | ૧૯૧૯ | ૧૯૧૮ |
| | હજાર યાર્ડ. | હજાર યાર્ડ. | હજાર યાર્ડ. | હજાર યાર્ડ. |
| કોરાં તથા ધોયેલાં કાપડની પેદાશ ... | ૧,૧૬,૩૦૧ | ૫૧,૩૯૪ | ૭,૨૩,૫૮૦ | ૬,૩૬,૩૬૮ |
| " " આયાત... | ૭૭,૯૬૭ | ૭૫,૭૭૯ | ૩,૮૭,૪૧૦ | ૫,૨૫,૬૪૧ |
| રંગીન કાપડ પેદાશ ... ... | ૫૪,૫૪૫ | ૨૪,૭૨૩ | ૨,૮૯,૬૫૯ | ૨,૩૩,૦૬૬ |
| " " આયાત ... | ૧૭,૫૯૦ | ૧૯,૯૭૩ | ૭૩,૦૨૯ | ૧,૬૦,૫૭૭ |

**લાખનાં કારખાનાં**—હીંદમાં સંયુકત પ્રાંતોમાં મીરઝાપુર ખાતે નીચે જણાવેલાં સાત કારખાનાં લાખ બનાવવા માટેનાં છેઃ—(૧) બદ્દલીકતરા લાખ ફેકટરી, મીરઝાપુર; (૨) જૉન એકમંડ એંડ કંપનીઝ શેલ્લેક એંડ સીલીંગ વેકસ ફેકટરી; (૩) લ્યુકાસ લાખ ફેકટરી, નીરઘાટ; (૪) મહાદેવપ્રસાદ કાશીપ્રસાદ નારઘાટ બજાર લાખ ફેકટરી; (૫) રેહમતુલ્લા એંડ બ્રધર્સ, શેલ્વેક ફેકટરી; (૬) રૂખરઘાટ કંપની લીમીટેડ; (૭) શેખ અબદુલ કરીમ્સ લાખ ફેકટરી દખણુ ફાટક. આ સાત કારખાનામાં કામ કરવાની રૂઢી કેટલેક અંશે જુની અને નવી શોધોને અનુસરતા ફેરફારો એમાં કરવામાં આવેલા ન હોવાથી એ કારખાનાઓમાં જઇને એ ઉદ્યોગ શીખવાની ઇચ્છા રાખનારાઓ તેમાંથી લાભ મેળવી શકે એવાં નથી એમ એ પ્રાંતની સરકારનાં ઉદ્યોગ હુન્નરને લગતા ખાતાં તરફથી જણાવવામાં આવે છે.

યુનાઈટેડ સ્ટેટસના રંગના વેપારીઓનાં નામો, એના અત્રેના કોન્સલ તરફથી નીચે પ્રમાણે મળ્યાં છેઃ—

(૧) સોયર કેન્ડી એન્ડ કું. ૨૦-૨૨ બ્રોડવે, ન્યુયોર્ક.

(૨) અમેરીકન એની લાઇન પ્રોડકટસ ઇન્કોરપોરેટેડ ૮૦, ફીફ્થ એવીન્યુ ન્યુયોર્ક.

(૩) બીન એન્ડ સ્મીથ કંપની ૮૧-૮૩ ફુલ્ટન સ્ટ્રીટ, ન્યુયોર્ક.

(૪) ડીક્સ ડેવીડ એન્ડ કું. ૨૯૯ બ્રોડવે, ન્યુયોર્ક

(૫) કલીપ્સટીન એ. એન્ડ કું. ૬૪૪-૬૫૨ ગ્રીની સ્ટ્રીટ ન્યુયોર્ક.

(૬) એડગરટીન એનીલાઇન કોરપોરેશન ૧૧૮, વીલ્યમસ સ્ટ્રીટ ન્યુયોર્ક.

(૭) ડીલ ક્રોસેટ ઇન્કોરપોરેટેડન ૨૩૫, પાઇન સ્ટ્રીટ સાન્ફ્રાન્સીસ્કો.

(૮) નેશનલ એનીલાઇન એન્ડ કેમીકલ કું. ૧૦૦ વીલ્યમ સ્ટ્રીટ, ન્યુયોર્ક.

(૯) બ્રાંડ બ્રધર્સ એન્ડ કું ૨૪૫, કેલીફોર્નીયા સ્ટ્રીટ, સાન્ફ્રાન્સીસ્કો

(૧૦) ફ્રેડવેટઝેલ એન્ડ કું. ગ્રાંડ સેન્ટ્રલ ટરમીનલ, ન્યુયોર્ક.

(૧૧) અનસ્ટ ઝોબલ કું. ૩૮ વોટર સ્ટ્રીટ, ન્યુયોર્ક

(૧૨) પી. એચ. વાન્એમેરેન કોરપોરેશન, ૪૨, બ્રોડવે, ન્યુયોર્ક.

---

સીલોન ખાતેની સર્વે જાતેની પેદાશના વેપારી વી. પી. એલ. એસ અન્નામાલેચેટી (૧૮૪, સી. સ્ટ્રીટ, કોલંબો) અત્રેના જે વેપારીઓ કોપરાંની આયાત કરવા ઇચ્છતા હોય તેમની સાથે કામ પાડવા માગે છે.

---

રેશમી પાઘડી વેચનારી અગર બનાવનારી હીંદી પેઢીઓના નામ અત્રેની મેસર્સ કીંગ કીંગ કંપનીની અહીંની શાખા મારફતે પરદેશો ખાતેની એક જાણીતી વેપારી પેઢીએ માગ્યાં છે

## ખાંડની આયાત

બ્રિટીશ હિંદુસ્તાનના જુદા જુદા પ્રાંતોમાં ૧૯૧૯ ના નવેંબર મહિનામાં શેરડીની ખાંડની નીચે પ્રમાણે આયાત થઇ હતી:—

| | શેરડીના પાક | |
|---|---|---|
| | ૧૯૧૮ | ૧૯૧૯ |
| | હંડ્રવેટ | હંડ્રવેટ. |
| બંગાળા ... ... ... ... ... | ૨૭૭,૦૬૦ | ૩૦૯,૧૯૩ |
| મુંબઇ ... ... ... ... ... | ૧૫૮,૩૭૧ | ૧૬૬,૦૪૦ |
| સિંધ ... ... ... ... ... | ૧૧૧,૨૯૮ | ૧૫૭,૯૧૦ |
| મદ્રાસ ... ... ... ... ... | ૯,૩૦૧ | ૩૦,૯૮૦ |
| બર્મા ... ... ... ... ... | ૨૩,૫૭૮ | ૨૧,૩૩૫ |
| કુલ | ૫૭૯,૬૦૮ | ૬૮૫,૩૫૮ |

---

જુદા જુદા દેશોથી શેરડીની ખાંડની આયાત કેટલી થઈ હતી તે દર્શાવવા માટે એપ્રીલથી નવેંબર સુધીના સાત માસ માટેના આંકડાં નીચે આપ્યા :—

| | હંડ્રવેટ. | |
|---|---|---|
| | ૧૯૧૮ | ૧૯૧૯ |
| યુનાઇટેડ કીંગ્ડમ ... ... ... ... ... | ૨૯ | ૧,૭૫૭ |
| સીલોન ... ... ... ... ... ... | ૧૪ | ૧૭૪ |
| સ્ટ્રેટ સંસ્થાનો ... ... ... ... ... | ૧,૧૦૨,૨૪૬ | ૩૧૪,૫૦૭ |
| જાવા ... ... ... ... ... ... | ૪,૦૦૧,૮૦૩ | ૪,૦૭૫,૬૫૪ |
| ચીન ... ... ... ... ... ... | ૨૧,૮૬૮ | ૧૬૫,૬૨૨ |
| જાપાન ... ... ... ... ... ... | ૬,૨૮૧ | ૧ |
| ઇજીપ્ત ... ... ... ... ... ... | ૩,૬૭૧ | ૪૧,૯૭૬ |
| મોરીશસ ... ... ... ... ... ... | ૬૧૯,૭૪૪ | ૧૭૮,૨૩૯ |
| યુનાઇટેડ સ્ટેટસ ... ... ... ... ... | ૨,૦૦૬ | ૩,૦૯૨ |
| આસ્ટ્રેલીયા ... ... ... ... ... | ૫૬૭ | ૯ |
| બીજા દેશો ... ... ... ... ... ... | ૨૯૦ | ૧૪ |
| કુલ. | ૫,૭૫૮,૧૮૯ | ૪,૭૮૧,૦૫૦ |

## કાપડની પેદાશ.

અકટોબર માસમાં

| પ્રાંત | કીંમત લાખ રૂપીઆ. | | લાખ રતલ | | લાખ વાર.. | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૧૮ | ૧૯૧૯ | ૧૯૧૮ | ૧૯૧૯ | ૧૯૧૮ | ૧૯૧૯ |
| મુંબાઇ ... ... | ૧૯૦ | ૫૩૧ | ૧૪૬ | ૩૪૧ | ૫૮૬ | ૧૪૮૮ |
| મદ્રાસ ... ... | ૨૧ | ૧૭ | ૧૫ | ૧૧ | ૩૫ | ૩૬ |
| બંગાલ ... .. | ૪ | ૨ | ૩ | ૧ | ૧૯ | ૯ |
| સંયુક્ત પ્રાંતો ... | ૧૦ | ૧૦ | ૮ | ૭ | ૨૨ | ૨૫ |
| મધ્ય પ્રાંતો તથા બીરાર. | ૧૨ | ૨૩ | ૯ | ૧૫ | ૩૬ | ૫૮ |
| દેશી રાજ્યો ... | ૧૦ | ૧૭ | ૧૫ | ૨૨ | ૫૫ | ૮૨ |
| કુલ ... ... | ૨૫૨ | ૬૦૭ | ૨૦૨ | ૪૦૩ | ૭૬૧ | ૧૭૦૮ |

એપ્રીલથી અઠટોબર સુધીમાં.

| પ્રાંત. | કીંમત લાખ રૂપીઆ. | | લાખ રતલ. | | લાખ વાર. | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૧૮ | ૧૯૧૯ | ૧૯૧૮ | ૧૯૧૯ | ૧૯૧૮ | ૧૯૧૯ |
| મુંબઇ ... ... | ૨૧૭૫ | ૨૯૫૧ | ૧૬૬૭ | ૧૯૦૫ | ૭૨૨૧ | ૮૪૨૪ |
| મદ્રાસ ... ... | ૧૧૫ | ૧૨૨ | ૧૦૫ | ૮૦ | ૨૬૧ | ૨૭૨ |
| બંગાલ... .. | ૩૯ | ૪૭ | ૩૦ | ૩૦ | ૧૫૬ | ૧૪૮ |
| સંયુક્ત પ્રાંતો ... | ૭૦ | ૮૯ | ૬૨ | ૬૩ | ૧૫૪ | ૨૧૪ |
| મધ્ય પ્રાંતો ... | ૧૧૩ | ૧૪૮ | ૮૮ | ૯૭ | ૧૫૩ | ૩૮૮ |
| દેશી રાજ્યો ... | ૯૭ | ૧૧૦ | ૧૩૫ | ૧૬૯ | ૪૯૨ | ૬૬૭ |
| કુલ ... | ૨૬૩૩ | ૩૪૯૧ | ૨૧૦૭ | ૨૩૬૧ | ૮૬૯૪ | ૧૦૧૩૨ |

## સુતરની નંબરવાર પેદાશ.

હીંદની મીલોમાં સુતરની પેદાશ કેટલી થાય છે તે દર્શાવનારા આંકડા નીચે આપ્યા છેઃ—

નંબર પ્રમાણે પેદાશ ( લાખ રતલ )

| નંબર | અઠટોબર માસમા | | એપ્રોલથી અકટોબર સુધીમા | |
|---|---|---|---|---|
| | ૧૯૧૮ | ૧૯૧૯ | ૧૯૧૮ | ૧૯૧૯ |
| ૧ થી ૧૦ | ૫૧ | ૫૨ | ૩૭૫ | ૩૯૧ |
| ૧૧ થી ૨૦ | ૧૫૭ | ૧૮૭ | ૧૧૭૯ | ૧૪૧૧ |
| ૨૧ થી ૩૦ | ૧૧૭ | ૧૨૫ | ૯૬૦ | ૮૭૮ |
| ૩૧ થી ૪૦ | ૧૩ | ૧૧ | ૧૦૮ | ૮૪ |
| ૪૧ અને ઉપરાંત | ૨ | ૧ | ૧૬ | ૧૪ |
| કુલ | ૩૪૧ | ૩૭૮ | ૨૬૪૨ | ૨૭૮૧ |

ધી ઓરીએ ટાઇલ આર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

## સુતરની પ્રાંતવાર પેદાશ. ( લાખ રતલ. )

| પ્રાંત. | અકટોબર ૧૯૧૮. | અકટોબર ૧૯૧૯. | એપ્રીલથી અકટોબર ૧૯૧૮. | એપ્રીલથી અકટોબર ૧૯૧૯. |
|---|---|---|---|---|
| મુંબઇ. | ૩૪૧ | ૩૭૮ | ૨,૬૪૨ | ૨,૭૮૧ |
| મદ્રાસ. | ૩૬ | ૩૭ | ૨૫૮ | ૨૬૮ |
| બંગાલ. | ૨૩ | ૨૮ | ૧૮૭ | ૨૦૧ |
| સંયુક્ત પ્રાંતો. | ૨૬ | ૨૬ | ૧૮૯ | ૨૧૪ |
| અજમેર–મેવાડ | ૧ | ૧૩ | ૧૨ | ૧૧ |
| પંજાબ. | ૩ | ૩ | ૨૪ | ૧૯ |
| દીલ્હી. | ૨ | ૨ | ૧૫ | ૧૭ |
| મધ્ય પ્રાંતો તથા બીરાર. | ૨૮ | ૨૮ | ૨૦૧ | ૨૦૯ |
| દેશી રાજ્યો. | ૨૭ | ૩૦ | ૨૦૦ | ૨૬૩ |
| કુલ. | ૫૩૮ | ૫૩૫ | ૩૭૩૧ | ૩૯૬૧ |

---

## સુતરની આયાત.

ઇ. સ. ૧૯૧૯ ના નવેંબર મહિનામાં બ્રિટીશ હિંદુસ્તાનમાં પરદેશથી નંબર ૩૧ તથા ઉંચા નંબરનું સુતર નીચે પ્રમાણે આયાત થયું હતું:—

| જાત અને નંબર. | બંગાળા. | મુંબઇ. | સિંધ. | મદ્રાસ. | બર્મા. | ટોટલ |
|---|---|---|---|---|---|---|
| થે | રતલ. | રતલ. | રતલ. | રતલ | રતલ. | રતલ. |
| નં. ૩૧ થી ૪૦ | ૨૮ ૮૨૦ | ૧૧૮,૫૨૭ | ૨,૫૦૦ | ......... | ............ | ૧૪૯,૮૪૭ |
| નં. ૪૧ થી ૫૦ | ૫,૦૦૦ | ૬૪,૩૪૪ | ............ | ......... | ............ | ૬૯,૩૪૪ |
| નં. ૫૦ થી ઉપર બીજા રંગોવાળું | ૬૨,૬૭૫ | ૯૨,૯૬૬ | ......... | ......... | ............ | ૧,૬૨,૬૪૧ |
| નં. ૩૧ થી ૪૦ | ૨,૦૫,૨૩૦ | ૬૨,૩૦૦ | ૪૨,૮૬૦ | ૭૭,૪૨૦ | ............ | ૩,૮૭,૮૧૦ |
| નં. ૪૧ થી ૫૦ | ૯૦૦ | ૧૪,૦૦૦ | ............ | ......... | ...... | ૧૪,૯૦૦ |
| નં. ૫૦ થી ઉપર. | ...... .... | ......... | ............ | ૨,૬૮૫ | ............ | ૨,૬૮૫ |
| ટોટલ. | ૩૦૨,૬૨૫ | ૩૫૨,૧૩૭ | ૪૫,૩૬૦ | ૮૭,૧૦૫ | ...... | ૮૮૭,૨૨૭ |

# હિંદુસ્તાનનો દરિયાઈ વેપાર.

ઇ૦ સ૦ ૧૯૧૯ ના સપ્ટેંબર માસમાં થયેલી આયાત અને નિકાશ નીચે પ્રમાણે હતી.

| આયાત. | નવેમ્બર | | એપ્રીલથી | નવેમ્બર |
|---|---|---|---|---|
| | ૧૯૧૮ | ૧૯૧૯ | ૧૯૧૮ | ૧૯૧૯ |
| | રૂ. (૧૦૦૦) | | રૂ. (૧૦૦૦) | |
| જીવતાં જનાવરો ... ... ... | ૧૭૪ | ૨૫૯ | ૩૧૦૨ | ૮૬૬ |
| દારૂગોળો હથીયાર વિગેરે ... | ૧૦૪ | ૩૧૫ | ૨૩૪૪ | ૨૭૦૧ |
| છાપેલી ચોપડી, નકશા વિગેરે ... | ૨૦૯ | ૩૬૨ | ૩૧૫૪ | ૩૦૪૦ |
| ઍાણીન ... ... ... | ૨૦૯ | ૩૬૨ | ૩૧૫૪ | ૩૦૪૧ |
| બુટસ અને શુઝ ... ... ... | ૧૮૯ | ૩૦૫ | ૧૫૫૧ | ૨૫૩૦ |
| ઘર બાંધવાનો સામાન ... ... | ૬૩૩ | ૬૭૦ | ૬૦૧૫ | ૭૪૪૭ |
| મીણબત્તી ... ... ... | ૧ | ૪૫ | ૧૩ | ૧૦૪ |
| રેલ્વે ગાડાં સિવાયની ગાડીઓ ... | ૬૭ | ૨૦૪ | ૫૦૭ | ૧૭૪૯ |
| રસાયણિક પદાર્થો ... ... ... | ૨૨૪૪ | ૧૦૩૨ | ૧૬૭૦૫ | ૧૦૯૬૫ |
| ઘડીયાળો ... ... ... | ૧૮ | ૫૭ | ૧૧૯૩ | ૧૦૩૦ |
| કોલસા ... ... ... | ૭૭ | ૧૫૫ | ૧૭૧૫ | ૭૧૧ |
| કૉફી ... ... ... ... | ... | ૪૧૩ | ૪૬ | ૭૪૯ |
| કાથો (સીંદરી) ... ... ... | ૧૨ | ૪૪ | ૫૦ | ૧૬૨ |
| દોરડાં ... ... ... ... | ૧૭૪ | ૧૨૮ | ૧૨૦૭ | ૧૦૮૮ |
| કટલરી (કાપકુપ કરવાનાં હથીયાર) ... | ૧૦૩ | ૨૬૧ | ૧૨૫૦ | ૨૦૮૭ |
| સાઇકલો ... ... ... | ૮૮ | ૨૫૭ | ૧૩૨૫ | ૧૪૭૮ |
| કપુર ... ... ... | ૬૧ | ૭૫ | ૧૩૪૭ | ૭૦૭ |
| બીજી જાતની મળી કુલ દવા ... | ૧૦૧૭ | ૧૪૩૪ | ૮૭૭૧ | ૧૧૩૮૦ |
| લુગડાં રંગવાની ચીજો ... ... | ૭૪૭ | ૧૭૦૨ | ૧૦૪૫૩ | ૧૧૩૩૫ |
| ફ્ટાકડા ... ... ... | ૪૨ | ૬૨ | ૪૯૦ | ૬૩૧ |
| ફરનીચર ... ... ... | ૮૯ | ૧૧૧ | ૮૬૩ | ૭૪૦ |
| કાચનો સામાન ... ... .. | ૭૬૦ | ૧૮૫૬ | ૮૪૦૨ | ૧૧૦૧૫ |
| ચોખા ... ... ... | ૪ | ૩ | ૪૬ | ૧૬ |
| ઘઉં ... ... ... | ... | ૬૫૪ | ... | ૨૫૮૩૯ |
| ઘઉંનો લોટ ... ... ... | ... | ૧૩ | ૧૨૯ | ૪૦ |
| પશુ ... ... ... | ૩૬ | ૩૭ | ૯૯ | ૧૦૪ |
| હાર્ડવેર ... ... ... | ૧૮૨૬ | ૩૪૩૭ | ૧૮૬૬૨ | ૨૭૭૭૩ |
| ચામડાં બિન કેળવાયલાં ... ... | ૧૦૪ | ૧૩૯ | ૯૧૪ | ૧૨૯૩ |
| ઇલિક્ટ્રીસીટીને લગતાં હથીઆરો ... | ૧૦૩૫ | ૧૦૩૨ | ૮૬૮૫ | ૧૦૯૦૪ |
| Stat માં વિગેરેને મળી કુલ હથીઆરો | ૧૨૯૩ | ૧૬૦૫ | ૧૨૮૬૯ | ૧૫૪૧૩ |
| હાથીદાંત ... ... ... | ૧૩૪ | ૫૭૯ | ૧૬૫૦ | ૩૭૯૦ |
| ઝવેરાત ... ... ... | ૩૦ | ૧૨૦ | ૩૨૮ | ૭૪૬ |

| ચીજનું નામ. | એપ્રીલથી નવેમ્બર. | | | |
|---|---|---|---|---|
| | ૧૯૧૮ | ૧૯૧૯ | ૧૯૧૮ | ૧૯૧૯ |
| | રૂ. (૧૦૦૦) | | રૂ. (૧૦૦૦) | |
| કેળવાએલાં ચામડાં... ... ... | ૨૩૪ | ૩૯૫ | ૨૪૯૭ | ૩૧૭૫ |
| દારૂ ... ... ... ... | ૧૯૦૯ | ૨૯૩૮ | ૨૧૫૬૪ | ૨૧૯૭૨ |
| મશીનરી અને મીલ સ્ટોર્સ ... ... | ૨૬૦૩ | ૬૯૮૭ | ૨૬૭૩૧ | ૬૨૦૧૪ |
| દીવાસળી ... ... ... ... | ૧૨૯૦ | ૧૩૭૨ | ૧૨૮૨૨ | ૧૦૮૭૩ |
| પીત્તળ કાંસુ વગેરે ... ... ... | ૫૩૮ | ૧૪૩૮ | ૫૭૦૫ | ૯૩૦૪ |
| ત્રાંબુ ... ... ... ... | ૪૭૮ | ૧૭૧૭ | ૫૦૯૯ | ૧૦૩૭૯ |
| જર્મન સીલ્વર ... ... ... | ... | ૩ | ૪ | ૧૧ |
| લોઢું ... ... ... | ૨૪૪ | ૫૪૨ | ૧૯૨૯ | ૩૦૧૨ |
| લોઢું અથવા સ્ટીલ... ... ... | ૫૧૨૫ | ૯૪૧૩ | ૫૨૯૦૪ | ૮૬૫૩૨ |
| સ્ટીલ ... ... ... ... | ૩૮૭૯ | ૨૦૧૧ | ૨૦૬૮૯ | ૧૪૦૧૭ |
| સીસું ... ... ... ... | ૩૬૫ | ૧૪૦ | ૨૩૮૧ | ૧૪૧૨ |
| મોટર ગાડીઓ અને સાઇકલો ... | ૨૪૫ | ૨૮૯૬ | ૧૭૯૫ | ૧૭૭ ૯ |
| કેરોસીન તેલ ... ... ... | ... | ૧૦૨૨૯ | ૧૦૪૯૭ | ૪૬૭૬૬ |
| અળસીનું તેલ ... ... ... | ... | ૩૭ | ૩ | ૩૯૫ |
| સર્વ જાતનાં તેલો મળી કુલ .. | ૭૨૨ | ૧૩૫૩૧ | ૨૪૭૦૦ | ૬૭૩૪૪ |
| રંગ રોગાન વિગેરે... ... ... | ૬૮૭ | ૮૦૯ | ૭૬૩૨ | ૮૬૦૬ |
| કાગળો ... ... ... ... | ૧૩૬૧ | ૧૩૪૬ | ૧૬૭૮૧ | ૧૪૫૧૨ |
| રેલ્વે ગાડાંઓ તથા બીજો સામાન | ૬૧૫ | ૪૨૦૧ | ૫૮૫૬ | ૨૭૫૩૮ |
| રબર ... ... ... | ૫૧૧ | ૯૭૦ | ૭૫૭૦ | ૧૦૧૨૯ |
| મીઠું ... ... ... ... | ૯૬૮ | ૧૫૬૧ | ૧૬૦૦૯ | ૧૩૬૩૧ |
| સાબુ .. ... ... ... | ૫૬૪ | ૭૭૫ | ૬૯૩૭ | ૭૮૨૧ |
| સોપારી ... ... ... ... | ૧૩૧૪ | ૧૫૫૨ | ૧૦૪૫૬ | ૧૦૯૨૦ |
| તેજાનો કુલ ... ... ... | ૨૫૨૯ | ૧૮૫૬ | ૧૩૯૧૦ | ૧૬૩૫૦ |
| સ્ટેશનરી ... ... ... ... | ૪૨૫ | ૭૨૯ | ૪૩૨૮ | ૫૧૨૪ |
| ખાંડ ... ... ... ... | ૯૦૩૬ | ૨૦૩૦૧ | ૮૬૩૪૨ | ૧૨૧૨૩૦ |
| રૂ ... ... ... .. | ૮૦૯ | ૫૯૨ | ૧૦૬૪૧ | ૪૮૧૪ |
| ટ્વીસ્ટ અને યાન ... ... ... | ૮૯૧૧ | ૩૧૬૮ | ૬૨૧૯૬ | ૨૧૮૯૨ |
| સુતરાઉ હોઝીયરી ... ... ... | ૮૯૨ | ૧૮૯૩ | ૫૪૬૬ | ૯૫૬૨ |
| વગર ધોએલાં પીસ ગુડઝ ... ... | ૧૫૨૧૮ | ૨૨૦૦૦ | ૧૫૨૮૪૯ | ૧૩૦૦૮૮ |
| ધોયેલાં પીસ ગુડઝ... ... ... | ૬૭૭૭ | ૧૨૨૪૬ | ૯,૮૬૯૭ | ૭૫૦૯૩ |
| રંગીન અને છાપેલાં પીસ ગુડઝ ... | ૯૧૫૧ | ૯૮૩૦ | ૯૧૮૭૧ | ૫૩૪૨૨ |
| શીવવાના દોરા ... ... ... | ૨૯૧ | ૬૧૫ | ૪૪૧૮ | ૨૭૩૬ |
| કુલ એકંદર .. ... ... | ૪૨૫૭૬ | ૫૧૮૦૬ | ૪૨૭૫૮૦ | ૩૦૧૨૭૮ |
| રેશમ કાચું ... ... ... | ૪૫૯ | ૪૦૬ | ૮૨૫૪ | ૧૪૪૦૦ |
| રેશમના પીસ ગુડઝ... ... ... | ૧૭૫૯ | ૩૯૯૩ | ૨૧૦૩૮ | ૩૨૬૨૧ |
| કાચું ઉન ... ... ... | ૬૪ | ૬૮ | ૮૩૦ | ૫૬૧ |
| હોઝીઅરી ... ... ... | ૯૯ | ૫૮ | ૭૩૪ | ૩૩૯ |
| ઉનના પીસ ગુડઝ ... ... ... | ૧૪૯૭ | ૧૧૪૭ | ૧૪૯૩૩ | ૮૦૩૦ |
| ઉન અને ઉનના કપડા કુલ ... | ૫૧૬૧ | ૧૨૧૬ | ૧૫૭૬૩ | ૮૫૯૭ |

| ચીજનું નામ. | નવેમ્બર મહીનામાં | | એપ્રીલથી નવેમ્બર સુધીમાં | |
|---|---|---|---|---|
| | ૧૯૧૮ | ૧૯૧૯ | ૧૯૧૮ | ૧૯૧૯ |
| | રૂ. (૧૦૦૦) | | રૂ. (૧૦૦૦) | |
| તંબાકુ ... ... ... | ૧૭૯૩ | ૧૭૫૭ | ૧૨૭૪૭ | ૧૧૫૫૬ |
| રમકડા ... ... .. | ૩૧૦ | ૫૦૬ | ૨૧૯૭ | ૩૬૧૦ |
| છત્રીઓ ... ... ... | ૫૯ | ૬૧ | ૫૬૩ | ૪૨૬ |
| છત્રીઓનો સામાન ... ... ... | ૨૪ | ૬૯ | ૭૩૫ | ૬૪૭ |
| લાકડાં... ... ... ... | ૫૦૬ | ૧૨૯૨ | ૬૦૨૨ | ૧૦૯૫૧ |
| કુલ આયાત | ૧૧૫૦૩૬ | ૧૭૫૬૦૫ | ૧૦૯૭૮૪૫ | ૧૩૧૯૭૧૮ |

નિકાશ.

| ચીજનું નામ. | ૧૯૧૮ | ૧૯૧૯ | ૧૯૧૮ | ૧૯૧૯ |
|---|---|---|---|---|
| | રૂ. (૧૦૦૦) | | રૂ. (૧૦૦૦) | |
| જીવતાં જનાવરો ... ... | ૧૮૭ | ૪૧૫ | ૧૩૮૫ | ૨૩૫૯ |
| મીણબત્તી ... ... ... | ૨૦૬ | ૩૪૮ | ૧૬૮૬ | ૨૫૫૫ |
| સૉલ્ટ પીટર ... ... ... | ૨૧૭ | ૪૨૦ | ૬૩૮૬ | ૩૩૪૬ |
| કોલસા ... ... ... ... | ૬૮ | ૧૦૩૨ | ૪૭૨ | ૪૩૨૫ |
| કૉફી ... ... ... ... | ૧૨૫ | ...... | ...... | ...... |
| કાથો, ( સાદરી ) ... ... | ૨૯૭ | ૧૫૪૭ | ૧૬૧૭ | ૫૮૦૬ |
| દોરડાં ... ... ... | ૧૦૬ | ૧૧૬ | ૮૬૩ | ૮૨૪ |
| દવાઓ ... ... ... | ૩૧૭ | ૭૧૧ | ૨૪૧૮ | ૩૦૯૪ |
| ગળી .. ... ... ... | ૪૩૧ | ૧૧૫૪ | ૧૦૦૮૩ | ૬૪૧૪ |
| હરડાં બેડાં ... ... ... | ૨૪૩ | ૧૦૯૧ | ૩૯૬૮ | ૬૪૬૧ |
| લુગડાં, ચામડાં વિગેરે રંગવાની ચીજો કુલ | ૮૫૦ | ૨૫૩૨ | ૧૬૧૨૫ | ૧૪૬૩૪ |
| બ્રસ કરવા માટે રેસા ... ... | ૬૧ | ૪૭૭ | ૬૪૦ | ૩૨૨૪ |
| ફળ ને શાક ... ... ... | ૩૯૯ | ૪૬૫ | ૩૩૦૩ | ૩૮૧૨ |
| ડાંગર ... ... ... | ૮૩ | ... | ૭૦૭ | ૧૩૦૮ |
| ઘઉંની ... ... ... | ૧૨૮૨ | ૮૬ | ૬૪૪૨૧ | ૧૩૧૫ |
| ઘઉંનો લોટ ... ... ... | ૮૧૪ | ૧૦૪૨ | ૪૯૬૫ | ૯૧૨૫ |
| ચોખા ઘઉં અને બીજી જાતનો દાણો કુલ | ૨૩૭૪૪ | ૧૨૯૧૪ | ૩૩૪૦૩૦ | ૭૬૫૯૭ |
| વગર કેળવાયલાં ચામડાં ... ... | ૧૯૬૦ | ૧૧૭૩૩ | -૪૧૭૩૩ | ૧૬૭૦૯૭ |
| લાખ ... ... ... ... | ૧૩૩૬ | ૪૦૧૬ | ૨૨૪૨૪ | ૪૧૪૦૯ |
| કેળવાયલાં ચામડાં ... ... | ૨૯૭ | ૮૩૧૨ | ૪૨૦૯૦ | ૯૮૫૪૮ |
| દારૂ ... ... ... ... | ... | ... | ... | ૭ |
| ખાતર ... ... ... | ૩૮૬ | ૧૪૫૫ | ૩૧૦૧ | ૭૨૩૬ |
| મેંગેનીઝ ઓર ... ... ... | ૪૫૫ | ૬૦૩ | ૪૭૪૭ | ૩૭૬૩ |
| ધાતુ કુલ ... ... .. | ૨૧૯૮ | ૨૩૯૯ | ૨૦૯૩૯ | ૧૬૧૮૪ |
| અબરખ ... ... ... | ૫૬૦ | ૭૪૪ | ૬૭૬૨ | ૬૧૪૧ |
| દીવેલ તેલ ... ... ... | ... | ૯૦ | ૩૭૦૯ | ૬૫૫ |
| કોપરેલ તેલ ... ... ... | ૨૨૬૪ | ૨૮૨૭ | ૧૧૮૫૫ | ૧૧૭૦૩ |

| ચીજનું નામ. | નવેમ્બર મહીનામાં | | એપ્રીલથી નવેમ્બર | |
|---|---|---|---|---|
| | ૧૯૧૮ | ૧૯૧૯ | ૧૯૧૮ | ૧૯૧૯ |
| | રૂ. (૧૦૦૦) | | રૂ (૧૦૦૦) | |
| અળસીનું તેલ ... ... ... | ૨૨૧ | ૨૮૪ | ૫૪૦૬ | ૧૫૬૩ |
| બીજી જાતના તેલો મળી કુલ ... | ૩૧૭૫ | ૪૪૫૪ | ૨૭૪૫૬ | ૨૨૮૬૮ |
| ખોળ ... ... ... ... | ૫૫૯ | ૧૧૦૦ | ૪૮૭૮ | ૧૨૨૭૬ |
| અફીણ ... ... ... ... | ૨૦૫૫ | ૩૨૪૪ | ૧૮૨૩૬ | ૧૩૯૩૦ |
| રબર ... ... ... ... | ૩૪૫૫ | ૨૯૯૧ | ૧૦૮૧૭ | ૮૪૬૩ |
| દીવેલી ... ... ... ... | ૨૩૩૫ | ૫૭૪ | ૧૯૩૪૨ | ૧૮૬૮ |
| ટોપરાં ... ... ... ... | ૯ | ૨૯૯ | ૮૩ | ૪૯૨૨ |
| કપાસીયા ... .. ... ... | ૮ | ૨૨૨૧ | ૧૧૬ | ૨૬૮૭૭ |
| ભોયસીંગ .. .. .. .. | ૮૫૬ | ૧૭૪૪ | ૨૬૮૭ | ૨૦૬૨૯ |
| અળસી ... .. .. ... | ૧૦૬૦૯ | ૪૩૧૦ | ૩૦૩૬૪ | ૯૭૦૯૭ |
| ખસખસ ... ... .. | ૩૩૫ | ૮૩૬ | ૬૮૭ | ૩૪૬૮ |
| સરસવ .. ... .. .. | ૨૩૨૦ | ૨૨૩૭ | ૧૧૯૭૬ | ૩૪૧૮૧ |
| તલ .. ... ... ... | ૧૩ | ૧૫૨૬ | ૪૨૨ | ૬૮૯૯ |
| તેજાનો .. ... ... ... | ૬૭૭ | ૧૨૪૫ | ૬૬૫૧ | ૧૧૭૦૭ |
| ખાંડ ... ... ... ... | ૫૯૫ | ૪૪૪ | ૩૮૦૩ | ૩૫૭૮ |
| ચા .. ... .. ... | ૧૩૦૫૧ | ૩૬૧૮૪ | ૧૩૧૩૧૮ | ૧૩૪૬૭૮ |
| કાચું રૂ ... ... ... | ૫૮૦૦ | ૪૧૩૪૫ | ૧૭૮૦૦૨ | ૨૯૩૮૩૩ |
| ટવીસ્ટ અને યાર્ન ... .. ... | ૧૦૬૧૨ | ૨૧૪૮૯ | ૩૮૦૬૪ | ૧૧૮૧૫૭ |
| રૂમાલ અને શાલો .. .. .. | ૭૮ | ૧૭૭ | ૮૭૪ | ૧૨૫૮ |
| પીસ ગુડ્ઝ ... ... .. | ૫૭૯૨ | ૬૧૫૬ | ૩૯૫૪૪ | ૬૦૪૬૮ |
| શણ ... ... ... .. | ૭૦૨ | ૧૩૮૪ | ૫૪૩૭ | ૧૪૯૦૨ |
| જ્યુટ કાચું .. .. ... | ૧૨૮૪૦ | ૪૦૫૭૫ | ૭૨૮૯૫ | ૧૬૯૦૨૦ |
| ટ્વીટ અને યાન .. ... ... | ૨૩૫ | ૯૫ | ૧૪૩૪ | ૫૮૯ |
| રેશમ ( કાચું ) ... ... .. | ૧૬૩ | ૭૦૬ | ૨૧૮ | ૩૦૬૫ |
| રેશમ કુલ .. .. .. | ૧૯૪ | ૭૩૫ | ૪૯૧૦ | ૩૪૭૭ |
| ઉન કાચું ... ... .. | ૯૬૬ | ૩૦૮૭ | ૩૫૫૭૫ | ૨૬૯૨૧ |
| ઉનની ધાબળીઓ ને ગાલીચા વગેરે ... | ૮૬ | ૬૩૪ | ૭૩૫ | ૪૪૩૦ |
| તંબાકુ બીડી વિગેરે ... ... | ૫૧૨ | ૧૫૫૩ | ૫૨૯૦ | ૫૭૧૫ |
| લાકડાં પાટીયાં વિગેરે .. .. | ૫૬૬ | ૮૦૮ | ૩૪૭૫ | ૭૪૮૫ |
| હિંદુસ્તાનમાંથી થયેલી કુલ નિકાશ | ૧૬૦૫૧૪ | ૨૯૧૮૭૬ | ૧૫૯૩૧૭૩ | ૧૯૭૭૦૮૭ |
| હિંદુસ્તાનમાંથી થયેલી સરકારી માલની નિકાશ. | ૮૭૩ | ૮૯૪૭ | ૮૫૪૯ | ૧૭૪૬૭ |

---




# સાનમેટો.

# SANMETTO.

આ દવા પુરૂષ તથા સ્ત્રીની જનનેંદ્રિયની જીવનશકિત વધારનાર એક ઉત્તમ દવા તરીકે આખી દુનીઆના પ્રખ્યાત દાકતરો અને વૈદ્યો મુત્રવ્યાધિના અસાધ્ય રોગોને માટે ઘણા વખતથી વાપરે છે. સાનમેટો યકૃત તથા જનનેંદ્રિય અને મુત્રાશયના રોગો માટે ઘણુંજ ઉપયોગી છે; તે લેવાથી પિશાબ સ્વચ્છ અને સાફ આવે છે. મુત્રાશયના મોં આગળના ભાગ ઉપર 'પ્રોસ્ટેટ ગ્લેન્ડ' નામની એક નાની ગાંઠ હોય છે, તે ઘણું કરીને વૃદ્ધાવસ્થામાં મોટી થઈ જાય છે અને તે કારણથી પિશાબ સાફ આવવામાં ઘણી અડચણ આવે છે તથા રાત્ર દિવસ ઘડી ઘડી પિસાબ કરવાનીશંકા થાય છે; આવી સ્થિતિમાં સાનમેટોના જેવી બીજી એક પણ દવા નથી. સાનમેટો સ્ત્રીઓના ગર્ભાવસ્થાના કાળ વખતે થતા રોગો જેની અંદર પિસાબ ઘણીજ ગરમ, બળત્રા થતી અને ઘણી વખત થાય છે એવા મુત્રાશયને લગતા વ્યાધિમાં બહુ ફળદાયક છે. વળી નાનાં બચ્ચાંઓ ઉંઘમાં બિછાનામાં પિસાબ કરી નાંખે છે તે રોગમાં ઘણું ઉપયોગી છે, તથા સ્ત્રી પુરૂષને પિસાબમાં થતી હરેક પ્રકારની અડચણ તથા બળતરા દુર કરે છે. આ ઉત્તમ દવા પ્રમેહ અને વિપ્રમેહના રોગ માટે ઘણા વખતથી વપરાય છે. સાનમેટો પુરૂષ તથા સ્ત્રીની જનનેંદ્રિયની શિથિલતા તથા દુર્બળતાને લગતા દરેક વિકારને માટે વિશેષ ફળદાયી છે તથા અશકત અને વિર્યહિન થયેલી ઇંદ્રિને તાકાદ આપી સ્ત્રી પુરૂષને નવી જુવાની બક્ષે છે.

## સાનમેટો રોગને અટકાવનારી દવા તરીકે.

ઘણાખરા લોકો જનનેંદ્રિયને રોગમાંથી બચાવવાને અને સારી તંદુરસ્તીમાં રાખવાને ઘણુંજ થોડું લક્ષ આપે છે. કોઇ પણ માણસ પરસેવા અથવા તો આંતરડાંની હીલચાલ વગર થોડા વખત લગણ જીવી શકે છે પણ જો જનનેંદ્રિય ૨૪ થી ૪૮ કલાક કામ કરતી બંધ પડે તો ઘણુંજ દુઃખ અને ઇજા થઇ આવે છે કારણ કે ઘણોજ ઝેરી કચરો જે મુત્ર વાટે નીકળી જવા જોઇએ તે રહી જાય છે; અને તેથી જનનેંદ્રિયના સઘળા અગત્યના કામ કરતાં કબજીઆતથી છુટા થવાને અને આંતરડાંની ઇજા વગર હીલચાલ માટે ઘણું વિચારવામાં આવે છે જો હમેશ મુત્ર ઘણું વધારે અથવા થોડું નીકળે અથવા ઘણો વખત અથવા જોઇએ તે કરતાં ઓછી વખત નીકળે; જો મુત્રમાં કાંઇ કચરો હોય અથવા ભુરાસ પડતું અને પારદર્શક નહિ હોય અથવા લોહીવાળું હોય; જો મુત્રથી તણખ મારતી હોય કે ઇજા થતી હોય અથવા ટીપાં પડતાં હોય; જો મુત્રાશયની કોથળી આગળનો ભાગ પુરો ભરેલો છે એમ લાગતું હોય, અને તે કાઢવાને પુરી શકિત નહિં હોય; જો કોઇને રાત્રે મુત્રને માટે વારંવાર ઉઠવું પડતું હોય; જો જનનેંદ્રિય ઉઘાડી રહેવાથી ઠંડી લાગી હોય તેથી ઇજા થતી હોય તો આ દરેક માટે એક અથવા બે ચમચા દહાડામાં જમ્યા અગાઉ અથવા પછી અને રાત્રીના સુતા વખત મળી ત્રણચાર વાર સાનમેટો લેવા ભુલવું નહિ.

આથી જનનેંદ્રિયને ભવિષ્યમાં ઇજાથી બચાવી દેશે અને આખી સીસ્ટમ બરાબર ચાલુ રહેશે તે જનનેંદ્રિયને પુરેપુરી મુત્રથી ખાલી કરીને મજબૂત કરશે અને જનનેંદ્રિયમાં ખરાબ મુત્ર રહેવાથી ધીમી ફરી સિસ્ટમને દુર કરશે.

સાનમેટો ફકત આઠ ઔંસની બાટલીમાં વેચાય છે. દરેક બાટલીની કિંમત ત્રણ રૂપૈયા અને આઠ આના. દવા વેચનાર કેમિસ્ટ અથવા ડ્રુગિસ્ટને ત્યાંથી છુટક તથા જથાબંધ મળશે. કોઇપણ કારણથી ન મળી શકે તો અમને લખી જણાવવાથી તરત મોકલવામાં આવશે.

**ઓડી. કેમીકલ કુંપની, બૅરો સ્ટ્રીટ, ન્યુ યૉર્ક—અમેરિકા.**

 **Od. CHEM. CO., 61 Barrow Street, NEW YORK**

સરક્યુલર નં. ૪.

## ધી ઇન્ડિયન પેસેન્જર્સ એન્ડ ટ્રાફીક રીલીફ એસોસીએશન.

# હિંદી પ્રજાને અપીલ.

જોઇએ છે,

હરેક હિંદી રેલ્વે ઉતારૂએ જાણવુ.—

૧. કે જ્યારે એક રેલ્વે કુંપનીનો નોકર અથવા રેલ્વે પોલીસનો માણસ ઉતારૂઓના વર્ગમાં ખીચોખીચ બેસાડવાને સખ્તાઇ વાપરે ત્યારે તેને તેમ કરતો અટકાવવાને કાયદા પૂર્વક હક છે

૨ કે આ હકના જ્ઞાનનો અજાણ ઉતારૂઓમા ફેલાવો કરવાની દરેક ભણેલા ઉતારૂની ફરજ છે

૩ કે પોતીકા ને પોતીકા કરતા ઓછો નસીબદાર ઉતારૂ-ભાઇના સ્વાર્થને ખાતર આ હકનો ઉપયોગ કરવાનો દરેક ભણેલા ઉતારૂની ફરજ છે

૪ કે હિંદ દરેક તેના બેટા, ને પછી તે પહેલા વર્ગનો કે બીજા વર્ગનો ઉતારૂ હોય, તે જોય કે તેના ત્રીજા વર્ગના ઉતારૂઓ તરફ વાજબી રીતે વર્તવામા નથી આવતુ તો તેની મદદે જવા આશા રાખે છે

૫ કે ઇન્ડિયન પેસેન્જર્સ એન્ડ ટ્રાફીક રીલીફ એસોસીએશન નામની એક મંડળી છે તે કોઇ પણ ઉતારૂને રેલ્વે સામે ફરિયાદ કરવી હોય તો તેને ઉપલી મંડળીના ઓનરરી સેક્રેટરીને નં ૨૯૧-૨૯૩ બોરા બજાર સ્ટ્રીટ, ફોટ, મુંબઇ લખી જણાવવુ

૬ કે દરેક ઉતારૂએ રેલ્વે કાયદાઓ મુસાફરી કર્યા પહેલા જાણવાની જરૂર છે.

લી૦ સેવક,


બોરા બજાર સ્ટ્રીટ,
ફોટ, મુંબઇ

**જીવરાજ ગોકલદાસ નેણશી.**
ઓ. સે. સેક્રેટરી

# મહુવા (કાઠિયાવાડ) ગૌરક્ષક સભાનો હેવાલ અને તેને મદદની જરૂર.

આ જીવદયાની સંસ્થામાં સં. ૧૯૫૬ માં ૧૨૩૮, સં. ૧૯૬૮ માં ૨૧૭૪ ને સં. ૧૯૭૨ માં ૨૩૭૭ ગાયોનું સંરક્ષણ થયું છે ને આ વરસે પણ ઘાસ–ચારાનો ભયંકર દુષ્કાળ પડયાથી એક રૂપીયાનું ત્રીશ રતલ ઘાસ મળવાથી આસપાસના ગામોની હંમેશાં દિવસે પાંચ સાત ગાયોની આવક શરૂ છે; અને પ્રાતઃકાળે ગોશાળાનો દરવાજો ઉઘાડવામાં આવે છે ત્યાં નજીકમાં કુંમકુંમના ચાંદલા કરેલી, શીંગડે લીલા કટકા બાંધેલી ગામડાની પ્રજા મુકી ગયેલી દશ પંદર ગાયો એઠલી હોય છે તે સર્વે સંભાળી લેવામાં આવે છે તેને લીધે અત્યારે ત્રણ હજાર ગાયો એકઠી થઈ છે ને હજુ ઉનાળાની ખરી મોશમ બાકી છે તે મુદતના દરમીયાન કેટલી સંખ્યા વધશે તેનું પ્રમાણ બાંધી શકાતું નથી. તેના સંરક્ષણાર્થે કાયમી ઉપજ કે કેપીટલ નહીં હોવાથી હાલના કટાકટીના વખતમાં તેના કાર્યવાહકો પૂર્ણ ગમગીની ને મુશ્કેલીમાં આવ્યા છતાં જાહેર હિંમત રાખી કમર કસી જુવાર બાજરાની પુષ્કળ કડબ ખરીદ કરવા તથા દાનેશ્વરીની મદદ મેળવવા સ્તુતિપાત્ર પ્રયાસ શરૂ રાખ્યો છે તે ઘણુંજ ચાહના ધરાવનારૂં છે. આવા દેશહિતૈષી પરમાર્થિક ખાતાને લક્ષ્મીવાનો પોતાની લક્ષ્મી મદદમાં મોકલવાનો સદ્વ્યય કરશે તો પરમાર્થ થવા સાથે દેશોદય થશે.

(૬૦)

(૧૯૧૩ ના ઇંડીઅન કંપનીઝ એક્ટની ૭ મા કાયદાની ૯૮ મી કલમને અનુસરીને મંદેહનજરને બદલે એક યાદી મુંબઈની જોઈંટ સ્ટોક કંપનીનાં રેજીસ્ત્રાર હજુર દાખલ કરવામાં આવી છે.)

# ધી નેશનલ સીમેંટ મેન્યુફેક્ચરીંગ કંપની લીમીટેડ.

( જે ૧૯૧૩ ના સાલના ઇંડીઅન કંપનીઝના ૭ મા કાયદા મુજબ ઉભી કરવામાં આવી છે )

સતાવાર થાપણ.... .... રૂ. ૫૦,૦૦,૦૦૦.
કાહાડેલી થાપણ.... .... રૂ. ૨૫,૦૦,૦૦૦

જે રૂ. ૨૫ ના ૧૦૦૦૦૦ ઓરડીનરી શેરોમાં વહેંચાઇ ગઇ છે, અને જે નીચે મુજબ પગાર કરવાની છે:—

રૂ. ૩) અરજી સાથે, રૂ. ૫) શેર નામ ઉપર કરતી વેળાએ, અને બાકીના જેમ જરૂર પડે તેમ દરેક શેર પાછળ રૂા, ૫) થી વધુ નહીં એવા કોલથી, જે કોલ શેર નામ ઉપર કીધા પછી, બે મહીનાથી ઓછી મુદતમાં નહી, એવે અંતરે અને બે મહીનાથી ઓછી મુદત નહી એવા ગાળાથી કહાડવામાં આવશે.

ડીરેકટરો:—

ઓ૦ મી૦ સાલેભાઈ કે. બરોડાવાલા, ગીલકતદાર અને વેપારી (પ્રમુખ)
સર હુકમચંદ સરૂપચંદ, નાઇટ, બેંકર અને મીલમાલેક.
રાય બહાદુર ઓંકારજી કસ્તુરચંદ, બેંકર અને વેપારી.
મી૦ કીરન કે સેન-ગુપતા, એમ. એ., બી. એસ. સી. (કલ૦) બી. એસ. સી. (ખાણુને લગતી) એમ. એસ. સી. (બરમી.) એમ. આઇ. એમ. ઇ, એફ. જી. એસ. ભુસ્તરશાસ્ત્રી, કલકતા.
મી૦ રતનલાલ એમ. મોદી, બી. એ. એલ. એલ. બી, સોલીસીટર અને નોટરી પબલીક (મેસર્સ માળવી મોદી, રણછોડદાસની કંપનીવાળા).
મી૦ કવીદાસ નારણદાસ, ( મેસર્સ નારણદાસ પરશોતમદાસ એંડ સન્સવાલા ) વેપારી
મી૦ એમ. એચ. એમ. મહેતા, બેચેલર ઓફ કોમર્સ (મેસર્સ એચ એમ. મહેતાની કંપનીવાલા) વેપારી અને મીલમાલેક.
મી૦ ત્રીપુરારી બી. કંથારીઆ.
મી૦ જીનુભાઇ બી મહેતા. બી. એ. એલ એલ. બી. એક્ષ—ઓફીસીઓ.

બેંકરો:—

ધી ઇંટર-નેશનલ બેંકીંગ કોરપોરેશન.
ધી બેંક ઓફ ઈંડીઆ લીમીટેડ.

સોલીસીટરો:—

મેસર્સ માલવી, મોદી, રણછોડદાસની કંપની.

ઓડીટરો:—

મેસર્સ બાટલીબોઈ અને પુરોહીત.
ઇનકોરપોરેટેડ એકાઉટંટો ( લંડન ) હોર્નબીરોડ, મુંબઇ.

મેનેજીંગ એજંટો:—

રાયબહાદુર ઓંકારજી કસ્તુરચંદની કંપની.

રેજીસ્ટર્ડ ઓફીસ:—

૯૫, મેડોસ સ્ટ્રીટ કોટ મુંબઈ.

ટેલીફોન નં. ૧૯૭૦. તારનું સરનામું રવસીયા ( Ravasia. )

# શૂરજી વલ્લભદાસની કું૰

## નં. ૫૦ ચર્ચગેટ સ્ટ્રીટ—ફોર્ટ. મુંબાઈ.

અને

## વડગાદી—મુંબઇ.

### રંગ અને રંગને લગતા મસાલા (કેમીકલ) સીધા મંગાવનારા અને વેચનારા.

| પાકા રંગ | એઝીક અને એસીડ | સલ્ફર રંગ | કેમીકલ્સ |
|---|---|---|---|
| કોંગોરેડ | મેથીલ વાયોલેટ | સલ્ફર બ્લેક | બાઇક્રોમ સોડા |
| ડેલ્ટ. રેડ | મેથીલીન બ્લ્યુ | ,, ગ્રીન | ,, પોટાશ |
| ડીરેક્ટ બ્લેક | મેલેકાઇટ ગ્રીન | ,, યલો | બ્રાઉન શુગર લેડ |
| ડીરેક્ટ યલો | ઓરામીન II | ,, ખાકી | લીથાર્જ ફ્લેક |
| ડીરેક્ટ ગ્રીન | મેટાનીલયલો | ,, બ્લ્યુ | ટેનીક એસીડ |
| ડીરેક્ટ પીંક | ઓરેંજ II | ,, કચ્છ | એન્ટીમની સોલ્ટ |
| બેંઝો પરપ્યુરીન | સ્કારલેટ 3 R | વિગેરે વિગેરે. | ટીન ક્રીસ્ટલ્સ |
| ડીરેક્ટ મેજેંટા | સાઇઝીંગ બ્લ્યુ | | હાઇડ્રો સલ્ફાઇટ સોડ |
| ડીરેક્ટ રૂબીન | વીકટોરીઆ બ્લ્યુ | | સ્ટેનેટ સોડા |
| ડીરેક્ટ વાયોલેટ વિગેરે. | સ્ટેંપીંગ રેડ વિગેરે વિગેરે. | | સોડીઅમ સલ્ફાઇડ |
| | | | કોસ્ટીક સોડા વીગેરે વીગેરે. |



લેડી નોર્થકોટ હિંદુ ઑર્ફનેજ કે. એન.
આ માસિક નં. ૯૩, ચીંચપોકલી પરેલ રોડ મુંબઇ, ... ધી ઇન્ડીયન મરચન્ટસ ચેમ્બર અને બ્યુરો
પ્રેસમાં જાદવજી પીતાંબર ઠક્કરે છાપ્યું છે અને
બીલ્ડીંગ્સ ૧૯, બેંકસ્ટ્રીટ કોટમા પ્રસિદ્ધ કર
જયસુખલાલ કૃષ્ણલાલ મહેતાએ, મુંબઇ ઓલ્ડ ટેલીફોન

*Registered No. B. 810.*

THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER



# દેશી વેપારી ચેમ્બરનું માસિક.

પુસ્તક ૧૨ મું VOL XII MARCH 1920 માર્ચ ૧૯૨૦ અંક ૯ મો No. 9




# અમૃતાંજન.

અમૃતાંજન એ દેશી દવામાંથી હિંદુસ્તાનમાં તૈયાર કરવામાં આવેલું છે. તેનો ઉપયોગ માત્ર શરીરમાં જ્યાં દુખાવો હોય ત્યાં લગાડવામાંજ કરવાનો છે. એમ કરવાથી દરદ જલદીથી મટી જશે.

માથાનો દુખાવો, માથાનું શુળ, ગળાંનો સર્વ જાતનો દુખાવો, લચક, છાતીની ઠંડીનો વિકાર, સંધીવા, કમરનો દુખાવો, ઠેસ, ઘા, વગેરેનો દુખાવો એ સર્વ રોગ ઉપર આ ઔષધનો લેપ ચોપડવાથી તરત આરામ થશે.

**કિંમત માત્ર આઠ આના.**

## ટુથ પાઊડર.

**કિંમત માત્ર બે આના.**

## દાદરની દવા.

સુકી ખરજ, દાદર વગેરે ચામડીનાં દરદો આ મલમથી સારાં થાય છે.

**કિંમત માત્ર છ આના.**

અમૃતાંજન ડીપો.
(૪૧) ૧૦૯, ફ્રીઅર રોડ—મુંબઈ.

---

## સુપરટેક્ષ તથા ઈનકમટેક્ષના નવા ફૉર્મ માટે.

**તાકીદે મળો ચોખી સલાહ સાથે કાયદેસર ફૉર્મ ભરી આપવામાં આવશે.**
વ્યાપારીઓની ચિન્તા દૂર થાય એવી ચોખ્ખી સલાહ આપનારી એકજ શાખા છે.
જેની ખાત્રી એકજ વખત ઓફીસમાં પધારવાથી થઈ જશે માટે જલદી મળો.

# ધી ઇન્ડીયન ક્લેમ એજન્સી

જે કે

**ઈનકમટેક્ષના** કામ માટે એકજ વખતે જે સલાહ હીસાબના અને લખાપટી કરવા માટે આપવામાં આવશે તે બાબત શીખવાથી તમોને બીજી વખતે કોઇની પાસે જવાની જરૂર પડશે નહીં અને દરેક વરસે તમો પોતે કામ કરી શકશો. આ બાબતમાં ગેરંટી સાથે સંતોષ આપવાને એજન્સી બંધાએલી છે.

રેલ્વે, સ્ટીમર કંપની, પાસેથી નાણાં વસુલ કરવાનું અથવા નોટીસો વિગેરે બીજા કોઈ પણ જાતની કાયદેસર લખાપટી કરવાનું અને કોર્ટને લગતાં કામ તથા અહીંયાં અથવા બહાર ગામની ડીક્રીઓનાં નાણાં વસુલ કરી આપીએ છીએ અને તેનું કમીશન પણ પાછળથી લેવામાં આવશે.

જે કે કોર્ટનું તથા ખટપટી કરવાનો ખર્ચ થશે તે અગાઉથી લેવામાં આવશે, માટે આપ તાકીદથી મળો નીચેના સરનામે.

ઠેકાણું:—મુસ બીલ્ડીંગ પહેલ માળે નં. ૧૮
એડવર્ડ સીનેમાની બાજુમાં. પીબા તળાવની પાસે કાલબાદેવી રોડ—મુંબઇ.

# ABDUL REHMAN ABOOBAKAR

60-62, ABDULREHMAN STREET,

## BOMBAY.

Import and Export Merchant
and Commission Agent.

---

**SPECIAL**—Always large Stocks of in hands, of Provision and Patent Medicines.

**REQUIRE**—Buying and Selling Agents all over the world. Orders promptly Excuted at lowest Market rate.

---

Telegraphic Address — MARGARINE.

Code used A. B C. 5th Edition

---

# એચ. વલભરામ એન્ડ કું૦

ચોરોને પકડવાની



## ત્રાજોરીઓ, તાળાં કુળો અને કેસ બોકસો

બનાવનારા અને વેચનારા—ભાવ માટે કેટલોગ મંગાવો.

કારખાનું—ચકલા સ્ટ્રીટ, ધોબી ગલી.

(૩૫) દુકાન—અબદુલ રહેમાન સ્ટ્રીટ, અલાહી બાગ, મુંબઈ-૩

# The Indian Cotton Co., Ltd.

*7/9 Churchgate St. Fort Bombay.*

Represent the following companies for fire, marine and Life Insurance *Rates Tariff.*

(1) Royal Exchange Assurance Corporation.

(2) Hongkong Fire Insurance Co. Ltd.

(3) Union Insurance Society of Canton Ltd.

(4) Canton Insurance Office Ltd.

(5) Triton Insurance Co. Ltd.

(6) Imperial Marine Transport & Fire Insurance Co. Ltd.

(પર)

---

## તમારા ઘરઘતુ ખપની

કે

# વેપાર વણજને માટે

ડગલા અને સુટને માટે ઘણીજ સરસ ચાઇના સીલ્ક, અને લેમીંગ કાર્ડ સીલ્ક જાપાનીસ રેશમી કે સુતરાઉ કાપડ અને તૈયાર સીવેલો માલ અને એન્ટીમનીવેર, કામાસેંટ, કલોઝની, સર સુમા, લેડીઝ હેન્ડબેગ અને નોટકેસ વગેરે અમારે ત્યાંથી જથાબંધ તથા પરચુરણ કીફાયત ભાવે મલશે.—લખી મોકલો.

J. Balamal & Co.
Dana Bunder
Bombay. 3.

## જે. બાલામલ કું૦

દાણા બંદર, મુંબઈ ૩

(પર)

# નબળાં બૈરાં માટે.

——:o:——

આલટ્રેઝ કોરડીયલ રીયો એજ સ્ત્રીના તમામ દરદોપર અકસીર અને રામબાણ ઇલાજ છે. ખાસ કરીને સ્ત્રીના ગરભાશયના તમામ દરદો દુર કરવાને અચુક શક્તિ ધરાવે છે. બાઇઓના ગરભાશયના થતા તમામ દરદો જેવાં કે મેનોરીયા, લ્યુકોરીયા, એમનોરીયા અને એવાંજ દરદો દુર કરવાની તેમાં અદભુત શકિત છે. નબળી પડેલી અને લોહી વગરની ફીક્કી છોકરીઓ અને ગરભવંતી સ્ત્રીઓને ઉપલી ગયેલી શકિત પાછી લાવી આપે છે. આલટ્રેઝ કોરડીયલ રીયો ગરભાશયના ક્રમને બરાબર ઠેકાણે લાવે છે, અને કસુવાવડ થતી અટકાવે છે. પીઠમાંનો દુખાવો, પેડુમાં થતું દરદ અને કમ્મરમાં થતું અસહ્ય દુઃખ જે બૈરાંને થતું હોય તેને ઉપલી દવા આપવી. વૈદો તથા ડૉકટરોને ઉપલી દવા ગરભાશય સંબંધી દરદોને દુર કરવાને ઘણી અકસીર થઇ પડશે.

જે બાળાઓ ૧૧ થી ૧૮ વર્ષની ઉમ્મરની અંદર હોય છે અને જેઓ બાળા મટીને સ્ત્રીની અવસ્થામાં આવતી હોય તો તેને ઉપલી આલટ્રેઝ કોરડીયલ રીયો તેઓના અવયવને બરાબર ખીલવવામાં ઘણી ઉપયોગી થઇ પડશે. **દવા લેવાની રીતઃ—** દહાડામાં ત્રણ વખત ચાના એક ચમચાભર.

——:o:——

# શકિતની દવા.

**સલેરીન** જેઓ ઘણાં નબળા હોય, જેઓને ઉંઘ આવતી ન હોય, જેને હિસ્ટીરીયા લાગુ થયો હોય, જેને પચતું ન હોય અને જેઓ નબળાઇથી તવાઇને ક્ષીણ થઇ ગયા હોય તેઓએ ઉપલી દવા જરૂર લેવી. **દવા લેવાની રીતઃ—** જમવા પહેલા અને સુવા જવા એક કલાક આગમજ એક ચાના ચમચાભાર દવા લેવી.

**સેલેરીના** લગભગ ૪૦ (ચાલીસ) વર્ષ થયાં નબળા પૂરૂષોને માટે શકિતને માટે જગ જાહેર થયેલી છે.

ઉપલી આલટ્રીઝ કોરડીયલ રીયો અને **સેલેરીના** હિંદુસ્તાનમાં કોઇબી આબરૂદાર કેમીસ્ટ, ગાંધી અથવા દવા વેચનાર પાસેથી છુટક અથવા જથ્થાબંધ મળી શકશે. ઉપલી દવાની ઉપર જણાવેલાં દરદો દુર કરવાની અચબુચ શકિતને લીધે ઘણાં ધંધાદારી એની નકલ કરવા લાગ્યા છે; માટે જે કોઇબી ઉપલી દવા જ્યારે બી લે ત્યારે એનાપર લગાડેલું લેબલ જેના પર 'રીયો કેમીકલ કું.' નામ લખેલું છે તે વાંચવું.

ઉપલી દવાનો જેને બી અજમાયેશ કરવો હોય તેને નીચે ઠેકાણેથી મફત મોકલવામાં આવશે.

**THE RIO CHEMICAL Co.**
79, BARROW STREET,
New York, U. S. A.

**રીયો કેમીકલ કું.**
૭૯, બારો સ્ટ્રીટ,
ન્યુયોર્ક સીટી યુનાઇટેડ સ્ટેટસ, અમેરિકા.

# ટુંકી જાહેર ખબરો.

**પરચુરણ** કામકાજ અને ધંધાદારીઓને માટે દુક ખરચની (ટેલીગ્રાફ સીસ્ટમની) આ જાહેર ખબરો ચાર આનાના સોળ શબ્દ અને ઉપરાંત વધુના દરેક શબ્દ દીઠ એક પૈસાના ભાવથી લેવામાં આવશે. ૧૬ શબ્દ દીઠ ચાર આના અને તે ઉપરાંત દર શબ્દ દીઠ એક પૈસો લેવાનો રિવાજ છે. છપાવનારાઓએ દરેક મહીનાની તા ૨૦ મી સુધીમાં લખાણ પૈસા સાથે નીચલે સરનામે મોકલી આપવા જોઇએ. અંદર લખાણ અને પૈસા સાથે પોસ્ટમાં મોકલી આપવાં.

સેક્રેટરી, ઇંડીયન મર્ચન્ટસ ચેમ્બર એન્ડ બ્યુરો,
ઓલ્ડ ટેલીફોન બિલ્ડીંગ્સ ૧૯,
બેંક સ્ટ્રીટ—કોટ—મુંબઇ.

---

ચરોતરની તપખીર—ચરોતરની સર્વોત્તમ તમાકુમાંથી શ્રીમંતો માટે ખાસ હાથે ઘુંટી બનાવેલી.—કીંમત રતલના રૂપીયા ચાર—નમુનો મફત ચરોતર એજંસી,

(૬૨) નડીયાદ,

---

"લગ્નનું પહેલું" નામની ચોપડી એક આનાની ટીકીટ મોકલી મંગાવો.

ડી. એન. શાહ, ખપાટીયા ચકલા
સુરત.

---

અદ્યાપિ બહાર નજ પડેલી એ મુંબાઇ ઇલાકાની ભુગોળની પ્રશ્નોત્તરમાળા-ચાર આના ત્રીજા ધોરણ માટે અંકગણીત મનોયત્ન ચાર આના દરેક ચોપડીનો ડીકટેશન શિક્ષક તૈયાર છે.

છગનલાલ મોતીરામ શાહ.

(૬૩) શાહપોર—સુરત.

---

"રેલ્વે જુલમમાંથી" પરાધીન મુંગા કલાસ રેલ્વે મુસાફરોના મુસકેલીઓ દુર કરવાને જો તમાર કોઇપણ પ્રકારની મદદ, બાતમી, અથવા સાહાય્ય જોઇતી હોય અથવા તમારે તમારા હિંદનો ઉદ્યોગ વધારે ફેલાયલો જોવો હોય તો "ઇન્ડીયન બોર્ડ ઓફ ડાઇરેકટરસ" ના ઉપરીપણા નીચે સ્ટેટ મેનજમેન્ટ આફ રેલ્વેઓ સ્થાપવાનું દબાણ કરો. આ બાબતના કાયદાઓની કોપીઓ અને તેનો રીપોર્ટ નીચે જણાવેલ સદ્‌ગૃહસ્થ પાસેથી મળશેઃ—

જીવરાજ જી. નેનસી
ધી ઇન્ડીયન પેસેનજરસ એન્ડ ટ્રાફીક રીલીફ એસોશીએશન,
બોરા બજાર સ્ટ્રીટ. ફોર્ટ, મુંબાઇ.

---

## અમારા ઘરાકો કોણ છે ?

હીઝ હાઇનેસ ધી નવાબ સાહેબ સર, જી. સી. આઇ. ઇ, હીઝ હાઇનેસ મેજર નવાબ સાહેબ સર, કે. સી આઇ. ઇ, હીઝ હાઇનેસ મહારાજા ધીરાજ સાહેબ સર, કે સી આઇ ઇ, હીઝ હાઇનેસ મહારાજા ત્રીરાજ સાહેબ સર, કે. સી આઇ. ઇ, હીઝ હાઇનેસ ઠાકોર સાહેબ, સી. એસ આઇ, અને બીજા રાજા મહારાજાઓ. નવાબ સાહેબો, નામદાર સરકારના ધારા સભાના મેમ્બર ઓનરેબલ સર, તથા બીજા ઓનરેબલ મેમ્બરો, મુંબાઇના હાઇ કોર્ટના નામદાર જજ સેશન્સ જજો. કર્નલો. કમાન્ડીંગ આફીસરો લેફટેનન્ટ કર્નલો. મેજરો, કપ્ટનો, નામદાર વાઇસરોય સાહેબના આનરરી એ. ડી. સી લેફટેનન્ટ, પ્રાઇવેટ સીક્રેટરીઓ, નામદાર ઇન્ડીયા સરકારના કોમર્સ અને ઇન્ડસ્ટ્રીયલ ડીપાર્ટમેન્ટના આસીસ્ટંટ, પોલીટીકલ એજન્ટ, સરકારી સીવીલીયન આફીસરો, ડેપ્યુટી કમીશનરો; કલેકટરો, સુપ્રીન્ટેન્ડીંગ અન્જીનીયરસ, સુપ્રીન્ટેન્ડેન્ટ વાઇસરીગલ અસ્ટેટ, (દીલ્હી) રેલ્વે મેનજરો એકઝીક્યુટીવ એન્જીનીયરો દીવાન બહાદુરો, રાવ બહાદુરો, જસ્ટીસ ઓફ ધી પીસ, મુંબાઇના માજી પોલીસ કમીશનર, ઇન્ડીયન નેશનલ કોનગ્રેસના રીસેપ્શન કમીટીના પ્રમુખ. બેરીસ્ટરો, ડેપ્યુટી ડીરેકટર જનરલ ઓફ પોસ્ટ આફીસ ઇન્ડીયા, ઓનરેબલ સરજયન જનરલ સર ડ્યુરીસ પારડી કે સી એસ. આઇ, એમ ડી. લટ ડીરેકટર જનરલ ઓફ ઇન્ડીયન મેડીકલ સરવીસ ત્યાર પ્રમુખ હતા ને સેન્ટીમલ રેડ ક્રોસ વોર હોસ્પીટલ, કે જેમાં મેજર જેનરલ સર, એચ. સ્ટેવર્ટ સી આઇ. ઈ. કલકત્તા તથા મેજર એ ઇ વ હટર. આઇ એમ એસ. જેવા મોટા નામાંકિત સરજન ડાકટરો વ્યવસ્થાપક હતા તે મોટી સરકારી હોસ્પીટલ, (યુરોપીયન સીવીલ સરજનો લેફટેનન્ટો, કેપ્ટનો) (આઇ એમ એસ.) એમ. ડી અને વિલાયતી ડીગ્રી ધરાવનારા મોટા ડાકટરો, કોલેજોના પ્રીન્સીપલો, યુરોપીયન તથા દેશી અમલદારો અને ગૃહસ્થો તથા જુદા જુદા દેશોના મોટી પદવીના અમલદારો અને ગૃહસ્થો વગેરે—

## બાદશાહી યાકુતી.

અમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે પુરૂષાતન કાયમ રાખે છે આ રાજવંશી યાકુતી વીર્ય વિકારના તમામ વ્યાધી મગાડે છે અને વીર્ય ઘટ્ટ બનાવી ખરૂ પુરૂષાતન આપે છે. ખરી મરદાઇ આપનાર અને નબળા માણસને પણ જુવાનની માફક જોરાવર બનાવનાર આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે આ દવા વાપરવામાં કોઇ જાતની પરેજીની જરૂર નથી. ૪૦ ગોળીની ડબી એકના રૂ. દશ.

**ડાકટર કાલીદાસ મોતીરામ—રાજકોટ—કાઠીયાવાડ.**

# ઘણીક અમેરીકન તીજોરીઓ કચરા જેવી હોય છે એવું અમેરીકનોજ કહે છે.

——:o:——

વેલાતી બનાવટની તીજોરીઓ આગમાં કેવી ટકે છે તેનો હીસાબ ગોદરેજે પ્રજાને આપ્યો છે. કોટની ઇવર્ટ લેથમની આફીસની આગમાં અને કાપડ બજારની મોટી આગમાં જુદા જુદા મેકરોની સંખ્યાબંધ તીજોરીઓમાં સઘળું બળી ગયું તેની ખબર મેળવવા પછી ઇવર્ટ લેથમવાળાઓએ તેમજ સર સાસુન જે૦ ડેવીડ પોતાની હજારોની કીમતની વેલાતી મોટા જાણીતા મેકરોની તીજોરીઓ લીલાંઉથી વેચી નાખી તેની જગ્યાએ ગોદરેજની તીજોરીઓ ખરીદી હતી.

હીંદુસ્તાન અને બરમાની સેવીંગ બેંકો માટે સરકારને ૩૭૨ તીજોરી જોઇતી હતી ત્યારે જુદા જુદા મેકરોની તીજોરીઓ આગમાં નાખી તપાસ કરી અને ફકત ગોદરેજ-નીમાં કાગળો સલામત રહેવાથી આખો ૩૭૨ તીજોરીનો ઓરડર ગોદરેજને આપ્યો હતો.

અમેરીકામાં સાન ફ્રાનસીસકોમાં થોડાં વરસ ઉપર મોટી આગ થઇ હતી અને હજારો ઘરો બળી ગયાં હતાં. તે આગમાં અમેરીકન તીજોરીઓએ જે દેખાવ કર્યો તે વિષે લખતાં અમેરીકાનું હુન્નરઉદ્યોગને લગતું સૌથી આગેવાન ચોપાન્યું નામે સાયન-ટીફીક અમેરીકન તા૦ ૨૬ મી મે ૧૯૦૬ ના અંકમાં નીચે મુજબ કહે છે:—

" મોટી દલગીરી સાથે કહેવું પડે છે કે, સાન ફ્રાનસીસકોની આગથી ઘણીક મેકરોની ફાયરપ્રુફ હોવાની ગેરંટી સાથ વેચેલી તીજોરીઓ કચરા સમાન પુરવાર થઇ છે. અમારી જાણમાં એવી વાત આવી છે કે એ બળી ગયલી તીજોરીઓ જો કે લાકડાંની પેટી કરતાં વધુ સારી હતી નહીં, તોપણ તેના બનાવનાર યા વેચનારાઓએ ફાયરપ્રુફ હોવાની મોટી મોટી વાતો કરીને વેચી હતી. આવી કચરા જેવી ચીજને તીજોરીનુ નામ આપી વેચનારાઓનાં કારખાનાં અને દુકાનો સરકાર હમેશ માટે બંધ કરાવે એવું અમે ઇચ્છીએ છીએ."

**ગોદરેજનું કારખાનું:—**

(૪) ગેસ કંપની પાસે, પરેલ, મુંબઇ.

Registered No. B. 810.
THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER.

# દેશી વેપારી ચેમ્બરનું માસિક.

પુસ્તક ૧૨મું. VOL. XII MARCH 1920. No 9 માર્ચ ૧૯૨૦. અંક ૯ મો.

## અનુક્રમણિકા



આ માસિકમા બહારથી આવેલા લેખો માટે અમે જવાબદાર નથી

આ માસિકનુ લવાજમ મુબઇના ગ્રાહકોને માટે વાર્ષિક રૂા ૩–૮–૦ તથા બાહાર ગામના ગ્રાહકો માટે વાર્ષિક રૂા ૪—૦—૦ પોસ્ટેજ સુદ્ધા રાખવામા આવ્યુ છે છુટક નકલ એકના આના ૬ છ નમુનાની કોપી મફત મોકલવામા આવતી નથી આ માસિકમા જે જાહેર ખબરો છે તેમા કઇ ફેરફાર સુચવવો હોય યા તો કાઢી નાખવી હોય તો આવી જાતની ખબર આગલા મહિનાની ૨૦ મી તારીખ પહેલા આપવી જોઇએ નહિ તો તે પ્રમાણે કરવુ બની શકશે નહિં.

રીડીંગ મૅટરમા અમે જાહેર ખબર લેવા માગતા નથી તેથી સર્વ જાહેર ખબર આપનાર ગૃહસ્થોને વિન તિ કરવામાં આવે છે કે ત્હેમણે પોતાની જાહેર ખબરો મૅટરની આગળ યા પાછળ છપાવવા માટે આપવી આ માસીક દર મહીને પહેલી પાચ તારીખોની અ દર પોસ્ટમા રવાના કરવામા આવે છે માટે જે ગ્રાહકોને આઠમી તારીખ સુધીમા અ ક ન મળે તેમણે અમને તુરત ખબર આપવી જેથી જલદી તે વીશે તપાસ પણ કરી શકાય અને જરૂર હોય તો શીલીકમાથી બીજી પ્રત પણ રવાના કરી શકાય પાછળથી બધી પ્રતો ખપી જાય છે એટલે તે પછી કોઇની ફરીયાદ ખરી હોય તો પણ તે માટે ઇલાજ કરવો અશકય થઇ પડે છે

## કાગળ બનાવવાનો ઉદ્યોગ.

કાગળ બનાવવા માટે જે માવો તૈયાર કરવામાં આવે છે તે બે જાતનો હોય છે. એક જાત એવી હોય છે કે તે બનાવવામાં રસાયણ ક્રીયાનું કામ પડતું નથી. એમાં તો ચીજોને ભીંજવવી કુટવી વગેરે સાદી ક્રીયાઓજ હોય છે તેમાં પણ હેતુ માત્ર એટલોજ હોય છે કે રેસા છુટા પાડવા. તે પછી એ ચીજોનો ભુકો કરી પુશ્કળ પાણી વડે ધોવામાં આવે છે અને પછી પાણીમાં ભળીને લોહી જેવો થઇ ગયેલો એ માવો ઠારીને અને ડાબીને નીચોવીને એકઠો કરવામાં આવે છે તેને બજારમાં સુકો મીકેનીકલ માવો અને લીલો મીકેનીકલ માવો કહેવામાં આવે છે. ઉન વગેરેમાંથી કેટલુંક કાપડ માત્ર ટીપીને બનાવેલું હોય છે તે છતાં જેમ સંચામાં વણાયલા કાપડ જેવું ઘટ રહે છે તેમ ઘટ રહેવાનો ગુણ આ મીકેનીકલ માવામા નથી અને તેથી માત્ર હલકી જાતના કાગળ એમાંથી બને છે તેમ છતાં એવા કાગળો માટેની માગણી ઘણી રહે છે.

રસાયણી ક્રીયા બહુ પ્રકારની અને ગુંચવણ ભરેલી હોય છે. જેમાથી પાણી આરપાર જઇ શકે એવાં ઝીણાંમાં ઝીણાં પણ છીદ્ર વીનાના પદાર્થોને એ ક્રીયાથી જુદા પાડવામા આવે છે અને પછી બાકી રજકણ જેવો ભુકો રહે છે જે ભીનો હોય છે ત્યારે માવો કહેવાય છે. એ ક્રીયાને માટે વપરાતી ચીજો ઉપરથી એની જાતના નામ દેવાય છે. જેમ કે, સોડા પલ્પ, સલફેટ પલ્પ વગેરે. જુદીજુદી જાતનાં ઘાસ, લાકડાં, ચીથરાં વગેરે ઉપર આવી રીતની રસાયણી ક્રીયા કરી શકાય છે. તે સર્વ માટે શરૂઆતની વીધી એક સરખી હોય છે. લાકડું હોય તો તેના કકડા કરો, છાલ કાઢી નાખો, ગાંઠો હોય તેની આરપાર છીદ્રો પાડો અને એ બધાંનો ઉપરથી કચરો દુર કરો. પછી તેને પચાવવાની ક્રીયા કરાશે. તે માટે તેને આલકલી અથવા એસીડવાળાં પાણીમાં ભીંજવી રાખવામાં આવે છે જે વેળા કેટલો સમય કેટલી ગરમીમાં અને હવાના તથા બીજા કેટલાક દબાણ હેઠળ એ પદાર્થ એવી રીતે રાખવો તે વીશે સંભાળભર્યું ધ્યાન રાખવું પડે છે કેમકે છેવટે માવો વધારે મળશે કે ઓછો તેનો આધાર આ ઉપર રહે છે.

રસાયણી ક્રિયાથી કેટલાક લાભ મળી શકે છે. એ રીતે મેળવેલો માવો ઠરે છે ત્યારે ઘટ રહી શકે છે, અને તે કારણથી ઉંચી જાતના કાગળો એ રીતે બનાવાય છે. હીંદમાં જે જે ચીજો કાગળો બનાવવા માટે ઉપયોગમાં લેવાતા આવે છે તે સર્વ ઉપર રસાયણી ક્રિયા કરી શકાય છે જ્યારે કેટલીક જાતના લાકડાં એવી ક્રિયા વગર "મીકેનીકલ" રીતે કામ લેતાં પણ જોઇતો માવો પુરો પાડી શકે છે.

હમણાં ગોથેન્બર્ગમાં નવી રીતે કામ લેવા કાજે એક કંપની સ્થપાઇ છે. એ રીત એવી છે કે જે માવો "મીકેનીકલ" રીતે મેળવાય તેમાં ચાક ભેળવીને ઘટ્ટ માવો બનાવવો. ચાકનો એવી રીતનો ઉપયોગ અગાઉ પણ થતો હતો પણ જ્યારે એ મેળવણીમાં કારબોનીક એસીડ ભળતું ત્યારે ચાકની અસર નાબુદ થઇ જતી. આ નવી રીતમા એવું છે કે માવામા ચીકાશ લાવવાને પણ ચાક ઉપયોગી થઈ શકે છે. એવું જણાવવામાં આવે છે કે એ રીતે

બનાવેલા કાગળ વધારે સસ્તા, દેખાવમાં વધારે સારા અને જાતમાં વધારે ઉંચા પ્રકારના હોય છે.

જુદીજુદી જાતનાં ચીથરાંમાંથી બનાવેલા કાગળોની પરીક્ષા લેતાં એમ માલમ પડે છે કે બીજી જે ચીજો સાથે ચીથરાંને ભેળવવામાં આવે છે તે ચીજોની સરખામણીમાં ચીથરાંનું પ્રમાણ વધારવાથી પરીણામ વધારે સારૂં આવે છે. એમાં જે ખેળ વપરાય છે તેમાં પણ રાળથી માવાની જાત હલકી થાય છે. પ્રાણીઓમાથી નીકળેલી કેટલીક ચીજોની ખેળથી કાગળો માટેનો માવો વધારે સારો બને છે. માવો બનાવવા માટે હીંદમાં કાગળો બનાવનારી મીલોમાં નચે જણાવેલી ચીજો હાલ વપરાય છે. (૧) સબઈ ભાબર (Sbai Bhabar) અથવા બાઈબ (Baib) નામથી ઓળખાતું ઘાસ (Ischaemun gustifoliu) (૨) મંગ ઘાસ (Sceram Arundinacinm) (૩) ચીથરાં રદ્દી કોથળા, જુટ, શણ વગેરેનો રદ્દી માલ વગેરે; (૪) હીમાલયન સ્પીન્સ વગેરે જાતનાં લાકડાં; (૫) રૂ તથા અનાજના પાકને અંગે થતાં ઘાસ (૬) એલીફંટ ગ્રાસ (એ નામથી ઓળખાતી જાત); (૭) અનનાસના રેસા.

પહેલી ગણાવેલી બાઇબ જાતનું ઘાસ મોટા જથામા અમુક સ્થળોએ મળી શકે છે અને તેમાંથી માવો બનાવવાની અનુકુળતા સારી હોય છે. બંગાળ, છોટાનાગપુર, નેપાલ તરાઇ, મધ્યપ્રાંતોમાં કેટલા વીભાગો, મધ્યહીંદુસ્થાન, સંયુકતપ્રાંતો, રજપુતાના, તથા પંજાબમાં ઠેઠ અફગાનીસ્તાન સુધીના પ્રદેશમાં એ ઘાસ મળે છે. કાગળો માટેનાં કારખાનાઓને એ ઘાસ હાલ માત્ર બંગાલ, સંયુકત પ્રાંતો, મધ્ય પ્રાંતો તથા નેપાલ ટરાઈ એટલા ભાગમાંથીજ પુરૂં પાડવામાં આવે છે. અત્યાર સુધીમાં પચાસ હજાર ટન જેટલું એ ઘાસ એવી રીતે ખપ્યું હશે. એની સરેરાસ કીંમત ટન દીઠ નવ રૂપયાની રહે છે.

મંગ ઘાસ બરૂના જેવું હોય છે. એને સીધો લાંબો પીળો થડનો ભાગ થાય છે અને નીચાણવાળી જમીનમાં એ સળી આવે છે. એમાંથી માવો બહુ થોડો ઉતરે છે તેથી એનો બહુ ઉપયોગ થતો નથી.

બાંબુની ચાર જુદી જુદી જાત આ ઉદ્યોગ માટે ઉપયોગમાં લેવાય છે. નામદાર સરકારે એ વીશે વીગતવાર તપાસ ચલાવી હતી. મી. સીન્ડાલ નામના અમલદારને ૧૯૦૬ માં એ માટે હીંદી સરકાર તરફથી બરમા સુધી મોકલવામાં આવ્યો હતો. એ અમલદારે કેટલીક તપાસ કરીને મેળવેલી હકીકત એક લેખમાં રજુ કરી છે તેમાં એ ઉદ્યોગની વેપારની દૃષ્ટીએ પણ તપાસ લીધી છે અને બાંબુની જુદીજુદી જાતો માટે કઇ કઇ જગાઓ અનુકુળ છે, એના પાકની ઉતર કેટલી થાય છે તે વગેરે વીગત પણ એમાં દર્શાવી છે.

સાધારણ રીતે આપણા જોવામાં આવે છે તે બાંબુ કોઇવાર નકર અને કોઇવાર પોલા હોય છે. એની લંબાઇ થેડી હોય છે. એ બહુજ ઉપયોગી જાત છે. માત્ર પૂર્વ બંગાળ અને આસામ શીવાય હીંદમાં તથા બરમામાં બધે એ ઉગે છે. એને અંગ્રેજીમાં ડી. સ્ટ્રીક્ટસ (D. Strictus) નામથી ઓળખાય છે બાંબુમાંથી સાફ કર્યા વગરનો માવો કેટલો મળે ત વીશે મી. સંન્ડાલે તથા મી. સુમનસ પ્રવે કહાડેલા આંકડા નીચે પ્રમાણે છેઃ-

છુટથી આપવામાં આવતાં હતાં પણ એ શરત પાળવાનું બહુ બની શક્યું નહીં ત્યારે પાછળથી સરકારે લાખની પેદાશનો અમુક જથો ખરીદવાનું કબુલ કર્યું જેથી એ શરત હવે પાળી શકાય છે. એ શરત એવી છે કે ખાનગી વેપારી જેટલો માલ નીકાશ કરે તેના અમુક પ્રમાણમાં સરકારી માલ પણ નીકાશ થવાની જામીનગીરી સરકાર પાસેથી મેળવવામાં આવે તોજ એ ખાનગી નીકાશ માટે લાઇસન્સ આપવું, આ યોજનાથી એંશી હજાર હંડ્રેડવેટ જેટલી લાખ મીનીસ્ટ્રીટ ઓફ મ્યુનીશન્સ અર્થાત દારૂગોળાને લગતાં પ્રધાન મંડળના ખાતાંને બાવીસ માસ દરમ્યાન પુરી પાડવામાં આવી હતી.

હિંદમાંથી નીકાશ થતી લાખમાં મોટો ભાગ ઘેરો નારંગી રંગ ધરાવનારી હોય છે. હોય છે. પલાશના ઝાડમાંથી મેળવેલી લાખ સાફ કરીને બનાવેલી એ હોય છે. હીંદમાં બનતી એવી લાખના ઘણા નમુના એકઠા કરીને તે ઉપરથી એક સ્ટૅન્ડર્ડ નમુનો બનાવી લંડનમાં રાખવામાં આવે છે અને દર વરસે એવો નમુનો નવો બનાવી જુના નમુનાને ઠેકાણે મુકાય છે. જે ભાવે સોદા થાય છે તેની સરખામણી માટે માલની જાત તરીકે આ નમુનો ગણાય છે, લગભગ દોઢ મણ લાખ માય એવી પેટીઓ અથવા કોથળા એકઠા કરીને તેમાં લાખ ભરી નીકાશ કરવામાં આવે છે.

---

મોનેઝાઇટ તથા થોરીયમ નામના પદાર્થો વીશે લંડનની સ્કુલ ઓફ ઈકોનોમીક્સ આગળ ઇમ્પીરીયલ ઇન્સ્ટીટ્યુટમાં મી. એસ. જે. જોન્સ્ટને થોડા વખત ઉપર આપેલાં ભાષણમાં જણાવ્યું હતું કે ત્રાવણકોરના દરીયાકાંઠા ઉપર મોનેઝાઇટ બહુ મળી શકે તેમ છે. જેટલા ભાગમાંથી મોનેઝાઇટનો અમુક જથો બ્રાઝીલમાં મળી શકે તેટલાજ ભાગમાંથી હીંદમાં એ સ્થળે બમણો જથો મળી શકે તેમ છે. એ માટે ઇંગ્લંડમાં કંપની ઉભી કરવા પ્રયત્ન કરવામાં આવ્યા હતા અને ત્રાવણકોરના રાજ્ય પાસેથી તે માટે જોઇતી પરવાનગી પણ મેળવવામાં આવી હતી, પણ ઇંગ્લંડમાં તે માટે જોઇતી થાપણ કહાડનાર મળ્યા નહીં એટલે પરદેશના થાપણ વાળાઓને પુછવામાં આવ્યું અને છેવટે જરમનોએ જોઇતી થાપણ આપી પણ તેમનાં નામ એ કંપનીના કામકાજને લગતા પત્ર વ્યવહારમાં રાખવામાં આવ્યા ન હતાં. પરીણામે એ સાહસમાં જે માલ મળ્યો તે બધો લડાઇ જાગતા સુધી જરમની ગયો. બ્રાઝીલમાં એ માલ મેળવનારે ત્યાંની સરકારને જે રૉયલ્ટી આપવી પડે છે તે કરતાં ત્રાવણકોરમાં એ માલ મેળવનાર પાસેથી ત્રાવણકોરનાં દેશી રાજ્યની સરકાર ઓછો કર લેતી હોવાથી માલ વધારે સસ્તો પડતો હતો. લડાઇ જાગ્યા પછી એ વીશે તપાસ કરવામાં આવી અને એ માલનો લાભ દુશ્મનો લઇ ન જાય એવા ઉપાયો લેવાયા. જરમનોને એ મોનેઝાઇટ ધાતુ પુરી પાડવા માટેનાં કૅંટ્રૅક્ટો રદ કરવામાં આવ્યાં અને કંપનીનો વહીવટ બ્રીટીશના હાથમાં રહે એવી રીતની નવી ગોઠવણ કરવામાં આવી. બ્રીટીશ માલ બનાવનારાઓ જ્યારે મોનેઝાઇટ ધાતુ માગે ત્યારે તેમને પોતાની પાસે હોય તે માલ વાજબી ભાવે આપવાની કબુલાતથી કંપનીના શેર હોલ્ડરો બંધાયા. ૧૯૧૦થી ૧૯૧૪ સુધીમાં મોનેઝાઇટ ધાતુ મેળવવાનું કામ કવીલોનની ઉત્તરે દરીયા કીનારે આવેલી ૧૪૨૭ એકર જેટલી જગામાં થતું હતું. ત્યાંથી મળી શકે એવો જથો મી. આઇ. સી. આકુ નામનો વિદ્વાન ૨૭૭૬ હજાર ટન જેટલો ધારે છે એ માટેના પરવાનગી ત્રાવણકોર મીનરલ્સ કંપનીને આપવામાં આવી હતી. તે પછી દોઢસો એકર જેટલી બીજી જગા માટેનો પટો મેસર્સ હોપ્કીન એંડ વીલ્યમ્સ.

---

મેટેલીક શીલીંગથી બીલ્ડીંગનો ઓરડો શોભે છે.

લીમીટેડ નામની કંપનીને આપવામાં આવ્યો છે. ૧૯૧૬-૧૭ના વરસમાં ત્રાવણકોરના રાજ્ય માં થયેલી મોનેઝાઇટ ધાતુની પેદાશનો મોટો ભાગ યુનાઇટેડ સ્ટેટસ ખાતે નીકાશ કરવામાં આવ્યો છે બ્રેઝીલમાં યુનાઇટેડ સ્ટેટસમાં તથા હીંદમાં ત્રાવણકોરમાં રાજ્યમાં થતી મોનેઝાઇ-ટની પેદાશની સરખામણી નીચે કરી બતાવી છે:—

| | પેદાશ—ટન. | | | કીંમત—પાઉંડ. | | |
|---|---|---|---|---|---|---|
| | બ્રાઝીલ. | યુ. સ્ટે. | ત્રાવણકોર. | બ્રાઝીલ. | યુ. સ્ટે. | ત્રા. |
| ૧૯૦૯ | ૬૩૫૯ | ૨૪૨ | ...... | ૧૪૧૭૪૨ | ૧૩૫૪૮ | ...... |
| ૧૯૧૧ | ૩૬૨૭ | ૧૧ | ૮૧૯ | ૧૧૧૧૦૪ | ૮૯ | ૨૪૦૪૪ |
| ૧૯૧૬ | ...... | ૧૯ | ૧૨૯૨ | ...... | ૧૫૨ | ૩૭૭૧૪ |

૧૯૧૫માં દુનીયાની મોને ઝાઇલ ધાતુની પેદશનો તોંતેર ટકા જેટલો ભાગ હીંદમાં બનેલો હતો.

દુનીયામાં થેરીયમની પેદાશનો નેવું ટકા જેટલો ભાગ ૧૯૧૫માં હીંદમાંથી મળ્યો હતો.

લડાઇ જાગી તે અગાઉ ઇન્કેન્ડેસંટ લેમ્પ માટેના મેંટલ બનાવનારાઓની સ્થીતી ઘણી મુશ્કેલ થઇ પડી હતી. કેમકે થોરીયમની નાઇટ્રેટ મેળવવાની મુશ્કેલ વધી પડી હતી. એ વસ્તુ બ્રીટીશ વેપારીઓને આપવાનું જરમનોને હથ જઇ પડયું હતું અને તેઓ તેમને એવી શરતે આપતા હતા કે અમુક વરસો માટે એ ખરીદનારાઓ એવી કબુલાતથી બંધાય કે પોતાને જોઇતો સઘળો માલ એ જરમન સીંડીકેટ પાસેથીજ લે એ ગોઠવણ ચાલુ રહી હોત તો બ્રીટીશ સાહસ વધી શકત નહી અને થોરીયમ નાઇટ્રેટ બનાવવાના રસાયણીક ઉદ્યોગ માટે પણ ઇંગ્લંડમાં પ્રયત્ન થાત નહી પણ કેટલાક બ્રીટીશ વેપારીઓએ માલ ફ્રેંચ પેઢીઓ પાસેથી મેળવી શકયા કેમ કે બ્રાઝીલમાંથી એ માલ મેળવવાનું ફ્રેંચોના હાથમાં ગયું હતું. લડાઇ જાગવાથી જરમનીની બાજી ભાંગી પડી અને થોરીયમ નાઇટ્રેટનો ભાવ ઓગણીસ શીલીંગ ઉપરથી વધીને છનું શીલીંગનો થયો તે પછી કેટલોક માલ ફ્રાન્સથી અને કેટલોક યુનાઇટેડ સ્ટેટસથી મેળવી શકાયો. હાલ એ ચીજ બનાવવા માટે ઇંગ્લંડમાં પ્રયત્નો ફતેહ પામ્યા છે.

—o—

ધી બોમ્બે ટાઇલમાર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

# ચેમ્બરની કમીટીની સભા.

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરોની કમીટીની એક સભા સોમવાર તા. ૯ મી. ફેબ્રુઆરી સને ૧૯૨૦ ને રોજ સાંજના ૨—૩૦ કલાકે (સ્ટા. ટા.) ભરવામાં આવી હતી જે વખતે નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતાઃ—

| | |
|---|---|
| (૧) શેઠ જહાંગીર બમનજી પીટીટ. | (૧૦) શેઠ ફીરોજ જે. બીલીમોરીયા |
| (૨) ,, સોરાબજી એદલજી વાડીઆ. | (૧૧) ,, જેઠાલાલ નારણદાસ |
| (૩) ઓ. સર ફાજલભાઈ કરીમભાઈ. | (૧૨) ,, ફાઝલ ઇબ્રાહીમ રહીમતુલ્લા |
| (૪) શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસી. | (૧૩) ,, મનસુખલાલ એ. માસ્તર |
| (૫) ,, વલ્લભદાસ ચતુર્ભુજ શીવજી | (૧૪) ,, માવજી ગોવિંદજી |
| (૬) ,, મોતીલાલ વલ્લભજી | (૧૫) ,, નાનજી હરીભાઈ |
| (૭) ,, મોતીલાલ કાનજી | (૧૬) ,, દેવાશંકર જગજીવન |
| (૮) ,, ગુલાબચંદ દેવચંદ જવેરી | (૧૭) ,, બી. એફ. માદન |
| (૯) ,, દેવીદાસ માધવજી ઠાકરસી | (૧૮) ,, એન. એમ. મજુમદાર |

૧ તારીખ ૧૩ મી જાન્યુઆરી સને ૧૯૨૦ ને રોજ ભરાયેલી કમીટીની સભાની જે મીનીટો સભાસદોમાં ફેરવવામાં આવી હતી તે પસાર કરવામાં આવી હતી.

૨. ધી મોરીશીઅસ શીપર્સ એસોશીએશન તરફથી ચેમ્બરમાં સભાસદ તરીકે દાખલ થવાની અરજી આવી હતી જેને રાબેતા મુજબ બેલટ ઉપર મોકલવાનો ઠરાવ થયો હતો બેલટ માટેના દીવસો તા ૧૬ મી ફેબ્રુઆરીથી તા ૨૮મી ફેબ્રુઆરી ૧૯૨૦ સુધીના મુકરર કરવામાં આવ્યા હતા. સ્કુટીનાઅર તરીકે શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસીને નીમવામાં આવ્યા હતા.

૩. ના. હીંદ સરકારના વેપાર અને ઉદ્યોગ ખાતા તરફથી બરમા અને મદ્રાસ ચેમ્બર ઓફ કોમર્સના સેક્રેટરી ઉપર જે પત્ર મોકલવામાં આવ્યો હતો તેની એક નકલ આ ચેમ્બર પર મોકલવામાં આવી હતી પત્ર ખાડની આયાત જકાત જે ધોરણે નક્કી કરવામાં આવી છે તે સબંધમાં હતો. આ પત્રની નોંધ લેવામાં આવી હતી.

૪. મેસર્સ પદમજી કુવરજી એન્ડ કો. તરફથી પત્ર આવ્યો હતો જેમાં સ્ટીમર ઉપર મુસાફરોને પડતી હાડમારી વરણવેલી હતી. પત્ર કમીટી આગળ રજુ થતાં એવો ઠરાવ થયો હતો કે આ સંબંધમાં જે ખાસ કમીટી સ્થાપવામાં આવી છે તે કમીટી તરફથી શાં પગલાં લેવામાં આવ્યા છે અગર તો આવનાર છે તે લખી પુછાવવું.

૫. કોલસા ઉપરના રેલ્વેના દર વધારવાના સંબંધમાં કમીટી તરફથી તા ૧૧ ડીસેમ્બરને રોજ પ્રોટેસ્ટ મોકલવામાં આવેલો, તેના જવાબમાં ના. હીંદ સરકારના રેલ્વે ખાતા તરફથી પત્ર આવ્યો હતો કે નવા વધારેલા દર અમલમાં મુકવાનું કામ મંજુર થયું છે અને તે પ્રમાણે પહેલી એપ્રીલ સને ૧૯૨૦થી અમલમાં મુકાશે. આ પત્રની નોંધ લેવામાં આવી હતી.

---

ઇન્ડીયન ઇન્ડસ્ટ્રીઅલ કમીશનની ભલામણોને અનુમોદન આપેલું અને લંડન મેમ્બર એફ કોમર્સના દરટ ઇન્ડીઅન સેકશનની જે ભલામણો હતી તેને નહી. આ પત્રની નોંધ લેવામાં આવી હતી.

૧૩. કરન્સી કમીટીના રીપોર્ટની એક નકલ આ ચેમ્બર પર મોકલવામાં આવી હતી. રીપોર્ટ ઉપર વધુ વીચાર કરવાને સારૂ નીચેના ગૃહસ્થોની સબ કમીટી નીમવામાં આવી હતીઃ—

| | |
|---|---|
| ૧. શેઠ જહાંગીર બી. પીટીટ. | ૮. શેઠ એન. એમ. મજુમદાર |
| ૨. ઑ. સર. ફાઝલભાઈ કરીમભાઇ. | ૯. ,, એસ. આર. બમનજી. |
| ૩. ઑ. મી. પુરુષોતદાસ ઠાકોરદાસ | ૧૦. ,, પ્રો. ટેનન. |
| ૪. સર વિઠલદાસ દામોદર ઠાકરસી. | ૧૧. ,, એલ. ટી. એલ. બમ્લે. |
| ૫. શેઠ મનુ સુબેદાર. | ૧૨. ,, સોરાબજી એન પેચખાનાવાળા |
| ૬. ઑન. મી ચુનીલાલ વી. મહેતા. | ૧૩. ,, માવજી ગોવિંદજી. |
| ૭. શેઠ બી. એફ. માદન. | |

૧૪. શેઠ રતનસી કુબજી જેઓ ચેમ્બરની કમીટીના સભાસદ હતા તેમના મર્ણની નોંધ લઇ તેમના કુટુંબને દીલસોજી પત્ર લખવાનો ઠરાવ થયો હતો.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

## ચેમ્બરની સબ કમીટીની સભા.

રંગ તથા રસાયણી પદાર્થોના વેપારીઓએ નીમેલી સબ કમીટીની એક સભા તા. ૨૯-૧-૧૯૨૦ને દીને મળી હતી જે વેળા શેઠ હોરમસજી બાપુજી ગઝદરને પ્રમુખસ્થાન આપવામાં આવ્યું હતું અને શેઠ સરજી વલભદાસ તથા શેઠ બી. એન. ઝવેરી હાજર હતા. નીચે પ્રમાણે કામકાજ કરવામાં આવ્યું હતુંઃ—

૧. રંગની આયાત માટે આપવામાં આવતા ટેન્ડરો બાબદ તા૦ ૨૭-૧૨-૧૯૧૯નો નં. ૭૯૩નો કસ્ટમ્સ કલેક્ટરનો પત્ર રજુ કરવાવમાં આવતાં એવો ઠરાવ કરવામાં આવ્યો કે ચેમ્બરની કમીટીએ કસ્ટમ્સ કલેક્ટરને એક પત્ર લખવો અને તેમાં "ખરેખર ઓછા ભાવ" વીશે જે લખાણ છે તે બહુ અચોકસ છે અને આ ગયા પત્રમાં જે વાંધો લેવામાં આવ્યો હતો તેનો એથી જવાબ મળતો નથી એમ ધ્યાન એ ચી જણાવવું કે અમને ખબર છે ત્યાં સુધી બ્રીટીશ માલવાળાઓ એ પુરો પડેશે માલ જોઇએ તેટલો છે કે નહિ એ સવાલ ઉપર આ સર્વ દાખલામાં ધ્યાન આપવામાં આવ્યું નથી.

૨ શેઠ કરમનદાસ માવજીનો પત્ર રજુ થતાં એવો ઠરાવ થયો કે એમને જવાબ વાળવો કે એલીઝરીન રંગ મટેના લાઇસન્સ હવે મળી શકે છે અને કોન્ગો રેડ માટે પણ છુટથી રજા મળે તે માટે કમીટી પ્રયત્ન કરે છે.

---

૩ જરમન રંગ આયાત કરવાની બાબતમાં સરકારી જાહેરનામાના સંબંધમાં કમીટીએ નામદાર હીંદી સરકારનાં વેપાર ખાતાંને લખવું કે જરમની સાથે થયેલી સુલેહની શરતોની રૂએ નીચે દર્શાવેલા રંગ જરમનીમાંથી મેળવવા માટે સરકારે પ્રયત્ન કરવો:—

ડાઇરેકટ રંગ—(૧) કેન્ગો; (૨) બેન્ઝો રેડ; (૩) ડેલ્ટા પરપુરાઇન; (૪) ડીરેકટ ફાસ્ટ સ્કાર્લેટ, (૫) ડીરેકટ રેડ ફાસ્ટ ટુ એસીડ; (૬) ડીરેકટ બ્લેક; (૭) ડીરેકટફાસ્ટ પીંક ફાસ્ટ ટુ એસીડ; (૮) ડીરેકટ ગ્રીન; (૯) ક્રાઇસો ફીનીન; (૧૦) ડીરેકટ વાયોલેટ; (૧૧) ડીરેકટ સ્કાઇ બ્લુ એફ. એફ. એફ. કવાલીટી; (૧૨) ડીરેકટ બ્લુ બ્લેક.

એસીક રંગ—(૧) સ્કાર્લેટ ક્રાઇ; (૨) વાયોલેટ ક્રાઇ; (૩) મેલેચાઇટ ગ્રીન ક્રાઇ; (૪) વીકટોરીયા બ્લુ; (૫) મીથીલ બ્લુ, (૬) ઓરેમાઇન; (૭) ઇઓઝીન; (૮) જુટ બ્લેક; (૯) ફોન્કીયા; (૧૦) રોડામાઇન.

એસીડ રંગો—(૧) સ્કાર્લેટ આર. આર. (૨) સ્કાર્લેટ આર. આર. આર. (૩) સોલ્યુબલ બ્લુ પાઉડર, (૪) સોલ્યુબલ બ્લુ ક્રાઇ, (૫) ફાસ્ટ રેડ એ.

સલફર રંગો—(૧) સલ્ફર બ્રોલીયંટ ગ્રીન, (૨) સલ્ફર વાયોલેટ જી. જી. (૩) સલ્ફર ઇંડીગો બ્લુ, (૪) સલ્ફર સ્કાઇ બ્લુ, (૫) સલ્ફર આરેંજ, (૬) સલ્ફર બ્રુન, (૭) સલ્ફર લેમન યલો.

ડીવેલપ કલર, પ્રેમ્યુલીન અને એઝો સ્કાર્લેટ.

૪ મેશર્સ એલેક્ટ્રીક કેમીકલ વર્કસ કંપની લીમીટેડ તરફથી આવેલા પત્રના સંબંધમાં ઠરાવ કરવામાં આવ્યો કે કંપનીની માગણીઓને કમીટી ટેકો આપે છે.

---

## ચેમ્બરમાં આવેલી ચોપડીઓ.

G

1531 Daily Rainfall of India 1917

1532 Annual Statement of the Trade and Navigation of the Bombay Presidency for 1918–19

1533 Record of the Geological Survey of India Volume L part 4 of 1919

1534 Indian Constitutional Reforms-Summaries of Reports The Franchise Committee and the Committee on Division of Functions.

1535 Joint Select Committee on the Government of India Bill Volume I

1536 East India Views of the Government of India upon the Reports of Lord Southborough's Committee Volume III

1537 Government of India Bill Arrangement of clauses

1538 Recommendations of the Government of India Regarding the Demarcation Between Central and Provincial Revenues

---

ધી બોમ્બે ટાઇમ્સ માટે ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

1539 Views of the Government of India on the Composition of Grand Committees

1540 Report on the Production of Tea in India in the Calendar year 1918

1541 Proceedings of Controllers with the Indian Munition Board at Simla on October 8th to 11th 1917

1542 Indian Foodstuffs and their Tonnage

1543 Proceedings of a Conference for the Consideration of the Organisation Chemical Research in India held at Lahore January 8th 1918

1544 Glass and Glassware-Note by the Commercial Intelligence Department

1545 Indian Munition Board Chemicals and Minerals

1546 Indian Munition Board Esociet Tannin Research Factory

1547 Indian Munition Board organizat on and Staff corrected to June 1918

1548 Report of the Weights and Measures Committee 1913-14

1549 City of Bombay Improvement Trust Administration Report 1919

1550 Report on the Administration of the Excise Department in the Bombay Presidency Sind and Aden Financial year 1919

830 Report of the Mysore Chamber of Commerce for the year 1918-19

831 Report of the Committee Appointed to Enquire into Indian Exchange and Currency 1919

832 Bombay Port Trust Inspection Works 10th February 1920

833 The Bombay Co operative Housing Association of the Working Classes in Bombay

834 The Bombay Co operative Housing Association Miss Octavia Hills work ameliorating the Housing Condition of the Poor

835 Bombay Co operative Housing Associations Housing of Working Classes in the city of Bombay

836 The Bombay co operative Housing Association Investment in two Poor Tenements

837 The Bombay Co-operative Housing Association Cheap Houses for the Middle Classes Improved Type of chawls

838 The Bombay Co operative Housing Association Cheape Houses for the Middle Classes chawls and Flats

839 The Bombay Co operative Housing Association Cheap Houses for Middle Classes Flates and Cottage

840 The Bombay Co operative Housing Association the Housing Problem How it is being tak ed in England

841 Bombay Co-operative Housing Association Housing of the Working Classes in Bombay

---

# બીજી ચેમ્બરો.

---

ખાંડની આયાત ઉપરની જકાતના સંબંધમાં સામ્રાજ્યના ઉદ્યોગવાળાઓને વળતર આપવાનો સવાલ વીચારવા માટે ટેરીફ વેલ્યુએશન કમીટી સાથે મસલત ચલાવતી વેળા રજુ કરવાનું બંગાલ ચેમ્બર ઑફ કોમર્સે ઠરાવ્યું હતું પણ તા ૯-૧૨-૧૯૧૯ને દીને કલકત્તા ખાતે મળેલી ટેરીફ વેલ્યુએશન કમીટીની સભામાં એ રજુ થઈ શકયો ન હતો. ખાંડના વેપારમાં હીત ધરાવનારા વેપારીઓની કોન્ફરન્સમાં એ વીશે વીચાર કરવામાં આવ્યો ત્યારે મોટા ભાગનો અભિપ્રાય એવો થયો હતો કે પંદર ટકા જેટલી જકાત પરદેશી ખાંડ ઉપર લેવાય તો સામ્રાજ્યમાં બનેલી ખાંડની આયાત ઉપર દસ ટકા જેટલી જ જકાત લેવાનું રાખવું જોઈએ. હાલમાં વેપાર ખાતાંના ડીરેક્ટર જનરલે એ વીશે બંગાલ ચેમ્બર ઑફ કોમર્સનો અભિપ્રાય પૂછાવ્યો છે.

દરીયામાર્ગે આયાત થતા માલને લગતા આંકડાનાં સરકારી પુસ્તકોમાં તેલની આયાત ગેલનમાં દર્શાવવામાં આવે છે તેને બદલે રતલ કે હંડ્રેડવેટમાં દર્શાવવા એવા ફેરફાર વીશે બંગાલ ચેમ્બર ઑફ કોમર્સનો અભિપ્રાય માગવામાં આવ્યો હતો પણ તેલને લગતા વેપારમાં હીત ધરાવનારા એ ચેમ્બરના સભાસદોમાં મતભેદ હોવાથી એ ચેમ્બર એ બાબદમાં કાંઈ અભિપ્રાય આપી શકી ન હતી. એ પુસ્તકોમાં ચામડાના વેપારને લગતા આંકડા માટે નીચે પ્રમાણે વર્ગ પાડવામાં આવેલા છે: (૧) કાચાં; (૨) સાફ કરેલાં; (૩) કાપેલાં એમાં ફેરફાર કરી હવેથી નીચે પ્રમાણે ચાર વર્ગ પાડવાની ભલામણ નોર્ધર્ન ઈંડીયા ટેનર્સ ફેડરેશને કરી હતી: (૧) કાચાં; (૨) થોડાં સાફ કરેલાં; (૩) કેળવેલાં; (૪) કાપેલાં. આ ભલામણ બંગાલ ચેમ્બર ઑફ કોમર્સે નામદાર સરકાર ઉપર મોકલી આપી છે.

---

## કાયદો અને કોર્ટના ચુકાદા.

મેસર્સ કોથઈયા બાબાજેયા નામની પેઢીએ વશરામ ધનજી તથા બીજા એક વેપારી સામે રૂપીયા દસ હજાર છસેનો સામે દાવો માંડયો હતો. ફરયાદીનું કહેવું હતું કે પહેલા પ્રતીવાદીએ રૂ ખરીદવાનો કબાલો પાળ્યો નહીં તેથી નુકશાની માટે અમુક રકમ લેવાનો વાદીને હક હતો. કબાલો તા. ૨૫ મી ઓગસ્ટે થયો હતો. આવતા માલ માટેનો એ સોદો હતો. એ માલ આગસ્ટથી અકટોબરમાં આવવાની વકી હોવાથી સોદામાં એ મહીના દર્શાવ્યા હતા. માલ નવેંબર માસમાં આવ્યો ત્યારે વાદીએ પહેલા પ્રતીવાદીને પત્ર લખી ખબર આપતાં તેણે એવો જવાબ વાળ્યો કે મને કાંઈ એ સોદાની ખબર નથી. સોદાના કોંટ્રાકટર ઉપર પહેલા પ્રતીવાદીની વતી બીજા પ્રતીવાદીને પણ આ મુકરદમામાં પ્રતીવાદી તરીકે સામેલ કરવામાં આવ્યો. પહેલા પ્રતિવાદીએ પોતાના ચોપડા બરાબર રીત પ્રમાણે લખેલા ન હોવાથી એણે જણાવેલી હકીકત માનવાની કોરટે ના પાડી હતી અને બીજા પ્રતીવાદીએ રજુ કરેલી હકીકત ઉપરથી વાદીનો દાવો પુરવાર થયેલો ગણી રૂ. ૯૭૧૦નું ખરચ સાથે હુકમનામું કરી આપ્યું હતું.

શેઠ નરબદાસ મનોહરદાસની જાણીતી શરાફ પેઢીએ શેઠ આયુબ મહમદ દરબાર વગેરે વેપારીઓ સામે રૂ ૧૦૨૮૯નો દાવો માંડયો હતો. વાદી સાથે સોદો પોષ શુદ પુનેમના વાયદાનો હતો છતાં તે બંધ કરવા માટે ભાવ પુનેમને દીને હતો તે નહીં સ્વીકારતા પોષ વદ ચોથને દીને જે ભાવ હતો તે ભાવ વાદીએ પ્રતીવાદી પાસે માગતાં વાંધો પડવાથી દાવો દાખલ થયો હતો. પોષ સુદ પુનમના વાયદા માટે પોષ વદ ચોથને દીને કહેલો ભાવ ગણવાનો બજારનો રીવાજ કોર્ટે માન્ય રાખી વાદીના લાભમાં રૂ. ૧૦૧૧૮૭-૧-૯ ની રકમનું છટકોસેથી ચડતે વ્યાજે હુકમનામું કરી આપ્યું હતું.

---

# નવાં પેટંટો.

કલકત્તાની પેટંટ ઑફીસમાં નવી શોધો માટે પેટંટ મેળવવા માટેની અરજીઓમાં કેટલીક જાણવા જેગ નીચે પ્રમાણે છે:—

| પેટંટ નંબર. | અરજી કરનારનાં નામ. | શા માટે. |
|---|---|---|
| ૫૦૯૫ | એચ. ઇ. વોટસન એંડ જે. જે. સુડબરો | કેરીન નામનો પદાર્થ બનાવવાની નવી રીત. |
| ૫૦૯૮ | જી. વેલુગોપાળ. | ઘરમાં રસોઇ માટે વાપરવા લાયક સ્ટીમ કુકર |
| ૫૧૦૧ | ડબલ્યુ એમ. બર્ડ. | માંસ વગેરે કાપવા માટેના સંચામાં સુધારો. |
| ૫૧૦૭ | સી. હોન્ડા. | રસ્તા ઉપર ડામરની માફક પાથરવાની ચીજો તૈયાર કરવાની રીત. |
| ૫૧૧૧ | બ્રીટીશ યુનાઇટેડ શુ મશીનરી કું. લી. | બુટ તથા શુનાં તળીયાંમાં સુધારો. |
| ૫૧૧૬ | ડી. એ. ટી. સોસાયટી એનોનીમપેર એલ. એકસપ્લોઇટેશન ડીસ. બ્રેવેટસ ડીસ્કોલ્સ. | તાળાંની બનાવટમાં સુધારો. |
| ૫૧૧૭ | જે. એલ. જારડીન. | બાંબુ વગેરે ચીજમાંથી માવો મેળવવાની ક્રીયાઓમાં સુધારો. |
| ૫૧૨૫ | નાઝર મહમદ. | ટ્રેનોને અકસ્માત થતાં અટકાવવા માટે સીગ્નલોમાં સુધારો. |
| ૫૧૯૫ | એલ. એ. ડી. બેકર. | ગ્રામોફોન વગેરે રાખવા માટેની કેબીનેટમાં સુધારો. |
| ૫૧૯૯ | ફ્યુએલ સેવીંગ કું. | કોલસા ઓછા બળે એવી નવી ગોઠવણ. |
| ૫૨૦૦ | ” ” | ” ” ” |
| ૫૨૨૩ | જી. આર. માંઝરૂલકર. | ઘાસની દીવાસળીઓ બનાવવાની રીતમાં સુધારો. |
| ૫૨૨૪ | ” ” | પોતાની મેળે સળગે એવી સીગાર, સીગારેટ, બીડી, અગરબતી તથા ઉદબતિની બનાવટ. |

દીવાલના માટે ફેન્સી ટાઇલ્સની છેલ્લી ડીઝાઇનો જોઇ કે?

| પેટંટ નંબર. | અરજી કરનારનાં નામ. | શા માટે. |
|---|---|---|
| પ૨૨૫ | એ. એ. બીસે. | સ્ટવ તથા હરીકેનના જેવો સગવડવાળો લેંપ. |
| પ૨૪૪ | ડરહામ ડુપ્લે રેઝર કું. | સેફટી રેઝરમાં સુધારો. |
| પ૨૫૭ | ઈ. ઈ. દત્ત એંડ પી. સી. દત્ત. | પોટાશ સોલ્ટ, એમોનીયા તથા એલ્યુમેનીયાં બનાવવાની રીત. |
| પ૨૫૯ | સ્વામી આર. પુરી. | પોતાની મેળે સળગે એવી સીગારેટ. |
| પ૨૬૦ | જે. એમ. બેનરજી. | ઓટોમેટીક ફેનનો સંચો. |
| પ૨૬૧ | એન. પી. રો. | રેલ્વેના બ્લોક ઇન્સ્ટ્રુમેંટ માટે કંટ્રોલ લૉક એટલે કે એને કાબુમાં રાખવાની ગોઠવણ. |
| પ૨૬૪ | જી. ક્લોએટન જી. લેલોકસ એંડ એલ. વોનડર હેડન એ. હોઝર. | તારવાળાં વાજીંત્રની બનાવટમાં સુધારો. |
| પ૨૬૫ | જે. બ્લેર. | બે વસ્તુને સાંધવા માટે વપરાતી હોય એવી ચીજો, સરસ વગેરેની બનાવટમાં સુધારો. |

---

ધી ઓમ્બે ટાઇલ માર્ટ ૨૧ બેંકસ્ટ્રીટ, ફોટ મુંબઇ.

## જોઇંટ સ્ટોક કંપનીઓ.

બ્રિટિશ હિંદુસ્તાનમાં તથા માઇસોરના રાજ્યમાં ગયા ડીસેંબર માસમાં સ્થપાયલી નવી જોઇન્ટ સ્ટોક કંપનીઓનાં નામ ઠેકાણાં વીગેરે હકીકત નીચે પ્રમાણે છેઃ—

| નં૦ નામ. | અગ્રેસર અને ઠેકાણું. | હેતુ. | થાપણ રૂ. ૧,૦૦૦ |
|---|---|---|---|
| ૧. સ્થળ ઇંડસ્ટ્રીયલ બેંક ... | સુરેશચંદ્ર પાકરશી, સ્થળ, બંગાળ. | બેંકનું. | ૨૫ |
| ૨. કોઇંબતુર સેંટ્રલ બેંક ... | એસ. એસ. ગણપતી આયર, કોઇમ્બતુર. | ,, તથા ધીરધાર. | ૧૦૦ |
| ૩. સેંટ જોસફ બેનીફીટ ફંડ... | એમ. રહીમ મદ્રાસ. | ,, | ૨૦ |
| ૪. વેંકટપુરમ કાંનમ ફરૂણા-કર નીધી ... ... | કે વેંકટરવામી નાઇકર વેંકટપુરમ મદ્રાસ. | ,, | ૧૦૦ |
| ૫. ઇંડો બરમા સ્ટીમ નેવીગે-શન કંપની ... ... | કૃષ્ણલાલદાસ, ઉમરચંદરાય, ૧૦૨ કલાઇવ સ્ટ્રીટ, કલકત્તા | સ્ટીમરોનું. | ૫૦,૦૦૦ |
| ૬. ન્યુ સ્ટીમ નેવીગેશન એંડ ટ્રેડીંગ કું. ... ... | મઝગામવાલા એંડ કું. | ,, | ૧૦,૦૦૦ |
| ૭. કલર પ્રીન્ટીંગ એંડ હાલો વેર્સ ... ... | નંદીરાય એંડ કું. ૧૩૩ બાલીઘાટ મેન રોડ, કલકત્તા. | રંગનું તથા કોતરકામ ચીત્ર કામ વગેરે. | ૧૦૦૦ |
| ૮. કુસુમીકા પ્રીંટીંગ એંડ પબ્લીશીંગ કું.... ... | ચેંરજી બેનરજી એંડ કું. ૨૧૩ બોબઝાર સ્ટ્રીટ, કલકત્તા. | છાપવુ, છપાવવું વગેરે. | ૫૦૦ |
| ૯. કરાળા પ્રીંટીંગ એંડ પબ્લી-શીંગ કું. ... ... | સી. કે દામોદર, ટેલીચરી. | ,, | ૨૫ |
| ૧૦. દીલ્હી ન્યુસ પેપર કું. ... | દીલ્હી. | ,, | ૩૦૦ |
| ૧૧. પારખ એંડ કું.... ... | ૪૦ કેનીંગ સ્ટ્રીટ કલકત્તા | સામાન્ય વેપાર. | ૫,૦૦૦ |
| ૧૨. આલફ્રેડ હરબર્ટ ... | ૧૩, બ્રીટીશ ઇંડીયન સ્ટ્રીટ, કલકત્તા. | એન્જીનીયરીંગ અને લોખંડનો માલ બનાવવાનું. | ૫૦૦ |
| ૧૩. એ. ઇ. એલેકઝાંડર એંડ કું. | ડબલ્યુ. ઇ. એલ. એલેકઝાંડર, ૨, મીડલ રોડ એંટલી, કલકત્તા. | ચામડાંનો સામાન બનાવવો. | ૧,૫૦૦ |

નવાં પ્લાનોના બીલ્ડીંગમાં ટાઇલ્સ કોણ પુરી પાડે છે?

| નં૦ | નામ. | અગ્રેસર અને ઠેકાણું | હેતુ. | થાપણ રૂ. ૧,૦૦૦ |
|---|---|---|---|---|
| ૧૪. | સ્ટુઅર્ટ એંડ કું. ... | એફ ઈ ખુશળી, મેંગો લેન કલકત્તા. | કેચ બનાવવા. | ૧,૫૦૦ |
| ૧૫. | એ. ટી ડીસીસ્પી ... | ૫, હેસ્ટીંગ્સ સ્ટ્રીટ કલકત્તા. | સામાન્ય વેપાર. | ૨૦૦ |
| ૧૬. | જેમ્સ ગોરડન એંડ કું. . | સ્ટ્રેંડ રોડ કલકત્તા. | આર્કીટેક્ટનું અને સામાન્ય વેપાર. | ૫૦ |
| ૧૭ | મોટર ટ્રાન્સપોર્ટ ... ... | મેન એંડ ગુપ્ત કું ૨૦ મેંગોલેન, કલકત્તા | મોટર મારફતે લોકોને લઈ જવા વગેરે. | ૧૦૦ |
| ૧૮. | બી. બીસ્વાસ એન્ડ પાલ, જવેલર્સ ... ... | બી. બીસ્વાસ ૧૬૬, બોબઝાર સ્ટ્રીટ, કલકત્તા. | ઘરેણાં બનાવવાં. | ૧૦૦ |
| ૧૯. | આર્ય આયુર્વેદીક મેડીસીન સપ્લાઇંગ એંડ ટ્રીટમેંટ કું. | શર્મા એંડ કું. ૧૦૫, ખુરૂટ રોડ હાઉરા. | આયુર્વેદીક દવાઓ બનાવવી. | ૧૦૦ |
| ૨૦ | બજ બેગીની જોઇંટ સ્ટોક કુંપની ... ... | સસધર કુમાર ઘોષ, બજ બેગીની, બંગાલ | દવાઓ વગેરે જરૂરની ચીજો પુરી પાડવી. | ૨૦ |
| ૨૧. | ઇસ્ટ બંગાલ ઇંડસ્ટ્રીયલ એંડ એગ્રીકલ્ચરલ સીન્ડીકેટ ... ... .. | મોહીની કુમાર દત્ત ૧૨ ઓલ્ડ પોસ્ટ ઓફીસ સ્ટ્રીટ, કલકત્તા. | ખેતીનું, ડેરી કંપનીનું તથા ઉદ્યોગોને લગતું | ૧૦૦ |
| ૨૨. | ઇકોનોમીક ફુડ સ્ટોર ... | ઇકોનોમીક એજંસી ૧૪૦ હુર્ગીશ મુકરજી રોડ, ભવાનીપુર, કલકત્તા. | ખોરાકની તથા કાચી ચીજોનો વેપાર. | ૧૦૦ |
| ૨૩. | આર્થર બટલર એંડ કું. મુઝફ્ફરપુર ... ... | બાટમર લોરી એંડ કું. કલાઇવ સ્ટ્રીટ, કલકત્તા | લોખંડની ચીજો, ઇંટો વગેરે બનાવવી તથા કંટ્રાકટોનું કામકાજ કરવું. | ૧,૨૦૦ |
| ૨૪. | ઇંડસ્ટ્રીયલ એજંસી ... | કોગીલા બંગાલ. | આસામ સીલ્હટ ટી. કું. ની એજંસીનું કામકાજ કામકાજ કરવું | ૧૦ |

| નં૰ નામ. | અગ્રેસર અને ઠેકાણું. | હેતુ. | આપણ રૂ. ૧,૦ |
| --- | --- | --- | --- |
| ૨૫. ઇંડીયા લેધર મેન્યુફેક્ચરીંગ કુંપની ... ... | ચાર્ટર્ડ બેંક બીલ્ડીંગ કલકત્તા. | ચામડાનો માલ બનાવવો તથા તેનો વેપાર | ૧,૦૦ |
| ૨૬. ટી. એમ. થાર્ડન્સ એંડ કું. | ૧૧, રાધાબઝાર લેન, કલકત્તા | જીટ રૂ તથા રેસાવાળી ચીજોનો વેપાર | ૫૦ |
| ૨૭. સીવીલ બુટ એંડ લેધર વર્કસ ... ... ... | રાયદત્ત ગુહા એંડ કું. બંગાલ. | ચામડાંનો માલ બનાવવો તથા તેનો વેપાર. | ૨૦ |
| ૨૮. એંગ્લો અમેરીકન મોટરકાર કુંપની ... ... | એ. અંડરવુડ, બંગાલ. | મોટરકાર તથા ઑટોમોબાઇલ રાખવી વગેરે. | ૧,૦ |
| ૨૯. ઓરાયંટ કું. ... ... | ૪, કાઉન્સીલ હાઉસ સ્ટ્રીટ, કલકત્તા. | સામાન્ય વેપાર. | ૩,૦૦ |
| ૩૦. એન. મીત્ર એંડ કું. ... | ૭, સ્વૅલોલેન કલકત્તા. | સામાન્ય વેપાર. | ૧ |
| ૩૧. ઇંડીયા ઓટોમોબાઇલ એંડ ઇલેકટ્રીકલ્સ. | ટી. ફ્રાન્મીસ એંડ કું. ૨૮૯ બોબઝાર સ્ટ્રીટ કલકત્તા. | મોટરકાર, મોટર સાઈકલ વગેરેનો વેપાર. | ૧,૫૦૦ |
| ૩૨. ઇંડીયન વુડ પ્રોડકટસ કું. ... | ગીલેન્ડર્સ આર્બુથનોટ એંડ કું. ૮, કલાઈવ સ્ટ્રીટ, કલકત્તા. | રંગ બનાવવા. | ૧,૫૦૦ |
| ૩૩. વાડો ... ... ... | જી એલ. વાડો, ૫, ઓરીંથી, કલકત્તા. | હૉટેલો રાખવી મીઠાઇ બનાવવી વગેરે. | ૧,૦૦૦ |
| ૩૪. બ્રીટીશ ઇંડીયા ઇલેકટ્રીક કન્સ્ટ્રકશન કું. ... | બાલ્મર લૌરી એન્ડ કું. કલાઇવ સ્ટ્રીટ, કલકત્તા | ઇલેકટ્રીકલ એન્જીનીયર કંટ્રાકટર વગેરે. | ૧,૦૦૦ |
| ૩૫. પ્લેંટર્સ એસોસીએશન ... | કોમીલા, બંગાલ. | સામાન્ય વેપાર | ૧૦ |
| ૩૬. સેન બ્રધર્સ ... ... | સ્વૅલો લેન કલકત્તા. | ,, અને કમીશન એજંટ. | ૨૦ |
| ૩૭. વીકટોરયા કલબ ... | સંતનીધન રૅય મુઝફર લેન, કલકત્તા. | હૉટેલો કહાડવી વગેરે. | ૧૦૦ |
| ૩૮. બંગાલ શેલ્લાક ફેકટરી ... | સેનબ્રધર્સ, સ્વૅલોલેન કલકત્તા. | લાખ બનાવવી વગેરે. | ૫૦૦ |

| નં૦ નામ. | એજન્ટ અને ઠેકાણું. | હેતુ. | થાપણ રૂ. ૧,૦૦૦ |
|---|---|---|---|
| ૩૯. કોઇમ્બટોર ટાઇલ વર્કસ... | સી. એસ. વેનલ નાઇડુ, કોઇમ્બટુર. | ઇંટ નળ વગેરે બનાવવાનું. | ૧૫૦ |
| ૪૦. ઇંડીયન કેનીંગ કાં. ... | એન. એમ. કાર્ટર મદ્રાસ. | જાનવરોનો તથા માંસનો વેપાર. | ૭૫૦ |
| ૪૧. ખાનદેશ શ્રીકૃષ્ણ ટ્રેડીંગ કાં. | ગણપતલાલ પરશરામ સરદાર ગૃહ મુંબઇ. | વેપાર તથા આડત | ૩૦૦ |
| ૪૨. બુલ બ્રધર્સ એંડ કાં. ... | હેન્રી માર્ટીન બુલ સેંડહર્સ્ટ બ્રીજ, મુંબઇ. | ,, | ૫૦૦ |
| ૪૩. ન્યુ ઇલેકટ્રીક ટોટલાઇ ઝેરર કુંપની ... ... | એચ. એમ. વૅાટસન સેંડહર્સ્ટ બ્રીજ, મુંબઇ | ઇજનેરનું. | ૧૦૦૦ |
| ૪૪. બોમ્બે ટેનરીઝ ... ... | રોઝ સુલતાન સીંગ એંડ કાં સેંડહર્સ્ટ બ્રીજ, મુંબઇ. | ચામડાં તથા તેમાથી બનેલા માલનો વેપાર | ૧,૦૦૦ |
| ૪૫. ઇંડીયન ટૅાયઝ એંડ ગ્લાસ મેન્યુફેકચરીંગ કાં. ... | મગનલાલ વીઠલદાસ પાદશાહ એંડ કાં. મુંબઇ. | રમકડાં, કાચનો માલ, નળીયાં, ઈંટ વગેરે બનાવવાનું. | ૧૦૦૦ |
| ૪૬. તાતા ઇલેકટ્રો કેમીકલ્સ ... | તાતા સન્સ નવસારી બીલ્ડીંગ્સ કોટ મુંબઇ | વીજળીક રસાયણી પદાર્થો પુરા પાડવા વગેરે. | ૨૫૦૦ |
| ૪૭. રીલાયન્સ મોટર વર્કસ ... | કાપડીયા એંડ કાં મુંબઇ. | સાઇકલ મોટરકાર અને સર્વ જાતની ગાડીઓનો વેપાર. | ૩૦૦૦ |
| ૪૮. ક્રોડર એન્જીનીરીંગ વર્કસ કુંપની... ... ... | ડબલ્યુ ક્રોડર એંડ કાં. કરાંચી. | બોઇલરો તથા લોખંડનો અને પીતળનો સામાન બનાવવો તથા ઇજનેરી કામ કરવું. | ૧૫૫ |
| ૪૯. ઝંડુ ફાર્માસ્યુટીકલ વર્કસ... | જુગતરામ એંડ કાં. મુંબઇ. | દવાઓ અને રસાયણી પદાર્થો બનાવવા. | ૭૫૦ |
| ૫૦. ઇમામશાહ ટ્રાન્સપોર્ટ કાં... | કાકા લક્ષ્મણ કરમસી એંડ કાં. અમદાવાદ | ગાડીયોમાં ઉતારૂઓની લાવલઇજા કરવી. | ૧૨૫ |

| નં૦ નામ. | અગ્રેસર અને ઠેકાણું. | હેતુ. | થાપણ રૂ. ૧,૦૦૦ |
|---|---|---|---|
| ૫૧. પટેલ ... ... ... | જહાંગીર સોરાબજી પટેલ મુંબઇ. | સુગંધી પદાર્થો વગેરેનો વેપાર. | ૧૦૦ |
| ૫૨. ઓગલે ગ્લાસ વર્ક્સ ... | એસ. પી. ઓગલે એંડ કું. કરાડ, મુંબઇ. | કાચ બનાવવા. | ૨૦૦ |
| ૫૩. એલ્યુમીન્યમ મેટલ મેન્યુફેકચરીંગ કું. ... ... | ડાહ્યાભાઇ હીરાચંદ દલાલ એંડ કું. અમદાવાદ. | ઇલેક્ટ્રોમેટલ રીફાઇનર્સ. | ૨૧૮ |
| ૫૪. શ્રી સ્વદેશી ભંડાર ... | માસ્તર એંડ કું. નડીયાદ. | સ્વદેશી ચીજોનો વેપાર | ૧૦૦ |
| ૫૫. ડી. કાવસજી એન્ડ કું. ... | ડી. કાવસજી એંડ કું. મુંબઇ. | વેપાર અને આડત. | ૧૦૦૦ |
| ૫૬. તાતા ટ્રેડીંગ કું.... ... | બી. એચ. દસ્તુર મુંબઇ. | " " | ૧૫૦૦૦ |
| ૫૭. જવેલરી કન્સાઇનમેંટસ... | પાનાચંદ માનચંદ એંડ કું. મુંબઇ. | મોતી તથા ઝવેરાતનો વેપાર. | ૫૦૦૦ |
| ૫૮. કમર્શીયલ એંડ બેંકીંગ સોસાયટી ... ... | રૂપર, પંજાબ. | વેપારી નાણાં સંબંધી સંસારીક તથા કેળવણી સંબંધી ઉન્નતી | ૧૦૦ |
| ૫૯. સ્વદેશી દેશ સ્ટોર્સ ... | લાહોર. | સ્વદેશી વસ્તુઓ બનાવવી તથા વેચવી. | ૨૦ |
| ૬૦. સંસાર ટ્રેડીંગ કું. ... | સીમલા. | હીંદી ચીજોનો વેપાર. | ૫૦ |
| ૬૧. બીયાવર ટ્રેડીંગ કું. ... | સહુદામલ બીઆવર. | વેપાર અને આડત. | ૧૦૦ |
| ૬૨. ભારત ડેરી ... ... | પ્રહલાલ બટીકા બુધના ગેટ મીરત સીટી. | ઢોરો ઉછેરવાની રીત સુધારવી. | ૧૦૦ |
| ૬૩. નયાનગર મીલ્સ કું. ... | નરસીલાલ મુળજી પંડયા એંડ કું. ફોર્બસ સ્ટ્રીટ, મુંબઇ | કાપડ સુતરની મીલનું. | ૫,૦૦૦ |
| ૬૪. ભાઇચંદભાઇ લખુભાઇ મીલ્સ કું. ... ... | હીરાલાલ એ. પારેખ એંડ કું. અમદાવાદ. | " | ૫૦૦ |

ઊંચી પોલીશી કરેલા ટેબલ ટોપ ખરીદ કરવા ક્યાં જશો?

| નં• નામ. | અગ્રેસર અને ઠેકાણું. | હેતુ. | થાપણ રૂ. ૧,૦૦૦ |
|---|---|---|---|
| ૬૫. બોમ્બે ઇંડસ્ત્રીયલ મીલ્સ કુાં. | સી. એચ. જગજીવન એંડ કુાં. મુંબઇ. | ,, | ૨,૫૦૦ |
| ૬૬. મીનરવા મીલ્સ... ... | એન. સીરૂર એંડ કુાં. મુંબઇ. | ,, | ૩,૦૦૦ |
| ૬૭. સીંધ યુનાઇટેડ મીલ્સ કુાં. | ડુંગરસી એંડ કુાં. મુંબઇ | ,, | ૮,૦૦૦ |
| ૬૮. તીરૂપર સ્પીનીંગ એંડ વીવીંગ કુાં. ... ... | ટી. સ્ટેન્સ એંડ કુાં. કોઇમ્બટુર ... | રૂ સાફ કરવાની મીલ વગેરે. | ૧,૫૦૦ |
| ૬૯. ભાગીરથી જુટ મીલ ... | બંદ્રા એંડ કુાં. હેર સ્ત્રીટ, કલકત્તા. | જુટ તથા બીજી રેસાવાળી ચીજોમાંથી માલ બનાવવો. | ૫,૦૦૦ |
| ૭૦. નંદરબાર જીનીંગ પ્રેસીંગ એંડ ટેકસટાઇલ કુાં. ... | નાનાલાલ મગનલાલ એંડ બ્રધર્સ, વીરમગામ. | રૂ સાફ કરવું ગાંસડી બાંધવી વગેરે. | ૧૫૦ |
| ૭૧. રૂપનારાયણ રાઇસ મીલ્સ. | ઇસ્ટર્ન એજંસી લાલ બજાર સ્ત્રાટ કલકત્તા | ચોખા સાફ કરવા વગેરે | ૫૦૦ |
| ૭૨. મૉડર્ન ઓઇલ મીલ્સ ... | બેનરજી એંડ મુકરજી એંડ કુાં. લાલબજાર સ્ત્રાટ, કલકત્તા | તેલ બનાવવાં. | ૧૦૦ |
| ૭૩. પટણા ઑઇલ મીલ ... | પંડીત એંડ કુંપની બંકીપુર. | ,, | ૨૦૦ |
| ૭૪. પંચવટી ટી એસ્ટેટ ... | શાંતી નીધનરાય જલપાઇગુરી. | ચા ઉગાડવી | ૨૦૦ |
| ૭૫. દાંતમાયા ટી કુાં. ... | કીલબર્ન એંડ કુંપની ફેરલી પ્લેસ કલકત્તા | ,, ,, | ૧૫૦ |
| ૭૬. મણીપુર હોઆર્સ ટી એંડ ટ્રેડીંગ કુાં. ... ... | બેન એંડ કુાં સ્ટ્રેન્ડ રોડ, કલકત્તા | ,, ,, | ૧૦૦ |
| ૭૭. પાયોનીયર ટી એંડ ટ્રેડીંગ કુંપની ... ... | બગાલ મર્કંટાઇલ એજંસી બંગાલ. | ,, ,, | ૩૦૦ |
| ૭૮. યુનાઇટેડ બંગાલ ટી એંડ ટ્રેડીંગ કુાં. ... ... | ,, ,, | ,, ,, | ૩૦૦ |

| નં૦ નામ. | અધિસર અને ઠેકાણું. | હેતુ. | થાપણ રૂ. ૧૦૦૦. |
|---|---|---|---|
| ૭૯. બાર્ગેન ટી એંડ ટ્રેડીંગ કું. | બેન એંડ કું. સ્ટેંડ રોડ, કલકત્તા. | ચા ઉગાડવી | ૧૦૦ |
| ૮૦. આસામ સીલ્હત ટી કું. ... | ઇંડસ્ટ્રીયલ એજંસી કોમીલા, બંગાલ. | ,, ,, | ૩૦૦ |
| ૮૧. નંગહલ ટી કું. ... ... | જે. એન. રાય ચોધરી લાયન્સ રેંજ કલકતા. | ,, ,, | ૧૨૦૦ |
| ૮૨. ભુબંધર ટી કું. ... ... | ,, ,, | ,, ,, | ૧૨૦૦ |
| ૮૩. મોરઘાટ ટી કું.... .. | ,, ,, | ,, ,, | ૧૨૦૦ |
| ૮૪. અંધાર માણીક ટી કું ... | જે એન. રાય ચોધરી લાયન્સ રેંજ કલકત્તા | ,, ,, | ૩૦૦ |
| ૮૫ બેલુટી એસ્ટેટ .. ... | એસ. સી. બેરીજ ઉટાકામંદ. | ,, ,, | ૬૦૦ |
| ૮૬ થીરૂમબડી રબર કું. ... | કેમ્પબેલ પીંડરહંટ, કલીકટ | ,, ,, | ૩૦૦ |
| ૮૭. પાયોનીયર એગ્રીકલ્ચરલ ફાર્મ ... .. ... | આર્યન ટ્રેડીંગ કું. બે. બજાર સ્ટ્રીટ, કલકતા | રૂ, જુટ તથા બટાટાનો પાક કરવો વગેરે | ૨૦૦ |
| ૮૮. સોલનપુર કોલ કું .. | માર્ટીન એંડ કું. કલાઇવ સ્ટ્રીટ, કલકતા. | કોલસાની ખાણનું. | ૫૦૦ |
| ૮૯ આસામ બરમા પેટ્રોલીયમ. | એ. ઇ. મીચલ રોયલ એક્સચેંજ, કલકતા. | તેલની ખાણોનું. | ૫૦૦૦ |
| ૯૦. લંડન કલકત્તા સીંડીકેટ .. | બંગાલ | ખાણો તથા તેલના ઝરા સંબંધી શોધખોળ કરવી. | ૫૦ |
| ૯૧. કોહર્મા મીકા કું ... ... | બર્નેટ એંડ કુ. ફેન્સી લેન, કલકતા. | ખાણોનું કામ તથા અબરખ અને અની જ પદાર્થોનો વેપાર. | ૨૦૦ |
| ૯૨. બરમા કોરપોરેશન .. | ૨૨, મર્ચંટ સ્ટ્રીટ, રંગુન | ખાણો માટે તપાસ કરવી વગેરે. | ૧૮૦૦૦ |

મેટેલીક શીલી ગયી બીલ્ડીંગનો ઓરડો શોભે છે

| નં૦ નામ | અગ્રેસર અને ઠેકાણું. | હેતુ. | થાપણ રૂ. ૧,૦૦૦ |
|---|---|---|---|
| ૯૩. ઇકવીટેબલ લેંડ એંડ હાઉસ પ્રોપર્ટી ... ... | બી. દે. ૧, લાલ બજાર સ્ટ્રીટ, કલકત્તા. | જમીન તથા મકાનો ખરીદવી વેચવી વગેરે. | ૧૦૦૦૦ |
| ૯૪. સીટી પ્રોપર્ટીઝ... ... | દીલ્હી. | સ્થાવર મીલ્કતનો વેપાર. | ૩૦૦૦ |
| ૯૫. જેરીયા આઇસ એસોસીએશન | સરકાર બ્રધર્સ એંડ કું. લાલ બજાર સ્ટ્રીટ કલકત્તા. | આઇસ બનાવવું વગેરે. | ૧૫૦ |
| ૯૬. જૌનપુર શુગર ફેકટરી ... | ૧૫, કેનીંગ રોડ અલાહબાદ. | ખાંડ બનાવવી. | ૧૫૦૦ |
| ૯૭. ઇસ્ટર્ન ટુર્સ ... ... | ૭ લોડસે સ્ટ્રીટ, કલકત્તા | થીયેટર સર્કસ વગેરેનું. | ૧૦૦ |
| ૯૮. હેરોલ્ડ કું. ... ... | ૮, કલાઇવ રો, કલકત્તા. | શેરો ખરીદવા વેચવા વગેરે. | ૧૫૦૦ |
| ૯૯. કલર્સ... ... ... | ૩૨, ડેલ્હાઉસી સ્કેવર કલકત્તા. | નાટકશાળા ખરીદવી વગેરે. | ૨૦૦ |

## કાપડની પેદાશ તથા આયાતની સરખામણી.

| જાત | નવેમ્બર માસમાં ૧૯૧૯ | ૧૯૧૮ | એપ્રીલથી નવેમ્બર સુધીમાં ૧૯૧૯ | ૧૯૧૮ |
|---|---|---|---|---|
| | હજાર યાર્ડ. | હજાર યાર્ડ. | હજાર યાર્ડ. | હજાર યાર્ડ. |
| કોરાં તથા ધોયેલાં કાપડની પેદાશ ... | ૧૧૨૫૫૧ | ૪૬૪૬૭ | ૮૩૬૭૯૯ | ૯૮૨૮૩૪ |
| ,, ,, આયાત... | ૭૮૩૯૯ | ૫૨૫૧૧ | ૪૬૬૧૪૯ | ૫૭૮૧૫૨ |
| રંગીન કાપડ પેદાશ... | ૫૦૦૮૧ | ૧૭૫:૨ | ૩૩૯૭૪૬ | ૨૫૦૫૯૮ |
| ,, ,, આયાત... | ૧૭૫૫૫ | ૧૮૨૬૮ | ૯૦૬૦૯ | ૧૭૮૮૪૫ |

---

## કાપડની પેદાશ.

નવેમ્બર માસમાં

| પ્રાંત. | કીંમત લાખ રૂપીઆ. ૧૯૧૮ | ૧૯૧૯ | લાખ રતલ ૧૯૧૮ | ૧૯૧૯ | લાખ વાર.. ૧૯૧૮ | ૧૯૧૯ |
|---|---|---|---|---|---|---|
| મુંબાઇ ... ... | ૨૨૩૦ | ૩૪૪ | ૧૧૮ | ૩૨૦ | ૪૭૯ | ૧૩૮૫ |
| મદ્રાસ ... ... | ૧૨૪ | ૧૪૪ | ૬ | ૧૩ | ૧૭ | ૪૨ |
| બંગાલ ... ... | ૪૩ | ૫૪ | ૩ | ૪ | ૧૭ | ૨૧ |
| સંયુક્ત પ્રાંતે ... | ૭૯ | ૯૯ | ૭ | ૭ | ૧૯ | ૨૪ |
| મધ્ય પ્રાંતો તથા બીરાર. | ૧૨૭ | ૧૭૧ | ૧૦ | ૧૫ | ૪૩ | ૫૬ |
| દેશી રાજ્યો ... | ૧૦૭ | ૧૫૮ | ૧૬ | ૨૩ | ૫૬ | ૮૭ |
| કુલ ... ... | ૨૮૩૬ | ૪૦૯૮ | ૧૬૬ | ૩૮૭ | ૬૩૯ | ૧૬૨૬ |

એપ્રીલથી નવેમ્બર સુધીમાં.

| પ્રાંત. | કીંમત લાખ રૂપીઆ. ૧૯૧૮ | ૧૯૧૯ | લાખ રતલ. ૧૯૧૮ | ૧૯૧૯ | લાખ વાર. ૧૯૧૮ | ૧૯૧૯ |
|---|---|---|---|---|---|---|
| મુંબઇ ... ... | ૨૩૩૦ | ૩૮૪૪ | ૧૭૮૫ | ૨૨૨૫ | ૭૬૦૧ | ૯૮૧૦ |
| મદ્રાસ ... ... | ૧૨૪ | ૧૪૪ | ૧૧૨ | ૮૪ | ૨૭૮ | ૩૧૪ |
| બંગાલ... .. | ૪૩ | ૫૪ | ૩૩ | ૩૫ | ૧૭૪ | ૧૭૦ |
| સંયુક્ત પ્રાંતો ... | ૭૯ | ૯૯ | ૭૦ | ૭૦ | ૧૭૩ | ૨૩૮ |
| મધ્ય પ્રાંતો ... | ૧૨૭ | ૧૭૧ | ૯૮ | ૧૧૨ | ૩૯૬ | ૪૪૪ |
| દેશી રાજ્યો ... | ૧૦૭ | ૧૫૮ | ૧૫૧ | ૧૯૫ | ૫૪૯ | ૭૩૧ |
| કુલ ... | ૨૮૩૬ | ૪૦૯૮ | ૧૬૬ | ૩૮૭ | ૬૩૯ | ૧૬૨૬ |

---

## ખાંડની આયાત

બ્રિટીશ હિંદુસ્તાનના જુદા જુદા પ્રાંતોમાં ૧૯૧૯ ના ડીસેંબર મહિનામાં શેરડીની ખાંડની નીચે પ્રમાણે આયાત થઈ હતી:—

| | શેરડીના પાક | |
|---|---|---|
| | ૧૯૧૮ | ૧૯૧૯ |
| | હંડ્રવેટ | હંડ્રવેટ. |
| બંગાળા ... ... ... ... ... | ૮૨૪,૪૪૧ | ૩૦૦,૪૭૩ |
| મુંબઈ ... ... ... ... ... | ૩૬૭,૮૪૪ | ૩૮૭,૧૭૨ |
| સિંધ ... ... ... ... ... | ૨૫૭,૪૫૮ | ૨૭,૭૮૬ |
| મદ્રાસ ... ... ... ... ... | ૧,૫૨૨ | ૭,૨૦૯ |
| બર્મા ... ... ... ... ... | ૫૧,૯૭૩ | ૧૮,૬૩૩ |
| કુલ | ૧૫૦૩૨૩૮ | ૭૪૧,૨૭૩ |

---

જુદા જુદા દેશોથી શેરડીની ખાંડની આયાત કેટલી થઈ હતી તે દર્શાવવા માટે એપ્રીલથી ડીસેંબર સુધીના નવ માસ માટેના આંકડાં નીચે આપ્યા:—

| | હંડ્રવેટ. | |
|---|---|---|
| | ૧૯૧૮ | ૧૯૧૯ |
| યુનાઈટેડ કીંગડમ ... ... ... ... . | ૭૧ | ૧,૮૫૨ |
| સીલોન ... ... ... ... ... ... | ૧૪ | ૧૭૪ |
| સ્ટ્રેટ સંસ્થાનો ... ... ... ... ... | ૧,૧૭૫,૨૭૪ | ૭૩૦,૧૭૦ |
| જાવા ... ... ... ... ... ... | ૫,૦૩૪૪૫૩ | ૪,૫૮૮૦૯૨ |
| ચીન ... ... ... ... ... ... | ૩૨,૭૫૧ | ૧,૯૧૨૯૨ |
| જાપાન ... ... ... ... ... ... | ૬,૩૨૧ | ૧,૦૦૨૫ |
| ઇજીપ્ત ... ... ... ... ... ... | ૩,૭૬૮ | ૪૪,૮૦૧ |
| મોરીશસ ... ... ... ... ... ... | ૧૦૦,૫૯૪૮ | ૩૫૨,૯૯૪ |
| યુનાઇટેડ સ્ટેટસ ... ... ... ... ... | ૨,૦૦૬ | ૩,૦૯૩ |
| આસ્ટ્રેલીયા ... ... ... ... ... | ૫૪૧ | ૯ |
| બીજા દેશો ... ... ... ... ... ... | ૨૯૦ | ૨૧ |
| કુલ. | ૭,૨૬૧,૪૨૭ | ૫,૫૨૨,૩૨૩ |

ધી બોમ્બે ટાઇલ માટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

# સુતરની નંબરવાર પેદાશ.

હીંદની મીલોમાં સુતરની પેદાશ કેટલી થાય છે તે દર્શાવનારા આંકડા નીચે આપ્યા છેઃ—

નંબર પ્રમાણે પેદાશ ( લાખ રતલ )

| નંબર | નવેમ્બર માસમાં | | એપ્રીલથી નવેમ્બર સુધીમાં | |
|---|---|---|---|---|
| | ૧૯૧૮ | ૧૯૧૯ | ૧૯૧૮ | ૧૯૧૯ |
| ૧ થી ૧૦ | ૬૨ | ૬૮ | ૫૭૮ | ૫૭૯ |
| ૧૧ થી ૨૦ | ૧૯૩ | ૨૮૩ | ૧૯૦૯ | ૨૨૯૮ |
| ૨૧ થી ૩૦ | ૧૧૧ | ૧૪૯ | ૧૨૫૯ | ૧૨૨૫ |
| ૩૧ થી ૪૦ | ૧૨ | ૧૪ | ૧૩૪ | ૧૧૪ |
| ૪૧ અને ઉપરાંત | ૩ | ૨ | ૩૧ | ૨૪ |
| કુલ | ૩૮૩ | ૫૧૯ | ૩૯૧૪ | ૪૨૪૩ |

---

# સુતરની પ્રાંતવાર પેદાશ ( લાખ રતલ. )

| | નવેંબર | | એપ્રીલથી નવેંબર | |
|---|---|---|---|---|
| પ્રાંત. | ૧૯૧૮. | ૧૯૧૯. | ૧૯૧૮. | ૧૯૧૯. |
| મુંબઇ. | ૨૭૬ | ૩૯૨ | ૨૯૧૮ | ૩૧૭૪ |
| મદ્રાસ. | ૩૦ | ૩૫ | ૨૮૮ | ૩૦૪ |
| બંગાલ. | ૧૮ | ૨૯ | ૨૦૫ | ૨૩૧ |
| સંયુક્ત પ્રાંતો. | ૨૫ | ૨૬ | ૨૧૪ | ૨૪૦ |
| અજમેર-મેવાડ | ૧ | ૧ | ૧૩ | ૧૩ |
| પંજાબ. | ૨ | ૨ | ૨૭ | ૨૨ |
| દીલ્હી. | ૨ | ૨ | ૧૯ | ૨૦ |
| મધ્ય પ્રાંતો તથા બીરાર. | ૨૬ | ૨૭ | ૨૨૭ | ૨૩૬ |
| દેશી રાજ્યો. | ૨૩ | ૬૦ | ૨૨૪ | ૨૬૬ |
| કુલ. | ૪૦૭ | ૫૪૯ | ૪૧૩૬ | ૪૫૧૦ |

---

## સુતરની આયાત.

ઇ. સ. ૧૯૧૯ ના ડીસેંબર મહિનામાં બ્રિટીશ હિંદુસ્તાનમાં પરદેશથી નંબર ૩૧ તથા ઉંચા નંબરનું સુતર નીચે પ્રમાણે આયાત થયું હતું:—

| જાત અને નંબર. | બંગાળા. | મુંબઇ. | સિંધ. | મદ્રાસ. | બર્મા. | ટોટલ. |
|---|---|---|---|---|---|---|
| ગ્રે | રતલ. | રતલ. | રતલ. | રતલ | રતલ. | રતલ. |
| નં. ૩૧ થી ૪૦ | ૨૯,૭૦૦ | ૮૯,૬૬૨ | ૮,૦૦૦ | ૧૦૦૦ | ........... | ૧૩૮,૩૬૨ |
| નં. ૪૧ થી ૫૦ | ૨૭,૭૭૦ | ૧૩૩,૬૭૧ | ........... | ....... | ........... | ૧૬૧,૪૪૧ |
| નં. ૫૦ થી ઉપર બીજા રંગોવાળું | ૬૪,૫૩૮ | ૧૪૦,૩૭૩ | ... ... | ....... | ........... | ૨,૦૪,૯૧૧ |
| નં. ૩૧ થી ૪૦ | ૧,૩૩,૬૬૪ | ૭૮,૮૦૦ | ૪૮,૭૨૪ | ૨૭૯,૨૩૩ | ........... | ૫,૪૦,૪૨૧ |
| નં. ૪૧ થી ૫૦ | ...... | ૮,૯૦૦ | ........... | ........... | ...... | ૮,૯૦૦ |
| નં. ૫૦ થી ઉપર. | ........... | ........ | ........... | ૧,૬૦૦ | ........... | ૧,૬૦૦ |
| ટોટલ. | ૨૬૫,૬૭૨ | ૪૫૧,૪૦૬ | ૫૬,૭૨૪ | ૨૮૧,૮૩૦ | ...... | ૧૦૫૫,૬૩૫ |

ધી ઓરએ ટાઇલ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

# વેપારી પુછપરછ

—:*:—

આ મથાળા નીચે અમે જુદા જુદા દેશના કૉન્સલો તરફથી તથા બીજા મુલકો તરફથી આવેલી પુછપરછને લગતી વીગત આપીશું. અત્રેના કોઇપણ વેપારીને આ દેશ અથવા પરદેશના વેપારી સાથે કોઇપણ જાતના વેપાર બાબત સંબંધ બાંધવા ઇચ્છા હશે તે પણ આ કાલમમાં દાખલ કરીશું. પુછપરછની ખબર મોકલનારનાં નામ, વેપાર કરવા ઇચ્છતી કંપનીનું નામ, તથા વેપારનો વિષય નીચે પ્રમાણે છેઃ—

આઇ. ૧૯૮ માર્સેલ્સની એક પેઢી—શુંઠ, કોથમીર, ધાણા, જીરૂં મેથી વગેરે ચીજો નીકાશ કરનાર સાથે કામ પાડવા માગે છે.

„ ૧૯૯ ન્યુયોર્કની એક પેઢી—જુનાં ચીથરાં, રદ્દી કાગળો, શણનો જુટનો વગેરેનો રદ્દી (વેસ્ટ) માલ તથા એવીજ ચીજો નીકાશ કરનાર સાથે સંબંધ બાંધવા ઇચ્છે છે.

„ ૨૦૦ લુધીઆણા ખાતેની એક પેઢી—અનાજ, તેલ, તેલનાં બીયાં, ખોળ, કપાસીઆ તથા ગુણના કોથળાના વેપારનું કામકાજ કમીશનથી કરવા માંગે છે.

„ ૨૦૨ ન્યુ ઝીલાંડની એક પેઢી—પોશાક બનાવવા માટે યોગ્ય કાપડ નીકાશ કરે એવી પેઢી સાથે સંબંધમાં આવવા ઇચ્છે છે.

„ ૨૦૪ આગ્રાની એક પેઢી—મુંજનું ઘાસ ખરીદનાર સાથે કામ પાડવા ઇચ્છે છે.

„ ૨૦૫ બોસ્ટન (યુનાઇટેડ સ્ટેટ્સ) ખાતેની એક પેઢી જુનાં મનીલા ડેરેંજ તરીકે ઓળખતાં દોરડાંનો સરો જથો સંઘરે અને જે પ્રમાણે જરૂર પડે તે પ્રમાણે નીયમીત રીતે મોકલે એવી હીંદી પેઢી સાથે સંબંધ બાંધવા માંગે છે.

„ ૨૦૬ મુંબઇની એક પેઢી—નાળીયેરી તથા તાડનાં ઝાડનાં થડ, રેસા વગેરે, તથા જુદના રેસાનો કચરો (વેસ્ટ) બનાવનાર અથવા નીકાશ કરનાર સાથે કામ પાડવા ઇચ્છે છે.

„ ૨૦૭ કલકત્તાની એક પેઢી—ચીતાગાંગ નામથી ઓળખાતી જાતનું "બુલબુલ" ખરીદનાર સાથે સંબંધ બાંધવા માગે છે.

„ ૨૦૮ સાઇપ્રસની એક પેઢી—હીંદી માલની નીકાશ કરનારી પેઢી તરફથી કમીશનની રીતીએ આડતીયા તરીકે કામ કરવા માગે છે.

„ ૨૦૯ ઇટલીની એક પેઢી—બદામ આયાત કરનાર વેપારીઓ સાથે સંબંધમાં આવવા ઇચ્છે છે.

„ ૨૧૦ કલકત્તાની એક પેઢી—ચાઇના કલે ખરીદનાર સાથે કામ પાડવા ઇચ્છે છે.

„ ૨૧૧ કલકત્તાની એક પેઢી—રૂ તથા શણની જાળી અથવા જાળના ખરીદનાર સાથે સંબંધમાં આવવા ઇચ્છે છે.

„ ૨૧૨ બલુચીસ્તાનની એક પેઢી—ફળો ખરીદનારની સાથે સંબંધમાં આવવા ઇચ્છે છે.

„ ૨૧૭ કરાંચી ખાતેની એક પેઢી—હીંદી માલ બનાવનારી પેઢીઓના પ્રતીનીધી તરીકે કરાંચી ખાતે કામ કરવા માગે છે.

---

" ૨૧૮ બેંગલોર શહેર ખાતેની એક પેઢી—કમીશનથી કામ કરે છે અને રૂ, રેશમ, તથા ઉનમાંથી બનાવેલાં કાપડ, હોઝીયરી, કાગજ, દીવાસળી, ખાંડ, કૉફી, વગેરે માલ બનાવનારી અથવા આયાત કરનારી પેઢી સાથે સંબંધ બાંધવા ઇચ્છે છે.

" ૨૧૯ કલકત્તાની એક પેઢી—ગાયનાં ચામડાં, બેંઢાનાં ચામડાં અને મીણની નીકાશ કરવાના હેતુથી એના વેપારીઓ સાથે સંબંધમાં આવવા ઇચ્છે છે.

" ૨૨૦ વાવ્ય પ્રાંતોમાંથી એક વેપારી—હીમાલયના પ્રદેશોમાંથી મેળવેલા સફેદ મધના ખરીદનારની સાથે કામ પાડવા માગે છે.

" ૨૨૨ મધ્ય પ્રાંતોમાંથી એક વેપારી—ચારપાંચ વરસનાં જુનાં સાગનાં લાંકડાં ખરીદનાર સાથે કામ પાડવા માગે છે.

" ૨૨૪ લંડનની એક પેઢી—હીંદી માલ ઇંગ્લાંડમાં વેચવા મટેની એજન્સી રાખવા માંગે છે.

" ૨૨૬ ઇટલીની એક પેઢી—આરસ પહાણ ખરીદનારા વેપારીઓ સાથે સંબંધમાં આવવા ઇચ્છે છે.

" ૨૨૭ વાવ્ય પ્રાંતો માંહેલી એક પેઢી—દક્ષીણ હીંદમાં અનાજ ખરીદનાર વેપારીઓ સાથે સંબંધ બાંધવા ઇચ્છે છે.

" ૨૩૦ કોકોનાડા ખાતેની એક પેઢી—તાડના તથા બીજા રેસા ખરીદનારાઓ સાથે કામ પાડવા માગે છે.

" ૨૩૧ જીનોઆ ખાતેની એક પેઢી—હીંદથી કાચાં ચામડાં તથા તેને કેળવવા માટે કામ લાગે એવી ચીજો નીકાશ કરનારી હીંદી પેઢીઓના અડત્યા તરીકે નીમાવા માગે છે.

" ૨૩૨ યુનાઇટેડ સ્ટેટ્સની એક પેઢી—વાજીંત્ર બનાવવામાં ઉપયોગી થાય એવા વાંસ, બરૂ અથવા એવી બીજી ચીજો પુરી પાડનાર સાથે સંબંધ જોડવા ઇચ્છે છે.

" ૨૩૩ મદ્રાસ ઇલાકા માંહેલી એક પેઢી—કાચા ચોખા, રાંધેલા ચોખા તથા મછલીપટમની શેતરંજીઓ ખરીદનારાઓ સાથે સંબંધમાં આવવા માગે છે.

" ૨૩૫ કલકત્તાની એક પેઢી—ટંકણખાર, ધુપેલ, છાલ મોગરાનું તેલ, છાલ મોગરાનો ખોળ, ઝેર કોચલાં તથા મ્હુડાનાં બીયાંનુ તેલ ખરીદનાર માગે છે.

" ૨૩૬ જાફા (પેલેસ્ટાઇન) ખાતેની એક પેઢી—હીંદથી ખાતર તરીકે વાપરવા લાયક રસાયણી પદાર્થો, કોફી, દોરડાં, કાથો, સુતળી, કાપડ, સુતર, ભોંયસીંગ, વનસ્પતિમાંથી બનેલા તેલ, તલ, રેશમી કાપડ, તથા આ નીકાશ કરનારી અથવા એ ચીજો બનાવનારી હીંદી પેઢીઓ સાથે કામ પાડવા ઇચ્છે છે.

" ૨૩૭ મુંબઇ ઇલાકાના સતારા જીલ્લામાં આઉંધ ખાતેની એક પેઢી—"હીપુરીક એસીડ" ના ખરીદનાર સાથે સંબંધ બાંધવા માગે છે.

" ૨૪૧ ઓરીસામાં કટક ખાતેની એક પેઢી—કાચું ઉન તથા જુદી જુદી જાતના જાનવરોનાં શીંગડાં ખરીદનાર સાથે કામ પાડવા ઇચ્છે છે.

" ૨૪૨ દક્ષીણ હીંદમાંની એક પેઢી—ઢોરનાં હાંડકાં ખરીદનાર સાથે કામ પાડવા ઇચ્છે છે.

---

ધી બોમ્બે ટાઇલ માર્ટ, ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

,, ૨૪૫ રંગુન ખાતેની એક પેઢી—વીમા કંપનીની એજન્સી રાખવા માગેછે, જેમને પોતાનો માલ ખપાવવો હોય તેમના પ્રતીનીધી થવા માગે છે. રંગુનથી જતી આવતી સ્ટીમરોને લગતી કંપનીઓના એજંટ તરીકે પણ કામ કરવા તૈયાર છે.

,, ૨૪૬ ટયુનીસની એક પેઢી—જુદ, રેશમી તથા સુતરાવ કાપડ ઉકાળવા, તથા પાઘડીની નીકાશ કરનાર સાથે સંબંધમાં આવવા ઇચ્છે છે.

મેશર્સ ગ્રેગરી એન્ડ કું (૩૧૧, કેલીફોર્નીયા સ્ટ્રીટ, સેન્ફ્રાન્સીસ્કો યુનાઇટેડ સ્ટેટ્સ, અમેરીકા) ઇમ્પોર્ટ તથા એક્સપોર્ટનું કામકાજ કરે છે અને હીંદી પેઢીઓ સાથે સંબંધ બાંધવા માગે છે. સી: આઇ. એફ. ભાવો આપશે. મી. જ્ઞાનેંદ્ર કૃષ્ણ દેવ એ પેઢીના હીંદ સાથેના વેપાર વીભાગના વડા તરીકે ધ્યાન આપે છે. ખાનગી ખબર જોઈતી હશે તો તે પણ એમની પાસેથી મળી શકશે સાન્ફ્રાન્સીસ્કો ખાતેની ચેમ્બર ઑફ કૉમર્સના સભાસદ છે.

પોલ આર. રૂબેન એન્ડ કું. (૧૬, કેલીફોર્નીયા સ્ટ્રીટ સેન્ફ્રાન્સીસ્કો, યુનાઇટેડ સ્ટેટસ, અમેરીકા) હીંદી પેઢીઓ સાથે સંબંધ બાંધવા માગે છે. મશીનરી, ચામડાંનો તથ રબરનો માલ, ખેતીના કામમાં લાગે એવું સાંચ કામ તથા ઓજારો ઇલેક્ટ્રીસીટીને લગતો માલ, મોટરકારો અને બીજી પણ અમેરીકામાં બનતી ઘણીક ચીજો બનાવનારાઓના પ્રતીનીધી તરીકે કામ કરે છે હીંદી ભાષાઓ જાણનારા માણસોને નોકરીમાં રાખ્યા છે. એંગ્લો લંડન પેરીસ નેશનલ બેન્કની શાખા સાન્ફ્રાન્સીસ્કોમાં છે તેનું નામ રેફરન્સ માટે લખ્યું છે. યુનાઇટેડ સ્ટેટસમાં ખપે એવો માલ આયાત કરવાની પણ ઇચ્છા રાખે છે.

---

નોટ. "ધી ઇન્ડીયન ટ્રેડ જર્નલ"ના નંબરની બાતમીઓના સંબંધમાં તે બાતમી માગનાર વેપારી યા પેઢીએ બેંક રેફરન્સ અથવા સારી ઓળખાણનું પત્ર મોકલવું પડશે તે સિવાય તેવી બાતમીઓનો જવાબ આપવામાં આવશે નહિ. ઉપરની બાતમીઓમાં જે ઠેકાણે 'ધી ઇન્ડીયન ટ્રેડ જર્નલ' લખેલું છે તેના સંબંધમાં સઘળું ડાયરેકટર જનરલ ઑફ કૉમર્શિયલ ઇન્ટેલીજન્સ, કલકત્તાને પુછાવી જોવું. (આ ચેમ્બરનું નામ તે કાગળમાં લખ).

# હિંદુસ્તાનનો દરિયાઈ વેપાર.

ઈ૦ સ૦ ૧૯૧૯ ના ડીસેંબર માસમાં થયેલી આયાત અને નિકાશ નીચે પ્રમાણે હતી.

| આયાત. | ડીસેમ્બર ૧૯૧૮ | ડીસેમ્બર ૧૯૧૯ | એપ્રીલથી ડીસેમ્બર ૧૯૧૮ | એપ્રીલથી ડીસેમ્બર ૧૯૧૯ |
|---|---|---|---|---|
| | રૂ. (૧૦૦૦) | | રૂ. (૧૦૦૦) | |
| જીવતા જનાવરો ... . ... | ૧૬૯ | ૨૭૬ | ૩૭૭૨ | ૧૧૪૨ |
| દારૂગોળો હથીયાર વિગેરે ... | ૨૬ | ૯ | ૧૪૮૬ | ૮૩૧ |
| છાપેલી ચોપડી નકશા વિગેરે ... | ૩૭૯ | ૨૮૦ | ૩૫૩૩ | ૩૩૨૨ |
| ઍાણીન . ... ... | ૫૦૬ | ૨૧૧ | ૨૫૮૦ | ૨૯૪૨ |
| બુટસ અને શુઝ ... ... ... | ૨૬૨ | ૧૬૯ | ૧૮૧૪ | ૨૬૯૯ |
| ઘર બાંધવાનો સામાન ... ... | ૪૫૪ | ૮૮૬ | ૬૪૬૯ | ૮૩૩૪ |
| મીણબત્તી ... ... ... | ... | ૩૪ | ૧૩ | ૧૩૯ |
| રેલ્વે ગાડાં સિવાયની ગાડીઓ ... | ૧૫૯ | ૧૬૨ | ૬૬૭ | ૧૯૧૧ |
| રસાયણિક પદાર્થો ... ... .. | ૧૬૫૭ | ૧૦૭૪ | ૧૮૩૬૨ | ૧૨૦૪૦ |
| ઘડીયાળો .. ... ... | ૩૮૧ | ૮૯ | ૧૫૭૫ | ૧૧૧૯ |
| કોલસા ... ... ... | ૧૮૫ | ૨૫૧ | ૧૯૦૦ | ૯૬૩ |
| કૉફી ... .. ... ... | ... | ૧૧૬ | ૪૬ | ૮૬૫ |
| કાથો (સીંદરી) ... ... ... | ... | ૨ | ૫૦ | ૧૬૪ |
| દોરડા . ... ... ... | ૧૫૮ | ૯૨ | ૧૩૬૬ | ૧૧૮૦ |
| કટલરી (કાપકુપ કરવાનાં હથીયાર) ... | ૧૦૯ | ૨૫૧ | ૧૩૫૯ | ૨૩૨૯ |
| સાઇકલો ... ... ... | ૧૧૧ | ૩૩૬ | ૧૪૩૬ | ૧૮૧૫ |
| કપુર ... ... ... | ૭૬ | ૧૧૭ | ૧૪૨૪ | ૮૨૪ |
| બીજી જાતની મળી કુલ દવા ... | ૧૩૦૮ | ૧૩૩૬ | ૧૦૦૩૪ | ૧૨૭૧૭ |
| લુગડાં રંગવાની ચીજો ... ... | ૩૮૪ | ૯૪૧ | ૮૫૦૨ | ૮૮૫૪ |
| ફટાકડા .. ... ... | ૯ | ૧૪ | ૪૯૯ | ૬૪૬ |
| ફરનીચર ... .. ... | ૧૭૫ | ૧૨૦ | ૧૦૩૯ | ૮૬૧ |
| કાચનો સામાન ... ... ... | ૮૩૭ | ૧૯૨૭ | ૯૨૩૯ | ૧૨૯૪૨ |
| ચોખા ... ... ... | ૧ | ૩ | ૪૭ | ૨૦ |
| ઘઉં ... ... ... | .. | ... | ... | ૨૫૮૩૯ |
| ઘઉંનો લોટ ... ... ... | ... | ૧ | ૧૩૦ | ૪૨ |
| ધુપ . .. ... | . | ૩૯ | ૯૯ | ૧૪૩ |
| હાર્ડવેર ... ... ... | ૨૯૪૬ | ૩૨૪૫ | ૨૧૬૦૮ | ૩૧૦૨૯ |
| ચામડા બિન કેળવાયલા .. ... | ૪૫ | ૧૭૯ | ૯૬૦ | ૧૪૭૨ |
| ઈલિકટ્રીસીટીને લગતાં હથીઆરો .. | ૧૦૦૦ | ૮૬૭ | ૯૬૮૫ | ૧૧૭૭૨ |
| ઈtnt માં વિગેરેને મળી કુલ હથીઆરો | ૧૭૩૬ | ૧૩૧૫ | ૧૪૬૦૬ | ૧૬૭૨૯ |
| હાથીદાંત ... ... ... | ૧૫૦ | ૩૧૪ | ૧૮૦૦ | ૪૧૦૫ |
| ઝવેરાત ... ... ... | ૯૩ | ૧૧૧ | ૪૨૩ | ૮૫૭ |

| ચીજનું નામ. | ડીસેમ્બર. | | એપ્રીલથી ડીસેમ્બર. | |
|---|---|---|---|---|
| | ૧૯૧૮ | ૧૯૧૯ | ૧૯૧૮ | ૧૯૧૯ |
| | રૂ. (૧૦૦૦) | | રૂ. (૧૦૦૦) | |
| કાવાએલાં ચામડાં... ... ... | ૨૪૪ | ૩૫૧ | ૨૭૪૧ | ૩૫૨૭ |
| રૂ ... ... ... ... | ૨૫૦૦ | ૨૧૭૧ | ૨૩૬૬૪ | ૨૪૧૪૪ |
| મશીનરી અને મીલ સ્ટોર્સ ... ... | ૩૫૫૪ | ૫૯૧૭ | ૩૦૪૮૫ | ૬૭૯૪૦ |
| દીવાસળી... ... ... ... | ૭૬૭ | ૨૧૪૯ | ૧૩૫૯૦ | ૧૩૦૨૨ |
| પીત્તળ કાંસુ વગેરે ... ... ... | ૭૨૯ | ૨૧૦૭ | ૬૪૩૪ | ૧૧૪૧૨ |
| ત્રાંબું ... ... ... ... | ૩૧૮ | ૮૯૪ | ૩૬૩૯ | ૬૭૫૦ |
| જર્મન સીલ્વર ... ... ... | ૩૪૪ | ૭૦૮ | ૧૮૮૫ | ૨૬૪૦ |
| લોઢું ... ... ... | ૩૮૩ | ૩૬૪ | ૨૩૧૩ | ૩૩૭૭ |
| લોઢું અથવા સ્ટીલ... ... ... | ૧ | ૪૮૦ | ૩૨૯ | ૩૪૫૬ |
| સ્ટીલ ... ... ... ... | ૮૦૩૨ | ૮૦૮૧ | ૬૦૯૩૭ | ૯૪૫૧૭ |
| સીસું ... ... ... ... | ૧૭૫૨ | ૨૧૯૯ | ૨૨૪૪૨ | ૧૬૨૧૬ |
| મોટર ગાડીઓ અને સાઇકલો ... | ૫૧૮ | ૩૩૦૭ | ૨૩૧૩ | ૨૧૦૨૭ |
| કેરોસીન તેલ ... ... ... | ... | ૫૬૬૨ | ૧૦૪૯૭ | ૫૨૫૨૪ |
| અળસીનું તેલ ... ... ... | ... | ૪૦ | ૩ | ૪૩૬ |
| સર્વ જાતનાં તેલો મળી કુલ ... | ૭૭૦ | ૭૫૯૦ | ૨૫૪૭૦ | ૭૫૦૩૨ |
| રંગ રોગાન વિગેરે... ... ... | ૯૬૩ | ૧૦૫૬ | ૮૫૯૬ | ૯૬૬૨ |
| કાગળો ... ... ... ... | ૨૫૭૭ | ૧૪૮૦ | ૧૯૩૫૯ | ૧૫૯૬૨ |
| રેલ્વે ગાડાંઓ તથા બીજો સામાન | ૧૦૩૧ | ૩૬૪૪ | ૬૮૮૮ | ૩૧૧૮૩ |
| રબર ... ... ... | ૬૬૫ | ૧૩૨૦ | ૮૨૩૬ | ૧૧૪૫૦ |
| મીઠું ... ... ... ... | ૫૬૬ | ૨૬૦૬ | ૧૬૫૭૬ | ૧૬૩૭૭ |
| સાબુ ... ... ... ... | ૬૩૩ | ૭૭૩ | ૭૫૭૧ | ૮૫૯૫ |
| સોપારી ... ... ... ... | ૧૬૯૬ | ૧૨૬૨ | ૨૧૫૨ | ૧૨૧૮૩ |
| તેજાનો કુલ ... ... ... | ૨૧૫૩ | ૧૬૩૫ | ૧૬૦૬૪ | ૧૭૯૮૫ |
| સ્ટેશનરી... ... ... ... | ૪૭૮ | ૫૮૨ | ૪૮૦૭ | ૫૬૫૬ |
| ખાંડ ... ... ... ... | ૨૨૮૨૮ | ૨૩૩૯૬ | ૧૦૯૧૬૦ | ૧૪૪૬૨૬ |
| રૂ ... ... ... .. | ૨૨૪ | ૫૩૫ | ૧૦૮૬૬ | ૫૩૪૯ |
| ટ્વીસ્ટ અને યાર્ન ... ... ... | ૭૮૮૮ | ૪૦૦૪ | ૭૦૦૮૪ | ૨૫૯૦૩ |
| સુતરાઉ હોઝીયરી ... ... ... | ૯૪૬ | ૧૩૪૨ | ૬૪૧૩ | ૧૦૯૦૪ |
| વગર ધોએલાં પીસ ગુડઝ ... ... | ૧૮૯૪૦ | ૧૯૮૪૩ | ૧૭૧૭૯૦ | ૧૪૯૮૫૨ |
| ધોયેલાં પીસ ગુડઝ... ... ... | ૬૧૮૨ | ૧૯૧૮૪ | ૧૦૪૮૮૦ | ૯૩૨૭૭ |
| રંગીન અને છાપેલાં પીસ ગુડઝ ... | ૫૮૭૯ | ૧૨૪૭૩ | ૯૭૭૫૦ | ૬૫૮૯૬ |
| શીવવાના દોરા ... ... ... | ૩૩૮ | ૫૩૪ | ૪૭૫૬ | ૩૨૭૧ |
| સુતર એકંદર ... ... ... | ૪૧૭૪૭ | ૫૮૫૧ | ૪૭૯૯૯૪ | ૩૬૪૫૪૮ |
| રેશમ કાચું ... ... ... | ૬૭૧ | ૧૯૨ | ૮૯૨૬ | ૧૪૫૯૩ |
| રેશમના પીસ ગુડઝ... ... ... | ૧૬૧૬ | ૩૫૯૪ | ૨૨૬૫૪ | ૩૬૨૧૫ |
| કાચું ઉન ... ... ... | ૩૧૫ | ૭૬ | ૧૧૪૫ | ૬૩૮ |
| હોઝીઅરી ... ... ... | ૧૩૭ | ૪૦ | ૮૭૧ | ૩૭૯ |
| ઉનના પીસ ગુડઝ ... ... ... | ૧૨૯૮ | ૧૩૩૨ | ૧૩૩૭૦ | ૭૪૦૫ |
| ઉન અને ઉનના કપડા કુલ ... | ૧૯૭૦ | ૧૬૩૮ | ૧૭૭૩૩ | ૧૦૨૩૦ |

| ચીજનું નામ. | ડીસેમ્બર મહીનામાં | | એપ્રીલથી ડીસેમ્બર સુધીમાં | |
|---|---|---|---|---|
| | ૧૯૧૮ | ૧૯૧૯ | ૧૯૧૮ | ૧૯૧૯ |
| | રૂ. (૧૦૦૦) | | રૂ. (૧૦૦૦) | |
| તંબાકુ ... ... ... | ૧૭૯૬ | ૧૫૯૨ | ૧૪૫૪૪ | ૧૩૧૪ |
| રમકડાં ... ... ... | ૨૮૫ | ૩૯૧ | ૨૪૮૨ | ૪૦૦૧ |
| છત્રીઓ ... ... ... | ૫૬ | ૩૮ | ૬૧૯ | ૪૬૪ |
| છત્રીઓનો સામાન ... ... ... | ૬૫ | ૮૮ | ૮૦૦ | ૭૩૫ |
| લાકડાં... ... ... ... | ૪૯૩ | ૬૮૭ | ૬૫૧૫ | ૧૧૬૩૯ |
| કુલ આયાત | ૧૩૨૦૭૦ | ૧૭૩૦૭૪ | ૧૨૨૯૯૧૫ | ૧૩૯૩૦૧૪ |

નિકાશ.

| ચીજનું નામ. | ૧૯૧૮ | ૧૯૧૯ | ૧૯૧૮ | ૧૯૧૯ |
|---|---|---|---|---|
| | રૂ. (૧૦૦૦) | | રૂ. (૧૦૦૦) | |
| જીવતાં જનાવરો ... ... | ૨૧૦ | ૨૬૭ | ૧૫૯૫ | ૨૬૨૬ |
| મીણબત્તી ... ... ... | ૧૨૧ | ૧૮૬ | ૧૮૦૭ | ૨૭૪૨ |
| સૉલ્ટ પીટર ... ... ... | ... | ... | ... | ... |
| કોલસા ... ... ... ... | ૧૩૫ | ૭૪૦ | ૬૦૭ | ૫૦૮૨ |
| કૉપ્રી ... ... ... ... | ૧૫૩ | ૧૬૧ | ૬૦૬૬ | ૧૪૨૧૭ |
| કાથો, ( સીંદરી ) ... ... | ૨૦૭ | ૧૯૭૫ | ૧૮૯૭ | ૭૭૮૧ |
| દોરડાં ... ... ... | ૪૬ | ૧૩૭ | ૯૦૯ | ૯૬૧ |
| દવાઓ ... ... ... | ૨૮૦ | ૩૧૭ | ૨૬૯૮ | ૩૪૧૨ |
| ગળી ... ... ... ... | ૫૩૧ | ૧૪૭૮ | ૧૦૬૧૫ | ૭૮૯૨ |
| હરડાં બેડાં ... ... ... | ૧૦૭ | ૧૨૨૧ | ૪૦૭૬ | ૭૬૮૩ |
| લુગડાં, ચામડાં વિગેરે રંગવાની ચીજો કુલ | ૯૫૬ | ૩૦૦૨ | ૧૭૦૮૧ | ૧૭૭૩૬ |
| બ્રસ કરવા માટે રેસા ... ... | ૧૪૧ | ૩૯૫ | ૭૮૧ | ૩૬૧૯ |
| ફળ ને શાક ... ... ... | ૫૦૨ | ૫૭૩ | ૩૮૦૬ | ૪૩૮૫ |
| ડાંગર ... ... ... | ૨૭૭ | ૧૭૦ | ૯૮૫ | ૧૪૭૯ |
| ઘઉંની ... ... ... | ૫૩૮ | ૨૧૬ | ૬૬૯૬૦ | ૧૫૩૧ |
| ઘઉંનો લોટ ... ... ... | ૧૫૯૬ | ૧૧૮૭ | ૭૨૯૮૩ | ૧૧૬૨૮ |
| ચોખા ઘઉં અને બીજી જાતનો દાણો કુલ | ૧૮૨૬૯ | ૧૨૬૦૭ | ૩૫૨૩૦૦ | ૮૯૨૧૨ |
| વગર કેળવાયલાં ચામડાં ... ... | ૧૯૬૩૮ | ૨૨૫૩૩ | ૫૨૩૭૧ | ૧૮૯૬૪૪ |
| લાખ ... ... ... ... | ૧૪૪૬ | ૭૪૪૨ | ૨૩૮૭૧ | ૪૮૮૫૧ |
| કેળવાયલાં ચામડાં ... ... | ૮૪૩૭ | ૫૬૧૨ | ૫૦૫૨૭ | ૧૦૪૧૬૦ |
| દારૂ ... ... ... ... | ... | ... | ... | ૭ |
| ખાતર ... ... ... | ૮૫૨ | ૧૦૩૮ | ૩૯૫૩ | ૮૨૭૫ |
| મેંગેનીઝ ઓર ... ... ... | ૩૮૭ | ૮૨૫ | ૫૧૩૧ | ૪૫૮૯ |
| ધાતુ કુલ ... ... ... | ૨૦૪૯ | ૨૪૦૦ | ૨૨૯૮૯ | ૧૮૫૮૫ |
| અબરખ ... ... ... | ૨૯૭ | ૫૯૮ | ૭૦૮૯ | ૬૭૩૯ |
| દીવેલ તેલ ... ... ... | ૭૯ | ૫૪ | ૩૭૮૯ | ૭૦૨ |
| કોપરેલ તેલ ... ... ... | ૧૧૪ | ૨૨૪૭ | ૧૧૯૭૦ | ૧૩૯૫૦ |

ધી બોમ્બે ટાઇમ્સ માટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

| ચીજનું નામ. | ડીસેમ્બર મહીનામા ૧૯૧૮ રૂ. (૧૦૦૦) | ડીસેમ્બર મહીનામા ૧૯૧૯ રૂ. (૧૦૦૦) | એપ્રીલથી ડીસેમ્બર ૧૯૧૮ રૂ (૧૦૦૦) | એપ્રીલથી ડીસેમ્બર ૧૯૧૯ રૂ (૧૦૦૦) |
|---|---|---|---|---|
| અળસીનું તેલ ... ... ... | ૬૦ | ૪૨ | ૫૪૬૬ | ૧૬૦૫ |
| બીજી જાતનાં તેલો મળી કુલ ... | ૬૦૪ | ૪૨૬૯ | ૨૮૦૬૦ | ૨૭૧૨૯ |
| ખોળ ... ... ... .. | ૫૩૯ | ૧૯૮૦ | ૫૪૧૮ | ૧૩૬૪૩ |
| અફીણ ... ... ... ... | ૪૦૭૨ | ૭૮૬ | ૨૨૩૦૯ | ૧૪૭૧૭ |
| રબર ... ... ... ... | ૧૨૪૮ | ૩૮૦૪ | ૧૨૦૬૫ | ૧૨૨૫૭ |
| દીવેલી ... ... ... .. | ૨૪૯૭ | ૭૨ | ૨૧૮૩૯ | ૧૯૩૯ |
| ટોપરા ... ... ... ... | ૧૪ | ૧૭ | ૯૮ | ૪૯૩૯ |
| કપાસીયા ... ... ... ... | ૧૪ | ૨૨૧૨ | ૧૩૪ | ૩૦૦૨૦ |
| સોયસીંગ ... ... ... ... | ૩ | ૧૩૭૬ | ૨૬૯૧ | ૨૨૦૯૩ |
| અળસી ... ... ... ... | ૧૦૧૯૭ | ૧૮૫૭ | ૪૦૫૬૧ | ૯૯૯૪૯ |
| ખસખસ ... ... ... | ૧ | ૧૬૦ | ૬૮૯ | ૩૬૨૮ |
| સરસવ .. ... ... ... | ૯૨૭ | ૨૦૨૭ | ૧૨૯૦૩ | ૩૬૨૦૯ |
| તલ ... ... ... ... | ૨૮ | ૧૩૫૭ | ૪૫૦ | ૮૨૫૬ |
| તેજાનો ... ... ... ... | ૯૬૪ | ૯૯૯ | ૭૬૧૬ | ૧૨૭૦૬ |
| ખાંડ ... ... ... ... | ૨૭૮ | ૨૩૯ | ૪૦૮૨ | ૨૮૧૮ |
| ચા .. ... ... ... | ૭૦૯૪ | ૨૬૧૭૩ | ૧૩૮૪૧૨ | ૧૬૦૮૫૧ |
| કાચું રૂ ... ... .. | ૧૩૮૬૭ | ૪૬૫૧૧ | ૧૯૧૯૯૯ | ૩૪૦૩૪૪ |
| ટવીસ્ટ અને યાર્ન ... .. ... | ૬૧૭૯ | ૨૧૨૦૦ | ૪૪૨૪૪ | ૧૩૯૩૫૮ |
| રૂમાલ અને શાલો .. .. .. | ૬૬ | ૧૮૫ | ૨૪૦ | ૭૪૪૪ |
| પીસ ગુડઝ ... ... .. | ૪૨૦૨ | ૨૭૫૯ | ૪૩૭૪૬ | ૬૭૨૨૭ |
| શણ .. ... ... . | ૪૪૮૭ | ૬૨૩૭ | ૬૯૨૫ | ૧૫૫૨૬ |
| જયુટ કાચું .. .. ... | ૧૦૯૪૪ | ૧૮૨૪૯ | ૮૩૮૩૯ | ૧૯૭૨૭૦ |
| સ્વીટ અને યાન . ... ... | ૧૭૬ | ૧૭ | ૧૬૧૦ | ૫૪૭ |
| રેશમ ( કાચું ) ... .. . | ૧૮૩ | ૩૯૯ | ૪૪૦૨ | ૩૪૬૫ |
| રેશમ કુલ ... .. .. | ૨૪૯ | ૪૪૩ | ૫૧૫૮ | ૩૯૨૦ |
| ઉન કાચું ... ... .. | ૮૩૫૬ | ૨૮૦૯ | ૪૩૯૩૨ | ૨૯૭૩૧ |
| ઉનની ધાબળીઓ ને ગાલીચા વગેરે .. | ૧૫૪ | ૫૦૮ | ૧૮૯૦ | ૪૯૩૯ |
| તંબાકુ બીડી વિગેરે . .. | ૪૦૧ | ૯૫૭ | ૫૭૯૧ | ૬૬૭૨ |
| લાકડાં પાટીયાં વિગેરે .. .. | ૪૯૨ | ૨૫૪૫ | ૩૯૬૭ | ૧૦૦૦૦ |
| હિંદુસ્તાનમાંથી થયેલી કુલ નિકાશ | ૧૫૯૦૩૮ | ૨૫૭૦૫૨ | ૧૭૫૨૨૧૨ | ૨૨૩૪૪૫૫ |
| હિંદુસ્તાનમાથી થયેલી સરકારી માલની નિકાશ. | ૬૩૩ | ૩૭૪૧ | ૯૧૮૨ | ૨૧૨૦૮ |

# વેપારી ખબરો.

ઘઉંના પાક વીશેનો પહેલો વર્તારો નામદાર હીંદી સરકારનાં આંકડા ખાતાએ તા. ૩૧-૧-૧૯૨૦ ને દીને બહાર પડયો છે તેમાં જણાવવામાં આવ્યું છે કે ૧૯૧૯-૨૦ ના વરસ માટેના પાકનો વીસ્તાર કુલ હીંદમાં ૨૭૪૨૯૦૦૦ એકર જેટલો છે જે ગયા વરસ કરતાં ૧૭ ટકા વધારે છે. મુંબઇ ઇલાકામાં એનો વીસ્તાર ૧૬૧૦૦૦૦ હજાર એકર જેટલો હતો. વડોદરા રાજયમાં ગયે વરસે ૧૩૬૬૦૦૦ એકર જેટલા વીસ્તારમાં ઘઉંનો પાક કરવામાં આવ્યો હતો તેને બદલે આ વરસે ૭૯૦૦૦ હજાર એકર જેટલા વીસ્તાર માં ઘઉંનો પાક કરવામા આવ્યો છે. સામાન્ય રીતે હીંદમાં પાકની સ્થીતી સારી છે. દુનીયાના જુદાજુદા દેશોમાં ઘઉંના પાકનો વીસ્તાર તથા તેની ઉતર વીશેનો અડસટો ગયા વરસ સાથે સરખાવીને નીચે દર્શાવ્યો છે:—

| | વીસ્તાર—(હજાર એકર) | | ઉતર( હજાર ટન) | |
|---|---|---|---|---|
| | ૧૯૧૯ | ૧૯૧૮ | ૧૯૧૯ | ૧૯૧૮ |
| યુનાઇટેડ સ્ટેટસ | ૭૧૪૯૬ | ૫૯૦૮૫ | ૨૪૫૫૧ | ૨૪૫૧૪ |
| કેનેડા | ૧૭૨૭૫ | ૧૭૩૪૬ | ૫૧૭૭ | ૫૦૫૪ |
| ઈટલી | ૧૦૫૯૭ | ૧૦૭૮૯ | ૪૫૩૨ | ૪૯૯૯ |
| ફ્રાન્સ | ૧૧૩૧૧ | ૧૦૮૪૫ | ૪૭૫૭ | ૬૦૩૪ |
| સ્પેન | ૧૦૨૯૭ | ૧૦૨૨૪ | ૩૬૪૭ | ૩૬૨૭ |
| રૂમાનીયા | ૨૯૬૩ | ૩૯૯૨ | ૧૩૫૭ | ૪૯૩ |
| અલ્જીરીયા | ૨૮૨૭ | ૩૧૮૫ | ૬૮૩ | ......... |
| ઇંગ્લંડ—સ્કોટલંડ | ૨૨૯૯ | ૨૬૩૫ | ૬૭૮૫ | ૨૩૩૮ |

યુનાઇટેડ સ્ટેટસમાં પાકને છીવડાંથી નુકસાન થયું છે એવી ખબર બીન સવાવાર સાધનો દ્વારા મળી છે. આરજેન્ટાઇનમાં ઘઉંના પાકની સ્થીતી બહુ સારી છે. આસ્ત્રેલીઆમાં ઘઉંનો પાક સંતોષકારક નથી. ત્યાં તેનો વીસ્તાર માત્ર ૨૯૯૬૦૦૦ એકર જેટલો છે. ઇટલીમાં મોસમ અનુકુલ ન હોવાથી ઘઉંની વાવણીમાં ઢીલ થઇ છે.

---

રંગની આયાત કરનારે પરવાનો—(licence) મેળવવા માટે અરજી કરવાનું ફોમ નીચે પ્રમાણે છે.

કલેકટર ઓફ કસ્ટમ્સ જોગ,

મુ. મુંબઇ તા.........

સાહેબ.

આ સાથે મોકલેલા નમુના પ્રમાણેનો માલ નીચે જણાવ્યા પ્રમાણે આયાત કરવાની રજા આપવામાં આવશે કે કેમ તે જણાવવા કૃપા કરશો.

| માલનું વર્ણન. | રંગ. | કેટલા ટકા. | કેટલો. | ભાવ સી. આઇ એફ. મુંબઇ. | કયા દેશથી લાવવો છે. |
|---|---|---|---|---|---|
| | | | | | |

મુંબઈ મ્યુનીસીપાલીટીએ નીચે જણાવેલી ચીજો માટેનાં ટેન્ડરો નીચે જણાવેલી તારીખ સુધીમાં માગ્યાં છેઃ—

| શીડયુલ નંબર | ચીજ | તારીખ |
|---|---|---|
| | | ૮—૩—૧૯૨૦ |
| ૪ | બાંબુ બારકેટ | ” |
| ૫ | નેતરની બાસ્કેટ તથા નેતર | ” |
| ૭ | કચરો ભરવા માટે તથા સુખ શાન્તી ખાતાંના કામ માટે જોઇતી ટોપલીઓ તથા કોથળા | ” |
| ૯ | બોલ્ટ અને નટ | ” |
| ૧૦ | ઝાડુ તથા “રીબ્ઝ ે .” | ” |
| ૧૬ | કોલસા તથા બાળ .નાં લાકડાં | ” |
| ૧૭ | ડુંગરી કાપડ | ” |
| ૧૯ | પુટે એવી ચીજો, કાચની વસ્તુઓ તથા દીવાઓ | ” |
| ૫૩ | સાબુ, સોડા તથા નીમક | ” |
| ૧૧ | બ્રશ | ૧૧—૩—૧૯૨૦ |
| ૧૪ | ટોપીઓ તથા કોટ | ” |
| ૨૦ | કટલરી | ” |
| ૨૭ | ચામડાંનો સામાન | ” |
| ૨૮ | સાફ કરેલાં ચામડાં ( સ્વદેશી તેમજ યુરોપનાં ) | ” |
| ૨૯ | કાથી—“ લાઇન કોઇર ” | ” |
| ૩૬ | “નોઝ સ્ટ્રીંગ્સ ”—નાથ | ” |
| ૩૮ | દીવેલ તથા મીઠું તેલ | ” |
| ૩૯ | કોપરેલ | ” |
| ૪૯ | “રોપ કોઇર ” કાથાનાં દોરડાં તથા રબરના કાથા | ” |
| ૬ | બેલ્ટીંગ | ૧૮—૩—૧૯૨૦. |
| ૧૩ | કેન્વાસ | ” |
| ૨૭ | ગ્રેઝ્ડ ગ્લાસ પાઇપ | ” |
| ૪૪ | એ—પોલીન કેન્વાસ | ” |
| ૫૦ | રોપ કોટન | ” |
| ૫૧ | રોપ મેનીલા | ” |

——— મેટેલીક શીલીંગથી બીલ્ડીંગનો બ્યારકાશોભે છે.

| | | |
|---|---|---|
| ૫૪ | લાકડાનાં "શેફ્ટ" બારોટીયાં | ,, |
| ૬૨ | વેસ્ટ કોટન | ,, |
| ૬૪ | સુતર | ,, |
| ૩ | બોલ્ટ્સ તથા બોલ વાલ્વ | ,, |
| ૧૨ | બાલદીઓ | ,, |
| ૨૪ | સ્લોબ એન્ડ લેંટર્ન બી. એમ. સી. | ,, |
| ૩૦ | પીતળનાં તથા લોખંડનાં તાળાં | ૨૫—૩—૧૯૨૦. |
| ૩૪ | Nails Pins, Shoes Washers<br>ખીલા, ટાંચણીઓ, જોડા તથા વોશર | ,, |
| ૩૫ | Nails and Screw Iron લોખંડના સ્ક્રુ તથા ખીલા | ,, |
| ૪૪ | પેકીંગ | ,, |
| ૪૭ | પીચ અને ટાર | ,, |
| ૫૨ | રબરનો સામાન | ,, |
| ૫૬ | સ્ટીલ કાસ્ટ | ,, |
| ૫૮ | ટેરટસ સ્મોક | ,, |

મુંબઈના મ્યુનીસીપલ સ્ટોર કીપરની આફીસમાં જઈને માગશે તેને ટેન્ડરના તથા ટ્રાકટના ફોર્મ મળી શકશે. ટેન્ડર માટેનાં ડીપોઝીટ ટેંડરવાળા પત્રનાં કવરમા નહીં બીડતાં મ્યુનીસીપાલીટીના ચીફ એકાઉંટંટની આફીસમાં જુદા ભરવાં પડશે.

# હીંદી ચલણ.

હીંદી ચલણની બાબદમાં સરકારને સલાહ આપવા માટે નેમાયલી કમીટીનો રીપોર્ટ ગઇ તા. ૨જી ફેબ્રુઆરીને દીને નામદાર હીંદી સરકારે બહાર પાડયો હતો. તે પછી રીવર્સ કાઉન્સીલ નામે ઓળખાતી, હીંદી પ્રધાન ઉપરની, હુંડીઓ માટે બહુ માગણી નીકળવાથી મામલો બદલાયો છે. એવી હુંડીયો માટેનો ભાવ કાઉન્સીલ બીલો કરતાં એટલે કે હીંદી પ્રધાનની હીંદ ઉપરની હુંડીઓના ભાવ કરતાં ઓછોજ રાખવામાં આવતો હોવાથી કામ પડે ત્યારે એવી રીવર્સ અર્થાત લંડન ઉપરની હુંડી બે શીલીંગ કરતાં ઓછી રહેવાની ગણતરી સર્વને હતી અને કરંસી કમીટીએ એ ગણતરી મુજબ વર્તવા માટે ભલામણ પણ કરી હતી કમીટીએ બે શીલીંગ કરતાં ઓછે એવા શબ્દો વાપર્યા ન હતા છતાં અત્યારે ભાવ બે શીલીંગ દસ પેન્સ સુધી લઇ જવામાં આવેલો છે, તે વેળા જો કમીટીનું કામ અપૂર્ણ હોત તો હાલનો ભાવ સ્વીકારત એમ એકદમ માની શકાય એવી વાત નથી. આટલું છતાં જે સંજોગોને લીધે એ ભાવ વધારવો પડયો છે, તે તપાસવાથી આપણે ચોકકસ અભિપ્રાય બાંધી શકીએ અને તેથી અત્યારે એ સંજોગોની તપાસ લેવી ઠીક થઇ પડશે. એ તપાસમા કેટલાક એવા સંજોગો પણ મળી આવે કે જેની અસર અત્યાર અગાઉ ઘણી થઇ હોય. પણ આપણે માત્ર હવે પછી પણ જેની અસર ચાલુ રહેવાનો સંભવ હોય તેનોજ વીચાર કરીશું.

આમાં યાદ રાખવાની વાત એ છે જ્યાં સુધી દેશમાં એકજ ધાતુના સીકા શીવાય બીજી કોઇ ચીજનું ચલણ ન હોય ત્યા સુધી તે દેશમાં માલના ભાવ એ વસ્તુની કીંમતને અનુસરે છે; પણ જ્યા એક કરતાં વધારે ધાતુના સીક્કા ચલણમાં ચાલુ થયા કે એ વારા ફરતી, ચલણના Alternative bimetallim નીયમને આધીન ભાવો રહે છે. એકી સાથે બે જાતના સીકા ચલણમાં હોય ત્યા પણ બેઉની અસર એક સરખી રહી શકતી નથી. સામાન્ય વસ્તુના ભાવ એ બેમાંથી એકનેજ અનુસરે છે. હીંદી સરકારે ૧૮૯૩માં રૂપાના સીકા પાડવાનું બંધ કર્યું તે અગાઉ હીંદમાં રૂપાના તથા તાંબાના સીકા ચલણમાં હતા. પણ તાંબાના સીકાનો "લીગલ ટેન્ડર" તરીકે અમુક હદ કરતા વીશેશ છુટથી ફેલાવો ન હોવાથી સામાન્ય વસ્તુના ભાવ ઉપર તાંબાના ભાવની અસર નહીં જેવીજ રહેતી, જ્યારે રૂપાના રૂપયા છુટથી પાડવામા આવતા હોવાથી તથા હદ વગર ચલણમાં "લીગલ ટેન્ડર" તરીકે ફરતા રહેવાથી રૂપાના ભાવ ઉપર સામાન્ય ચીજોના ભાવનું ધોરણ આધાર રાખતું. રૂપાનાં સીકા પાડવાનું બંધ થયા પછી સામાન્ય ચીજોના ભાવનો આધાર ચાંદીના ભાવ ઉપર ન રહેતા રૂપયાની ઉપર આધાર રાખવા લાગ્યો. એ રૂપયા જાણે એક નવી જાતની ધાતુ હોય અને તેની પેદાશ તથા ખપના પ્રમાણમા જેમ એના ભાવ બંધાય તેમ રૂપયાની

* મેટેલીક શીલીંગથી બાંહેંદીંગનો ઓરડો શોભે છે.

કીંમત પણ એની પેદાશ તથા ખપ ઉપર આધાર રાખવા લાગી. તફાવત માત્ર એટલોજ રહેલો કે એની પેદાશ ઉપર હીંદી સરકારનો અંકુશ હોવાથી એની અછત કરીને એની કીંમત વધારવાનું હીંદી સરકારથી બની શકયું, જયારે રૂપયાની છત અતીશય થઈ પડે તોપણ ચાંદી તરીકે એની કીંમત જે મળે તે કરતાં રૂપયો ઓછી કીંમતે વેચાય નહીં એવી ખાતરી રાખવાનું કારણ લોકોને મળ્યું. જેની કીંમતમાં વધારો થવા માટે અવકાશ હદ વગરનો, અને ઘટાડો થવાનો અવકાશ થોડો એવા એ રૂપયા જેવી પોતાના કાબુમાં રહેતી ચીજની શોધ માટે હીંદી સરકાર ઘણાં વરસો સુધી મગરૂર હતી, કારણ કે હીંદી સરકાર તેમજ કોઈની ધ્યાન એ વાત ઉપર ગઈ ન હતી કે આ રૂપયા જેમાંથી બનાવાય એવું રૂપું હીંદી સરકારના કાબુમાં ન હતું. દુનિયામાં જ્યારે ચાંદીની પેદાશ ઘટી અને એનો ખપ વધ્યો ત્યારે આ વાત ઉપર સર્વનું લક્ષ ખેંચાયું પણ એ કારણોની અસર થોડા વખતમાં એવી થઈ કે ચાંદીના ભાવ ઉપરનો કાબુ પોતાના હાથમાંથી હીંદી સરકારે ખોયો એટલુંજ નહીં પણ રૂપયા પણ ગળાઈ જવાનો અને એ રીતે હીંદી સરકારના કાબુ બહાર જવાનો પ્રસંગ ઉપસ્થીત થયો.

જ્યારે જ્યારે આવી રીતે કોઇ પણ દેશના ચલણમાં ફેરફાર થાય ત્યારે મુળ વસ્તુની જગા બીજી વસ્તુ લે એવો વારા ફરતી ચલણનો નીયમ છે. રૂપયાની કીંમતમાં હદ ઉપરાંતનો વધારો ન થાય એવી જામીનગીરી એ વારા ફરતી ચલણના નીયમથી મળી શકે એવા સંજોગો ૧૮૯૩થી ૧૯૧૪ સુધી હતા. એ મુદત દરમ્યાન ઘણાક દેશોમાં સામાન્ય ચીજોના ભાવનું ધોરણ સોનાની કીંમતને અનુસરતું અને વેપારની રૂપે તે દેશોમાં મોકલેલા માલની કીંમત તરીકે તે દેશોમાંથી સોનું મળી શકતું. એની અસર હીંદમાં પણ થાય અને એ રીતે હીંદમાં સામાન્ય ચીજોના ભાવ અમુક હદ ઉપરાંત રૂપયાને અનુસરતા અટકે એવી ગોઠવણ કરવાની જરૂર હતી. એવી ગોઠવણ હિંદી સરકારે વેપારી તરીકે જાહેરનામું બહાર પાડીને ૧૮૯૩ માં શરૂ કરી હતી અને ફાઉલર કમીશને ૧૮૯૯ માં કરેલી ભલામણ પછી ઈંગલંડમાં પાડેલા સોનાના સોવરીનને હિંદમાં લીગલ ટેન્ડર તરીકે સ્થાપવાનો કાયદો બાંધ્યા પછી એ ગોઠવણ પાકી થયેલી ગણાઈ હતી. માત્ર થોડા વિદ્વાનો જ આગ્રહ કરતાં રહ્યા હતા કે જ્યાં સુધી હીંદમાં સોનાના સીકા પાડવાનું અને તેને ચલણમાં ફરવા રાખવાનું તથા સોનાની અને એના સીકાની આયાત અને નીકાશ છુટથી થવા દેવાનું બને નહીં ત્યાં સુધી બધી ઇમારત કાચા પાયા ઉપરજ બંધાયલી ગણી શકાય.

હીંદી ચલણમાં રહેલી આ ખોડ વિશે નામદાર સરકારનું ધ્યાન પહેલેથી ખેંચવામાં આવ્યું હતું. એમને સ્પષ્ટ રીતે કેટલાક અનુભવી વિદ્વાનોએ જણાવ્યું હતું કે દુનીયાના બધા દેશો સામાન્ય ચીજોના ભાવોના આધાર તરીકે અર્થાત સ્ટેંડર્ડ તરીકે સોનાનો સ્વીકાર કરે તો તે માટે જેટલું સોનું જોઇએ તેટલું દુનીયામાં મળી શકશે નહિં. વળી એમ પણ

જણાવવામાં આવ્યું હતું કે સોનાના સીકા હિંદની પ્રજાને અનુકુળ થઇ પડશે નહિં અને તેથી સામાન્ય ચીજોના ભાવોનો આધાર રૂપયા ઉપરજ રહેશે. રૂપયાના સીકા લીગલ ટેન્ડર તરીકે કેટલી કીમત સુધી વાપરી શકાય તેની હદ બાંધ્યા વગર સોનાના સીકાને પણ હદ વગર લીગલ ટેન્ડર તરીકે સ્વીકાર્યા અને તે બે વચેનુ પ્રમાણ વખતો વખત બદલાતું રહે એવુ ન રાખવા નકી કર્યું. તેની સાથે હીંદ વારા ફરતી બદલાતા ચલણની અસર નીચે મુકાયું. આ આ વાત ઘણાના સમજવામાં સ્પષ્ટ રીતે ન આવી તેનું કારણ એટલુંજ હતું કે ચાંદીના ધોરણ (સ્ટેંડર્ડ Standrd) થી થોડે ઘણે અંશે પણ સ્વતંત્ર એવું રૂપયાનુ એક ધોરણ હોઇ શકે એમ તેમણે સ્વીકાર્યું ન હતું; હવે તેમણે આ વાત સ્વીકારવી પડશે. આ સંબંધમા ઘણા એવી દલીલ કરશે કે હિંદમાં સોનાનું ધોરણ ચાલુ થઇ ચુકેલું છે પણ તેનો પ્રતીઉત્તર એ છે કે અત્યારની ઘડી સુધી હીંદમા રૂપયાનું ધોરણ અમલ ભોગવે છે અને એના ઉપર સરકારનો કાબુ હતો ત્યા સુધીજ એની અસર સોનાના ધોરણના જેવીજ રહી; પણ એ બેનું સામ્ય, અને રૂપયાનું ધોરણ એવું કાંઇક હોઇ શકે એમ સમજવાની અશક્તી એ બેને લીધેજ આ ભ્રાંતી ઉત્પન્ન થઇ છે હીંદી સરકાર પણ કેટલેક અંશે આ ભ્રાંતીમાં સંડોવાઇ હતી. એણે એક રૂપયાની કીંમત ઇંગલંડમા જે બેંક નોટો લીગલ ટેન્ડર તરીકે વપરાય છે તેવી બેંક નોટોના દસ પાઉંડ બરોબર દોઢશો રૂપયા એમ ઠરાવેલી ન હતી પણ ખરા સોનાના સાડા સાત ગ્રેનની બરોબર એક રૂપયો એમ કાયદાથી ઠરાવીને શુદ્ધ સોનાનું ધોરણજ વારા ફરતી બદલતા બે ધોરણો માંહેલા એક તરીકે સ્વીકાર્યું હતુ. પણ તે પછી જે નોટોમા સઘળી લેવડ દેવડ થતી તેને બદલે સોનું જ્યારે જોઇએ ત્યારે મળે એવી સ્થીતી ઇંગ્લંડમાં બંધ પડવાથી એ નોટો રૂપી નાણાની અને સોનાના સીકાની કીંમતમાં તફાવત પડયો ત્યારે હીંદી સરકાર ભ્રાતીને લીધે ગભરાઇ. ઇંગ્લેડમા પાડેલો સોવરીન નામથી ઓળખાતો સોનાનો સીકો અમેરીકામા ૪·૮૬૬ ડાલરની લગભગ કીંમતે હજી પણ આવકાર પામે. પણ ઇંગલંડની નોટ રૂપી પાઉંડ માટે ત્યાં માત્ર ૩·૪૦ ડાલર મળી શકે છે. કરન્સી કમીટીના રીપોર્ટમા પણ ધ્યાન ખેંચવામા આવ્યું છે કે નોટો કીંમતમાં સોનાના સીકાની સરખામણીમાં બાવીસ ટકા નીચી ગઇ છે અને નોટોની સરખામણીમા સોનાના સીકા કીમતમાં અઠાવીસ ટકા વધારે રહ્યા છે. જ્યા સુધી ઈંગલંડમા નોટોને બદલે સીકા આપવાનું ચાલુ ન થાય ત્યા સુધી ઇંગલંડમા આવો ભાવફેર પણ ચાલુ રહેશે. હિંદને પણ એ તફાવત ધ્યાનમા લીધા વગર છુટકો નથી અને હીંદના વેપારીઓનું કહેવું માત્ર એટલુંજ છે કે એક રૂપયાની બરોબર સાડા સાત ગ્રેનનું ધોરણ ઘણા વરસ અગાઉ સ્વીકારાયલું હજી પણ પ્રચલીત કાયદામાં માન્ય છે તે કાયમ રાખીને ઇંગલંડની નોટો સાથેના હુંડીયામણના ભાવમાં વધઘટ કરવામાં આવે અને તે રીતે કામ લેવાથી હીંદ પ્રધાનની હુંડીના ભાવમાં થતી વધઘટ વારંવાર કે એકદમ અતીશય ન થાય તે માટેની સભા

રીકે સુચવતા ઉપાયો લેવામાં આવે તો તેમાં હીંદી પ્રજા વાંધો ન લેતાં બનતી સહાનુભુતી ાખવશે. આ ઉપાયોમાં એક એ છે કે સોનાની આયાત હીંદમાં થાય તે ઉપરનો સરકારનો ંકુશ દુર કરવો. નામદાર સરકાર એ અંકુશ દુર કરવાની ના પાડતાં એવી દલીલ કે એવી છુટ મુકતાંની સાથે દુન્યાનાં સોનાના બજારમાં અને તેને લીધે નાણાં તથા ુંડીના બજારમાં જબરી ઉથલપાથલ થઇ જવાનો સંભવ ઉપસ્થીત થાય તે થવા દેવો ન જોઇએ અને એવી છુટ આપ્યા પછી સોનું હીંદમાં આયાત કરનારાઓ, તેને વેચીને જે નફો કરી ાકે તે નફો એવો વેપાર કરીને હીંદી સરકાર પોતે લે તેજ વધારે યોગ્ય થઇ પડે. ઇન્ડીયન મર્ચંટસ ચેમ્બરની કમીટીને હીંદી સરકારની આવી રીત વેપારમાં દરમ્યાનગીરી ઘણી અયોગ્ય ાગે છે. એક રૂપયો સાડાસાત ગ્રેનની બરોબર અથવા બીજા શબ્દોમા કહીયે તો એક સોવરીન બરોબર પંદર રૂપીયા એ પ્રમાણ હાલ કાયદામાં છે તેને બદલવાની હીંદી સરકારને કશી જરૂર નથી. જે હીંદી પ્રજા પોતાની લેવડ દેવડનો આધાર એવા વીશ્વાસથી કરતી આવી છે કે આ પ્રમાણ સરકાર બદલશે નહીં તેનો વિશ્વાસઘાત કર્યા વગર એ પ્રમાણ બદલી શકાય નહીં. એ પ્રમાણ નકી કર્યાં પછી વારા ફરતી ચલણના ધોરણના નીયમોની રૂએ એની અમલ થવાનો વખત લડાઇ પછીજ હાલ પ્રાપ્ત થયો છે અને તે વેળાએ જો તેમાં ફેરફારકરી હીંદમાં સોનું આવતુ અટકાવવાના તથા હીંદને પરતંત્ર રાખવાનો હીંદી સરકાર આગ્રહ કરશે તો હીંદી પ્રજાનો દ્રોહ કરેલો ગણાશે, કારણ કે અત્યાર સુધી રૂપીયાની કીંમત ઇંગ્લંડની અંદર ચાલતી નોટોરૂપી કાગળ્યામા ગણતાં ગમે તેટલી રહી હોય પણ સોનામા ગણતાં એક આઉસના પોણી પાસઠ રૂપીયાની લગભગમાજ રહી છે તેને હવે બદલીને એક આઉસના તેતાળીસ રૂપીયા કરવાથી આખા હીંદથી સમસ્ત પ્રજા સમજી શકે એવી એ અસર થશે કે કરરૂપે લેવાતા રૂપીયાની સખ્યા દેખીતી રીતે અગાઉ જેટલીજ રહેવા છતા કરનો બોજો દોઢો થયો ગણાશે. અત્યાર સુધી જેટલુ સોનું આપણે પંદર રૂપીયા તરીકે ગણતા હતા તેટલું સોનુ હવે દસ રૂપીયાના નામથી ઓળખો અને કર ભરતી વેળા એ પ્રમાણે આપો એમ કહેવાની આ માત્ર રીત છે જ્યારે એ ફેરફાર થાય ત્યારે સરકારને કોઇકે પુછવું જોઇએ કે પદર રૂપીયાના પાઉડ લેખે ગણતા જેટલા પાઉંડ ટેક્સ તરીકે આપવાના થાય એટલાજ પાઉંડને દરેકના દસ રૂપીયા તરીકે વટાવતા જેટલા રૂપીયા આવે તેટલા રૂપીયા હવેથી ટેકસ તરીકે આપવાને પ્રજા તૈયાર થાય છે. એ ગોઠવણ હીંદી સરકાર સ્વીકારશે કે? અમારી ખાતરી છે કે હીંદી સરકાર આ દલીલનો એવોજ જવાબ આપશે કે જેને માટે સોનું આપવું પડે એવી ચીજોના ભાવ કરંસી કમીટીએ જણાવ્યા પ્રમાણે ઇંગ્લંડમાં ૧૯૧૦ ના વરસ સાથે સરખાવતાં ૧૯૧૮માં અઢીગણા થઇ ગયા હતા અને રૂપીયામા જેની કીંમત આપવાની એવા હીંદમાં ચાલતા ભાવ પણ ૧૯૧૦ના વરસ સાથે સરખાવતા ૧૯૧૮ના વરસમાં પોણા બે ગણા થયા હતા. અને પાછળથી બેઉ સ્થળે ભાવો ઘટયા છે. તોપણ હાલ ઇંગ્લંડમાં બમણા અને હીંદમાં દોઢા છે એમ ગણાય છે. તેથી કરની આવક રૂપયામાં ગણતા ઘટે તે

પોસાય એમ નથી. હીંદી પ્રજાનું કહેવું એ છે કે ઇંગ્લંડમાં જે ભાવો વધ્યા છે તે સોનાની સરખામણીમાં નહીં પણ ત્યાંની નોટોનાં ચલણમાં ગણાતા હોવાથી એટલા વધારે લાગે છે અને અત્યારે હીંદમાં જો બીજી ચીજોની થયલી કીંમતમાં સોનાની સાથે સરખાવતાં વધઘટ એવી નથી કે જેને લીધે કરમાં આવા આડકતરા ઉપાયોથી વધારો કરવો પડે. જો માલની ખરીદી માટે આપવાની રકમ પછી તે ગમે તે નાણાંમાં હો પણ ખરેખરી આપવાની રકમ (માત્ર ગણવાની નહિ) જો વધી હોય તો સીધી રીતે તે દર્શાવીને ખર્ચ ઘટાડવાના અથવા કર વધારવાના ઉપાયો લેવા જોઇએ પણ આમ રૂપીયા અને સોના વચ્ચે બાંધેલું પ્રમાણ બદલીને આડકતરો કર હીંદની પ્રજા ઉપર વધારવો એ કોઇ પણ રીતે યોગ્ય નથી. વળી એવા ફેરફારની અસર માત્ર થોડો વખતજ લાગશે એમ કરન્સી કમીટી જણાવે છે પણ એ વીશે હીંદી પ્રજાની ખાતરી હજી થઇ નથી અને હવે પછી થવાનો સંભવ પણ નથી. કારણ કે અર્થશાસ્ત્રનો એ વીભાગ સૈકાથી વાદગ્રસ્ત ગણાતો આવ્યો છે અને એમાં એક નીશ્ચય ઉપર આવવાને બને તે અર્થે સર્વમાન્ય થાય એવાં સાધન નથી. એવો કોઇપણ ફેરફાર હીંદી સરકાર કરશે તો તેની અસર હીંદના ઉદ્યોગને હાની કરનારી થયા વગર નહીં રહે એટલુંજ નહીં પણ એની અસર ઘણાં વરસો સુધી થશે એમ અમને તો ખાતરી છે.

નામદાર સરકારે એવા સંજોગોમાં હીંદી પ્રધાનની હુંડીનો ભાવ વધતો અટકાવવા કાજે શા ઉપાય લેવા એનો જવાબ એજ છે કે દેશ પરદેશ વચ્ચેની લેણદેણની પતાવટના કાર્ય ઉપરથી પોતાનો હાથ ઉઠાવીને વેપારને તેમજ સોના ચાંદીની આયાત નીકાશને નીરંકુશ ચાલવા દેવી. રીવર્સ કાઉન્સીલ અર્થાત લંડન ઉપરની હુંડી ન આપવાથી એવું પરીણામ આવવાનો સરકારને ભય રહેતો હોય કે હીંદમાં જે સોનું મહા મહેનતે લાવવામાં આવ્યું છે તે પાછું ઘસડાઇ જશે. તો તે માટે બીજા કોઇ યોગ્ય ઉપાયો લેવા. જેવા કે વ્યાજનો દર વધારી હીંદમાંથી નાણાં પ્રદેશ લઇ જવાની વૃત્તી અટકાવવી. હીંદનાં પ્રત્યેક શહેરમાં ચલણી નોટો છુટથી ફરતી કરવાની જરૂર છે તે માટે જયારે માગીયે ત્યારે નાણાં આપવાની જોગવાઇ હજી સંતોષકારક નથી થઇ. જો વ્યાજનો દર વધારવાથી નામદાર સરકારના હાથમાં રેલમછેલ થાય તો આ કાર્ય માટેની અનામતમાં વધારો કરવાથી દેશની સારી સેવા બેઉ રીતે બજાવી શકાશે. એક તો લોકોને નોટોનો ઉપયોગ છુટથી કરવાની ટેવને ઉત્તેજન આપવાથી દેશમાં ધીરધારને સારૂં ઉત્તેજન મળશે અને હીંદના ઉદ્યોગોને ખીલવવા માટેની થાપણ પરદેશ જતી અટકાવવી શકાશે. ઇંગ્લંડની સરકાર પોતાના દેશમાંથી નાણું પરદેશ ઘસડાઇ જતું અટકાવવા માટે એકજ ઉપાય આધાર રાખવા જેવો ગણે છે અને તે એજ કે વ્યાજનો દર વધારવો. એમને પગલે એટલું અનુસરીશું તો તેમાં વ્યાજની રકમ કરતાં વધારે ખોટનો જોખમ નથી.

---

મુંબઈની ઇંડીયન મરચંટ ચેમ્બર એન્ડ બ્યુરોની કમીટીએ હીંદી સરકાર ઉપર તારનો સંદેશો મોકલી જણાવ્યું છે કે ઉંચા અને વધઘટ થતા દરોએ સરકાર હીંદી પ્રધાન ઉપરની હુંડીયો વેચે છે અને તેમ કરી બનાવટી અને આપખુદ હુંડીયામણના દરોને ટેકવી રાખે છે. નીકાશ વેપારને મારી નાખે છે, અને હીંદમાંથી બ્રીટીશ થાપણ ખેંચી લેવાનું અને હીંદી થાપણની નીકાશને સીધું ઉત્તેજન આપીને નાણાં બજારમાં જે ગંભીર તંગી ઉત્પન્ન કરે છે તે પગલું અમો ભારે ગભરાટ સાથે નીહાળીએ છીએ. આવું પગલું ભરવાની નેમ ખુલી જણાતી નથી અને એવું પગલું ભરવા માટેનો ખુલાસો કરે એવી હીંદી સરકારની રાજનીતી શું છે તે તુરત જાહેર કરવામાં આવે તો વેપારી આલમ આવકારદાયક લેખશે. આ હુંડીઓના વેચાણ અમો સખત રીતે વખોડી કહાડીએ છીએ અને આગ્રહ કરીયે કરીયે છીએ કે એવાં વેચાણો કરવાનું તરત છોડી દેવું, કારણ કે હાલના બનાવટી સંજોગો હેઠળ અમારા અભીપ્રાય મુજબ એ વેચાણો વાજબી ઠરાવી શકાય એવાં નથી અને બજારમાંથી નાણાં ખેંચી લેવામાં આવવાને સબબે વેપાર ઉદ્યોગ ઉપર જે ભારે નુકશાન થયું છે તથા થવાની વકી છે તે જોતાં અમો આગ્રહ કરયે છીએ કે એવી રીતે ખેંચી લેવામા આવેલા ફંડોને ઇલાકેદાર બેંકો મારફતે છુટા કરી જેમ જરૂર જણાય તેમ તુરત રાહત આપવી. સરકારે આ બેંકો મારફતે ટ્રેઝરી બીલો છૂટથી વટાવવાની અને નહિ કે ખાલી તે ઉપર નાણાં ધીરવાની ગોઠવણ કરવી. ટ્રેઝરી બીલોની લોકપ્રિયતા અને પ્રતીષ્ઠા ઉપર હાલમાં અસર થવા પામી છે. વળી વેપારી બીલો ઉપર વાજબી દરે છુટથી નાણાં ધીરવાની પણ સરકારે દરકાર લેવી જોઇએ છે. અમો વધુ આગ્રહ કરયે છીએ કે ચલણની કમીટી સનમુખ પડેલી જુબાનીઓનો રીપોર્ટ પ્રગટ કરવો.

અમે આશા રાખીએ છીયે કે સરકાર તે માન્ય રાખશે. હીંદી પ્રધાનની હુંડીનો ભાવ વધારવાની જરૂર માની લેવામાં કરંસી કમીટીએ વાપરેલી દલીલો અમને સંતોષકારક લાગતી નથી. સોનાના અડધા સોવરીન તથા નીકલના અરધા રૂપયા અને પરચુરણ, તથા એક રૂપયાની તેમજ અઢી રૂપયાની નોટોની મદદથી સાડા સાત ગ્રેન બરોબર રૂપયો એક એ પ્રમાણ નવા રૂપયા પાડયા વગર ટકાવી શકાશે એમ અમારી ખાતરી છે.

---

ધી બોમ્બે ટાઇપ આર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઈ.

# વેપારી કેળવણી.

હીંદી પ્રજાને વેપારી લાઇનની કેળવણી આપનારી યોગ્ય સંસ્થાઓ હીંદમાં એટલી થોડી છે કે તેમાં સુધારો વધારો કરવાની અગત્ય તરફ હીંદી પ્રજા કદી બેદરકાર રહી શકે નહીં. કેળવણી લઇને બહાર પડયા પછી હીંદી યુવાનો જઇ શકે એવા માર્ગ બહુ થોડા છે. ઇગ્લંડમાં કેળવણી લીધા પછી અને કેટલીક વાર તો તે અગાઉ પણ યુવાન પુરૂષો લશ્કરમાં કે નૌકા ખાતામાં દાખલ થઇ શકે છે, જ્યારે કેળવણી લીધા પછીજ દાખલ થવાનું વધારે સુગમ પડે એવી પણ કેટલીક દીશા સરકારી નોકરીની બહાર તેમને માટે ખુલ્લી રહે છે જેવી કે (૧) વર્તમાનપત્રકાર થવાની; (૨) વેપારી; (૩) ધર્મગુરૂ થવાની. હીંદી યુવાનોને લશ્કરમાં કે નૌકા ખાતામાં સારી જગા મળવાના સંભવ અગાઉની સરખામણીમા હાલમા વધેલા ગણીએ તોપણ એ માર્ગમાં દાખલ થવાની સગવડ જોઇએ તેવી નથી, તેમજ વર્તમાન પત્રકાર થવા માટેની કે ધર્મગુરૂ થવાની કેળવણી મેળવી એ માર્ગમાં ઝળકી નીકળવાની સગવડ પણ હીંદી યુવાનો માટે થોડીજ છે. વેપાર મોટે ભાગે હજી હીંદીઓના હાથમાં છે તેમાં ફાવી શકે એવી કેળવણી હીંદી યુવાનો લઇ શકે તેમ છે અને તેથી તે બાબદ દેશ હીતેષીઓ સંભાળ ભર્યું ધ્યાન આપતા આવ્યા છે. મુંબઇમાં સર જગમોહનદાસ તથા ઇંડીયન મર્ચંટસ ચેમ્બર તથા અન્ય મંડળોની સહાયતાથી અસ્તીત્વમાં આવેલી સીડનહામ કોલેજ ઓફ કોમર્સમાં હીંદના જુદા જુદા ભાગોમાંથી વીદ્યાર્થીઓ શીખવા આવે છે છતાં ઇંગ્લંડમાં લંડન સ્કુલ ઓફ ઇકોનોમીકસ એંડ પોલીટીકસમાં જેવી કેળવણી અપાય છે તેવી ઉંચા પ્રકારની કે વેપારી થવામાં વધારે ઉપયોગી થઇ પડે એવી કેળવણી મુંબઇમાં અપાતી હોય એવું લાગ્યું નથી. મુંબઇની આ કોલેજ ભાડે રાખેલી જગામા છે. એ બાબદમાં ધારાસભાના સભાસદો તરફથી તેમજ વર્તમાન પત્રોમાં આગ્રહ કરવામાં આવતો રહ્યો છે. પણ વેપારી આલમ તરફથી એને સારો ટેકો મળતો નથી અને લડાઇ દરમ્યાન સરકાર વધારે ખરચી શકે તેમ નથી એવાં બહાનાં કાઢી અત્યાર સુધી એ બાબદમાં સરકાર આગળ વધતાં અટકી છે. હવે એ કોલેજમાથી બહાર પડેલા વીદ્યાર્થીઓને વેપારી આલમે સારે પગારે રોકી લઇને ખરેખરો ટેકો આપ્યો છે અને લડાઇ મટી છે એટલે સરકારે પોતાની ફરજ બજાવવી ઘટે છે. નવાં બજેટ વીશે ચર્ચા ચાલે તે વેળા આ બાબદમાં ધ્યાન આપવાને ધારાસભાના સભાસદોને આપણે હજીપણ આગ્રહ કરીશું.

---

# નોંધ.

દરીયાના કીનારા ઉપર જે રોપાઓ ઉગે છે તેને ઘણીવાર નકામા ગણવામાં આવે છે પણ તે રોપાઓને ઉદ્યોગ માટે કામે લગાડી શકાતા હોવાથી તેની પણ કીંમત ઉપજાવી શકાય એમ છે. એ રોપાઓમાંથી ઉપયોગી તત્વ ખેંચવા માટે પ્રથમ તે રોપાઓને બાળવામાં આવે છે. આજથી બસો વરસ અગાઉ એ પ્રમાણે સ્કૉટલેંડમા કરવામાં આવતું હતું, પણ પાછળથી સ્પેન દેશમાંથી બેરીલા નામની ચીજની આયાત થવા લાગી અને તેમાં પોટાશનો ભાગ વધારે હોવાથી તથા નીમક ઉપરની જકાત કાઢી નાખવામાં આવી તેથી એ રોપાઓનો ઉપયોગ થતો બંધ પડયો. પાછળથી જરમનીથી પોટાશ અને ચીલી દેશથી નાઈટરની આયાત થવા લાગી એટલે એ રોપાઓનો ઉપયોગ માત્ર સ્થાનીક રહ્યો, પણ હવે એ રોપાઓને કામમાં લેવાનું ફરીથી ચાલુ થવાનો સંભવ લાગે છે. એને ત્રણ રીતે ઉપયોગમાં લઇ શકાય છે. એક રીત એ છે કે એને બાળીને એની રાખને ખાતર તરીકે વાપરવી. બીજી રીત એ છે કે એને કાર્બોનાઇઝ કરી એમાંથી એસીટોન, ટાર, પેરેફીન, તથા ઑલ્કોહોલ મેળવવાં ત્રીજી રીત એ છે કે એમાથી એલ્જીનીક એસીડ નામનો પદાર્થ બનાવવો. આ છેલી રીત માટે એ રોપાઓને પાણીમાં રાખી મૂકવા પડે છે. ત્યા તે કોહી ગયા પછી તેનાં તત્વ પાણીમાં ભળી જાય છે અને વરાળ કરીને ગાળવા માટે તૈયાર થાય છે ત્યારે સોડીયમ કાર્બોનેટ સાથે તેને ઉકાળવામા આવે છે જેથી એલ્જીનીક એસીડ ચૂસાઇ જાય છે અને સોડીયમ અલ્જીનેટ બને છે. પછી તેમાથી એલ્જીનીક એસીડ છુટું પાડવામાં આવે છે અને તેને હાડકાંની રાખ સાથે ભેળવવાથી એક ખાસ પ્રકારનું સીમીટ બને છે. સ્ટીમરોના બૉઇલરની સ્ટીમ પાઇપની ઉપર લગાડવાને તથા એવાજ સંચા કામની અંદર સાંધા પુરવા માટે એ વપરાય છે. એની એક બાજુ ગરમી હોય તો બીજી બાજુ જતી નથી. એની સાથે બીજી ચીજોની મેળવણી કરવાથી એવું મીશ્રણ બને છે કે જેમાંથી પાણી જઇ શકે નહી, વળી એને સુકવવાથી સખત પદાર્થ થાય છે તેમાથી બટન બનાવી શકાય છે. એમાંથી કૃત્રીમ હાથીદાંત પણ ઉત્તમ પ્રકારના બની શકે છે. આ બધાં કારણોને લીધે ઇંગ્લંડ તથા સ્કૉટલંડના સમુદ્ર કીનારા ઉપર ઉગતા રોપાઓમાથી એલ્જીનીક એસીડ બનાવવાનું કામ મોટા પાયા ઉપર હાથ ધરવામાં આવે એવો હાલ સંભવ છે હીંદના દરીયા કીનારે પણ નકામા ગણાતા રોપાઓ ઉગતા હોય તેમાં એવાંજ અથવા બીજા કોઇ પ્રકારનાં પણ ઉદ્યોગમા ઉપયોગી થઇ પડે એવાં તત્વો છે કે કેમ તે તપાસવું ઠીક થઇ પડશે.

---

મુંબઇ પોર્ટ ટ્રસ્ટનાં વેર હાઉસમાં ગયા ડીસેમ્બર માસ દરમ્યાન પડેલા માલને લગતા આંકડા એની આફીસમાંથી અમને ગઇ તા. ૪-૨-૨૦ ને દીને મળ્યા છે જે ઉપરથી માલમ પડે છે કે સુતરાઉ રેશમી તેમજ ઉનના કાપડ તથા સુતરનાં પેકેજોનો ઉઠાવ વધારે હોવાથી વેરહાઉસમાંથી એ માલનો જથો ઘટતો જાય છે અને ગયા વરસે તા ૩૧-૧૨-૧૯૧૮ ને દીને ૬૭૩૮૦ પેકેજો શીલીકમાં હતાં તેની સરખામણીમા તા. ૩૧-૧૨-૧૯૧૯ ને દીને માત્ર ૩૦૦૭૫ પેકેજો હતા ત્રાંબા પીત્તળનાં પતરાં વગેરે માલનો ઉઠાવ મંદો હોવાથી ગયા ડીસેમ્બર માસ દરમ્યાન તેનો જથો ૧૭૪ ટન પરથી વધી ૨૯૧ ટન થયો હતો પણ તા ૩૧-૧૨-૧૯૧૮ને દીને ૭૩૧ ટન હતો. તેની સરખામણીમાં હાલની સ્થીતિ અસંતોષકારક નથી.

---

દરીઆઇ વેપાર અને જોઇંટ સ્ટોક કમપનીઓને લગતા માસીક-રીપોર્ટ છેલા ડીસેંબર માસ આટેના મળ્યા છે જે ઉપરથી માલમ પડે છે કે એ માસમાં કરોડ રૂપયાની થાપણવાળી પાંચ કંપનીઓ, સ્થપાઇ હતી જ્યારે બીજી પાંચ કંપનીઓ રૂપયા પચાસ લાખ કરતાં વધારે થાપણવાળી હતી. એ સર્વના નામ આ અંકમાં વીગતે આપેલાં છે. ગયા એપ્રીલ માસની શરૂઆતથી ડીસેંબર, માસની આખર સુધીમાં સ્થપાયલી કંપનીઓની કુલ થાપણ રૂ. ૨૦૧૫૫૯૭ ની હતી. એજ મુદત દરમ્યાન નીકાશ વેપારને પેટે પરદેશો પાસે લ્હેણી રકમાંથી આયાત થયેલા માલની કીંમત કાઊન્સીલ બીલો વગેરે રકમો બાદ કરતાં પણ બાકી રહેલું લ્હેણું ચોસઠ કરોડ વીસ લાખ રૂપીઆ જેટલું છે. ગયા નવેંબર માસની આખરે એવી રીતે લેણી રહેલી રકમ રૂ. ૫૯૫૫ લાખ રૂપયા જેટલી હતી. એ રીતે ડીસેંબર માસ દરમ્યાન પરદેશો સાથેના વેપારમા ૪૬૫ લાખ રૂપયા લેણા પડયા હતા જેના પ્રમાણમા નવી જોઇંટ સ્ટોક કંપનીઓની થાપણ પાંત્રીસ લાખ જેટલી છે તે અતીશય નહીં કહી શકાય. એ કંપનીઓ હાલ પુરેપુરી થાપણ ઉઘરાવી લેતી નથી તે જ્યારે વસુલ કરશે ત્યારે શેર ધરાવનારાઓ તે આપી શકશે નહીં એવો જે ભય દર્શાવવામા આવે છે તે અમને આથી ખરો લાગતો નથી. વેપારની તેજ મોસમમાં નાણાં ભીડ બહુ થવાની ધાસ્તી દર્શાવવામા આવે છે પણ જો હિંદનું પરદેશો પાસેથી માગતું લ્હેણું બહું થોડું ઘણું પણ વસુલ થાય તો નાંણાં ભીડ થવાનો સંભવ રહેવો ન જોઇએ.

---

ઢોરોની નીકાશનો વેપાર પોતાના કાબુમાં રાખવા માટે ઇંગ્લંડે ઘડેલા નીયમો સામે આયર્લંડની ડબ્લીનની ચેમ્બર ઓફ્ કોમર્સે વાંધો ઉઠાવ્યો એ બીના ધ્યાન ખેંચવા જેવી છે. જ્યારે એ નીયમો ઘડાયા ત્યારે તે એવા હતા કે જેને પરીણામે આયર્લંડથી ઢોરને પરદેશ ખાતે મોકલવા અગાઉ એકવાર ઇંગ્લંડ મોકલવા પડે અને પછી ઇંગ્લંડથી એની નીકાશ પરદેશ તરફ થાય. આ ગોઠવણ સામે ડબ્લીનની ચેમ્બર ઓફ્ કોમર્સે વાંધો ઉઠાવ્યો ત્યારે તેના જવાબમાં કારણ એવું દર્શાવવામાં આવ્યુ કે ઢોરોને લઇ જનારા બારકસોમા યોગ્ય વ્યવસ્થા હોતી નથી. જો યોગ્ય વ્યવસ્થાવાળા બારકસોમાં બારોબાર પરદેશ ખાતે ઢોરને મોકલવાની ગોઠવણ થઇ શકે તો તે માટે પરવાનગી આપવામાં આવશે. આ જવાબની નોંધ લઇને આપણે વીચારવા જેવું છે કે હીંદથી પરદેશ મોકલવામાં આવતાં ઢોર માટે બાર કસોમા યોગ્ય ગોઠવણ છે કે નહીં તે તપાસવામાં માટે નામદાર સરકારે સંભાળ રાખી છે કે નહીં. ખરી વાત એ છે કે છેલાં કેટલાંક વરસોથી હીંદમાં ઢોરોની સંખ્યા જોઇએ તે કરતા ઓછી છે અને ઘટતી જાય છે એવી માન્યતા સામાન્ય રીતે પ્રજામાં અને ખાસ કરીને ખેડુત વર્ગોમાં ફેલાયલી છે અને એ માન્યતા ખોટી છે એવું માનવાને અમને કાંઇ કારણ દેખાતું નથી તો તેવા સંજોગોમાં હીંદથી પરદેશ ખાતે ઢોરોનો નીકાશ બંધ પાડવી એજ ઉત્તમ માર્ગ છે. હીંદમા ઢોરોની સંખ્યા વધે તે હેતુથી જે ઠરાવ નામદાર મી૰ ખાપર્ડએ હીંદી સરકારની ધારાસભામાં રજુ કરવાની ખબર આપી છે તેને અમારી સંપૂર્ણ સહાનુભુતી છે.

---

A copy of this Prospectus has been filed in the office of the Registrar of the Joint Stock Companies, Bombay.

# The Indian Industrial Stores, Limited.

( REGISTERED UNDER THE INDIAN COMPANIES ACT OF 1913. )

( આ પ્રોસ્પેકટસની એક નકલ મુંબઈના જોઇન્ટ સ્ટૉક કંપનીઝના રજીસ્ટ્રારની ઓફીસમાં ફાઇલ કરવામા આવી છે. )

# ધી ઇન્ડીઅન ઇન્ડસ્ટ્રીઅલ સ્ટોર્સ, લીમીટેડ.

( સને ૧૯૧૩ ના ધી ઇન્ડીઅન કંપનીઝ એક્ટ પ્રમાણે રજીસ્ટર થયેલો છે. )

થાપણ રૂપીયા ૫૦,૦૦,૦૦૦ ( પચાસ લાખ. )
જે દરેક રૂપીઆ ૨૫ ના ૨ લાખ શેરોમાં વહેંચાયલી છે.

જેનાં નાણા નીચે જણાવ્યા પ્રમાણે વસુલ કરવામા આવશેઃ—
દર શેર દીઠ રૂપીઆ ૨ અરજી સાથે.
રૂપીઆ ૩ શેરની વહેંચણી કરતી વખતે
અને બાકીનાં નાણા મહીને વધુમાંવધુ રૂપીઆ ૫ પ્રમાણે લેવામા આવશે.

## ડીરેકટરો.

૧ રાયબહાદુર ત્રીલોકચંદજી કલ્યાણમલ, ( બેંકર અને મરચંટ ઇંદોર તથા મુંબઈ )
૨ મી. ગોરધનદાસ પુરૂષોત્તમદાસ, (નારાયણ મનોહરદાસની પેઢીવાળા, સોનાના વેપારી અને શરાફ. )
૩ મી. રણછોડદાસ વરજીવનદાસ ( યાર્ન બ્રોકર અને મર્ચંટ )
૪ મી. જીવણભાઈ ભગવાનદાસ મહેતા, બી. એ., એલ. એલ બી ( ડીરેકટર એકસ ઓફીશીયો નેશનલ સીમેંટ મેન્યુફેક્ચરીંગ કંપની લીમીટેડ. ડીરેકટર, જવેલરી કનસાઇનમેન્ટ લીમીટેડ. )
૫ મી. નારાયણદાસ વ્રજલાલ, બી. એ. એલ. એલ. બી ( શરાફ અને મરચંટ )
૬ મી ચીમનલાલ રણછોડરાય દેશાઇ, ( મર્ચન્ટ અને લેન્ડલોર્ડ )
૭ મી. હરજીવનદાસ કાલીદાસ મહેતા, ( મર્ચંટ અને જર્નાલીસ્ટ. )
૮ મી. ગોવરધનદાસ વલભદાસ, ( ગવર્નમેન્ટ કોન્ટ્રાકટર, બેંકર, ઝવેરી અને મર્ચંટ ) હોદાની રૂહએ.

## બેંકરો:—

ધી તાતા ઇન્ડસ્ટ્રીઅલ બેંક, લીમીટેડ
ધી સેંટ્રલ બેંક ઓફ ઇન્ડીઆ લીમીટેડ.
ધી અલાહાબાદ બેંક લીમીટેડ

## સોલીસીટરો:—

મેસર્સ ભાઇશંકર, કાંગા અને ગીરધરલાલ

## ઓડીટરો :—

મેસર્સ બાટલીબોઇ અને પુરોહિત
મેસર્સ એસ. બી. બીલીમોરીઆની કુંપની.

## મનેજીંગ એજન્ટો:—

મેસર્સ ગોવરધનદાસ વલભદાસની કુંપની.

## રજીસ્ટર્ડ ઓફીસ.

૨૦ હેમેરીન્ડ લેન, ફોર્ટ, મુંબઇ.

# ટુંક સાર.

## યોજનાની કાર્યવ્યવસ્થા અને તેના મુખ્ય મુદાઓ—એ છે કે

પડતર કીંમતેજ માલ વેચવો;—પડતર કીંમતે

## સભાસદોનેજ.

વર્ગ ૧ લો:—રાજા રજવાડાઓ, ઠાકોરો, ભાયાતો, મોટા રાજપુરૂષો અને તવંગરવગ.
રૂ. ૧૦૦. વાર્ષિક.
વર્ગ ૨ જો:—વ્યાપારી સમુદાય
રૂ. ૪૦. વાર્ષિક.
વર્ગ ૩ જો:—(પ્રથમ) કુટુંબો અને અન્ય શખ્સો.
રૂ. ૬. વાર્ષિક.
વર્ગ ૩ જો:—(અપર) કામદારવગ યાને મજુરવર્ગ.
રૂ. ૨. વાર્ષિક.

ત્રીજા વર્ગના સભાસદો વાર્ષિક રૂ. ૧૫૦૦ થી વધુ માલ ખરીદી શકશે નહિ.
બીજા વર્ગના સભાસદો ફકત રૂ. ૧૦૦૦ ભરીને આજીવન સભ્ય થઇ શકશે.
મોટોર, ઝવેરાત, ફરનીચર વિગેરે કીંમતી ચીજોનાં વેચાણના ભાવો હવે પછી નક્કી કરવામાં આવશે.

---

## યોજનાની વિગત.

આજકાલ સ્ટોર્સ સ્થાપવાનો વિચાર નવીન નથી પરંતુ આ સ્ટોર્સની વ્યવસ્થા પદ્ધતિ તો ખરેખર તદન નવીજ છે. વાણિજ્યની પ્રવૃત્તિના આધુનિક કાળમાં વિખ્યાત વેપારીઓએ હાથ ધરેલી સ્ટોર્સની સ્થાપનાઓએ સિદ્ધ કર્યું છે કે તે ધંધાની યોજના હજી પણ કસવાળી છે. આવી જાતના ધંધાને ખંત અને પ્રમાણિકપણાથી ખીલવવામાં આવે તો ખરેખર તેમાંથી સંગીન પરિણામ પ્રાપ્ત થયા વિના રહેજ નહીં. એટલુંજ નહિ પરંતુ તે પ્રવૃત્તિનો વિકાસ આપણા દેશ બંધુઓ તથા બ્હેનોમાં સ્વદેશી વસ્તુઓની વપરાશનો પ્રચાર કરવામાં મુખ્ય સાધનભૂત થાય અને તેના પરિણામે આપણા દેશમાં સ્વદેશભાવનાની વૃદ્ધિ પણ થાય.

હાલમાં આપણે જ્યાં જ્યાં દૃષ્ટિ દોડાવીશું ત્યાં ત્યાં આપણે લોકસમુદાયના મોટા ભાગને મોંઘવારીના જડબાનો ભોગ થતો નીહાળીશું. કારણ કે એક તરફ જીંદગીની જરૂરીઆતની સર્વે સામગ્રીના ભાવોમા અજબ ઉછાળો ચાલી રહ્યો છે, ત્યારે બીજી તરફ તે સંજોગોમાં જીવન ગુજારવા પુરતી આવકમાં વધારો થતો જણાતો નથી. આનુ અંતિમ પરિણામ એ આવે છે કે મધ્યમ અને ગરીબ વર્ગ કે જે દેશનું મુખ્ય આધારભૂત અંગ છે તેજ વર્ગ આવા કઠીન કાળનો ભોગ થઇ પડે છે સાધનસંપન્ન વર્ગ પણ આ કાળને ભયની નિશાની તરીકે નીહાળી રહ્યા છે. નામદાર સરકાર તરફથી આ સંકટ નિવારણાર્થે અલબત પગલાં લેવામાં આવ્યાં છે અને આવે છે પરંતુ તેનું પરિણામ હજુ સુધી સંતોષકારક નીવડયુ નથી. ઉદ્યોગના વિકાસ અર્થે નામદાર સરકાર તરફથી અખત્યાર કરવામા આવેલી રાજનીતિએ સાધનસંપન્ન સાહસોને જન્મ આપ્યો છે પરંતુ ભાવની વૃદ્ધિના વેગને દબાવનારી નામદાર સરકારની વલણને અનુસરીને એવી એક પણ સંસ્થા બહાર પડી નથી કે જે લોકસમૂહને જેમ બને તેમ ઓછા ભાવે વસ્તુઓ

પુરી પાડે. આવી સંસ્થાના અભાવે વસ્તુઓની આપ લે કરતા વચલા માણસોનો નફો વસ્તુઓની મુળ કીંમતમાં પળે પળે બેહદ વધારો કર્યા કરે છે માટે જો વચલા વર્ગના બેહદ નફાનું સાલ દૂર કરવામાં આવે તો લોકસમુહને આવા બારીક સંજોગોમાં ઘણી રાહત મળે એટલુંજ નહી પરંતુ ભવિષ્યમાં પણ તેઓ તે રાહતનો આશરો ભોગવી શકે એવા આશયથી ઉપરોકત સંસ્થાના સંસ્થાપકો મી ગોવરધનદાસ વલભદાસ, મી૦ છોટાલાલ બકોરદાસ શાહ અને મી. ચીમનલાલ રણછોડરાય દેશાઇએ જરૂરીયાતીની સ્વદેશી તેમજ વિદેશી વસ્તુઓ પુરી પાડવા માટે ધી ઇન્ડીઅન ઇન્ડસ્ટ્રીઅલ સ્ટોર્સ ની સ્થાપનાની યોજના હાથ ધરી છે. ટુંકમાં દરેક વસ્તુસ્થિતિનો સંપૂર્ણ વિચાર કરી હીંદવાસીઓ ઉપર આવી પડેલો મોઘવારીનો બોજો જેમ બને તેમ સરળતાથી દુર કરી ભવિષ્યમા પણ મોંઘવારીના ત્રાસમાથી હિંદવાસીનુ રક્ષણ કરવાના આશયથી ધી ઇંડીઅન ઇન્ડસ્ટ્રીયલ સ્ટોર્સની સ્થાપના કરવામા આવે છે. અમેરીકામાં આવી સંસ્થા હસ્તી ધરાવે છે પરંતુ હિંદુસ્થાનમાં તો આ સ્ટોર્સની સ્થાપના વદન પહેલી છે. આવા પ્રકારની સંસ્થાઓ અમેરીકાની પ્રજાની અંદર આશીવાદરૂપ નીવડી છે અને તેવી સંસ્થાની થાપણમાંથી બહોળું વ્યાજ પણ ઉપજી શકે છે.

ઉપરોકત સ્ટોર્સ સ્વદેશી તેમજ વિદેશી વસ્તુઓનો ધંધો હાથ ધરશે અને આજકાલ નીકળતા સ્ટોર્સની કાર્યપદ્ધતિ કરતાં તદ્દન જુદા પ્રકારની કાર્યપદ્ધતિ પ્રમાણે કાર્ય કરશે.

આ સ્ટોર્સ દેશી તેમજ વિદેશી વસ્તુઓનું વેચાણ કરશે. અન્ય સ્થળે જે વસ્તુઓ ઘણી વખત ૧૦૦ થી ૨૦૦ ટકા જેટલા વધારે ભાવથી વેચાય છે તે વસ્તુઓ પણ આ સ્ટોર્સ માલની પડતર કીંમતે પુરો પાડવાનો ઇરાદો રાખે છે. મોટરો, ઝવેરાત, ફરનીચર વિગેરે કીંમતી ચીજોના ભાવ હવે પછી નક્કી કરવામાં આવશે.

આ સ્ટોર્સની કાર્યવ્યવસ્થા નીચે પ્રમાણે કરવામા આવશેઃ—

"આર્મી ઍન્ડ નેવી સ્ટોર્સ"ની પદ્ધતિ પ્રમાણે સભાસદ પદ્ધતિથી આ સ્ટોર્સની યોજના કરવામાં આવશે. સભાસદો માટે પણ વર્ગ રાખવામાં આવ્યા છે. પહેલા વર્ગમાં હીંદુસ્થાનના દેશી રાજાઓ, રાજકુટુમ્બો, બીજા ભાયાતો, ઇનામદારો અને જાગીરદારો તથા તવંગર વર્ગ વિગેરે દર વરસે આશરેક રૂપીઆ ૧૦૦ લવાજમ ભરી સભાસદ તરીકે જોડાઇ શકશે. બીજો વર્ગ હિંદુસ્થાનના નાના મોટા વેપારીઓ માટે ખુલ્લો રહેશે જે વર્ગનું વાર્ષિક લવાજમ રૂપીઆ ૪૦ રાખવામાં આવ્યું છે જે લોકો આ વર્ગમાં જીંદગી પર્યંતના સભાસદ થવા માગતા હશે તેઓ અગાઉથી રૂપીઆ ૧૦૦૦ ભરી તેમ કરી શકશે. મધ્યમ વર્ગના લોકો તથા મધ્યમ કુટુંબો ત્રીજા વર્ગનો લાભ લઇ શકશે જેનું વાર્ષિક લવાજમ માત્ર રૂપીઆ ૬ રાખવામાં આવ્યું છે, પરંતુ આ વર્ગના સભાસદો દરવર્ષે રૂપીઆ ૧૫૦૦ કરતાં વધારે કીંમતનો માલ ખરીદી શકશે નહી. ગરીબ લોકો એટલે મજુર વર્ગ પણ માત્ર નામનું રૂપીઆ ૨ વાર્ષિક લવાજમ ભરી આ વર્ગના બીજા વિભાગમાં જોડાઇ શકશે.

દેશી રાજાઓ અને અન્ય તવંગર વર્ગ દર વરસે લાખો રૂપીઆના માલની ખરીદી કરે છે એ બીના સર્વ કોઇની જાણમાં છે. આવા ગ્રાહકોને માલ પુરો પાડનારા વેપારીયો તેઓની રગ સારી રીતે સમજતા હોઇને પુષ્કળ નફો લેતાં છતા પણ જે જાતનો માલ માગવામાં આવ્યો હોય તેવી જાતનો માલ ભાગ્યેજ પુરો પાડી શકે છે. ખરીદનાર પક્ષ આ બીનાથી સંપૂર્ણ વાકેફગાર હોવા છતાં અન્ય સંગીન અને પ્રમાણિક સંસ્થાના અભાવે તેઓને અણુટકે તેજ રીતે કામ ચલવી લેવું પડે છે. આ સ્ટોર્સના સંસ્થાપકો અને ડીરેકટરો ચોકસપણે

માને છે કે આ સ્ટોર્સ લાંબી મુદતથી ચાલી આવેલી અગવડો દુર કરી શકશે. તે કારણથી બેશક ઉપર જણાવેલો વર્ગ આ સ્ટોર્સનો સારો લાભ લેવાનું ચુકશે નહી, એમ નિઃસંશય માની શકાય.

હિંદુસ્થાન જેવા વિશાળ દેશમાં વેપાર કરતા વણિકોને ગમે ત્યારે માલની ખરીદી માટે મુંબઇ અથવા કલકત્તા જેવાં વેપારનાં મુખ્ય મથકોએ આવવું જવું પોસાય નહી તેથી તેઓ એજંટો અથવા આડતીઆ મારફત માલની ખરીદી કરાવે છે જે માટે તેઓ અડધો ટકો કે એક ટકો દલાલી લેતા હોય છે પરંતુ આ નામની દલાલી ઉપરાંત આડી અવળી રીતે ઘણી વખત તેઓ વિશેષ ગાળો રાખી લે છે. તે બીના સઘળા વછીઆતો સારી રીતે સમજે છે પરંતુ સંગીન સાધનોના અભાવે નિવારણ વિનાનાં આવરણો પ્રમાણિકપણું નિભાવી લેવાના ન્યાયે તે સઘળી અગવડ નીભાવી લઇ તેજ પ્રમાણે કામ લેવાને તેઓ તૈયાર રહે છે. સ્ટોર્સનું પ્રમાણિકપણું ધ્યાનમાં લઇ સંખ્યાબંધ વેપારીઓ સ્વહિતાર્થે તેનો લાભ લેવા આકર્ષાશે. આ વર્ગમાં પોતાને સંખ્યાબંધ વેપારીઓ જોડાવાનું કારણ એ છે કે તેમ કરવાથી માલના ઉત્પત્તિ સ્થાનમાંથી માલ મળે તે દરમ્યાન વચલા માણસો અને એજંટો જે પુષ્કળ નફો મેળવી લે છે તે રકમનો બચાવ થવાનો લાભ તેઓ સારી રીતે મેળવી શકે.

ઉપરોકત બીના ધ્યાનમાં લઇ ડીરેકટરોએ એવો અંદાજ કાઢયો છે કે રાજકર્તાઓ, કુંવરો, અમીર ઉમરાવ અને બીજા ધનાઢય વર્ગમાંથી લગભગ ૧૦૦૦, બીજા વર્ગના ૨૦,૦૦૦ અને ત્રીજા વર્ગના પહેલા વિભાગમાંથી ૧,૦૦,૦૦૦ તથા બીજા વિભાગમાંથી ૧૫૦,૦૦૦ સભાસદો સહેલાઇથી સ્ટોર્સ સંપાદન કરી શકશે એટલે માત્ર સભાસદોના વાર્ષિક લવાજમ બદલ એકંદર ૧૮,૦૦,૦૦૦ રૂપીઆ શરૂઆતમાં સ્ટોર્સમાં જમા થશે, કે જે રકમ વ્યવસ્થાનો ખર્ચ બાદ કરતાં યોજનાની ભરાવેલી થાપણના ૨૫ ટકા જેટલી ગણી શકાય. આ ગણત્રીએ તે રકમ માત્ર શરૂઆતનાં વર્ષ માટેજ ગણી લેવાની છે. કારણ કે જ્યારે કંપનીની પ્રવૃત્તિનો વિકાસ થશે, દેશ પરદેશની એજંસીઓ મળશે, રાજા રજવાડાઓ અને ધનાઢય વર્ગના સ્ટોર્સમાં જોડાવાથી જુદા જુદા સ્ટેટો તરફથી ખાસ સગવડો તથા જથાબંધ માલના કોંટ્રાકટો મળશે, અને કંપનીના ગ્રાહકોને ઉત્તમ પ્રકારની સગવડો મળશે એટલે કંપનીની પ્રવૃત્તિનું કાર્યક્ષેત્ર ઘણુંજ વિશાળ થશે અને નફો પણ સંગીન પ્રાપ્ત થશે.

બીજા વર્ગની બહારના તથા વેપાર માટે નહી પણ પોતા માટે ખાનગી ઉપયોગની વસ્તુઓની ખરીદી કરનારા સભાસદો આ સ્ટોર્સની સરળતા અને સગવડનો લાભ લેવા માટે મોટી સંખ્યામાં બહાર પડશે. કારણ ગરીબ તેમજ તવંગર કુટુમ્બોને પણ આ મોંઘવારીનો બોજો ઓછો સહન કરવો પડતો નથી. વળી સામાન્ય સ્થિતિમાં પણ સભાસદોની સંખ્યામાં ઘટાડો થવાનો સંભવ નથી. કારણ કે માત્ર સભાસદ તરીકેનું લવાજમ તેઓને વધારામાં આપવું પડે છે. આ વર્ગનું વાર્ષિક લવાજમ રૂપીઆ ૬ છે તેટલી રકમ બજારમાં ઓછામાં ઓછા ૨૫ થી ૫૦ ટકાના નફાથી વેચાતી જીજ વસ્તુની સ્ટોર્સમાંથી ખરીદી કરતાં સ્હેજે વળી શકે તેમ છે.

છેલ્લા વર્ગમાં પણ સભાસદોની સંખ્યા વધતી જશે કારણ કે ગરીબ લોકોને એકાદ દીવસની ખરીદીમાંજ તેટલો લાભ થઇ શકશે.

જો કે ડીરેકટરો માત્ર નામની ફી લેવાનીજ ઇચ્છા દર્શાવે છે પરંતુ શેરહોલ્ડરોને સારૂં વ્યાજ આપી શકે તેવી સ્થિતિ કંપની થોડી મુદતમાં સંપાદન કરશે. ઉપર ટપકે જોવાથી આ

બીના સહેલાઇથી ગળે ઉતરશે નહી પરંતુ આંકડા માંડી ગણતરી કરવાથી ઉપરોક્ત વસ્તુ-સ્થિતિની સત્યતા જણાઇ આવશે.

આ સ્ટોર્સનો મુખ્ય ઉદ્દેશ સભાસદોમાં સ્વદેશી વસ્તુઓનો પ્રચાર કરી સ્વદેશ ભાવનાની વૃદ્ધિ કરવાનો છે. પરંતુ એટલું તો સર્વેની જાણમાં છે કે દરેક ચીજ સ્વદેશી બનાવટની મેળવવી શકય નથી. તેથી શુધ્ધ સ્વદેશી બનાવટની વસ્તુઓ પ્રાપ્ત કરવાની હાલની સ્થિતિ સુધારવા આ સ્ટોર્સ પ્રયત્ન કરશે અને ધીમે ધીમે સ્વદેશી માલનો રાજમહેલોમાં પણ પ્રચાર કરશે. જેમ જેમ સ્વદેશી બનાવટનું ક્ષેત્ર સંતોષકારક બનતું જશે તેમ તેમ સ્વદેશી વસ્તુનું વેચાણ આગળ વધારમાં આવશે. આ કાર્યની ખીલવણી માટે, દેશી બનાવટની વસ્તુઓની તેના કારીગરોની તથા તે સઘળાની સંપુર્ણ માહિતી પુરી પાડી શકે તેવો કોષ ( ડીરેકટરી ) તૈયાર કરવામાં આવનાર છે.

કો-ઓપરેટીવ ક્રેડીટ સોસાયટીની પદ્ધતિ પ્રમાણે આ કંપની દેશી કારીગરોને ઉત્તેજન આપશે અને જરૂર પડે શાળાઓ અને કારખાનાંઓ ખોલશે અને તેથી જેમ બને તેમ વધારે પ્રમાણમાં સ્વદેશી વસ્તુનો પ્રચાર કરશે. ધાર્મિક અને સખાવતી ખાતાંઓને ખાસ સગવડો આપવાનો હાલના ડીરેકટરોને ઇરાદો છે.

મુખ્ય શહેરોના મોટા મોટા વેપારીઓના મજુરો અને કારીગરોને સાધનો પુરાં પાડવા માટે જુજ વ્યાજના દરથી માલીકોની પુરતી ગેરંટી લઇને હફતાની યોજના સંબંધી તે વેપારીઓ સાથે સહકાર તથા ગોઠવણ કરવાનો ઇરાદો રાખવામાં આવ્યો છે.

આ ઉપરથી જણાઇ આવશે કે મજુરવર્ગને કેટલીક સગવડ પાડવાનો અને આધુનિક સમયની સંગીન સહકારી પ્રવૃત્તિમાં બનતો ફાળો આપવાનો આ સ્ટોર્સનો ઇરાદો છે

હિંદુસ્થાનના જુદા જુદા ભાગોમાં તથા સગવડ પ્રમાણે પરદેશમાં પણ શાખાઓ ખોલવાનો સ્ટોર્સનો ઉદ્દેશ છે. જુદા જુદા પ્રાંતમાં પુરતી સંખ્યામાં સભાસદો મળી આવતાં દરેક ઠેકાણે જુદી શાખાઓ ખોલવામાં આવશે. તદુપરાંત અમેરીકાના વેપારીઓ સાથે મોટરકાર તથા ઝવેરાતની એજન્સી સંબંધી પત્ર વ્યવહાર ચાલે છે.

આ સ્ટોર્સની કાર્યપદ્ધતિ જોયા બાદ જેમ જેમ સભાસદોની સંખ્યા વધતી જશે તેમ તેમ ઉપરોક્ત યોજનાના ફાયદાઓ સમજાશે. સામાન્ય સગવડ અને અનિયન્ત્રિત વિકાસને ખાતર કંપની સ્વતંત્ર મકાન ખરીદવાનો વિચાર રાખે છે.

સ્ટોર્સની વ્યવસ્થામાં સરળતા કરવા માટે વિશેષમાં ઠરાવવામાં આવ્યું છે કેઃ—

(અ) જુદા જુદા દેશોમાં તેમજ જુદો જુદો માલ તૈયાર કરનારી સંસ્થાઓ પાસેથી એજંસી મેળવવી.

(બ) દેશી રાજ્યો માટે વેચાણ તેમજ ખરીદના કામમાં એજંટ તરીકે કાર્ય કરવું અને સ્ટોર્સમાં વેચાણ માટેના માલ ઉપરાંત બીજી વસ્તુઓની બાબતમાં સ્ટેટો પાસેથી ખાસ સગવડો મેળવવી.

(ક) સ્ટોર્સમાં વેચાણ માટે ઠરાવેલા માલ શિવાય માલ માટે વેપારી સભાસદોના એજંટો તરીકે કાર્ય કરવું.

(ડ) સગવડ પ્રમાણે સભાસદોની સગવડ માટે ધીરધારનું (Banking) અને વીમાનું (Insurance) કામ કરવું

પહેલાં બે વર્ષ માટે સંસ્થાએ કરેલા નફામાંથી એજંટોનું લવાજમ ૧૦ ટકા, ત્રીજા, ચોથા અને પાંચમા વર્ષ દરમ્યાન ૧૨ા ટકા, અને ત્યારપછીના નફા ઉપર ૧૫ ટકા રાખવામાં આવ્યું છે.

એજન્સીના ભાગીદાર સભ્ય મી૦ ગોવરધનદાસ વલભદાસ કંપનીના એક્સ ઓફીશ્યો એટલે કે હોદ્દાની રૂઇએ ડીરેકટર તરીકે કામ કરશે. બીજા ડીરેકટરો મી૦ ચીમનલાલ રણછોડરાય દેશાઇ અને મી૦ નારાયણદાસ વૃજલાલ પણ એજંટોની ફર્મમાં ભાગીદાર સભ્યો છે.

ઉપર જણાવેલા એકસ ઓફીશ્યો ડીરેકટર શીવાય દરેક ડીરેકટરો નીમણુક વખતે તથા ત્યારબાદ હોદ્દા દરમ્યાન પોતાને નામે કંપનીના ૧૦૦ શેર રાખશેજ. બોર્ડની મીટીંગમા હાજરી આપવા માટે ડીરેકટરોને રૂપીયા ૫૦ થી વધારે નહિ એવી જે રકમ તેઓ તરફથી નક્કી કરવામા આવે તે પ્રમાણે ફી મળશે અને ખરેખરા મુંબઇવાસી ન હોય તેવા ડીરેકટરોને રેલ્વે ખર્ચના નાણાં કંપની તરફથી આપવામાં આવશે.

સ્ટાપ ડયુટીસ અથવા ફી, રજીસ્ટ્રેશન ફી, કાયદાને લગતી ફી, છપામણી, જાહેરાત, વહેંચણી અને એવો બીજો પ્રાથમિક ખર્ચ જે કંપનીની સ્થાપનાને અંગે કરવામાં આવશે તે પૈકી કંપની તરફથી રૂ. ૩૫૦૦૦ આપવામાં આવશે

શેરો ભરાવી આપનાર બોનાફાઇડ બ્રોકરોને ૨ ટકાની અંદર હવે પછી નકી કરવામા આવે તેટલા પ્રમાણમા કમીશન આપવામાં આવશે.

સાથે જોડવામા આવેલા ફારમ ઉપર શેરો માટેની અરજી ભરીને તે અરજીઓ ઉપરોકત કંપનીની રજીસ્ટર્ડ ઓફીસમા રવાના કરવી અને તે સાથે અરજીના નાણાં પણ મોકલવા.

જો વહેંચણી નહીં કરવામાં આવેલી હોય તો તેવા સંજોગોમા ડીપોઝીટના પુરેપુરા નાણા પાછા આપવામા આવશે અને અરજીમા માગવામાં આવેલા શેરોની સંખ્યા કરતા ઓછા શેરોની વહેંચણી કરવામાં આવશે તો વહેંચણી – ને કોલની રકમ બાદ કરતાં બાકીના નાણા અરજદારોને ખાતે જમે રાખવામા આવશે.

આપવામા આવેલા શેરોના અનુક્રમ હફતાનાં નાણાં ભરનાર આસામીઓએ અગાઉ જે રકમ ભરી હશે તે ઉપર તેઓનો કશો હક રહેશે નહી.

પ્રોસ્પેકટસની નકલો તથા શેરો માટેની અરજીના ફારમો કંપનીની રજીસ્ટર્ડ આફીસમાથી અથવા કંપનીના બેંકરો પાસેથી મળી શકશે.

કંપનીના મેમોરેન્ડમ અને આરટીકલ્સ ઓફ એસોસીએશનની નકલો કંમપનીની રજીસ્ટર્ડ થયેલી ઓફીસમાથી તપાસ માટે મળી શકશે કારણ કે શેરોની અરજી કરનારા ગ્રહસ્થોએ તે તપાસ્યા છે અને તેની અંદરની તમામ હકીકતથી તેઓ વાકેફ છે એવું માની લેવામા આવશે.

ત્રીલોકચંદજી કલ્યાણમલ.
ગોરધનદાસ પુરૂશોત્તમદાસ.
રણછોડદાસ વરજીવનદાસ.
જીણુભાઇ ભગવાનદાસ મહેતા.
શાહ નારાયણદાસ વૃજલાલ.
ચીમનલાલ રણછોડરાય દેશાઇ
હરજીવનદાસ કાળીદાસ મહેતા.
ગોવરધનદાસ વલભદાસ.

ધ્યાન રાખવામાં આવે છે અને શેરડી ઉગાડયા પછી તેમાંથી ખાંડ મેળવવાની બાબદમાં પણ છેલ્લામાં છેલ્લી શોધ પ્રમાણે સાંચાકામનો લાભ લેવામાં આવે છે. કયુબામાં તો શેરડી જાણે જંગલી છોડવાઓની માફક ઉગે છે અને તેને માટે મુદ્દલ સંભાળ લેવી પડતી નથી. જાવામાં દર વરસે શેરડીનો પાક કરવામાં આવે છે અને થોડી જમામાંથી વધારે પાક કેવી રીતે મેળવવો તે વીશેની છેલ્લામાં છેલ્લી શાસ્રીય શોધનો લાભ ત્યાં પુરેપુરો લેવાય છે. જાવામાં અનુકુળ મુલકમાં શેરડીનો પાક કર્યો હોય છે ત્યારે એકર દીઠ ચાળીસ ટન જેટલો એ પાક ઉતરે છે અને તેમાં અગ્યારથી સોળ ટકા જેટલું ખાંડનું તત્વ હોય છે. છેલ્લામાં છેલ્લી શોધો પ્રમાણેનાં સંચાકામવાળાં કારખાનાંઓ, એજ ધંધામાં કામની કુશળતા મેળવી ચુકેલા મજુરો, અને ખાસ આવડતવાળા દેખરેખ રાખનારાઓ હોવાથી ત્યાં એકર દીઠ ૪½ ટન ખાંડ મેળવાય છે. કેટલાક છુટા છવાયા ભાગોમાં વધારે સંભાળને પરીણામે એકર દીઠ સાત ટન જેટલી ખાંડ પણ મેળવાઇ છે અને એ ઉદ્યોગને ખીલવવા માટે વીદ્યા હુન્નર જે કાંઇ સાધનો પુરાં પાડે તે સર્વને ઉપયોગમાં લેવા સાથે તેમાં હમેશાં સુધારા વધારા કરવાનું ચાલુજ હોય છે.

બીટમાંથી પણ ખાંડ બનાવાય છે. એ ઉદ્યોગ માટેના પ્રયત્નની શરૂઆત ૧૭૪૭માં થઇ ગણી શકાય. એ વરસમાં એક જરમન વિદ્વાને બીટમાંથી ખાંડ મેળવી તેના સાકરની માફક ગાંગડા પાડયા. જરમનીના સાઇલેશ્યા નામના વીભાગમાં એ માટેનું પહેલું કારખાનું ૧૮૦૧ માં સ્થપાયું. તે પછી એ ઉદ્યોગ ત્યાં વધતોજ ગયો છે. યુરોપમાં તથા અમેરીકાનાં યુનાઇટેડ સ્ટેટસમાં પણ એ ઉદ્યોગ ફેલાયો છે. બીટના રોપાની જાત સુધારવા માટે ભારે પ્રયત્નો કરવામાં આવે છે, અને તેને પરીણામે કેટલીક એવી જાત મેળવી શકાઇ છે કે જેમાં ખાંડનું તત્વ ઘણું હોય છે. એક મણ શેરડીમાંથી જેટલી ખાંડ મેળવી શકીએ તેના કરતાં એક મણ બીટમાંથી વધારે ખાંડ મળે એવી જાતના બીટના રોપા ઉગાડી શકાય છે પણ એકર દીઠ તેની ઉતર શેરડી જેટલી થતી નથી. યુનાઇટેડ સ્ટેટસમાં એકર દીઠ લા થી ૧૦ાા ટન જેટલી બીટની પેદાશ થાય છે જયારે જરમનીમાં એકર દીઠ બીટની પેદાશ ૧૨ાા થી ૧૪ાા ટન જેટલી થાય છે. હવા પાણી વગેરે સર્વ પ્રકારે અનુકુળતા હોય ત્યાં બીટનો પાક એકર દીઠ બારથી વીસ ટન જેટલો ઉતરે છે પણ તેમાંથી ખાંડ બે ટન કરતાં વધારે મળી શકતી નથી. એ પાકના લાભમાં એક વાત એવી છે કે એને બહુ મહીના લાગતા નથી અને તેથી બીજા પાકો ઉગાડતી વેળા વચે વચે જે વખત મળે તે દરમ્યાન બીટનો પાક કરવાનું સુગમ અને લાભકારી થઇ પડે છે. એમાંથી બનાવેલી ખાંડની નીકાશને ઉત્તેજન તરીકે ખાસ મદદ આપવાની રૂઢીને લીધે એમાં ઘણો વધારો થયો છે. ૧૮૪૦ માં દુનયાની ખાંડની પેદાશ ના ચાર ટકા જેટલી ખાંડ બીટમાંથી બની હતી. ૧૮૭૦માં એ પ્રમાણ ચોત્રીસ ટકા જેટલું થયું હતું. અને ૧૮૮૦ થી ૧૮૯૦ સુધીનાં વરસો દરમ્યાન દુનયાંની ખાંડની પેદાશના પચાસ ટકા જેટલો ભાગ બીટમાંથી બનેલો હતો. તે પછીનાં દસ વરસમાં એ પ્રમાણ વધીને સાઠ ટકાનું થયું અને ૧૮૯૮-૧૮૯૯નાં વરસ સુધીમાં એવી સ્થીતી થઇ કે શેરડીમાંથી ખાંડ બનાવવાનો ઉદ્યોગ દુનયાંમાં નાશ પામે એવી ધાસ્તી લાગવા માંડી. અને તેને પરીણામે ૧૯૦૩માં દેશ પરદેશની સરકારોએ બ્રસેલ્સ ખાતે કૉન્ફરન્સ ભરી એ વીશે વીચાર કર્યો એમાં થયેલા ઠરાવોની રૂએ એ સરકારો તરફથી બીટની ખાંડની નીકાશને મદદ આપવાનું બંધ કરવામાં આવ્યું જેથી શેરડી અને બીટ વચે વાજબી રીતે હરીફાઇ ચાલી શકે. એ ઠોલકરારો

થયા પછી દુનયાંમાં શેરડીના પાકનો વીસ્તાર ઘણો વધ્યો છે એમ નીચે આપેલી વીગત ઉપરથી માલમ પડશેઃ—

હીંદ બહાર દુન્યામાં શેરડીમાંથી બનેલી ખાંડ.

| વરસ | હજાર ટન |
|---|---|
| ૧૯૦૪–૫ | ૪૭૭૬ |
| ૧૯૦૯–૧૦ | ૬૧૭૭ |
| ૧૯૧૧–૧૨ | ૬૫૪૮ |
| ૧૯૧૪–૧૫ | ૭૭૦૫ |
| ૧૯૧૬–૧૭ | ૮૫૦૭ |
| ૧૯૧૮–૧૯ | ૯૬૮૭ |

એ પેદાશ દુન્યાના જુદા જુદા દેશોમાં કેવી રીતે વહેંચાઇ ગઇ છે તે વીશેની વીગત નીચે આપી છેઃ—

| દેશ | ૧૯૧૩–૧૪<br>ટન | ૧૯૧૮–૧૯<br>ટન |
|---|---|---|
| લુઇશીઆના | ૨,૬૧,૩૦૦ | ૨,૫૦,૮૦૨ |
| ટેકસાસ | ૭,૦૦૦ | ૩,૧૨૫ |
| પોર્ટારીકો | ૩,૨૫,૦૦૦ | ૩,૭૫,૦૦૦ |
| હવાઇના ટાપુઓ | ૫,૫૦,૦૦૦ | ૫,૩૫,૦૦૦ |
| કયુબામાં થતી પેદાશ | ૨૫,૯૭,૭૦૦ | ૩૯,૭૧,૭૬૬ |
| ફીલીપાઇનાન ટાપુમાંથી નીકાશ | ૨,૨૫,૦૦૦ | ૧,૯૨,૦૦૦ |
| મેકસીકો–પેદાશ | ૧,૩૦,૦૦૦ | ૬૦,૦૦૦ |
| બ્રીટીશ ગાયેના | ૧,૦૩,૮૦૦ | ૯૩,૯૦૦ |
| કવીન્સ લેંડ | ૨,૨૫,૦૦૦ | ૨,૨૬,૦૦૦ |
| ફીજી–નીકાશ | ૧,૦૦,૦૦૦ | ૮૦,૦૦૦ |
| ઇજીપ્ત–સ્થાનીક વપરાશ | ૬૯,૪૦૦ | ૮૨,૦૦૦ |
| મોરીશ્યસ–પેદાશ | ૨,૪૯,૮૦૦ | ૨,૧૮,૫૫૫ |
| નાતાલ–પેદાશ | ૮૫,૭૦૦ | ૧,૪૪,૦૦૦ |
| જાવા | ૧૩,૪૫,૨૦૦ | ૧૭,૪૯,૪૦૦ |
| આરજેન્ટાઇન | ૨,૮૦,૦૦૦ | ૧,૩૦,૨૬૦ |
| ફોર્મોઝા તથા જાપાન પેદાશ | ૨,૦૪,૦૦૦ | ૪,૧૫,૬૭૮ |
| હીંદ (સાફ કર્યા વગરની ખાંડ) | ૨૨,૯૧,૫૦૦ | ૨૩,૩૭,૦૦૦ |
| હીંદ સહીત સર્વ દેશોમાં મળી કુલ | ૯૮,૯૪,૨૦૦ | ૧,૨૦,૨૩,૮૯૦ |

૧૯૧૯–૨૦ વરસનો પાક જાવામાં તથા ફોર્મોઝા ખાતે અનુક્રમે ૧૩,૩૫,૦૦૦ ટન અને ૨,૮૯,૫૦૦ ટન થવાથી એ બેઉ દેશો મળીને આગલે વરસે થયેલી પેદાશમાં પાંચ લાખ ટન જેટલો ઘટાડો થયો એટલે કયુબા ખાતે ખાંડની પેદાશમાં થયેલા વધારાની અસર મટી ગઇ.

હીંદમાં ૧૯૧૮–૧૯માં શેરડીના પાકનો વીસ્તાર ૨૮,૨૦,૦૦૦ એકર જેટલો હતો પણ તેમાંથી કાચી ખાંડ માત્ર ૨૩,૩૭,૦૦૦ ટન જેટલીજ મળવાની વકી હતી. હીંદમાં શેરડીમાંથી મોટે ભાગે ગોળ બનાવાય છે. કાચી ખાંડ સાફ કરતી વેળા એમાંથી સાત ટકા જેટલો ભાગ ઘટે છે. ગોળમાં અને એમાં ફેર છે. ગોળમાંથી ખાંડ બનાવવા જઇએ તો સો ટન ગોળમાંથી માત્ર સુડતાળીસ ટન સાફ કરેલી ખાંડ ભાગ્યે મેળવી શકાય. ગોળની પેદાશના આંકડા ખાંડની પેદાશમાં ગણવાજ ન જોઇએ, કારણ કે તે દેખાય વધારે પણ તેમાથી ખાંડ મળે ઓછી એટલે એને લીધે બધા આંકડા સરખાવવામાં ગુંચવણી પડે છે. હીંદમાં લોકો ગોળ વાપરે છે એટલે તેઓ સાફ કરેલી ખાંડ બહુ વાપરતા નથી અને તેથી ગોળની અછત થાય તો પણ એમને માટેની ખાંડની લેવાલી બહુ વધતી નથી. હીંદમાંથી સાફ કરેલી ખાંડની પેદાશ દર વરસે ૧,૨૫,૦૦૦ ટન જેટલી હોય છે. તેટલો જથો દુનીયાંની ખાંડની પેદાશમાં ગણવો જોઇએ પણ હવે તો હીંદમાં પણ સાફ કરેલી ખાંડ વાપરનારાઓની સંખ્યા વધતી જાય છે અને તેથી ખાંડની આયાતમાં વધારો નજરે પડે છે. લડાઇ અગાઉ હીંદમાં ખાંડની આયાત ૬,૩૩,૫૦૦ ટન જેટલી દર વરસે થતી હતી અને તેની કીમત બાર કરોડ એકાવન લાખ રૂપયા જેટલી હતી. એ ખાંડ મુખ્ય કરીને જાવા, મોરીશ્યસ, તથા આસ્ત્રીયા હંગરીથી આવેલી હતી. લડાઇ દરમ્યાન આસ્ત્રીયા, હંગરી, અને જરમનીથી ખાંડ આવતી બંધ થઇ અને ગયે વરસે ૫,૦૬,૭૦૦ ટન ખાંડ આયાત થઇ હતી જેની કીમત રૂા. ૧૫,૩૬,૮૧,૦૦૦ જેટલી હતી. તેમ છતા ખાંડ માટેની લેવાળી વધતી જાય છે અને આયાત પણ વધે એવાં ચીન્હો જણાય છે. જો ભાવો હાલ બહુ વધેલા છે તેમાં કાંઇ ઘટાડો થાય તો આયાત જરૂર વધ્યા વગર ન રહે.

શેરડીમાંથી ખાંડ બનાવનારા દેશોમાં કયુબા તરફ આપણી નજર પહેલી જાય છે કેમકે ત્યાં ચાળીસ લાખ ટન જેટલી ખાંડ બને છે. બીજે નંબર જાવાની ખાંડનો છે ત્યાં પેદાશ તેર લાખ ટન જેટલી છે. શેરડીના પાકનો વીસ્તાર કયુબામાં હીંદના કરતાં વધારે નથી અને જાવામાં તો એના સાતમા ભાગ જેટલોજ છે. તેમ છતાં એ બે દેશોમાં ખાંડ વધારે થાય અને ત્યાંથી પરદેશો ખાતે મોટી નીકાશ થાય એ હકીકત માત્ર એમજ સુચવે છે કે પાક ઉગાડવાની અને તેમાંથી ખાંડ બનાવવાની રીતમાંજ તફાવત છે.

બીટમાંથી ખાંડ જુદા જુદા દેશો ખાતે કેટલી થાય છે તે વીગોની હકીકત નીચે પ્રમાણે છે:—

| દેશ | ૧૯૧૩–૧૪ | ૧૯૧૮–૧૯ |
|---|---|---|
| | ટન | ટન (અડસટો) |
| જરમની | ૨૬,૭૬,૦૦૦ | ૧૪,૪૧,૯૦૦ |
| આસ્ત્રીયા–હંગરી | ૧૬,૬૨,૦૦૦ | ૭,૦૦,૦૦૦ |
| ફ્રાન્સ | ૭,૬૮,૮૦૦ | ૧,૧૦,૦૦૦ |
| રશીયા | ૧૬,૬૨,૦૦૦ | ૭,૦૦,૦૦૦ |
| બેલ્જયમ | ૨,૨૫,૪૦૦ | ૭૫,૦૦૦ |

| | | |
|---|---|---|
| હોલેંડ | ૨,૨૭,૮૦૦ | ૧,૭૩,૪૩૦ |
| સ્વીડન | ૧,૩૫,૧૦૦ | ૧,૨૭,૪૬૭ |
| ડેન્માર્ક | ૧,૪૩,૪૦૦ | ૧,૪૪,૬૦૦ |
| યુનાઇટેડ સ્ટેટસ | ૬,૫૫,૩૦૦ | ૬,૭૪,૮૯૨ |
| કેનેડા | ૧૦,૦૦૦ | ૨૨,૩૦૦ |
| યુરોપના બીજા દેશો | ૫,૩૪,૩૦૦ | ૨,૩૫,૦૦૦ |
| કુલ | ૮૭,૦૦,૧૦૦ | ૪૩,૯૪,૭૦૦ |

૧૯૧૩-૧૪ ના વરસમા દુનયાંમાં બનેલી ખાંડનો ૪૬ ટકા જેટલો ભાગ બીટમાંથી બનેલો હતો. તે પછી હવે શેરડીની ખાંડની પેદાશનું પ્રમાણ વધ્યું છે. ૧૯૧૯માં બીટની ખાંડનું પ્રમાણ માત્ર ૨૭ ટકા જેટલુંજ હતું. બીટમાંથી ખાંડ બનાવનારા દેશોને લડાઈને લીધે જેટલું ખમવું પડયું છે તેટલું નુકશાન શેરડીમાંથી ખાંડ બનાવનારા દેશોને થયું નથી. તેને પરીણામે બીટની ખાંડની પેદાશ ઘટી છે. કેમકે ત્યા ખોરાકની, ઘાસની, મજુરોની, ઓજારોની અને ખાતરની અછત થઇ હતી. એજ કારણને લીધે એકર દીઠ બીટની ઉતર પણ ઘટી હતી. હવે લડાઇ પુરી થયા પછી સંજોગો સુધરતા જાય છે તો પણ અગાઉ જેવી રીતે શેરડીની ખાંડ સાથે બીટની ખાંડ હરીફાઇ કરતી તેવી સ્થીતી થવાને ઘણા વરસો લાગશે બીટની ખાંડની પેદાશમાં થયેલો એ ઘટાડો પુરવા જેટલો વધારો જ્યાં સુધી શેરડીની ખાંડની પેદાશમાં થશે નહીં ત્યાં સુધી દુનીયાંમાં ખાંડની અછત રહેશે.

લડાઇ અગાઉનાં છેલ્લાં પાંચ વરસો દરમ્યાન ખાંડની આયાત જુદાજુદા દેશોમાં નીચે પ્રમાણે હતી:—

| દેશ | ટન |
|---|---|
| યુનાઇટેડ કીંગ્ડમ | ૧૮,૧૧,૪૫૦ |
| યુનાઇટેડ સ્ટેટસ | ૨૬,૦૩,૧૦૦ |
| હીંદુસ્તાન | ૬,૩૩,૫૦૦ |

એ માલ પુરો પાડનારા દેશોમાથી નીકાશ નીચે પ્રમાણે હતી:—

| દેશ | ટન |
|---|---|
| ક્યુબા | ૨૩,૯૬,૭૦૦ |
| જાવા | ૧૬,૩૪,૫૦૦ |
| જરમની | ૬,૬૨,૬૦૦ |
| આસ્ત્રીયા | ૭,૩૪,૧૦૦ |
| રશીયા | ૨,૦૩,૨૫૦ |
| મોરીશ્યસ | ૧,૨૮,૮૦૦* |
| બેલ્જ્યમ | ૧,૭૧,૭૪૦ |

લડાઇ પછી ૧૯૧૯માં જરમનીમાં પોતાના ખપ જેટલી પણ ખાંડની પેદાશ થઇ ન હતી. ત્યા પેદાશ ૧૨૫૦૦૦૦ ટન જેટલી હતી ત્યારે વપરાશ ૧૬૫૦૦૦૦ ટન જેટલો હતો જેથી ચાર

*માત્ર હીંદુસ્તાન ખાને નીકાશ કરેલી

લાખ ટન ખાંડ આયાત કરવી પડી હતી. ખાંડને માટે શેરડી અને બીટના પાકનો વીસ્તાર સોળ હજાર એકર જેટલો ઘટયો હતો. આ વરસે પણ જો માલ ખરીદવાની એનામાં શકતી હશે તો પાંચ લાખ ટન ખાંડ આયાત કરવી પડશે. ઇટલીમાં ૧૯૧૯ નો પાક ૧૯૧૮ ના વરસ કરતાં વધારે હતો જેથી ત્યાં ખાંડની પેદાશમાં પચાસ હજાર ટન જેટલો વધારો થયો હતો પણ એ સાથે ત્યાંની કુલ પેદાશ માત્ર સ્થાનીક ખપ જેટલી થઇ હતી. ૧૯૨૦માં ત્યાં પાકનો વીસ્તાર વધ્યો છે પણ ખાંડનો ઊપયોગ અમુક હદ કરતાં વધારે કરવો નહીં એવી મનાઇ હતી તે દુર કરવામાં આવી છે. તેને લીધે ખાંડનો વપરાશ પણ ત્યાં વધશે. પોલાંડ, સ્વીડન, તથા સ્પેનમાં ખાંડની પેદાશ સ્થાનીક ખપ જેટલી થશે. નોર્વેમાં ખાંડની પેદાશ થતી નથી એટલે પરદેશોથી આયાત થાય તે ઉપરજ એને આધાર રાખવો પડે છે. ૧૯૧૯નાં વરસમાં નોર્વે ખાતે ૬૬૦૦૦ ટન ખાંડ મોકલવા દેવાનું મીત્ર રાજ્યોએ ઠરાવ્યું હતું. લડાઇ અગાઉ તો એ માલ ત્યાં રશીયા, જરમની, આસ્ત્રીયા તથા જાવાથી આવતો પણ ૧૯૧૯માં જાવા અને યુનાઇટેડ સ્ટેટસથી એ માલ મોકલવામાં આવ્યો હતો. આ વરસે ૭૫૦૦૦ ટન ખાંડ ત્યાં જોઇશે. રશીયામાં સ્થીતી કેવી છે તે વીશે કાંઇ ખબર નથી પણ ત્યાંથી નીકાશ થવાની આશા રાખી શકાય એમ તો નથીજ. લડાઇ અગાઉ ત્યાં દર વરસે ૧૧,૮૦,૦૦૦ ટન જેટલો માલ વપરાતો ત્યારે પેદાશ ૧૪,૦૩,૦૦૦ ટન જેટલી હતી. તેથી માત્ર ૨૨૦૦૦૦ ટન ખાંડ નીકાશ કરી શકાતી. ૧૯૧૯માં ત્યાં ખાંડની પેદાશ સાત લાખ ટન જેટલી હતી તેને બદલે આ વરસે માત્ર ૩,૫૦,૦૦૦ ટન જેટલી થવાની વકી છે. આસ્ત્રીયા હંગરી ખાતે લડાઇ અગાઉ આઠ લાખ ટન ખાંડ બનતી જેમાંથી સાત લાખ ટન ખાંડ વપરાતી અને બાકીની સાત લાખ ટન ખાંડ નીકાશ થતી પણ હાલ તો ત્યાંની સ્થીતી છેકજ ખરાબ છે. હંગેરીમાં સ્થાનીક વપરાશના ત્રીજા ભાગ જેટલી પણ પેદાશ થવાનો સંભવ નથી. ઝેચોસ્લોવાકયામાં પેદાશ પાંચ લાખ ટન થશે તો તેમાંથી સાડા ત્રણ લાખ ટન વપરાશે અને દોઢ લાખ ટન નીકાશ માટે ફાજલ પાડી શકાશે. લડાઇ અગાઉ ફ્રાન્સમાં સ્થાનીક ખાંડની વપરાશ ૬,૪૫,૦૦૦ ટન જેટલી હતી ત્યારે પેદાશ ૬,૭૦,૦૦૦ ટન જેટલીજ હતી. ૧૯૧૯માં પેદાશ ઘટીને માત્ર ૧,૧૦,૦૦૦ ટન જેટલીજ થઇ તેથી ૪,૪૪,૦૦૦ ટન જેટલી ખાંડ આયાત કરવી પડી. ૧૯૧૯–૨૦માં ખાંડની પેદાશ ૧,૬૦,૦૦૦ ટન જેટલી થવાની વકી છે અને ત્યાં ખાંડનો ઉઠાવ વધતો જાય છે એટલે આ વરસે છ લાખ ટન જેટલો માલ આયાત કરવો પડશે. માત્ર હોલેંડમાંથી પચાસ હજાર ટન ખાંડ નીકાશ કરી શકાશે. ડેન્માર્કમાં ૧૯૧૯–૨૦ના પાકની પેદાશ ૧,૬૦,૦૦૦ ટન જેટલી થવાની વકી છે જેમાંથી ૧,૩૦,૦૦૦ ટન જેટલી ખાંડ સ્થાનીક વપરાશમાં જતાં બાકી ૩૦૦૦૦ ટન ખાંડ નીકાશ થઇ શકશે. ખાંડની નીકાશમાં આગેવાની લેનારા દેશો હવે કયુબા, જાવા અને મોરીશ્યસ છે. ફ્રાન્સ, જરમની, આસ્ત્રીયા, હંગરી તથા રશીયા અગાઉ નીકાશ કરતા તેને બદલે હવે ત્યા આયાત કરવી પડશે. એ આયાત કુલ પંદર લાખ ટન જેટલી થવાની વકી છે.

કયુબા ખાતે ૧૯૧૩–૧૪માં ખાંડની પેદાશ ૨૫૯૭૭૦૦ ટન જેટલી થઇ હતી અને વપરાશ બે લાખ ટન જેટલી હતી પણ તે પેદાશ પછી ઘણી વધી છે. ૧૯૧૯–૨૦માં પેદાશ પીસ્તાળીસ લાખ ટન જેટલી થવાની વકી છે. ૧૯૧૮–૧૯ના વરસની પેદાશ કરતાં એ પાંચ લાખ ટનનો વધારો બતાવે છે. પણ એટલો વધારો તો ઈંગ્લંડ ખાતે ખાંડના વપરા-

ચામાં સમાઇ જશે કારણ કે ત્યાં ખાંડની પેદાશ એટલી થોડી છે કે લડાઇ અગાઉ વપરાશ થતી તેટલી હાલ થાય તો પણ સાત લાખ ટન ખાંડ આયાત કરવી પડે. ક્યુબા ખાતે ખાંડ બને તેનો ૯૪ ટકા જેટલો ભાગ લડાઇ અગાઉ અમેરીકા ખાતે જતો હતો પણ ૧૯૧૪ના વરસ પછી એ માલ ઇંગ્લંડ, ફ્રાન્સ તથા કેનેડા ખાતે જવા લાગ્યો છે. ૧૫મી નવેમ્બર ૧૯૧૮ને દીને બંદરોં ખાતે નીકાશ માટે આવેલો માલ ૧૮૦૬૨૬ ટન જેટલો હતો. પોર્ટોરીકો તથા હવાઈ ખાતે બનતી બધી ખાંડ અમેરીકાનાં યુનાઇટેડ સ્ટેટસ ખાતે જાય છે. ફીલીપીનના ટાપુઓમાં બનતી ખાંડનો મોટો ભાગ લડાઇ અગાઉ અમેરીકા જતો પણ હવે હાંગકાંગ, ચીન, જાપાન તથા ઇંગ્લંડ ખાતે વધારે જાય છે. ૧૯૧૭-૧૮માં યુનાઇટેડ સ્ટેટસ ખાતે ૬૬૪૨૧ ટન અને બીજા દેશો ખાતે ૧,૪૯,૮૩૯ ટન ખાંડ મોકલવામાં આવી હતી.

જાવા ખાતેની ખાંડની પેદાશ ૧૯૧૩-૧૪માં ૧૩,૪૫,૦૦૦ ટન જેટલી હતી ત્યાં સ્થાનીક વપરાશ નહી જેવો છે. ૧૯૧૩-૧૪માં ૧૨,૭૨,૪૧૦ ટન ખાંડ નીકાશ થઇ હતી. તેનાં ઘરાક ચીન, જાપાન તથા હીંદ હવા. હવે યુરોપ ખાતે પણ એ જવા લાગી છે. પેદાશ ૧૯૧૭-૧૮માં ૧૭,૭૮,૩૪૫ ટન જેટલી થઇ હતી. ૧૯૧૮-૧૯માં નીકાશ ૧૬,૮૮,૪૦૦ ટન થઈ હતી ને પછીના એટલે કે ૧૯૧૮-૧૯ના વરસમાં પેદાશ ઘટીને ૧૩,૩૫,૦૦૦ ટન થઇ છે. તા. ૧-૪-૧૯૧૯ને દીને સ્ટોક ૩,૧૬,૧૮૭ ટન જેટલો હતો અને તે પછી પેદાશમાંથી આવેલી ખાંડ સાથે કુલ ૧૬ ૫૧,૯૫૦ ટન ખાંડ ત્યાં સ્ટોકમાં ગણીયે તો તેમાંથી ૩૧-૧૦-૧૯૧૯ સુધીમાં નીકાશમાં થયેલી ૯,૭૮,૬૧૫ ટન ખાંડ બાદ કરતા તા ૧ લી નવેમ્બર ૧૯૧૯ને દીને સ્ટોકમા ૬ ૩૮,૩૩૬ ટન રહેલી હોવી જોઇએ.

મોરીશયસમાં ૧૯૧૩ થી ૧૯૧૮ સુધી સરેરાશ વાર્ષીક પેદાશ ૨૫૨૦૦૦ ટન જેટલી હતી તેમાંથી સ્થાનીક વપરાશમા ૫૯૦૪ ટન જતાં બાકીની નીકાશ થતી હતી. તા. ૧-૮-૧૯૧૮ થી ૪-૭-૧૯૧૯ સુધીમાં થયલી નીકાશ ૨,૬૦,૩૫૨ ટન જેટલી હતી એમાં મોટો ભાગ ઇંગ્લાંડ ખાતેનો હતો એમ નીચેની વીગત ઉપરથી જણાય છેઃ—

| મોરીશયસથી નીકાશ | ૧૯૧૮-૧૯ માં ટન |
|---|---|
| ઇંગ્લાંડ ખાતે | ૧૫૪,૧૩૫ |
| ફ્રાન્સ ,, | ૧૧,૨૧૬ |
| બેલ્જ્યમ ,, | ૧૧,૪૩૧ |
| હીંદુસ્તાન ,, | ૭૦,૫૨૬ |
| આસ્ટ્રેલીયા ,, | ૭,૦૯૪ |
| બીજા દેશો | ૫,૯૫૦ |
| કુલ. | ૨,૬૦,૩૫૨ |

બીજા દેશો ખાતે ૫૯૫૦ ટન ખાંડ ગઇ તેમાં મુખ્ય આફ્રીકાના મુલકો હવા. ૧૯૧૯-૨૦ માં પેદાશ ૨,૪૨,૦૦૦ ટન જેટલી થવાની વકી છે તેમાંથી ૧,૭૫,૦૦૦ ટન ખાંડ દર ટન દીઠ પચાસ પાઉંડને ભાવે મોરીશયસના બંદરેથી ચઢાવવાની શરતે ઇંગ્લંડે ખરીદ કરી છે.

યુનાઇટેડ સ્ટેટસમા ખાંડનો ઉપયોગ ૧૯૦૯ થી ૧૯૧૩ સૂધીનાં વરસો દરમ્યાન દર વરસે ૩૩,૯૦,૦૦૦ ટન જેટલો હતો તેમાં લગભગ અરધો ભાગ ક્યુબાથી અને થોડો ભાગ

પોર્ટોરીકોથી, ફીલીપીનથી,અને હવાઇના ટાપુઓમાંથી આવેલો હતો. તે શીવાયનો ભાગ સ્થાનીક પેદાશનો હતો જેમા શેરડીની તેમજ બીટની એ બેઉ જાતની હતી. એ શીવાયના દેશોથી આવેલો માલ નજીવો હતો. કયુબામાંથી આવેલી કાચી ખાંડ અમેરીકામાં સાફ કરવામાં આવે છે. અને પછી તે વપરાય છે અથવા નીકાશ પણ થાય છે. એ રીતની નીકાશ ૪૮૮૦૦ ટન જેટલી લડાઇ અગાઉ દર વરસે થતી હતી. પાછળથી વધીને છે ૧૯૧૮-૧૯ માં ૫૪,૦૭,૧૪૦ ટન જેટલી નીકાશ એવી રીતે થઇ હતી નીકાશ વધવા છતાં સ્થાનીક વપરાસમાં તેને લીધે ઘટાડો થયો નથી પણ ઉલટું સ્થાનીક વપરાશ વધ્યો છે. ૧૯૧૯ના જાનેવારીથી સપ્ટેમ્બર સુધીના નવ માસમાં ૩૨૬૩૦૦૦ ટન ખાંડ સ્થાનીક વપરાશમાં વપરાઇ ગઇ હતી જ્યારે આગલે વરસે એજ નવ માસમા ૨૬,૬૧,૦૦૦ ટન જેટલો ઉઠાવ થયો હતો. એ રીતે વધારો ૨૨ ટકા જેટલો થય છે. ૧૯૧૮ના વરસમાં યુનાઇટેડ સ્ટેટસમાં સ્થાનીક વપરાસ ૩૪ લાખ ટન જેટલો હતો અને ૧૯૨૯માં ચાળીસ લાખ ટન જેટલો થવાનો સંભવ છે.ત્યાં દારૂની પેદાશ ઉપર અંકુશ મુકવામાં આવ્યો છે તેને લીધે ખાંડવાળી પીવાની ચીજો વગેરેનો વપરાશ વધ્યો છે અને હવે પછી ભાવ વધશે એવી આશાથી વેપારીઓ પોતાની પાસે માલનો સંઘરો વધારતા જાય છે તેને લીધે ત્યાં માલનો ઉઠાવ વધારેજ રહેવાનો સંભવ લાગે છે. ૧૯૧૯ના જાનેવારીથી સપ્ટેંબર સુધીના નવ માસમાં થયેલી નીકાશ જેટલો માલ બે અઠવાડયામાં વપરાઇ જાય છે.

ઇંગ્લંડને જોઇતી ખાંડ મોટે ભાગે લડાઇ અગાઉ તો જર્મની તથા આસ્ત્રીયથી આવતી હતી ત્યાંથી ખાંડ આવતી બંધ પડવાથી કયુબા મોરીશયસ તથા ફીલીપીનથી ખાંડ મંગાવવાની ઇંગ્લંડને જરૂર પડી. ૧૯૧૮માં કયુબાથી ૮૨૩૦૦૦ ટન ખાંડ આવી તેમ છતાં ઇંગ્લંડમાં ખાંડનો આયાત ઓછી પડી કેમ કે ૧૮,૧૧,૦૦૦ ટનને બદલે માત્ર ૧૩,૧૦,૦૦૦ ટન ખાંડ આયાત થઇ. ઇંગ્લંડની પ્રજાને ૧૯૧૯ના વરસના પહેલા નવ માસ દરમ્યાન છુટથી ખાંડ વાપરવા દેવામાં આવતી ન હતી. ૧૯૨૦ના વરસ માટે પણ ૧૧૬૦૦૦૦ ટન જેટલીજ ખાંડ વાપરવી એમ ઠરાવવામાં આવ્યું છે.

જાવાની ખાંડ માટે સહુથી સારૂં ઘરાક લડાઇ અગાઉ હીંદુસ્તાન હતું પણ હવે બીજા દેશોમાં પણ જાવાની ખાંડ મોકલવામાં આવે છે. ચીન તથા જાપાનમાં પણ તેનો ઉઠાવ થાય છે. ૧૯૧૯માં હીંદ શીવાયની દુનયાંમાં ખાંડની પેદાશ એક કરોડ ચાળીસ લાખ ટન જેટલો થવાનો અડસટો હતો. ૧૯૧૩-૧૪ અને ૧૯૧૪-૧૫નાં વરસો સાથે સરખાવતાં એ પેદાશ વીસ લાખ ટન જેટલી ઓછી છે. મેશર્સ વીલેટ એંડ ગ્રે નામની જાણીતી પેઢીની,ગણતરી મુજબ એ પેદાશ ૧૯૧૮ના વરસ કરતાં વધારે નથી. પણ ૧૯૧૮માં એ પેદાશ બહુ ઓછી પડી અને તેથી દુનીયામાં ખાંડના ભાવ વધી ગયા એ વાત તો જાણીતી છે. એમાં એક કારણ એ પણ હતું કે ખાંડનો ઉપયોગ કરકસરથી કરવાની જે આજ્ઞા અગાઉ અમલમાં હતી તે કરકસર દુર કરી છુટથી ખાંડ વાપરવા માટે કેટલાક દેશોમાં ત્યાંની સરકારોએ પરવાનગી આપવાથી ત્યાં ખાંડનો ઉઠાવ વધ્યો હતો તથા કેટલાક દેશોમાં ખાંડના પેદાશ ઓછી થઇ હતી.

૧૯૨૦નાં વરસમાં ખાંડની પેદાશ ૧,૬૩,૮૯,૪૦૦ ટન જેટલી અડસટવામાં આવી છે જેમાં હીદુસ્તાનમાં ખાંડની પેદાશ અઠાવીશ લાખ ટન જેટલી અથવા આગલા વરસ કરતાં ઓગણત્રીસ હજાર ટન જેટલી ઓછી છે. એ રીતે દુનીયાંની ખાંડની પેદાશ ખપ કરતાં પાંચ લાખ ટન જેટલી ઓછી છે.—ઇન્ડીઅન ટ્રેડ જર્નલ (૧૨-૩-૧૯૨૦)

# ઘઉંનો પાક સુધારવા માટેના સરકારી પ્રયત્નો.

---

નામદાર સરકારનાં ખેતીવાડી ખાતાં તરફથી હીંદમાં ઘઉંનો પાક સારો થાય તે માટે કરવામાં આવતા પ્રયત્નો વીશેની કેટલીક વીગત બહાર પાડવામાં આવી છે તે ઉપરથી માલમ પડે છે કે હીંદમાં હાલ જે ઘઉં વવાય છે તેને બદલે "પુસા બાર" તથા "પુસા ચાર" એ સંજ્ઞાથી ઓળખાતી જાતના ઘઉંની વાવણી થાય એ માટે પ્રયત્નો કરવામાં આવે છે. હીંદમા જુદે જુદે ઠેકાણે એ સુધરેલી જાતના ઘઉંના બી વાવવા માટે વેચવાની ગોઠવણ કરવામાં આવી છે એવાં શુદ્ધ બીની સંખ્યા જોઇએ તેટલી પુરી પાડવાનું બની શક્યું નહીં તેથી ભવીષ્યના ઉપયોગ માટે એવાં શુદ્ધ બી સંઘરી રાખવાનો વીચાર અમલમાં મૂકી શકાયો નથી. ૧૯૧૮-૧૯ના વરસમાં એ બે જાતના ઘઉં માટે રોકવામા આવેલી જમીનનો વીસ્તાર પાંચ લાખ એકર જેટલો હશે એનો ભાવ બીજી જાતના ઘઉં કરતાં એટલો વધારે રહે છે કે દરેક એકર દીઠ પંદર રૂપયા જેટલી વધારે આવક થાય છે. સીમલા ખાતે હવાપાણી અનુકુળ ન આવવાથી ઘઉંની બીજી જાતોના પાકને નુકશાન થયું ત્યારે ત્યાંના ખાલતુ ફુરટ આરચાર્ડના માલીક મી. એચ. ઇ. જે. પીક તથા સીરમુર સ્ટેટના ચીફ સેક્રેટરી સરદાર નારાયણસીંઘે "પુસા ૧૨" નામની જાતના ઘઉંનાં બી જ્યા વાવ્યાં હતા ત્યા તેને હવાપાણીની ખરાબ અસર મુદ્દલ નડી ન હતી. અગાઉ એ જાતના ઘઉંની વાવણી ત્રણ ગામમાં કરતા હતા તે હવે આઠ ગામમાં થાય છે અને એનો વીસ્તાર સાતગણો થયો છે. એવી ઇચ્છાથી હાલ કામ લેવામાં આવે છે કે સીરપુરની આસપાસનો એક મોટો ભાગ એ નવી જાતના ઘઉ ઉગાડતો હીંદમાં થાય તો બીજા ભાગો માટે એ દૃષ્ટાંત રૂપ થઇ પડે. સંયુક્ત પ્રાંતોમાં શહજહાનપુરમાં ફલાકે નામના ગૃહસ્થે "પુસા ૧૨" નામની જાતના ઘઉંનો પાક કરી દર એકર દીઠ સાડી છત્રીસ મણ ઘઉં ઉતાર્યા છે. તે અગાઉ એ જમીનમાં શેરડી ઉગાડવામાં આવેલી હતી અને જયારે એ ઘઉનો પાક કર્યો ત્યારે હવા પાણી પણ કાંઇ જોઇએ તેવાં અનુકુળ ન હતાં તેમ છતા એટલું સારૂં પરીણામ લાવી શકાયુ તે ઘણુંજ ખૂશી થવા જેવું છે. ઇંદોર ખાતે ઉંચ સપાટીવાળા ભાગમા ૧·૩૬ એકર જેટલા વીસ્તારની જમીનમાં તા. ૧૫ ડીસેંબરે "પુસા ૪" નામની જાતના ઘઉંનો પાક કરવામા આવ્યો હતો અને મી. કોવેન્ટ્રી જણાવે છે કે તેની ઉતર એકર દીઠ પાત્રીસ મણ જેટલી થઇ હતી. બીહારમાં એક ઠેકાણે દસ વીઘા જમીનમાં "પુસા ૪" નામની જાતના ઘઉંનો પાક કરવામાં આવ્યો. ત્યા મી० જસ્ટીન જણાવે છે કે એકર દીઠ ચાળીસ મણ જેટલા ઘઉ ઉતર્યાં હતા. પુસા ખાતેથી આ સુધારાવાળી જાતના બીં પરદેશો ખાતે વાવેલા પુસા ખાતે પણ મોકલવામા આવે છે અને ત્યા એનો ઉપયોગ થાય છે. ન્યુ સાઉથ વેલ્સ ખાતે વાવેલા પુસા ઘઉંને સીડની ખાતે ભરાયેલા રૉયલ એગ્રીકલ્ચરલ શોમાં ઇનામો અપાયા હતા. વેસ્ટ આસ્ટ્રેલીયામાં "પુસા ૪" ઘઉંની વાવણી કરવામાં આવતાં એકર દીઠ ત્રીસ બુશલ જેટલો પાક ઉતર્યો હતો. એ પાકને કદી કીટ વળગતી નથી કે ફુગ બાઝતી નથી એમ ત્યા મનાય છે. યુગાન્ડામા પુસા ઘઉંનો પાક કરતા તેને ત્યાના હવા પાણી અનુકુળ લાગ્યાં છે અને એ પાક માટેના

---

ઓ ત્યાંના સરકારી ખાતાં તરફથી યુરોપીયન ખેડુતોને પુરાં પાડવામા આવે છે. દક્ષીણ આફ્રીકામાં ખેડુતોનું જે યુનીયન ત્યાંના ખેતીવાડી ખાતાના પ્રયત્નથી અસ્તીત્વમાં આવ્યું છે તેણે પુસા ૧૨ અને પુસા ૪ ઘઉંને જુદી જાત તરીકે ગણવાનું ઠરાવ્યું છે. કેનેડા, યુનાઇટેડ સ્ટેટસ, જાવા, સુદાન, બ્રાઝીલ વગેરે દેશોથી એ જાતના ઘઉંના બી માટે માગણી આવે છે.

એ પાક પાણી કેટલું માગે છે તે તપાસી જોવા માટે એ વીશેના આંકડા ૧૯૧૨ના વરસથી એકઠા કરવામાં આવતા હતા. તેનો સાર કવેટા બુલેટીન નં-૪માં આપવામાં આવ્યો છે. એ બુલેટીનનું નામ ( The saving of irrigation water in wheat growing ) ધી સેવીંગ ઓફ ઇરીગેશન વૉટર ઇન વ્હીટ ગ્રોઇંગ એવું રાખવામાં આવ્યું છે. એ આંકડાની તપાસ પ્રથમ કવેટાનો ખીણવાળા ભાગમાંજ લેવામાં આવી હતી. પણ છેલાં ત્રણ વરસ દરમ્યાન હીંદના વાયવ્ય ભાગમાં મુખ્ય મથકો ખાતે પણ એવી તપાસ લેવામાં આવી હતી. અને તેને પરીણામે કેટલીક ઉપયોગી માહીતી મળી હતી જે આ બુલેટીનમાં આપવામાં આવી છે. એનો સાર ઇંડીયન ટ્રેડ જર્નલના તા. ૨-૧-૧૯૨૦ના અંકમાં છપાયો છે. અને ખેડુતોનું તથા ખેતીવાડીનું જ્ઞાન ધરાવનારાઓનું તે તરફ ધ્યાન ખેંચવું યોગ્ય થઇ પડશે. આ પ્રયત્નોમા માત્ર ઘઉંની પેદાશ એકર દીઠ વધારે થાય તે તરફજ ધ્યાન આપવામાં આવ્યું છે એમ સમજવાનું નથી. જમીનનો કસ વધારવા માટેના પ્રયત્નોનો પણ એમાં ભેગોભેગો વીચાર કરવામાં આવ્યો છે. એ ઉપરાત ઢોરોના ચારા માટે વપરાય એવા ઘાસની પેદાશ વધારવાના સવાલની પણ ભેગી તપાસ લેવામાં આવી છે અને એ પાકને કીટ ન લાગે તથા ફુગ ન વળગે તે માટેના ઉપાયો ઉપર પણ ધ્યાન આપવામા આવ્યું છે.

પુસા ખાતેથી બી પુરા પાડવામાં આવે તે વેળા તેને જુદા જુદા નંબર અપાય છે જે ઉપરથી તે જાત ઓળખાય છે. એ જુદી જુદી જાતનાં ઘઉં માટે પુસા, કાનપુર તથા કલ્યાણપુર ખાતે કરવામા આવેલી વાવણીને પરીણામે એકર દીઠ કેટલા રતલની ઉતર થઇ તે નીચે દર્શાવી છે;—

| જાત | | પુસા | કાનપુર | કલ્યાણપુર |
|---|---|---|---|---|
| પુસા | ૧૨ | ... | ૨૨૩૦ | ૨૧૪૩ |
| „ | ૩૧ | ૧૯૭૪ | ૧૯૧૦ | ૧૭૦૮ |
| „ | ૩૬ | ૨૧૩૯ | ૧૯૪૦ | ૨૦૬૧ |
| „ | ૩૭ | ૨૨૨૧ | ૨૦૧૦ | ૨૦૦૯ |
| „ | ૪૩ | ૨૪૯૬ | ૨૧૫૦ | ૨૧૭૦ |
| „ | ૪૪ | ૨૪૯૬ | ૨૨૧૦ | ૨૦૭૨ |
| „ | ૪૫ | ૨૪૩૩ | ૨૨૮૦ | ૨૦૦૧ |
| „ | ૪ | ૨૧૦૨ | ૨૮૩૦ | ૨૧૬૮ |
| કાનપુર | ૧૩ | ... | ... | ૧૬૬૮ |

આવી હકીકત એકઠી કરવા માટે પ્રયોગો કરવામાં આવે છે અને જયારે જયારે હવાપાણીના સંબંધમાં અસાધારણ રીતે અનુકુળ કે પ્રતીકુળ સંજોગો લાગે છે ત્યારે તે વીશે ખાતરી કરવા માટે એ પ્રયોગો ફરીથી કરી જોવાય છે.

---

ધી જોબ્ઝ ટાઇપ માટે ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

# ચસમાંના કાચ.

---

ચસમાં, દુરબીનો, સુક્ષ્મદર્શક યંત્રો વગેરેને માટેના કાચ લડાઇ દરમ્યાન એટલા જરૂરના થઇ પડયા હતા કે તેનો જેટલો જથો મળી શકયો તેટલો મેળવવાને પ્રયત્ન કર્યા વગર ચાલેજ નહીં. વાંચનારાઓને યાદ હશે કે લડાઇના કામ માટે દુરબીનો જોઇતી સંખ્યામાં ન મળવાથી નામદાર સરકારે લોકો પાસેથી તે ઉછીના માંગી લીધાં હતાં. ચસમા તથા દુરબીનોનો ઉપયોગ લશ્કરમાં તેમજ નૌકાખાતામાં ઘણો થાય છે. લડાઇ અગાઉ એ માટેના કાચનો માત્ર દસ ટકા જેટલો ભાગ ઇંગ્લાંડમાં બનતો હતો, જ્યારે સાઠ ટકા જેટલો ભાગ જરમનીથી અને બાકીનો ફ્રાન્સથી આવતો હતો. લડાઇ શરૂ થઇ એટલે જરમનીથી કાચની આયાત બંધ પડી અને ફ્રાન્સની સરકારને વધારે કાચ ઉપયોગમાં લેવા પડયા એટલે ત્યાંથી પણ તેની આયાત થઇ શકી નહીં ત્યારે ઇંગ્લંડે પોતાનાંજ સાધનો ખીલવવાં એ સિવાય બીજો માર્ગ રહ્યો નહીં. તે વેળા ઇંગ્લાંડમાં એવા કાચનું કારખાનું માત્ર એકજ હતું. તેને સરકારી મદદથી વધારવામાં આવ્યું અને તેથી તેમાંથી વધારે માલ પેદા થવા લાગ્યો. પરદેશોથી મેળવી શકાયો તેવો માલ મેળવી તેને પણ ઉપયોગમાં લેવાનું શરૂ કર્યું અને એ રીતે અતીશય તાકીદની હાજત પુરી પાડી. ૧૯૧૬ માં એક બીજું કારખાનું કહાડવામાં આવ્યું. પણ માલની પેદાશ ધીમે ધીમેજ વધી શકી અને તેનો ખપ તો જેમ લડાઇ વધી તેમ વધતો ગયો. યુનાઇટેડ સ્ટેટસ લડાઇમાં સામેલ થયું ત્યારે તેને માલ પુરો પાડવો પડયો અને વીમાનો દ્વારા છબીયો પાડી લેવાના કામ માટે પણ એવા કાચની જરૂર વધી. પેદાશમાં વધારો કરવાના પ્રયત્નો તેથી એટલી ખંતથી ચાલુ રાખવામાં આવ્યા કે લડાઇ અગાઉ એવા કાચની પેદાશ આખી દુનીયામાં થતી હશે તે કરતાં બમણી પેદાશ લડાઇ આખરે માત્ર ઇંગ્લંડમાં થતી. દર મહીને ચાર ટન જેટલા એવા કાચ હવે ઇંગ્લંડમાં બને છે. સાધારણ કાચ કરતાં એ કાચની બનાવટ વધારે અઘરી હોય છે. એમાં કોઇ પણ ઠેકાણે સ્હેજ રંગની છાયા ન જોઇએ; જાડાઇ માગ્યા પ્રમાણે હોવી જોઇએ; કોઇ પણ ભાગમાં ગુંચળું વળી ગયા જેવું કે નસ જેવુંજ ન જોઇએ. પારદર્શક અને સુર્યનાં કીરણો મેઘ ધનુષના રંગો જેવા દેખાવમાં રજુ કરતી વેળા મુદલ મહેનત ન આપે એવા એ કાચ હોવા જોઇએ. થોડા ભાગમાં જાડા અને થોડા ભાગમાં પાતળા કે થોડા ભાગમાં ઉપસેલા અને બીજા ભાગમાં બેસી ગયેલા એવા હોય તે પણ ન ચાલે. જો એવી ખોડ હોય તો ભઠીમાંથી નીકળતી વરાળ માંથી આપણે આરપાર જોઇએ તે વેળા જેવો દેખાવ જોઇ શકાય તેવોજ દેખાવ આવા કાચમાંથી નજરે પડે. અને વસ્તુસ્થીતી હોય તેવુંજ તેનું ચીત્ર લેવું હોય તે ન બને. એટલા માટે એ બધી ખોડ વગરના કાચ બનાવવામાં ખૂબ સંભાળ લેવી પડે છે એને માટેનો સામાન એકઠો થયા પછી ત્રણ મહીના જેટલો વખત એ કાચ બનાવવામાં લાગે છે. એમાં કાંઇ ખોડ આવી જાય તો તે દુર કરવા માટે એને ગરમ કરી ધીમે ધીમે ઠંડો પાડવો પડે છે અને તેમાંજ પંદરથી વીસ દીવસ જાય છે. રંગની છાયા દુર રાખવા માટે માલની પરીક્ષા પહેલેથી ઘણી સંભાળથી લેવી પડે છે. વળી એ કાચ બનાવવાનાં સાધનો ઉપર પણ હવા વગેરેથી અસર થાય તો તેને લીધે કાચના બંધારણમાં તફાવત પડી જાય તેથી તે

---

માટે સંભાળ ખાસ રાખવી પડે છે. આ બાબદમાં વીશેશ શોધખોળને પરીણામે રસાયણશાસ્ત્રની વધારે મદદ લેવાતી થઇ છે અને હવે એવા કાચ બનાવવાની વીદ્યા એ કારીગરની ખાસ કુશળતાને વિષય થઇ પડયો છે. પહેલાં ઓરડીનરી ક્રાઉન એન્ડ ડેન્સ ફ્લીંટ એ બે જાતના કાચ વપરાતા. ૧૮૮૦ના વરસ સુધી તો એવા કાચ માટે પણ જરમની ઇંગ્લાંડના ઉપર આધાર રાખતું પણ પાછળથી વીદ્યાની શોધખોળ કરીને-જરમનીએ નવી નવી જાત બનાવવા માંડી અને તેથી ઘણો સુધારો થયો. એ કાચ બનાવવાના ઉદ્યોગમાં જરમનીની મોટાઇ તેથીજ શરૂ થઇ. ૧૮૮૦ થી ૧૯૧૪ સુધીમાં ઇંગ્લંડ એ ઉદયોગ ની બાબદમાં પાછું હઠયું. ૧૮૪૮માં સ્થપાયેલી એક પેઢી પરંપરાથી કામ કરતી આવેલી તે પ્રમાણે કર્યા જતી પણ તેમાં જે નફો એને મળતો તે કોઇ કાર્યની કુશળતાને લીધે નહીં પણ ધંધો જામી ગયેલો હતો તેને લીધેજ થતો. લડાઇ દરમ્યાન એ સ્થીતી કેટલી સુધરી તે ઉપર જણાવ્યું છે. હજી વધારે સુધારાઓ કરાય અને તે માટેની શોધખોળ ચાલુ રહે તે અર્થે એવા કાચ બનાવવાના ઉદયોગોને ઇંગ્લંડની સરકારે દેશના રક્ષણ માટે જરૂરના ઉદયોગ તરીકે સ્વીકાર્યો છે અને તેને લીધે જકાત વગેરે બાબદમાં તેને કેટલીક ખાસ સગવડ મળશે. અત્યારે ઇગ્લંડથી એ માલ ફ્રાન્સ તથા અમેરીકા ખાતે નીકાશ કરવામાં આવે છે અને હજી પણ વધારે સારા પ્રકારનો માલ બને તે માટેના પ્રયત્નો ઇંગ્લંડમાં હજી ચાલુ છે—(બોર્ડ ઓફ ટ્રેડ જર્નલ તા. ૧૯-૨-૧૯૨૦)

---

## જાપાનનો કાપડ સુતરનો ઉદ્યોગ.

જાપાનમાં કાપડ સુતર બનાવવાનો ઉદ્યોગ કેટલી ઝડપથી વધતો જાય છે તે દેખાડનારા કેટલાક આંકડા થોડા વખત ઉપર ઇન્ડીયન ટ્રેડ જર્નલમાં આપવામાં આવ્યા હતા. તે ઉપરથી માલમ પડે છે કે ત્યાં એ માટે ૪૮ કંપનીઓ તા. ૩૦-૬-૧૯ સુધીમાં સ્થપાયલી હતી અને મીલોના કુલ સંખ્યા ૧૮૪ની હતી તેમાં ભરપાઇ થયેલી થાપણ ૧૪,૭૧,૫૭,૬૭૦ યેન જેટલી અને રીઝર્વફંડ ૧૧,૦૪,૪૭,૭૯૫ યેન જેટલું હતું. રીંગ સ્પીન્ડલની સંખ્યા ૩૨,૮૨,૭૫૪ ની અને મ્યુલ સ્પીન્ડલની ૫૨,૩૩૦ની હતી જ્યારે ડબ્લીંગ સ્પીંડલ ૪,૦૦,૩૦૭ જેટલા હતાં. લુમની સંખ્યા ૪૨૪૦૦ની હતી. તા. ૩૦-૬-૧૯ને દીને પુરા થયેલા છ માસમાં સુતરની પેદાશ ચારસો રતલની એક ગાંસડી એવી ૯,૩૧,૫૯૨ ગાંસડી જેટલી હતી. ૧૯૧૮ના એ છ માસ દરમ્યાન એવી પેદાશ ૯૨૪૩૧૦ ગાંસડી જેટલી હતી. આયાત છેકજ થોડી ૬૬૦ ગાંસડી જેટલીજ થઇ હતી. એ પેદાશ તથા આયાતમાંથી નીકાશ ૧,૫૦,૬૧૧ ગાંસડી જેટલી હતી. ૧૯૧૫ના જુનથી ડીસેંબર સુધીના છ માસમાં સુતરની પેદાશ ૮૯૪ ૪૧૦ ગાંસડી અને આયાત ૩૩૧ ગાંસડી થઇ હતી તેમાંથી નીકાશ ૩૧૪૬૪૮ ગાંસડી થઇ હતી તે પછી એ નીકાશમાં એક સરખો ઘટાડો થતો રહ્યો છે અને ૧૯૧૪માં લડાઇ જાગી તે પછી સઉથી ઓછી નીકાશ ૧૯૧૯ના છેલા છ માસમાં હતી. બાકી રહેલો માલ સ્થાનીક વપરાશમાં લેવાયો હતો, જે ઉપરથી કાપડ બનાવવાનો ઉદ્યોગ કેટલો વધે છે તે જોઇ શકાય છે. ૧૯૧૪ના છેલા છ માસમાં સ્થાનીક વપરાશમાં સુતરની ૫,૪૩,૧૬૪ ગાંસડી લેવાઇ

# અબરખ વીશે.

ખનીજ પદાર્થો સંબંધી શોધખોળ કરનારાં સરકારી ખાતા તરફથી બહાર પાડવામાં આવેલા છેલ્લા રીપોર્ટમાં એમ જણાવવામાં આવ્યું છે કે અબરખને માટેની માગણી ચાલુ છે. સંયુકત પ્રાંતો તરફથી આવેલા ગોંધીર જીલ્લામાં અબરખ માટે તપાસ કરવામાં આવી હતી. બીહાર અને ઓરીસા પ્રાંતમાં બે જગાએ અબરખ છે પણ તેની માલીકી માટે પક્ષકારોમાં વાંધો પડવાથી કોર્ટમાં કેસ ચાલતો હોવાથી નામદાર સરકારે ડીફેન્સ ઓફ ઇંડીયા એકટની રૂયે તેનો કબજો લીધો છે. એ બેમાંથી મોટો ટુકડો એક વેપારી પેઢીને નામદાર સરકારની વતી કામ કરવા માટે આપવામાં આવ્યો છે અને ખાણોને લગતું જ્ઞાન ધરાવનારા એન્જીનીયરો મેળવવાની મુશ્કેલીને લીધે એ ભાગમાં થતાં કામ ઉપર દેખરેખ રાખવાનું ભુસ્તર વિદ્યાને લગતાં ખાતાંના એક અમલદારને સોંપવામાં આવ્યું હતું. એ પછી વરસાદથી અને કોલેરાથી કામમાં હરકત થવા છતાં સાફ કર્યા વગરનું નેવું મણ અબરખ મેળવાયું હતું જે દરરોજના અરધા ટન ઉપરાંતની રાશ પડવા જાય છે. બીજી જગા બીહાર અને ઓરીસાના પ્રાંતમાં મસ્નોદીહ ખાતે છે અને નાની છે. તેનો વહીવટ પણ ભુસ્તર વિદ્યાને લગતાં ખાતાંનેજ સોંપવામાં આવ્યો છે અને ત્યાં પણ સારૂં કામ થતું જણાવવામાં આવે છે. ઉદેપુરના રાજયમા પણ અબરખ મળી શકે તેમ છે અને તે માટેનો પટો એક પેઢીને આપવામાં આવ્યો છે. ત્રાવણકોરના રાજયમાંથી પણ અબરખ મળી શકયું છે જે નીકાશ કરવામાં

# મેંઢાં ઉછેરવાનો ઉદ્યોગ.

હીંદમાં ખેતીવાડીની ઉન્નતી વીશેનો ૧૯૧૮-૧૯ ના વરસ માટેનો રીપોર્ટ બહાર પડયો છે તેમાં નીચે પ્રમાણે વીવેચન કરવામાં આવ્યું છે:—

હીંદમાં મેંઢાં ઉછેરવાની રીત સુધારવાના કાર્યમાં ઘણી મુશ્કેલીઓ રહી છે. આ દેશના ઘણા ભાગમાં હવા પાણી એવાં છે કે મેંઢાના શરીરમાં માંસ વધે અને તેની સાથે ઉન પણ વધે એ બેઉ સાથે બને નહીં. છેલ્લાં પંદર વર્ષથી તે સંબંધી અખતરાઓ કરીને પુસા ખાતે તપાસ લેવામાં આવતી હતી. અને તેને પરીણામે ઉપર દર્શાવ્યો છે તે અભિપ્રાય ખરો પડયો છે. સંયુકત પ્રાંતોમાં, પંજાબમાં અને નોર્થવેસ્ટ ફ્રન્ટીયર પ્રાંતમાં ઊનની જાત સુધારવાના તથા તેનો જથો વધારવાના પ્રયત્નો વધારે ફતેહમંદ થયા છે પણ એ સુધારાનો લાભ લેવાની રીત હીંદમાં ગરીબ રૈયતને શીખવવાનું બહુ મુશ્કેલ છે. જો એવો સુધારો થવાની આશા વધશે તો એ સવાલનો વધારે સંભાળથી વીચાર કરવો પડશે. સંયુકત પ્રાંતોમાં મેંઢાના શરીરમાં આસ્ટ્રેલીયન મેંઢાનું લોહી દાખલ કરવામાં આવ્યું હતું અને તેને પરીણામે ઉનની પેદાશ વધી અને સુધરી હતી. સાધારણ રીતે હીંદનાં મેંઢાં બે રતલથી વધારે ઉન આપતાં નથી ત્યારે આ મેંઢાં પાંચથી દસ રતલ ઉન આપે છે. એટલુંજ નહિ પણ એની જાત સારી હોવાથી એને માટે રતલ દીઠ રૂ. ૧-૬-૦ જેટલો સારો ભાવ મળી શકે છે. હાલ લખનો, મોરાદાબાદ, ખેરી, બુંદેલ ખંડ, ઇટાવા, અને નેનીતાલ ખાતે મેંઢાં ઉછેરવા માટેના પ્રયોગો કાજે ખેતરો જુદાં કાઢવામાં આવ્યાં છે. પંજાબમાં હીસર ખાતેના ખેતરમાં તા. ૩૧-૩-૧૬ ને દીને ૧૧૪૩ મેંઢાં હતાં જેની કીંમત રૂ. ૯૪૭૦ જેટલી ગણવામાં આવતી હતી. વરસ દરમ્યાન ઉનની પેદાશના રૂ. ૩૩૭૮ ઉપજયા હતા. એ શીવાય ૧૯૫ નાનાં મેંઢાં ઉછેરવા માટે ભરવાડ લોકોને વેચવામાં આવ્યાં હતાં. કાંગ્રા જીલામાં "મરીનો" જાતનાં મેંઢાં ઉછેરવાનો પ્રયત્ન નીષ્ફળ થયો હતો. કારણ કે ત્યાંના લોકો બેદરકાર હતા. ત્યાંનાં મેંઢાંને પાલમપૂર ખાતે મોકલવામાં આવ્યાં હતાં અને તે ઠેકાણેનાં મેંઢાં સાથે ભળી જઇને તે નવી પ્રજા ઉત્પન્ન કરે એવા પ્રયત્નો કરવામાં આવ્યા હતા. તેમાં ફતેહ મળી હતી. એ પ્રયત્નોથી મળેલા ઉન માટે કાનપુર વુલન મીલ્સ તરફથી ઘણો સારો રીપોર્ટ મળ્યો છે. તેમ છતાં એ સારી જાતનું ઉન મોટા જથામાં મેળવતાં ઘણો વખત લાગશે. નોર્થવેસ્ટ ફ્રન્ટીયર વિભાગમાં એક ભરવાડને કેટલાંક મેંઢાં સોંપવામાં આવ્યાં હતાં. ચર્સદામાં એક હજાર મેંઢાં એ ભરવાડ પાળે છે. કેટલાંક સારી જાતનાં મેંઢાં ત્યાં ખરીદવામાં પણ આવ્યાં હતાં અને એ બધાંને સાથે રાખી ઉછેરવામાં આવે છે તેને પરીણામે ઉનની જાત વધારે સારી ઉતરે છે. ત્યાંના નવાં મેંઢાં શરીરે પણ વધારે પૂષ્ટ અને ઉન પણ વધારે આપનારાં નીવડે છે. તાઇગ્રીસ નદીના પ્રદેશમાંથી લાવવામાં આવેલાં મેંઢાંની જાત આ દેશનાં મેંઢાંની જાતમાં ભેળાઇ જાય એ માટે પ્રયત્ન કરવામાં આવે છે અને અત્યાર સુધી તેમાં સારો લાભ થવાનો સંભવ લાગ્યો છે.

---

# હુંડીના ભાવ.

જુદા જુદા દેશો વચેના હુંડીના ભાવની વધઘટ વીશેની વીગત જે નીચે આપી છે તે હાલને સમયે આપણે માટે વધારે નોંધ લેવા લાયક છે.

| હુંડીનાં મથકો. | | | ભાવ. | તા. ૧૫-૮-૧૩ | તા. ૧૬-૮-૧૮ | તા. ૧૫-૮-૧૯ |
|---|---|---|---|---|---|---|
| લંડન | અને | મુંબઇ | પેન્સ | ૧૬ | ૧૮ ૧/૩૨ | ૨૨ ૧/૩૨ |
| " | " | એલેકઝાંડ્રીઆ | પીયાસ્ટર | ૯૮ ૧/૧૬ | ૯૭ ૭/૧૬ | ૯૭ ૭/૧૬ |
| " | " | યોકોહામ | પેન્સ | ૨૪ ૩/૮ | ૨૭ ૩/૧૬ | ૨૭ ૧૧/૧૬ |
| " | " | બ્યુનો એરીસ ગોલ્ડ | " | ૪૭ ૨૯/૩૨ | ૫૦ ૧૩/૧૬ | ૫૩ ૧/૩ |
| " | " | " પેપર | " | ૨૧ ૭/૧૦ | ૨૨ ૯/૨૫ | ૨૩ ૨૭/૫૮ |
| " | " | જરમની | માર્ક | ૨૦-૩૫ | ...... | ૮૧ |
| " | " | બેલ્જયમ | ફ્રાંક | ૨૫-૩૪ | ...... | ૩૪-૮૫ |
| " | " | પેરીસ | " | ૨૫-૨૫ | ૨૬-૯૩ | ૩૩-૬૨ |
| " | " | ઇટલી | લીરા | ૨૬-૨૨ | ૩૫-૯૩ | ૩૯-૨૫ |
| " | " | ન્યુયોર્ક | ડોલર | ૪-૮૬ | ૪-૭૬ | ૪-૨૯ |
| " | " | મોંટ્રીલ | " | ૪-૮૬ | ૪-૮૫ | ૪-૪૭ |
| પેરીસ | " | ન્યુયોર્ક | ફ્રાંક | ૫-૧૮ | ૫-૬૫ | ૭-૮૮ |
| " | " | ઇટલી | " | ૯૭ ૭/૧૬ | ૭૬ ૩/૪ | ૮૫ ૧/૪ |
| જીનીવા | " | બર્લીન | " | ...... | ૬૭-૩૫ | ૨૯-૪૫ |
| " | " | વીયેના | " | ...... | ૩૯-૨૦ | ૧૨-૧૫ |
| " | " | લંડન | " | ...... | ૧૯-૩૮ | ૨૪-૩૦ |

વાંચનાર સહેલાઇથી જોઇ શકશે કે લંડન અને દુનયાંનાં બીજાં વેપારી મથકો વચેની હુંડીના ભાવ જ્યાં જ્યાં પેન્સમાં બોલાય છે ત્યાં વધ્યા છે. પણ તે શીવાય જરમની, બેલ્જયમ, ફ્રાન્સ તથા ઇટલી સાથેની હુંડીમાં વધ્યા છે એનું કારણ એવું હોય કે તે દેશોથી નીકાશ ઓછી થાય છે અને ત્યાં આયાત વધારે થાય છે અને વેપારની બાકી ખાતે જેનું લેહેણું પડે તેને આપવા જેટલું નાણું દેવાદાર દેશ પાસે નથી. લંડન અને ન્યુયોર્ક વચ્ચેના ભાવ પણ એજ કારણથી ઘટયા છે. લંડનથી ન્યુયોર્ક ખાતે થતી નીકાશ ઓછી છે અને ન્યુયોર્કથી લંડન ખાતે થતી આયાત વધારે છે. ઇજીપ્તનાં એલેકઝાન્ડ્રીયા બંદર ઉપરની હુંડીમા ફેરફાર નહીં જેવોજ છે અને જાપાનનાં યોકોહામા બંદર ઉપરની હુંડી ૨૪ ૩/૮ પેન્સથી વધી ૨૭ ૩/૧૬ પેન્સ થઇ છે એનું કારણ જાપાનથી નીકાશ વધારે થતી હોવાનું માનીયે તો મુંબઇ અને લંડન વચેની હુંડીનો ભાવ ૧૬ પેન્સ ઉપરથી વધી ૨૨ પેન્સ ઉપર ગયો તેને માટે પણ એજ પ્રમાણે અતીશય નીકાશનું કારણ રજુ કરી શકાય. સહુથી સરસ કસોટી ઇજીપ્ત અને ઇંગ્લંડ વચેની હુંડીના વગર ફેરફારે ટકેલા ભાવની છે. બ્યુનો એરીસની ચલણી નોટો માટેની હુંડીનો ભાવ ૨૧ ૩/૪નો હતો

તેમાં માત્ર અઢી પેન્સનો વધારો થયો છે જયારે બ્યુનો એરીસના સોનાના સીકા માટેની હુંડીના ભાવમાં પણ ૪૭૨૬ પેન્સ પરથી ૫૭૩ પેન્સ સુધીનો વધારો લગભગ એટલોજ છે. અને જીનીવા તથા લંડન વચેની હુંડીનો ભાવ તા. ૧૬-૮-૧૮ ને દીને ૧૯-૩૮ ફ્રાંકનો હતો તે તા. ૧૫-૮-૧૯ સુધીમાં વધીને ૨૪-૩૦ ફ્રાંકનો થયો એટલે કે પેન્સમાં ગણતાં ભાવ એટલો ઘટયો ત્યારે એજ અરસામાં મુંબઇ અને લંડન ઉપરની હુંડીનો ભાવ, જે હંમેશા પેન્સમાં બોલાય છે તે એટલોજ વધ્યો છે. આ રીતે વધઘટ થઇ તે સર્વનો ખુલાસો વેપારની બાકી વધારે ઓછી રહેવાનું રજુ કરી શકાય. કોઇ વેળા ભાવની વધઘટ અને વેપારની બાકી એ વચે બરોબર મેળ ન હોય ત્યાં અદ્રશ્ય લેવડ દેવડ એટલે કે દેશ પરદેશ વચેની નાણાંની ધીરધાર, ઉછીની આપેલી સેવા, પરદેશમાં રોકેલી થાપણ ઉપરનું વ્યાજ, પરદેશમાં ગયેલા મુસાફરોને થતો ખર્ચ, સ્ટીમરોનુ નુર, વીમો ઉતારવા માટેનાં પ્રીમીયમ અને એવીજ રકમોને લીધે વેપાર બાકી ઉપર થતી અસરનું રજુ કરી શકાય. બીજી રીત એ પણ છે કે ચલણી નોટો વગેરે રૂપમાં નાણાં દેશમાં વધારી કે ઘટાડી નાંખવામાં આવ્યું હોય તેની પણ અસર હોય. એને લીધે ઇંગ્લંડ જેવા દેશમા સોનાના ભાવ ઉપર પણ અસર થઇ છે. જે સોનું સીતોતેર શીલીંગ સાડાદસ પેન્સે આંઉંસ રહેવું જોઇએ તેનો ભાવ એકસો બાવીસ શીલીંગ સુધી ગયા મહીનામાં વધી ગયો હતો. તેનું કારણ એ શીવાય બીજું હોઇ શકે નહીં. જો ઇંગ્લંડમાં સોનાના સીકા છુટથી ફરતા હોય અને નોટને માટે નાણાં આપવાની ના પાડવામાં આવતી હોય તો પ્રત્યેક વસ્તુના બે ભાવ બોલાય. એક ભાવ એ કે આટલા માલ માટે આટલા સોનાના પાઉંડ અને બીજો ભાવ એ કે આટલા માલ માટે ચલણી નોટના આટલા પાઉંડ. એ રીતે બે જાતના ભાવ બોલવાનો કેટલો સંભવ છે અને તે બે વચે કેટલા ટકાનો તફાવત રહે તેનું માપ સોનાના ભાવ ઉપરથી મળે છે. એ સ્થીતી આવતી અટકાવવા માટેજ ઇંગ્લાંડે ૧૮૪૪માં બેન્ક એક્ટ નામે કાયદો બાંધી ઠરાવ્યું કે અમુક હદ ઉપરાંત જેટલી નોટ કહાડવામાં આવે ને સામે તેટલીજ રકમનુ સોનું અથવા સોનાના સીકા અવેજ તરીકે રહેવા જોઇએ. જયાં સુધી એ કાયદાનો અમલ થયો ત્યાં સુધી સોનાનો ભાવ આઉંસ દીઠ સીતોતેર શીલીંગ સાડાદસ પેન્સ કરતાં બહુ વધારે થઇ શકયો નહીં પણ લડાઇ દરમ્યાન એ કાયદો બાજુએ મુકવામાં આવ્યો ત્યારથી તેમાં વધારો થવાને કારણ પ્રાપ્ત થયુ. તેમ છતાં દેશ પરદેશ વચેના વેપારને અંગે થતી લેવડ દેવડ ઉપર સરકારનો કાબુ હતો ત્યાં સુધી એની અસર જણાઇ નહીં. હુંડીના ભાવમાં વધારે વધઘટ આર્મીસ્ટીસ અગાઉ નહીં પણ એ તારીખ પછી થયલી છે અને તેમાં એ અંકુશ દુર થવા પછી ચલણી નોટ માટે નાણાં આપવાની અશકતી એજ મુખ્ય કારણ નજરે પડે છે, એની સાથે ભેળાઇ ગયેલી બીજી બાબદ દેશ પરદેશ વચેની લેવડ દેવડની છે. એ લેવડ દેવડ માટેના સોદા કરતાં વાર લાગતી નથી. એમાં તુરત નાણાં ફેરફાર કરવાં પડતાં નથી. મોટે ભાગે એવા સોદાનો હેતુ નાણાંની ફેરફારી તુરત થતી અટકાવવાની હોય છે પણ તેનું પરીણામ એ આવે છે કે દેવાદાર અને લ્હેણુદાર વર્ગો વચેની સ્થીતી ફરી જાય છે. જો હીંદથી પરદેશો ખાતે મોકલવામાં આવેલા માલનાં નાણાં મેળવવા હક સંભાળી રાખવામાં આવ્યો હત તો હુંડીના ભાવમાં ગમે તેટલો વધારો કરવા

છતાં એટલાં નાણાં હીંદને આપવાનું એ પરદેશોને ભારે પડવા વગર રહેત નહીં. પણ એમાંથી પ્રથમ દસ કરોડ પાઉંડ અને પાછળથી સાડા ચાર કરોડ પાઉંડ હીંદે ઈંગ્લાંડને લડાઈના ખર્ચ પેટે આપવાના ઠર્યા તેને પરીણામે હીંદનું માગતું હીંદને આપવાનું સહેલું થઈ પડ્યું. એ રીતે હીંદનું લ્હેણું લખી વાળવામાં આવ્યું તે યોગ્ય થયું એમ કહેવાનો અત્રે મુદલ આશય નથી પણ એવી રીતે વેપાર બાકીની ઉપર લેવડ દેવડની અસર કેટલી છે તે બતાવવા માટેજ એ દાખલો અત્રે રજુ કર્યો છે. આ રીતે (૧) વેપાર બાકી (૨) અદૃશ્ય સોદા, (૩) જાહેર ધીરધાર, (૪) ચલણી નોટો વગેરે દ્વારા ચલણમાં થતો વધારો કે ઘટાડો અને (૫) સોનાના ચાંદીની ઉત્પત્તીમા થતા વધારો કે ઘટાડો આ પાંચ કારણો દેશ પરદેશ વચેની હુંડીના ભાવ ઉપર ઘણીજ અસર કરે છે અને એ પ્રત્યેક અસર છુટી પાડીને સમજવાનો પ્રયત્ન કરવા યોગ્ય છે. પણ તે માટેના સાધનો એટલા છુટાં છવાયાં છે કે એ અભ્યાસ સહેલાઈથી આગળ, વધારી શકાય એમ નથી. તેમ છતા એટલું તો હાલ પણ કહી શકાય કે જો વેપાર બાકીની પતાવટ માટે નાણું નીકાશ કરવાની સગવડ હોય તો હુંડીના ભાવ અમુક હદ કરતાં વધી શકે નહીં. એથી જુદી રીતે જો એવી નાણાંની નીકાશ માટે સગવડ ન હોય કે મનાઈ હોય તો દસ રૂપયા લ્હેણું વસુલ કરવા માટે બદલા વરીકે કેટલી ઓછી રકમ લેવી તેની હદ રહેજ નહીં. મુંબઈ ઉપરની હીંદી પ્રધાનની હુંડીનો ભાવ વધ્યો તેનો અર્થ અત્યારે એજ થઈ શકે કે હીંદનું લ્હેણું આપવાને ઇંગ્લંડ તૈયાર નથી અને તેથી એક પાઉંડને બદલે પંદર રૂપયાને ઠેકાણે દસ કે આઠ કે સાત આપવા માગે છે. જો હીંદના વેપારીઓને ગરજ હોય તો એ રીતે ઓછા નાણાંથી સંતોષ પામે. એવી ગરજ ન હોય તેવા વેપારીઓ પોતાનુ લ્હેણું પાઉંડમાં હોય તો બરોબર વેચી તેના ડાલર કરી સોનું મેળવી શકે. તે આયાત કરવાની મનાઈ છે તો ત્યાંથી બીજી કોઈ ચીજ તેને બદલે આયાત કરી તે હીંદમા વેચીને પોતાનું લ્હેણું વસુલ કરી શકે. ઇંગ્લંડમા બનતી ચાજો તથા ત્યાના વેપારીઓ પાસે પડેલી સરકારી નોટો, કોન્સલો વગેરે જો હીંદી વેપારીઓ ખરીદે તો અત્યારને ભાવે ઓછે રૂપયે મેળવી શકે અને તેમ કરવાનું તેમને જણાવનારો હુંડીનો ભાવ છે. નામદાર સરકાર વધારે ભાવ ટકાવી રાખવા માગે છે છતાં બેંકો તેથી ઓછા પેન્સ લેખે એટલે કે પાઉંડ દીઠ વધારે રૂપયા લેખે હુંડીની લેવેચ કરે છે. તેનો અર્થ એટલોજ છે કે પરદેશમા માલ ખરીદવા માટે હીંદથી નાણું મોકલવા માટેની સગવડ નહીં હોવાથી હુંડીનો બજાર ભાવ સરકારી ભાવથી જુદી રીતે વધઘટ દર્શાવે છે.

# હડતાળનો પવન.

હડતાળનો પવન હવે હીંદમાં આવ્યો છે. એક પણ અઠવાડયું હવે એવું જતું નથી કે જે દરમ્યાન હીંદમાં કોઇપણ સ્થળે હડતાળ ચાલુ ન હોય. એ હડતાળ બે જાતની છે. મજુરોની અને શેઠીયાઓની. ઘણીવાર મજુરોએ જ હડતાળ પાડેલી હોય છે પણ કોઇ કોઇવાર શેઠયાઓ પણ બધા મજુરોને ઠેકાણે લાવવાનો પ્રયત્ન કરતા હોય તેમ હડતાળ પાડે છે જેને અંગ્રેજીમાં "સ્ટ્રાઇક" નહીં પણ "લોકઆઉટ" કહે છે. એ બેઉના હેતુ પોતાના અને સામાના બળની સરખામણી કરવાનો હોય છે. જો તે કસોટીનો વધારે સહેલો ઇલાજ જડી આવે તો આવી કસોટી કરવી ન પડે. એવા સહેલા ઇલાજ છે પણ તે ઉપર ધ્યાન આપવામા આવતું નથી અને તેને લીધે આવી હડતાળો પડે છે. જો કારખાંનામાં કામ કરવા માટે જોઇતી સંખ્યામાં મજુરો મળતા ન હોય તો નવા દાખલ થનારા મજુરોને વધારે પગાર આપવા પડે છે. જો તે કરતી વેળા જુના મજુરોના પગારમાં પણ એટલો વધારો ન થાય તો તેઓ નોકરીમાં શા માટે ચાલુ રહે? તેમ છતાં તેમણે આખા વરસ દરમ્યાન કરેલી નોકરીને પરીણામે જે બોનસ મેળવવાની આશા રાખી હોય તે મેળવવાનો વખત પાસે આવેલો દેખી નોકરી છોડી જવાનું તેમને પરવડેજ નહીં. આવી સ્થીતીનો લાભ લઇ શેઠયાઓ એ બોનસ આપવામાં વાર લગાડે તો તેટલો વખત જુના નોકરો બીજે સ્થળે જઇ પણ ન શકે અને નોકરીવાળા કારખાનામાં દાખલ થયલા નવા મજુરો જેટલો વધારે પગાર પણ મેળવી ન શકે. આવી સ્થીતી થાય ત્યારે હડતાળનો પવન વાય છે. જો એક સ્થળે સારે પગારે જવામાં સગવડ હોય તો હડતાળ પાડવાને ખાસ લાલચ ન રહે. આ પ્રમાણે બીચાર કરતી વેળા આપણે નવા અને જુના નોકરોની કાર્ય કુશળતા એક સરખી ગણી છે પણ વ્યવહારમા જુના નોકરો વધારે કુશળ હોય છે અને તેના પ્રમાણમાં વધારે પગારની સ્વાભાવીક રીતે આશા રાખે છે જ્યારે શેઠયાઓ નવા અને જુના નોકરો વચેનો તફાવત નજીવો ગણી કાઢે છે. આ કુશળતા કેટલી વાર એવી હોય છે કે બીજી નોકરીમાં એ કામ ન લાગે અને તેથી નોકરી છોડી જવાથી એનો લાભ ન મળે. એવે પ્રસંગે પણ એ કુશળતાની કસોટી અગર પુરાવો હડતાળથી મળે પડે છે. જો એ હડતાળ દરમ્યાન અન્ય નોકરોથી કામ ચલાવવાનું શેઠયાઓથી બની શકે તો હડતાલીયાઓ હારે છે. તેથી ઉલટું શેઠયાઓની એવી રીતની જીત ન હોવા છતાં કારખાનાં બંધ રાખી મુકવાની એમની શકતીનો ઉપયોગ થાય છે ત્યાં કસોટી કામ કરી શકતી નથી અને વ્યવહારની એ રમત અધુરી રહી જાય છે. કારણ કે મજુર વર્ગ ગરીબ હોવાથી લાંબા વખત સુધી ટક્કર ઝીલી શકતો નથી. પણ એવી રીતે હડતાળનો અંત લાવવામાં બેઉ પક્ષને નુકશાન છે તે વીશે ધ્યાન ખેંચવું જરૂરનું છે. એક વાત એટલી તો સર્વ કબુલ કરશે કે મજુરોએ હડતાળ પાડી હોય અથવા શેઠયાઓએ "લોક આઉટ" જાહેર કરી હોય પણ તે દરમ્યાન પેદાશ ઓછી થાય છે. જેમ પેદાશ વધારે થાય તેમ વહેલે નહીં તો મોડે પણ દેશની દોલતના વધારાને પરીણામે મજુર વર્ગની સ્થીતી સુધારવાનો સંભવ રહે. કદાચ શેઠયાઓના હાથમાં નફા રૂપે જતી રકમનો દુરૂપયોગ થતો હોવાથી સમાજમાં મજુરોને તેનો લાભ ન મળતો હોય તો એ દુરૂપયોગ ઘટાડવાના અન્ય માર્ગો છે. શોખની ચીજો મોંઘી કરો, તેના ઉપયોગ ઉપર અંકુશ મુકો, એ ઉપયોગ કરનારની ઉપર કરનો બોજો નાંખો, આવા માર્ગોથી દ્રવ્યનો દુરૂપયોગ ઘટાડી સર્વ પ્રજાની ઉન્નતી સાધી શકાય છે. તેમાં હડતાળ મદદ કરતી નથી પણ હડતાળ દરમ્યાન પેદાશ ઓછી થાય એટલે અંશે સમાજની ઉન્નતીનાં સાધનો એટલાં ઓછાં

થાય છે આ શીવાય એ પણ ધ્યાનમાં રાખવા જેવી વાત એ છે કે ઘણીવાર હડતાળ પાડનાર મજુર વર્ગ ગરીબ હોવાથી પોતાની સેવા કેટલી ઉપયોગી છે તે પુરવાર થાય એટલો વખત હડતાળ ટકાવી રાખી શકતો નથી પણ તેને પરીણામે તેઓ પોતાના કાર્યમાં એવા બે દીલ થઈ જાય છે કે એમની કાર્ય કુશળતા સુધારવા કે વધારવાનું કામ છેકજ મુશ્કેલ થઈ જાય છે. મજુરો હડતાળ પાડીને શેઠયાઓને ઠેકાણે લાવી નહીં શકે. તેઓ કામ બગાડી શકશે હીંદને મદદશાએ એવી રીને કામ બગાડીને પોતાની સ્થીતી સુધારવા માટે શેઠને આડકતરી સુચના આપવા જેટલી અધોગતી આપણા મજુર વર્ગની થઇ નથી. પણ તેમ થવાના ચીન્હો ઘણે સ્થળે નજરે પડે છે. ઘણે સ્થળે નોકરો ન છુટકે કામ કરે છે. પોતાના શેઠનું કામ કેમ સારી રીતે કરી શકું અને એમને લાભ કેવી રીતે અપાવી શકુ એમ વિચારવાને બદલે આ કામ મારૂં નથી અને એને માટે બીજાને નેમ્યો છે તો તે એ કામ શા માટે ન કરે અને હું શા માટે કરૂં ? એવો સવાલ મજુરો પોતાના મનમા પુછતા નજરે પડે છે આ હકીકત કેટલે અંશે સાચી છે તે તપાસવાની તસ્દી જો શેઠયાઓ લેશે અને પરીણામે એવી હકીકત નજરે પડે તો તે મજુરોને કાઢી ન મુકતા વધારે કર્તવ્યનીષ્ઠ બનાવવાના પ્રયત્ન કરશે તો તેઓ હીંદની ખરી સેવા સાધી શકશે. જો તેને બદલે એવા મજુરોને શેઠયાઓ કાઢી મુકશે તો પગારમા વધારો થતા સુધી નવા નોકરો પણ વધારે સારી નોકરી આપે એવો સભવ થોડોજ રહેશે. દરમ્યાન તેઓની બેદરકારીને લીધે થતુ નુકશાન કેટલું થશે તે કહેવું મુશ્કેલ છે કારણ કે એવુ નુકશાન કયારે થાય છે અને કેવી રીતે થાય છે તે પારખવું કે અટકાવવુ એ બને તેમ નથી એવુ નુકશાન કરવાના ઠરાવ ઉપર આવે એટલે સુધી મજુર વર્ગ બેવફા નીવડયો નથી પણ જો તેમની સ્થીતી સુધારવાના ઉપાયો વેળાસર નહીં લેવાય તો એ સ્થીતી આવવાનો ભય રહે છે આ ભય આગળ રશીયાનું બોલ્શેવીઝમ પણ નજીવું છે.

# સોનું.

-:૦:-

સોનું હાલમાં પરદેશથી લાવીને હીંદી સરકાર હીંદમાં વેચે છે. તેને બદલે સીકા કેમ નથી આપતી એવો પ્રશ્ન થાય છે. પણ સોનાના દાગીના બનાવવાનો પ્રચાર હીંદમા એટલો જુના કાળથી ચાલુ છે કે એમાં ઘટાડો કરવા માટે પ્રજાને એકદમ લલચાવી કે સમજાવી શકાય નહી અને જયાં સુધી હીંદમાં સોનાનું ધોરણ હોય ત્યાં સુધી સોનાના સીકા તથા તેટલાજ વજનની સોનાની લગડી વચે કીંમતમા તફાવત રાખી શકાય નહી. એનું પરીણામ એજ આવે કે હીંદની પ્રજાને ઘરેણાં માટે જોઇતું સોનું પુરતા જથામાં મળે તો પછી સોનાના સીકા ચલણમાં ફરતા રહે. આમ થવા હેતુ તેનું નામ ગોલ્ડ સ્ટેન્ડર્ડ એટલે કે સોનાનું ધોરણ. એ હોય ત્યારે પરદેશથી સોનું આયાત કરવાની કે પરદેશ સોનું નીકાશ કરવાની છુટ અને સગવડ હોવી જોઇએ જો તેવી છુટ ન હોય તો દેશમા આયાત થતા માલ માટે પરદેશ નાણું વાળવાની અને પરદેશ મોકલેલા માલના નાણા પેટે હીંદમાં સોનું આવે તે લઇ તેને બદલે દેશમા ચાલતું નાણું આપવાની ગોઠવણ નામદાર સરકારે માથે લેવી જોઇએ એવી ગોઠવણવાળી વ્યવસ્થા તેનું નામ ગોલ્ડ એકસચેંજ સ્ટેન્ડર્ડ, જે હાલ અમલમાં છે. એમા સોનાના સીકા દેશમા ફરતા રાખવાનો પ્રયત્ન કે ઉત્તેજન હોઇ શકે નહીં અને પ્રજાને જોઇતું સોનું સરકાર પાસે ખરીદવાનુંજ રહે. હાલની વ્યવસ્થા એવી છે અને તે બનતી તાકીદે બદલીને સોનુ આયાત કરવા માટે વેપારીઓને છુટ આપવાનો નામદાર સરકારનો હેતુ છે એમ નામદાર સરકાર તરફથી જાહેર પણ કરવામાં આવ્યું છે. ચલણને લગતી કમીટીની ભલામણ પણ એ પ્રમાણેજ છે. એને અનુસરીને કામ લેવામાં આવે તો સોનાના સીકા ચલણમાં વધારે જોવામાં આવે અને અભણ ખેડુતોના હાથમાં એ જાય તે વેળા એવી મોટી કીંમતના સીકા તેમને રોજના કામકાજ માટે અનુકુળ નહીં થાય એવી ટીકા થતી આપણે સંભાળીયે છીએ પણ સોનાના સીકા મોટી કીંમતના હોવાજ જોઇએ એવો કાંઇ નીયમ નથી. બ્રીટીશ ગાયેનામાં સોનાનો ડાલર ચાલે છે તેની કીંમત ૧૯૧૮મા ચાર શીલીંગ બે પેન્સની હતી અને કેનેડા, તથા હોન્ડયુરાસમાં ચાલતાં સોનાના ડાલરની પણ એજ કીંમત તે વેળા હતી. એવો ડોલર બે કે ત્રણ રૂપયાની બરોબર થાય. અમેરીકાના યુનાઇટેડ સ્ટેટસમાં ચાલતો સોનાના ડોલર પણ લગભગ એટલીજ કીંમતનો છે તે ધ્યાનમાં લઇએ તો એવી નાની કીંમતના સોનાના સીકા હીંદના ચલણમાં છુટથી ચાલી શકે એ માટે અમને કાંઇપણ મુશ્કેલી જેવું લાગતું નથી. ગામડાનાં લોકોને મુશ્કેલી નડે એમ કહી તકરારને ખાતર સ્વીકારીયે તો પણ મોટાં શહેરોમાં એવા સીકાથી સગવડ વધે એમાં કાંઇજ શક નથી.

---

૨૩ બી.

# મુંબઇનો વાંક શું ?

ઓછા ચાર્જ એજ હલકા ખોરાકની સચોટ સાબીતી, ને હલકો ખોરાક ને શરીરનાં રસા યણીક તત્વોને નાશ કરવાનો ( આત્મઘાતી ) ઉપાય.

અત્યુતમ સગવડ—ઉમદા ખોરાક.




ઠે. મુમ્માદેવી પોસ્ટની પાછળ મુંબઈ નં. ૨

(૩૦)

---

## ધી એલેમ્બીક કેમીકલ વર્કસ કું. લી.

### મુંબઇ અને વડોદરા.

આયુર્વેદના ભાવ પ્રકાશ નામના ગ્રંથના આધારે તૈયાર કરેલી દવાઓ—

**વેજીટેબલ ટોનીક સીરપ**—( દેશી ઔષધિયોમાથી શાસ્ત્રીય રીતી અનુસાર બનાવેલી શક્તિની દવા આ દવા જઠરાગ્ની સુધારી પાચનશક્તિ વધારે છે અને શરીરને અખુટ કૌવત આપે છે. ( એ ખાસ ધ્યાનમાં રાખવુ કે વેજીટેબલ ટોનીક સીરપથી શરીરમાં આવતી શકિત ઉત્તેજક અને ઉન્માદક દવાઓથી ટુંક સમય માટે જણાતી કૃત્રીમ શક્તિ જેવી નથી પણ કાયમની કુદરતી શકિત છે. )

( ૨ ) લીવરને પોતાનું કામ બજાવવાને નિયમીત બનાવી શરીરને નિરોગી બનાવે છે.

( ૩ ) અજીર્ણની વ્યાધીનો નાશ કરે છે, અને અન્ન ચાગ્નિ તાકાત આપે છે.

**નોટ**—ગર્ભવંતી તેમજ સુવાવડી સ્ત્રીઓને પણ આ દવા આપી શકાય છે, તેથી સુવારોગ લાગુ પડી શકતો નથી, અગર લાગુ થયો હોય તો મટી જાય છે. કિંમત દર બાટલીના રૂ. ૧—૨—૦.

**ગ્લીસેરો ફોસ્ફેટ કમ્પાઉન્ડ સીરપ**—( જ્ઞાનતન્તુને શક્તિ આપનારી અમુલ્ય દવા ) માણસના જ્ઞાનતન્તુઓમાં અને મગજમા મુખ્ય પદાર્થ તરીકે ગ્લીસેરો ફોસ્ફેટનાં તત્વો રહેલાં હોય છે; અને જ્યારે તેનું પ્રમાણ ઘટી જાય છે, ત્યારે સાધારણ આરોગ્યતા અને શકિત જતી રહે છે અને અશકિતને લઈ જુદાં જુદાં સબ્બાબંધ દરદો ઉત્પન થાય છે. તેથી શરીરને કુદરતી રીતે માફક આવે તેવા તત્ત્વોમાંથી બનાવેલી આ નિર્દોષ દવાનો ઉપયોગ કરવાથી પડેલી ખોટ પુરી પડે છે, ને શકિત આપનારા તત્વોની વૃદ્ધિ થાય છે જેઓને મગજનો કે અંગબળનો લકવો વિશેષ જણાતો હોય તેમણે અચુક આ દવા વાપરવી   કીમત દર બાટલીના રૂ. ૧—૬—૦ ( મોટી સાઇઝ. )
૦—૧૪—૦ નાની સાઇઝ. )

બીજી બનાવટો માટે કેટલોગ મંગાવો.

મળવાનું ઠેકાણું—**ધી એલેમ્બીક કેમીકલ વર્કસ કું. લી.**

(૩૯)

પ્રીન્સેસ સ્ટ્રીટ—મુંબઇ.

(આ પ્રોસ્પેક્ટસ જોઈન્ટ સ્ટોક કંપનીના રજીસ્ટ્રારની ઓફીસમાં નોંધવામાં આવ્યું છે. અને અરજીઓ સ્વીકારવાનું તા. ૧૦-૪-૨૦ ને દીને બંધ કરવામાં આવશે.)

# ધી હિન્દ બટન ફેકટરી એન્ડ મેટલ વર્કસ લીમીટેડ.

(૧૯૧૩ ના હિન્દી કંપનીઓના કાયદાને આધારે સ્થપાયેલી)

## થાપણ. રૂા. ૨૫,૦૦,૦૦૦

જે

પ્રત્યેક રૂા. ૨૫ ના ૧,૦૦,૦૦૦ શેરોમાં વહેંચી નાખવામાં આવી છે અને જેનાં નાણાં નીચે પ્રમાણે ભરવાનાં છેઃ—

**અરજી વખતે રૂ. ૩. શેરોની વહેંચણી વખતે રૂ. ૩.**

અને બાકીની રકમ જરૂર પડયે વસુલ થશે પણ પ્રત્યેક વખતે શેર દીઠ રૂ. પાંચ કરતાં વધારે રકમનો કૉલ નહિ લેવામાં આવે અને ત્રણ માસથી ઓછી મુદતને અંતરે કૉલ લેવાશે નહિ.

ડીરેકટરોનો ઈરાદો શેરોની વહેંચણી પછીથી નાણાંની ખાસ જરૂર પડયા વિના કૉલ ઉઘરાવવાનો નથી. એટલે કે નવાં યંત્રો વગેરેની ખરીદીની મસલત પુરી થતા સુધી અને તેને માટે ઓર્ડરો અપાતાં સુધી કૉલ લેવાશે નહિ. એજન્ટો, ડીરેકટરો અને તેમના સ્નેહીઓએ રૂ. ૧૦,૦૦,૦૦૦ ની કીંમતના ૪૦,૦૦૦ શેરોની અરજી કરી દીધેલી છે. અને હવે શેષ ભાગજ જાહેર પ્રજાને માટે રહયો છે.

**શેરો અંડરરાઈટ કરવાનું બીલકુલ કમીશન અપાયું નથી.**

અરજીઓ મોકલવાનું ઠેકાણું—મેશર્સ બીલીમોરીયા, ગીલ્ડર એન્ડ કાં.

૩૨, એપોલો સ્ટ્રીટ, મુંબઈ.

## ડીરેકટરોઃ—

ારરજી આણંદજી ટન્ના એસ્કવાયર બી. એ. એલ. એલ. બી માજી દીવાન ભાવનગર, ભટવાડી ગીરગામ મુંબઇ. ( ડાયરેકટરઃ-તાતા આયર્ન એન્ડ સ્ટીલ વર્કસ લીમીટેડ. તાતા હાઇડ્રો ઇલેટ્રીક કંપની લીમીટેડ, બોમ્બે સ્ટીમ નેવીગેશન કંપની લીમીટેડ, ગાયકવાડ ઓઇલ એન્ડ કેમીકલ કંપની લીમીટેડ, વેસ્ટર્ન ઇંડીઆ કેમીકલ કંપની લીમીટેડ, અંબાજી તારંગા લાઇટ રેલ્વે કંપની લીમીટેડ, એંગ્લો ઇંડીયા એન્ડ કોલાનીયલ નેવીગેશન કંપની લીમીટેડ.)

મહુમદ હાજી અબુ એસ્કવાયર; વેપારી, ૧૦૧ કટલરી બજાર, મુંબઇ; કટલરી અને સન્ડ્રી ગુડસ મરચન્ટ એસોસીએશનના પ્રમુખ.

ત્રભુજ કરસનદાસ શ્રોફ એસ્કવાયર; કાપડના વેપારી મુળજી જેઠા મારકીટ, ચોક, મુંબઇ.

સ્માઇલ જી. અલ્લાના એસ્કવાયર; વેપારી. (અલાના સન્સની કું૦) ૧૫ વોર્ડન રોડ મુંબઇ. અલાના રહીમતુલ્લા એન્ડ કું. ના ભાગીદાર, ઈંડો ચાયના મીલ્સ લીમીટેડના એજન્ટસ તથા ખીરલા મીલ્સ લીમીટેડના એજન્ટસ અને ડીરેકટર.

જયસુખલાલ કૃષ્ણલાલ મહેતા, એસ્કવાયર; એમ. એ. ૧૯ બેંક સ્ટ્રીટ મુંબઇ; સેક્રેટરી ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર અને બુરો મુંબઇ, ઇન્ડીયન ટાયર્સ અને ગ્લાસ મેન્યુફેકચરીંગ કું૦ લીમીટેડના ડીરેકટર, તથા ધી બોંબે કોઓપરેટીવ હોલસેલ સોસાયટીના ડીરેકટર.

ફઝલભાઇ ઇબ્રાહીમ રહીમતુલા એસ્કવાયર; વેપારી, ૧ હમમ સ્ટ્રીટ, મુંબઇ. મુંબઈ મ્યુનીસીપલ કોરપોરેશનના સભાસદ, ઇન્ડીયન ચેમ્બર એન્ડ બુરોની કમીટીના મેમ્બર. બોમ્બે સીટી ઇન્સ્યુરન્સ કંપનીના ડીરેકટર, ન્યુ સ્ટીમ નેવીગેશન કંપનીના ડોરેકટર, મુક્તાનીઆ કોટન મેન્યુફેકચરીંગ કંપની લીમીટેડના ડીરેકટર.

દ્વારકાદાસ મુળજી ગોરડીઆ એસ્કવાયર; વેપારી, ૧૪૭ અબદુલ સ્ટ્રીટ, નં. ૩, દ્વારકાદાસ જગમોહનદાસની કું. ના ભાગીદાર.

મદનલાલ પ્રાગજી મીસ્ત્રી એસ્કવાયર; (એક્ષઓફીસીઓ) વેપારી, ૧૪૭ અબદુલ રહેમાન સ્ટ્રીટ મુંબઇ નં. ૩, દ્વારકાદાસ જગમોહનદાસની કુ. ના ભાગીદાર.

### બેન્કર્સ

ધી સેંટ્રલ બેન્ક ઓફ ઇંડીયા લીમીટેડ હોર્નબીરોડ કોટ, મુંબઇ.
તાતા ઇંડસ્ટ્રીઅલ બેન્ક લીમીટેડ કોટ મુંબઇ.

### સોલીસીટર્સ

મેસર્સ ધરમશી એંડ કો. ચર્ચગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

### ઓડીટર્સ

મેશર્સ એસ. બી. બીલીમોરીઆની કું. એસ્પ્લેનેડ રોડ, કોટ મુંબઇ.

### મેનેજીંગ એજન્ટસ

મેસર્સ દ્વારકાદાસ જગમોહનદાસની કું. ૧૪૭ અબદુલ રેહેમાન સ્ટ્રીટ, મુંબઇ નં. ૩.

### રજીસ્ટર્ડ ઓફીસ

---

## મહુવા (કાઠિયાવાડ) ગૌરક્ષક સભાનો હેવાલ અને તેને મદદની જરૂર.

આ જીવદયાની સંસ્થામાં સં. ૧૯૫૬ માં ૧૨૩૮, સં. ૧૯૬૮ માં ૨૧૭૪ ને સં. ૧૯૭૨ માં ૨૩૭૭ ગાયોનું સંરક્ષણ થયું છે ને આ વરસે પણ ઘાસ-ચારાનો ભયંકર દુષ્કાળ પડ્યાથી એક રૂપીયાનું ત્રીશ રતલ ઘાસ મળવાથી આસપાસના ગામોની હુંમેશાં દિવસે પાંચ સાત ગાયોની આવક શરૂ છે; અને પ્રાતઃકાળે ગોશાળાનો દરવાજો ઉઘાડવામાં આવે છે ત્યાં નજીકમાં કુંમકુંમના ચાંદલા કરેલી, શીંગડે લીલા કટકા બાંધેલી ગામડાની પ્રજા મુકી ગયેલી દશ પંદર ગાયો બેઠેલી હોય છે તે સર્વે સંભાળી લેવામાં આવે છે તેને લીધે અત્યારે ત્રણ હજાર ગાયો એકઠી થઈ છે ને હજુ ઉનાળાની ખરી મોસમ બાકી છે તે મુદતના દરમીયાન કેટલી સંખ્યા વધશે તેનું પ્રમાણ બાંધી શકાતું નથી. તેના સંરક્ષણાર્થે કાયમી ઉપજ કે કેપીટલ નહીં હોવાથી હાલના કટાકટીના વખતમાં તેના કાર્યવાહકો પૂર્ણ ગમગીની ને મુશ્કેલીમાં આવ્યા છતાં જાહેર હિંમત રાખી કમર કસી જુવાર બાજરાની પુષ્કળ કડબ ખરીદ કરવા તથા દાનેશ્વરીની મદદ મેળવવા સ્તુતિપાત્ર પ્રયાસ શરૂ રાખ્યો છે તે ઘણુંજ ચાહના ધરાવનારૂં છે. આવા દેશહિતૈષી, પરમાર્થિક ખાતાને લક્ષ્મીવાનો પોતાની લક્ષ્મી મદદમાં મોકલવાનો સદ્વ્યય કરશે તો પરમાર્થ થવા સાથે દેશોદય થશે.





---

# ધાતુ ક્ષિણતાના રોગનાં લક્ષણ તથા તેની દવા.



અંગનું થાકી જવું, મનનું ઉદાસ રહેવું, છાતીમાં ધબકારા થવા ઉંઘ ન આવવી માથામાં વેદના થવી, ચકરી તથા આંખે અંધારાં આવવાં, કંટાળો આવવો, વિચાર શક્તિનું ગુમ થવું સ્વભાવ ચીડો થવો, જરા જરામાં ઉશ્કેરાઇ જવું, સ્રીપર અભાવો ધાતુનું તુરત સ્ખલીત થવું, શરીરનું તવાઇ જવું તથા હમેશ ગરમ રહેવું, પ્રિયવસ્તુ તરફ અણુગમોઃ—આમ જ્યારે થાય ત્યારે સમજવું કે ધાતુ ઓછી થઇ ગઇ છે. અથવા થાય છે; ત્યારે નિરાશ ન થતાં અમારી બનાવેલ ગેરેન્ટીવાળી

## રાજ રાજેશ્રી ગોળીઓ

નું સેવન કરવા ભલામણ કરીએ છીએ. આ ગોળીઓ તમામ દર્દો મટાડી શરીર હૃષ્ટપુષ્ટ બનાવી લોહી તથા વિર્યને સુધારી વધારી શરીર તેજસ્વી બનાવે છે, મર્દાઈ વધારે છે અને ખોરાકી વધારી દુધ પચાવી વિર્ય સ્તંભન કરે છે ક્ષય સંગ્રહણી ઇત્યાદિ રોગ મટાડી તવાઇ ગયેલ શરીરને હૃષ્ટપુષ્ટ બનાવે છે કીં. ગોળી ૩૦ ની ડબીના રૂા. ૨૫) ફાયદો ન થાય તો એક પણ શબ્દ પુછ્યા શિવાય પૈસા પાછા આપવાની લેખીત જામીનગીરી મળે છે.

ખાસ સ્રીઓ માટે ગેરેન્ટીવાળી

## કાન્તામૃત ગોળીઓ.

આ ગોળીઓનું સેવન કરવાથી સ્રીઓને સ્વરૂપવાન બનાવે છે. બિખાયેલ શરીરનો બાંધો સ્તન વિગેરે અવયવોને ફરી દ્દઢ કરે છે, ધાતણી ધુપણી અને રૂતુદોષથી થતા રોગ મટાડે છે. ગર્ભાશયને સુધારો છે અને ગર્ભધારણ કરવા યોગ્ય બનાવે છે. સુવારોગ અને તે પછીની નબળાઇ પાચન શક્તિનો નાશ થવો, ઝાડા વિગેરે રોગને મટાડી શરીર હૃષ્ટપુષ્ટ બનાવે છે. કીં. ગોળી ૩૨ ની ડબીના રૂા. ૫.

એક ડબી સાથે ફાયદો ન થાય તો પૈસા પાછા આપવાની લેખીત ગેરેન્ટી આપવામાં આવે છે.

---

## વૈદ્ય કલ્યાણજી હરીકૃષ્ણ ઠાકર,

જુની હનુમાન ગલીને નાકે, કાલકાદેવીનાં મંદીર સામે,

કાલબાદેવી રોડ—મુંબઇ.

( ૧૯૧૩ ના ઇંડીઅન કંપનીઝ એકટની ૭ મી કાયદાની ૯૮ મી કલમને અનુસરીને મંદહનજરને બદલે એક યાદી મુબઈની જોઈંટ સ્ટોક કંપનીનાં રેજીસ્ટ્રાર હજુર દાખલ કરવામાં આવી છે )

# ધી નેશનલ સીમેંટ મેન્યુફેકચરીંગ કંપની લીમીટેડ.

( જે ૧૯૧૩ ના સાલના ઈંડીઅન કંપનીઝના ૭ મા કાયદા મુજબ ઉભી કરવામાં આવી છે )

સતાવાર થાપણ.... .. રૂ. ૫૦,૦૦,૦૦૦.
કાહાડેલી થાપણ.... .. રૂ. ૨૫,૦૦,૦૦૦

જે રૂ. ૨૫ ના ૧૦૦૦૦૦ ઓરડીનરી શેરોમા વહેંચાઇ ગઈ છે, અને જે નીચે મુજબ પગાર કરવાની છે:—

રૂ. ૩) અરજી સાથે, રૂ. ૫) શેર નામ ઉપર કરતી વેળાએ, અને બાકીના જેમ જરૂર પડે તેમ દરેક શેર પાછળ રૂા, ૫) થી વધુ નહીં એવા કોલથી, જે કોલ શેર નામ ઉપર કીધા પછી, બે મહીનાથી ઓછી મુદતમા નહી, એવે અંતરે અને બે મહીનાથી ઓછી મુદત નહી એવા ગાલાથી કહાડવામા આવશે.

ડીરેકટરો:—

ઓ૦ મી૦ સાલેભાઈ કે. બરોડાવાલા, મીલકતદાર અને વેપારી (પ્રમુખ)
સર હુકમચંદ સરૂપચંદ, નાઇટ, બેંકર અને મીલમાલેક.
રાય બહાદુર ઓંકારજી કસ્તુરચંદ, બેંકર અને વેપારી.
મી૦ કીરન કે સેન-ગુપતા, એમ. એ., બી એસ. સી (કલ૦) બી. એસ. સી. (ખાણને લગતી) એમ. એસ. સી (બરમી.) એમ. આઇ. એમ. ઇ, એફ. જી. એસ. ભુસ્તરશાસ્ત્રી, કલકતા.
મી૦ રતનલાલ એમ. મોદી, બી. એ. એલ. એલ. બી, સોલીસીટર અને નોટરી પબલીક (મેસર્સ માળવી મોદી, રણછોડદાસની કંપનીવાળા).
મી૦ દેવીદાસ નારણદાસ, ( મેસર્સ નારણદાસ પરશોતમદાસ એંડ સન્સવાલા ) વેપારી
મી૦ એમ એચ. એમ. મહેતા, બેચેલર ઓફ કોમર્સ (મેસર્સ એચ એમ. મહેતાની કંપનીવાલા) વેપારી અને મીલમાલેક.
મી૦ ત્રીપુરારી બી. કંથારીઆ.
મી૦ જીતુભાઇ બી. મહેતા બી. એ. એલ એલ. બી. એક્ષ—ઓફીસીઓ.

બેંકરો:—

ધી ઇંટર-નેશનલ બેંકીંગ કોરપોરેશન
ધી બેંક ઓફ ઈંડીઆ લીમીટેડ

સોલીસીટરો:—

મેસર્સ માલવી, મોદી, રણછોડદાસની કંપની.

ઓડીટરો:—

મેસર્સ બાટલીબોઈ અને પુરોહીત
ઇનકોરપોરેટેડ એકાઉંટંટો ( લંડન ) હોર્નબીરોડ, મુંબઈ.

મેનેજીંગ એજંટો.—

રાયબહાદુર ઓંકારજી કસ્તુરચંદની કંપની.

રેજીસ્ટર્ડ ઓફીસ:—

આ માસિક નં. ૯૩, ચીંચપોકલી પરેલ રોડ મુંબઇ, લેડી નોર્થકોટ હિંદુ ઑર્ફનેજ પ્રેસમાં જાદવજી પીતાંબર ઠક્કરે છાપ્યું છે અને ધી ઇન્ડીયન મરચન્ટસ ચેમ્બર જયસુખલાલ કૃષ્ણલાલ મહેતાએ, મુંબઇ ઓલ્ડ ટેલીફોન બીલ્ડીંગ્સ ૧૯, બૅંક સ્ટ્રીટ કોટમા પ્રસિદ્ધ કર્યું છે સલ્ફ ... ભુરો માટે

# જાહેર ખબરની અનુક્રમણીકા.



# INDEX.




# અમૃતાંજન.

અમૃતાંજન એ દેશી દવામાંથી હિંદુસ્તાનમાં તૈયાર કરવામાં આવેલું છે. તેનો ઉપયોગ માત્ર શરીરમાં જ્યાં દુખાવો હોય ત્યાં લગાડવામાંજ કરવાનો છે એમ કરવાથી દરદ જલદીથી મટી જશે.

માથાનો દુખાવો, માથાનું શુળ, ગળાંનો સર્વ જાતનો દુખાવો, લચક, છાતીની ઠંડીનો વિકાર, સંધીવા, કમરનો દુખાવો, ઠેસ, ઘા, વગેરેનો દુખાવો એ સર્વ રોગ ઉપર આ ઔષધનો લેપ ચોપડવાથી તરત આરામ થશે

**કિંમત માત્ર આઠ આના.**

## ટુથ પાઊડર.

**કિંમત માત્ર બે આના.**

## દાદરની દવા.

સુકી ખરજ, દાદર વગેરે ચામડીનાં દરદો આ મલમથી સારાં થાય છે.

**કિંમત માત્ર છ આના.**

અમૃતાંજન ડીપો.
(૪૧) ૧૦૯, ફ્રીઅર રોડ—મુંબઈ.

---

## સુપરટેક્ષ તથા ઈનકમટેક્ષના નવા ફૉર્મ માટે.

**તાકીદે મળો ચોખી સલાહ સાથે કાયદેસર ફૉર્મ ભરી આપવામાં આવશે.**

વ્યાપારીઓની ચિન્તા દૂર થાય એવી ચોખ્ખી સલાહ આપનારી એકજ શાખા છે. જેની ખાત્રી એકજ વખત ઓફીસમાં પધારવાથી થઈ જશે માટે જલદી મળો.

# ધી ઇન્ડીયન ક્લેમ એજન્સી

જે કે

**ઈનકમટેક્ષના** કામ માટે એકજ વખતે જે સલાહ હીસાબના અને લખાપટી કરવા માટે આપવામાં આવશે તે બાબત શીખવાથી તમોને બીજી વખતે કોઈની પાસે જવાની જરૂર પડશે નહી અને દરેક વરસે તમો પોતે કામ કરી શકશો. આ બાબતમાં ગેરંટી સાથે સંતોષ આપવાને એજન્સી બંધાએલી છે.

રેલ્વે, સ્ટીમર કંપની, પાસેથી નાણાં વસુલ કરવાનું અથવા નોટીસો વિગેરે બીજા કોઈ પણ જાતની કાયદેસર લખાપટી કરવાનુ અને કોર્ટને લગતાં કામ તથા અહીંયાં અથવા બહાર ગામની ડીક્રીઓનાં નાણાં વસુલ કરી આપીએ છીએ અને તેનું કમીશન પણ પાછળથી લેવામાં આવશે.

જે કે કોર્ટોનું તથા ખટપટી કરવાનો ખર્ચ થશે તે અગાઉથી લેવામાં આવશે, માટે આપ તાકીદથી મળો નીચેના સરનામે.

ઠેકાણું:—મુસ બીલ્ડીંગ પહેલે માળે નં. ૧૮
(૩૬) એડવર્ડ સીનેમાની બાજુમાં. ધોબી તળાવની પાસે કાલબાદેવી રોડ—મુંબઈ

# THE BANK OF TAIWAN, LTD.

INCORPORATED BY SPECIAL CHARTER OF THE IMPERIAL JAPANESE GOVERNMENT, 1899.

| | | |
|---|---|---|
| Subscribed Capital ............................ | Yen. | 60,000,000 |
| Paid-up Capital ............................ | Yen. | 37,500,000. |
| Reserve Fund ............................ | Yen: | 7,030,000 |

*Head Office*:—Taipeh, Formosa.

BRANCHES:

| | | | |
|---|---|---|---|
| London | Tainan | Makung | Ako |
| New York | Takow | Taitoh | Giran |
| Amoy | Shanghai | Shinchiku | Kagi |
| Canton | Hongkong | Taichu | Karenko |
| Foochow | Singapore | Tokyo | Keelung |
| Hankow | Soerabaya | Osaka | Tamsui |
| Kiukiang | Semarang | Kobe | Towen |
| Swatow | Batavia | Yokohama | Moji |
| | | | Bangkok |

The Bank has also a large number of Correspondents at Home and abroad

*Current Deposit Accounts* are opened and *Fixed Deposits* are received for one year and shorter periods on terms which may be ascertained on application.

Every description of BANKING and EXCHANGE business transacted.

K. TAKEMURA,
Manager.

56, *Esplanade Road, Fort, Bombay.*

---

# ધી બેન્ક ઑફ ટાઈવાન લીમીટેડ.

૧૮૯૯ માં જાપાનની વડી સરકારના ખાસ ચાર્ટરથી ઇનકોરપોરેટ થયેલી.

| | | | | |
|---|---|---|---|---|
| ભરાયલી થાપણ | યેન | ... | ... | ૬૦,૦૦૦,૦૦૦ |
| પગાર થીયેલી | ,, | ... | .. | ૩૭,૫૦૦,૦૦૦ |
| રીઝર્વ ફંડ | ,, | ... | ... | ૭,૦૩૦,૦૦૦ |

વડી ઓફીસ—તાઇપેહ, ફારમોસા.

શાખાઓ.

લંડન, ન્યુયોર્ક, એમોય, કેન્ટન ફુચાઉ, હૅન્કો, કીઉકીએંગ સ્વેટો, ટામાન, ટેકાઉ, શેંગાહી, હૉંગકોંગ, સીંગાપોર, સોરાબાયા, સીમારાંગ, બટેવીઆ, મેકંગ, ટાઇટોહ, શીન્ચીકુ, ટાઇચુ, ટોકીઓ, ઓસાકા, કોબી, યોકોહામા, આકો, ગીરાન, કાગી, કારેન્કો, કીલંગ, ટામસુઇ, ટોવન. મોજી, બાંકોક.

તે ઉપરાંત દેશ પરદેશ બેન્કના સંખ્યાબંધ કોરસપોન્ડન્ટો છે.

ગ્રાહકો માટે ચાલુ ખાતાઓ ઉઘાડવામાં આવે છે અને બાંધી મુદતની ડીપોઝીટો એક વરસ અને તેથી ઓછી મુદત માટે લેવામા આવે છે, જેની શરતો અરજ કીધાથી જણાવવામા આવશે.

દરેક જાતનું શરાફી અને હુંડીનું કામકાજ કરવામા આવે છે.

૫૬, એસ્પ્લેનેડ રોડ, ફોર્ટ—મુંબઇ,

કે. ટાકેમુરા
મેનેજર.

# નબળાં બૈરાં માટે.

——:o:——

આલટ્રેઝ કોરડીયલ રીયો એજ ઓના તમામ દરદોપર અકસીર અને રામબાણ ઇલાજ છે. ખાસ કરીને ઓના ગરભાશયના તમામ દરદો દુર કરવાને અચુક શક્તિ ધરાવે છે. બાઇરાંત: ગરભાશયના થતા તમામ દરદો જેવાં કે મેનોરીયા, લ્યુકોરીયા, એમનોરીયા અને એવાંજ દરદો દુર કરવાની તેમાં અદભુત શક્તિ છે. નબળી પડેલી અને લોહી વગરની ફીક્કી છોકરીઓ અને ગર-ભવંતી ઓઓને ઉપલી ગયેલી શક્તિ પાછી લાવી આપે છે. આલટ્રેઝ કોરડીયલ રીયો ગરભાશયના ક્રમને બરાબર ઠેકાણે લાવે છે, અને કસુવાવડ થતી અટકાવે છે. પીઠમાંનો દુખોવો, પેડુમાં થતું દરદ અને કમ્મરમાં થતુ અસહ્ય દુ:ખ જે બૈરાંને થતું હોય તેને ઉપલી દવા આપવી. વૈદો તથા ડૉક્ટરોને ઉપલી દવા ગરભાશય સંબંધી દરદોને દુર કરવાને ઘણી અકસીર થઇ પડશે.

જે બાળાઓ ૧૧ થી ૧૮ વર્ષની ઉમ્મરની અંદર હોય છે અને જેઓ બાળા મટીને ઓની અવસ્થામાં આવતી હોય તો તેને ઉપલી આલટ્રેઝ કોરડીયલ રીયો તેઓના અવયવને બરાબર ખીલવવામાં ઘણી ઉપયોગી થઇ પડશે. **દવા લેવાની રીત:—** દહાડામાં ત્રણ વખત ચાના એક ચમચાભર.

——:o:——

# શક્તિની દવા.

સેલેરીન જેઓ ઘણાં નબળા હોય, જેઓને ઉંઘ આવતી ન હોય, જેને હિસ્ટીરીયા લાગુ થયો હોય, જેને પચતું ન હોય અને જેઓ નબળાઇથી તવાઇને ક્ષીણ થઇ ગયા હોય તેઓએ પલી દવા જરૂર લેવી. **દવા લેવાની રીત:—** જમવા પહેલા અને સુવા જવા એક કલાક *આગમજ એક ચાના ચમચાભાર દવા લેવી.*

સેલેરીના લગભગ ૪૦ (ચાલીસ) વર્ષ થયાં નબળા પૂરૂષોને માટે શક્તિને માટે જગ જાહેર થયેલી છે.

ઉપલી આલટ્રીઝ કોરડીયલ રીયો અને સેલેરીના હિંદુસ્તાનમાં કોઇ બી આબરૂદાર, કેમીસ્ટ, ગાંધી અથવા દવા વેચનાર પાસેથી છુટક અથવા જથ્થાબંધ મળી શકશે. ઉપલી દવાની ઉપર જણાવેલાં દરદો દુર કરવાની અચણુચ શક્તિને લીધે ઘણાં ધંધાદારી એની નકલ કરવા લાગ્યા છે; માટે જે કોઇબી ઉપલી દવા જ્યારે બી લે ત્યારે એનાપર લગાડેલું લેબલ જેના પર 'રીયો કેમીકલ કું.' નામ લખેલું છે તે વાંચવું.

ઉપલી દવાનો જેને બી અજમાયેશ કરવો હોય તેને નીચે ઠેકાણેથી મફત મોકલવામાં આવશે.

THE RIO CHEMICAL Co.
79, BARROW STREET,
New York, U. S. A.

**રીયો કેમીકલ કું.**
૭૯, બારો સ્ટ્રીટ,
ન્યુયોર્ક સીટી યુનાઇટેડ સ્ટેટ્સ, અમેરિકા.

# સ્વદેશી આગની વીમા કું.

## ધી ઈન્ડીયન મર્કેન્ટાઈલ ઈન્શ્યુરન્સ કુંપની લીમીટેડ.

(સને ૧૮૮૨ ના ૬ ઠા એકટની અને ૧૮૯૫ ના ૧૨ મા એકટની
રૂએ રજીષ્ટર્ડ કરી છે.)

ફંડ રૂ૦ ૫૦,૦૦,૦૦૦ જે ૫૦,૦૦૦ શેરોમાં
વેહેંચાયેલું છે. દર શેર રૂ. ૧૦૦ નો,
ભરાયલી કેપીટલ રૂ. ૨૧,૧૫,૩૦૦,
રીઝર્વ ફંડ રૂ. ૨,૦૮,૦૦૦
મીલકતની કીંમતમાં ઘટાડાનું રીઝર્વ ફંડ રૂ. ૫૦,૦૦૦
આગની નુકશાનીના દાવાની ભરેલી કુલ રકમ આશરે રૂા. ૨,૮૦,૦૦૦.

## ડીરેકટરો.

ઑન. શેઠ મનમોહનદાસ રામજી (ચેરમેન.)
શેઠ માધવજી દામોદરદાસ ઠાકરસી.
શેઠ માધવજી ઠાકરશી.
શેઠ મોરારજી વેલજી.
શેઠ જેઠાભાઇ વાલજી.
શેઠ વાલજી સુંદરજી.
શેઠ પરશોત્તમ કાનજી.
શેઠ જગજીવન શેષકરણ.

દરેક જાતનું આગના વીમાનું કામ (જેવું કે બીલ્ડીંગ્સપર, મીલોપર વિગેરે વિગેરે) હાથમાં ધરવામાં આવે છે જાહેર પ્રજાને તથા વેપારી વર્ગને એલ્તેમાસ કરવામાં આવે છે કે આ સ્વદેશી કંપનીને પુરતું ઉત્તેજન આપવાની મેહેરબાની કરવી. વધુ વિગત સારૂ આ કંપનાની ઓફિસમાં લખવુ અથવા જાતે મળવુ

**પેસ્તનજી એદલજી ધાલા.**
સેક્રેટરી, ધી ઈન્ડીયન મર્કેન્ટાઈલ ઇન્શ્યુરન્સ કું૦ લી૦
૧૯, એપ્લનેડ, ફોટ, મુંબઇ.

૬—૧૧

(૧)

# ટુંકી જાહેર ખબરો.

**પરચુરણ** કામકાજ અને ધંધાદારીઓને માટે ટુંક ખરચની (ટેલીગ્રાફ સીસ્ટમની) આ જાહેર ખબરો ચાર આનાના સોળ શબ્દ અને ઉપરાંત વધુના દરેક શબ્દ દીઠ એક પૈસાના ભાવથી લેવામાં આવશે. ૧૬ શબ્દ દીઠ ચાર આના અને તે ઉપરાંત દર શબ્દ દીઠ એક પૈસો લેવાનો રિવાજ છે. છપાવનારાઓએ દરેક મહીનાની તા ૨૦ મી સુધીમાં લખાણ પૈસા સાથે નીચલે સરનામે મોકલી આપવા જોઇએ અગર લખાણ અને પૈસા સાથે પોસ્ટમાં મોકલી આપવા

**સેક્રેટરી, ઇંડીયન મર્ચન્ટસ ચેમ્બર એન્ડ બ્યુરો,**
**ઓલ્ડ ટેલીફોન બિલ્ડીંગ્સ ૧૯,**
**ગૅંક સ્ટ્રીટ—કોટ—મુંબઇ.**

---

**ચરોતરની તપખીર—ચરોતરની સર્વોત્તમ તમાકુમાંથી શ્રીમંતો માટે ખાસ હાથે ઘુંટી બનાવેલી—કીંમત રતલના રૂપીયા ચાર—નમુનો મફત ચરોતર એજંસી,**
**(૯૨) નડીઆદ,**

---

**"લગ્નનું પહેલું" નામની ચોપડી એક આનાની ટીકીટ મોકલી મંગાવો.**
**ડી. એન. શાહ, ખપાટીયા ચકલા સુરત.**

---

"**રેલ્વે જુલમમાંથી**" પરાધીન મુંગા થર્ડ કલાસ રેલ્વે મુસાફરોની મુશકેલીઓ દુર કરવાને જો તમારે કોઇપણ પ્રકારની મદદ, બાતમી, અથવા સાહાય્ય જોઇતી હોય અથવા તમારે તમારા હિંદનો ઉદ્યોગ વધારે ફેલાયલો જોવો હોય તો "**ઇન્ડીયન બોર્ડ ઓફ ડાઇરેક્ટર્સ**" ના ઉપરીપણા નીચે સ્ટેટ મેનેજમેન્ટ ઓફ રેલ્વેઓ સ્થાપવાનું દબાણ કરવું આ બાબતના કાયદાઓની કોપીઓ અને તેનો રીપોર્ટ નીચે જણાવેલ સદ્‌ગૃહસ્થ પાસેથી મળશે:—

**જીવરાજ જી. નેનસી**
**ધી ઇન્ડીયન પેસેનજર્સ એન્ડ ટ્રાફીક રીલીફ એસોશીએશન,**
**બોરા બઝાર સ્ટ્રીટ, ફોર્ટ, મુંબાઇ.**

---

## રાજા મહારાજાઓ

નવાબ સાહેબો, નામદાર સરકારના ધારાસભાના ઓનરેબલ મેમ્બરો, સેરાન્સ જજો, જનરલો, મેજરો, કેપટનો, નામદાર લેટ વૉઇસરાયના લેટ ઓનરરી એ ડી સી. પોલીટીકલ એજન્ટ, સરકારી સીવીલીયન ઓફીસરો, યુરોપીયન સીવીલ સરજ્યનો, એમ ડી ની ડીગ્રી ધરાવનારા મોટા ડાક્ટરો તથા દેશી અને યુરોપીયન અમલદારો અને ગૃહસ્થોમા **બાદશાહી યાકુતી** નામની જગજાહેર દવા બહુ વપરાય છે એજ તેની ઉપયોગીતાની નીશાની છે—ગવર્નમેન્ટ લેબોરેટરીમાં આ રજવાડી દવા એનાલાઇઝ થએલ છે

## બાદશાહી યાકુતી

ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે પુરૂશાતન કાયમ રાખે છે આ રાજવશી યાકુતી વીર્ય વીકારના તમામ વ્યાધી મટાડે છે અને વીર્ય ઘટ્ટ બનાવી ખરૂ પુરૂષતન આપે છે ખરી મરદાઈ આપનાર અને નબળા માણસને પણ જુવાનની માફક જોરાવર બનાવનાર આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે આ દવા વાપરવામાં કાઇ પણ જાતની પરેજીની જરૂર નથી ૪૦ ગોળીની ડબી એકના રૂપિયા દશ

## બાદશાહી ચુનાની લેપ

ઉમદા દવાઓમાથી આ લેપ બનાવેલ છે ખરૂં પુરૂષાતન લાવવા માટે આ લેપ ફતેહમંદ ઇલાજ છે. આઠ સ એકની ડબીના રૂપીઆ આઠ

**ડાકટર કાલીદાસ મોતીરામ રાજકોટ-કાઠીઆવાડ.**

# ઘણીક અમેરીકન તીજોરીઓ કચરા જેવી હોય છે એવું અમેરીકનોજ કહે છે.

—:o:—

વેલાતી બનાવટની તીજોરીઓ આગમાં કેવી ટકે છે-તેનો હીસાબ ગોદરેજે પ્રજાને આપ્યો છે. કોટની ઇવર્ટ લેથમની આફીસની આગમાં અને કાપડ બજારની મોટી આગમાં જુદા જુદા મેકરોની સંખ્યાબંધ તીજોરીઓમાં સઘળું બળી ગયું તેની ખબર મેળવવા પછી ઇવર્ટ લેથમવાળાઓએ તેમજ સર સાસુન જે० દેવીડે પોતાની હજારોની કીમતની વેલાતી મોટા જાણીતા મેકરોની તીજોરીઓ લીલાંઉથી વેચી નાખી તેની જગ્યાએ ગોદરેજની તીજોરીઓ ખરીદી હતી.

હીંદુસ્તાન અને બરમાની સેવીંગ બેંકો માટે સરકારને ૩૭૨ તીજોરી જોઇતી હતી ત્યારે જુદા જુદા મેકરોની તીજોરીઓ આગમાં નાખી તપાસ કરી અને ફકત ગોદરેજનીમાં કાગળો સલામત રહેવાથી આખો ૩૭૨ તીજોરીનો ઓરડર ગોદરેજને આપ્યો હતો.

અમેરીકામાં સાન ફ્રાન્સીસકોમાં થોડાં વરસ ઉપર મોટી આગ થઇ હતી અને હજારો ઘરો બળી ગયાં હતાં. તે આગમાં અમેરીકન તીજોરીઓએ જે દેખાવ કર્યો તે વિષે લખતાં અમેરીકાનું હુન્નરઉદ્યોગને લગતું સૌથી આગેવાન ચોપાન્યું નામે સાયનટીફીક અમેરીકન તા० ૨૬ મી મે ૧૯૦૬ ના અંકમાં નીચે મુજબ કહે છે:—

"મોટી દલગીરી સાથે કહેવું પડે છે કે, સાન ફ્રાનસીસકોની આગથી ઘણાક મેકરોની ફાયરપ્રુફ હોયાની ગેરંટી સાથ વેચેલી તીજોરીઓ કચરા સમાન પુરવાર થઇ છે. અમારી જાણમાં એવી વાત આવી છે કે એ બળી ગયલી તીજોરીઓ જો કે લાકડાંની પેટી કરતાં વધુ સારી હતી નહીં, તોપણ તેના બનાવનાર યા વેચનારાઓએ ફાયરપ્રુફ હોયાની મોટી મોટી વાતો કરીને વેચી હતી. આવી કચરા જેવી ચીજને તીજોરીનું નામ આપી વેચનારાઓનાં કારખાનાં અને દુકાનો સરકાર હમેશ માટે બંધ કરાવે એવું અમે ઇચ્છીએ છીએ."

**ગોદરેજનું કારખાનું:—**

(૪) ગેસ કંપની પાસે, પરેલ, મુંબઇ.

# તમારા લાભનું.



## ઈનામ રૂ. ૧૦૦૦

મેળવાની તમે કોશેશ કરો.

કેશવકાન્ત—હેર ઓઇલ વ્હાઇટ ઓઇલ (ઘાસલેટ) થી તદન રહિત છે. વ્હાઇટ ઓઇલના લાંબા વપરાસથી માથાને તથા બાલને તે નુકસાન કરે છે. માટે જો કોઇ તેમ પુરવાર કરશે કે કેશવકાન્ત હેર ઓઇલમાં વ્હાઇટ ઓઇલ છે તેને ઉપર જણાવેલું ઇનામ અમે આપશું.

બાટલી ૧ ના રૂા. ૦-૧૨-૦.

દરેક જાણીતા વેપારીઓ પાસેથી મળશે.

દ્વારકાદાસ જગમોહનદાસ એન્ડ કું.

પ્રોપરાઇટર્સ

ધી હિંદ બટન ફેકટરી એન્ડ મેટલ વર્કસ.

ધી કેશવ પરફ્યુમરી વર્કસ, ૧૪૭, અબદુલ રહેમાન સ્ટ્રીટ, મુંબાઇ.

(૫૩)



Registered No. B. 810.
THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER.

# દેશી
# વેપારી ચેમ્બરનું માસિક.

પુસ્તક ૧૨મું. VOL. XII. MAY 1920. No. 11. મે ૧૯૨૦. અંક ૧૧ મો.

## અનુક્રમણિકા



આ માસિકમાં બહારથી આવેલા લેખો માટે અમે જવાબદાર નથી.

આ માસિકનું લવાજમ મુંબઇના ગ્રાહકોને માટે વાર્ષિક રૂા. ૩-૮-૦ તથા બાહાર ગામના ગ્રાહકો માટે વાર્ષિક રૂા. ૪—૦—૦ પોસ્ટેજ સુદ્ધાં રાખવામાં આવ્યું છે. છુટક નકલ એકના આના ૬ છ. નમુનાની કોપી મફત મોકલવામાં આવતી નથી. આ માસિકમાં જે જાહેર ખબરો છે તેમાં કંઇ ફેરફાર સુચવવો હોય યા તો કાઢી નાંખવી હોય તો આવી જાતની ખબર આગલા મહિનાની ૨૦ મી તારીખ પહેલાં આપવી જોઇએ નહિ તો તે પ્રમાણે કરવું બની શકશે નહિં.

રીડીંગ મેટરમાં અમે જાહેર ખબર લેવા માગતા નથી તેથી સર્વ જાહેર ખબર આપનાર ગૃહસ્થોને વિનંતિ કરવામાં આવે છે કે ત્હેમણે પોતાની જાહેર ખબરો મેટરની આગળ યા પાછળ છપાવવા માટે આપવી. આ માસીક દર મહીને પહેલી પાંચ તારીખોની અંદર પોસ્ટમાં રવાના કરવામાં આવે છે માટે જે ગ્રાહકોને આઠમી તારીખ સુધીમાં અંક ન મળે તેમણે અમને તુરત ખબર આપવી જેથી જલદી તે વીશે તપાસ પણ કરી શકાય અને જરૂર હોય તો શીલીકમાંથી બીજી પ્રત પણ રવાના કરી શકાય. પાછળથી બધી પ્રતો ખપી જાય છે એટલે તે પછી કોઇની ફરીયાદ ખરી હોય તો પણ તે માટે ઇલાજ કરવો અશક્ય થઇ પડે છે.

*Registered No. B. 810.*
THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER.

# દેશી વેપારી ચેમ્બરનું માસિક.

પુસ્તક ૧૨મું. VOL. XII. MAY 1920. No. 11. મે ૧૯૨૦, અંક ૧૧ મો.

## અનુક્રમણિકા



આ માસિકમાં બહારથી આવેલા લેખો માટે અમે જવાબદાર નથી.

આ માસિકનું લવાજમ મુંબઇના ગ્રાહકોને માટે વાર્ષિક રૂા. ૩-૮-૦ તથા બાહાર ગામના ગ્રાહકો માટે વાર્ષિક રૂા. ૪—૮—૦ પોસ્ટેજ સુદ્ધાં રાખવામાં આવ્યું છે. છુટક નકલ એકના આના ૬ છ. નમુનાની કોપી મફત મોકલવામાં આવતી નથી. આ માસિકમાં જે જાહેર ખબરો છે તેમાં કંઇ ફેરફાર સુચવવો હોય યા તો કાઢી નાંખવી હોય તો આવી જાતની ખબર આગલા મહિનાની ૨૦ મી તારીખ પહેલાં આપવી જોઇએ નહિ તો તે પ્રમાણે કરવું બની શકશે નહિં.

રીડીંગ મૅટરમાં અમે જાહેર ખબર લેવા માગતા નથી તેથી સર્વ જાહેર ખબર આપનાર ગૃહસ્થોને વિનંતિ કરવામાં આવે છે કે ત્હેમણે પોતાની જાહેર ખબરો મૅટરની આગળ યા પાછળ છપાવવા માટે આપવી. આ માસીક દર મહીને પહેલી પાંચ તારીખોની અંદર પોસ્ટમાં રવાના કરવામાં આવે છે માટે જે ગ્રાહકોને આઠમી તારીખ સુધીમાં અંક ન મળે તેમણે અમને તુરત ખબર આપવી જેથી જલદી તે વીશે તપાસ પણ કરી શકાય અને જરૂર હોય તો શીલીકમાંથી બીજી પ્રત પણ રવાના કરી શકાય. પાછળથી બધી પ્રતો ખપી જાય છે એટલે તે પછી કોઇની ફરીયાદ ખરી હોય તો પણ તે માટે ઇલાજ કરવો અશક્ય થઇ પડે છે.

# ચેમ્બરની કમીટીની સભા.

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરોની કમીટીની એક સભા મંગળવાર તા. ૨૩ મી માર્ચ સને ૧૯૨૦ ને રોજ સાંજના ૨ કલાકે (સ્ટા. ટા.) મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા.

શેઠ જહાંગીર બમનજી પીટીટ.
,, સોરાબજી એદલજી વાર્ડન.
ઑ. શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ
,, ,, ચુનીલાલ વી. મહેતા.
શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસી.
,, સુરજમલ લલ્લુભાઇ.
,, લખમીદાસ રવજી તેરસી
,, વલભદાસ ચત્રભુજ શીવજી
,, વિઠ્ઠલદાસ દામોદર ગોવિંદજી
,, એન. એમ. મજુમદાર.
શેઠ મોતીલાલ કાનજી
,, ગુલાબચંદ દેવચંદ જવેરી.
,, ફીરોજ જે. બીલીમોરીયા.
,, ફાજલ ઇબ્રાહીમ રહીમતુલ્લા.
,, ગીરજાશંકર બી. ત્રીવેદી.
,, મનસુખલાલ આત્મારામ માસ્તર
,, માવજી ગોવિંદજી
,, લાલજી ગોવિંદજી
,, બી. એફ. માદન.

૧. તા ૯ મી માર્ચ સને ૧૯૨૦ને રોજ મળેલી કમીટીની મીટીંગની મીનીટો જે સભાસદોમાં ફેરવવામાં આવી હતી તે પસાર કરવામાં આવી હતી.

૨. મેસર્સ પદમસી કુંવરજી એન્ડ કું. તરફથી સ્ટીમર ઉપર મુસાફરોને પડતી હાડમારીના સબંધમાં પત્ર આવ્યો હતો. આ બાબતમાં એસ. એસ. ચકલા શ્રીવન્સીઝ રીલીફ કમીટીના સેક્રેટરી તરફથી પણ પત્ર આવ્યો હતો કે ઑ. મી. શેરીફ દેવજી કાનજીના પ્રમુખપણા હેઠળ એક વર્કીંગ બોર્ડ, ઇન્કવાયરી કમીટી અને કલેઇમ્સ કમીટી નીમવામાં આવી છે. આ પત્ર કમીટી આગળ રજુ થતાં ઠરાવ થયો હતો કે તેઓ તરફથી જે ખંતથી કામ કરવામાં આવે છે તે તરફ કમીટી સંતોષ અને આનંદની નજરે જુવે છે: તે ઉપરાન્ત તેઓને એમ પણ લખી જણાવવાનો ઠરાવ થયો હતો કે ભવીષ્યમાં તેઓના પ્રયાસથી જો કાંઇ સંતોષ કારક પરીણામ આવે તો તેની કમીટીને માહીતી આપવી.

૩. જાપાનના કોનસલ તરફથી પત્ર આવ્યો હતો અને તેમાં આ ચેમ્બરને વીનંતી કરેલી હતી કે જાપાનથી જે માલ હીંદુસ્થાનમાં આયાત થાય છે તે માલની જાત તથા તેને સ્ટીમર સરફત ચઢાવવાની પદ્ધતી અને તે માલનું પેકીંગ વીગેરે બાબતોમાં જે કાંઇ ખામી લાગે તે સર્વ બાબતો ઉપર ખુલ્લી રીતે અભીપ્રાય મોકલી આપવો. આ પત્રની નકલ ચેમ્બરના સભાસદોમાં ફેરવવાનો તથા તેઓ તરફથી જે અભીપ્રાય આવે તે અભીપ્રાય જાપાનીઝ કોનસલને લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૪ ઑ. મી. પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ તરફથી પત્ર આવ્યો હતો અને તેમાં યુગાંન્ડા હેર ૯૬ (તા. ૧૬મી જાન્યુઆરી) નો એક નકલ બીડેલી હતી. તેમાં જણાવેલા પ્લેગ રેગ્યુલેશન તરફ

કમીટીનું ધ્યાન ખેંચ્યું હતું. પ્લેગ રેગ્યુલેશનના સંબંધમાં ત્યાં વસતા હીંદીઓ અને યુરોપીઅનો વચ્ચે ભેદ રાખેલો હોવાથી ના. હીંદી સરકારને એક રેપ્રીઝેન્ટેશન મોકલવાનો ઠરાવ થયો હતો.

૫ ના. મુંબાઇ સરકારના જ્યુડીસીઅલ ખાતા તરફથી પત્ર આવ્યો હતો કે હુનર ઉદ્યોગ જે જીલ્લાઓમાં વીશેષ છે તેવાં સ્થળોમાં શણ, દારૂ, મીઠું ખાંડ, કોલસા વીગેરેની થતી નજીવી ચોરી અટકાવવાને કાયદાની યોજના અમલમાં મુકવાનો ના. સરકારનો વીચાર છે. એ ધારેલી યોજના અમલમાં મુકવામાં આવે તો પુરાવાનો બોજો ફરીયાદીને બદલે તહોમતદાર ઉપર આવે એમ હોવાથી તે યોજના સામે ખાસ કરીને મુંબાઇ ઇલાકામાં પુરતો વાંધો લેવાનો ઠરાવ થયો હતો

૬ મેસર્સ ખરસેદજી બમનજી એન્ડ કું. તરફથી ટેલીગ્રાફ સરવીસના અનીયમીતપણા તરફ ધ્યાન ખેંચનારો પત્ર આવ્યો હતો. વધારામાં જણાવ્યું હતું કે હાલમાં જે હીંદુસ્થાનથી પરદેશ તાર મોકલવા સારૂ બેજ સરવીસ છે ( ઓરડીનરી અને ડીફર્ડ ) તે વધારીને ત્રીજી એકસ્પ્રેસ સરવીસ પણ દાખલ કરવાની યોજનાની ભલામણ કરવી. આ પત્રના સંબંધમાં એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે ના. સરકારને લખી પુછાવવું કે જો ત્રીજી એકસ્પ્રેસ સરવીસ દાખલ કરવામાં આવે તો વેપારી કોમને હાલ જે તારના વીલંબથી હાડમારી થાય છે તેમાંથી કાંઇક ઓછી થાય ખરી કે નહીં ?

૭. હથીઆર અને દારૂગોળાના દાગીનામાંથી થતી ચોરીના સબંધમાં ના. સરકારનો પત્ર આવ્યો હતો. કમીટીએ એવો ઠરાવ કર્યો હતો કે તેને લગતા વેપારીઓમાંથી તે બાબત ઉપર ખબર મંગાવવી. તે પ્રમાણે ખબર મંગાવતાં તેઓ તરફથી જણાવવામાં આવ્યું હતું કે નવી પદ્ધતીનું પેકીંગ કરવાની ના. સરકારની યોજના છે તેનાં પુરતાં કારણ જણાતાં નથી. કારણ કે હાલ સુધી ચાલુ પધ્ધતી પ્રમાણે પેકીંગ થવાથી ભાગ્યેજ ચોરી થયાનું સંભળાય છે. આ મત દર્શાવનારો એક પત્ર ના. સરકારપર લખી મોકલવાનો ઠરાવ થયો હતો.

૮. રંગના સબંધમાં ના. સરકાર તરફથી પત્ર આવ્યો હતો કે એલીઝરાઇન રંગ હીંદુસ્થાનને સારૂ છુટથી આપવાનું ઠરાવવામાં આવ્યું છે અને બીજા રંગ પણ પંદર ટકા સુધી હીંદુસ્થાનને આપવાનું નક્કી કર્યું છે. આ પત્ર ડાઇઝ અને કેમીકલ્સ સબકમીટી આગળ રજુ કરતાં તેઓનો મત એવો થયો હતો કે એ પત્ર અચોક્સ હોવાથી તે સબધમાં વધુ વીગત મંગાવવી. સબકમીટીના આ અભીપ્રાય ઉપરથી કમીટીએ એવો ઠરાવ કર્યો હતો કે રંગની વહેંચણી શા ધોરણે થવાની છે તે સબંધમાં ના. મુંબઇ સરકાર પર પત્ર લખવો અને તે શીવાય વધુ ખુલાસા સારૂ (જેવા કે "બીજા રંગ" તે કયા; તેની વહેંચણી કરવાની સત્તા કોના હાથમાં અપાવાની છે વીગેરે વીગેરે) ના. હીંદી સરકારને પત્ર લખવો. આ બાબતનો વીચાર કરતી વખતે એવો પણ ઠરાવ થયો હતો કે શેઠ સુરજી વલ્લભદાસ જેઓ કલેકટર ઓફ કસ્ટમ્સની કમીટીમાં ચેમ્બરના પ્રતીનીધી તરીકે હતા તેમને આભાર દર્શાવનારો પત્ર લખવો, કારણ કે તેઓએ તે કમીટીમાં રહીને વેપારી કોમને રંગના લાઇસન્સ પુરા પાડવામાં ઘણીજ કીમતી મદદ કરી હતી.

૯. સુપરટેક્સનો સવાલ ફીનેન્સ સબકમીટી આગળ રજુ થતા તેઓનો અભીપ્રાય એવો થયો હતો કે તે બાબતમાં ના. સરકારને રેપ્રીઝેન્ટેશન કરવાની જરૂર નથી. આ અભીપ્રાય કમીટી આગળ રજુ થતાં ફીનેન્સ સબકમીટીનો ઠરાવ કાયમ થયો હતો.

૧૦. ના. હીંદી સરકારની કરન્સી અને એકસ્ચેન્જને લગતી રાજનીતીના સબંધમાં પ્રોટેસ્ટ કરવા સારૂ એક જાહેર સભા ચેમ્બર તરફથી એકસેલસીઅર થીએટરમાં મળી હતી અને તેના ખર્ચ સારૂ તથા તે સબંધમાં જાહેરાત વીગેરેના ખર્ચ સારૂ કમીટીની મંજુરી મંગાવાને એક સરક્યુલર ફેરવવામા આવ્યો હતો. જાહેર સભાને સારૂ કુલ ખર્ચના રૂ. ૬૦૦ મંજુર થયા હતા.

૧૧. શેઠ સોરાબજી એદલજી વોરડનને ફીનેન્સ સબકમીટીના સભાસદ તરીકે ચુંટવામાં આવ્યા હતા.

૧૨. ચેમ્બરની કમીટીની પખવાડીક સભા દર મહીનાના બીજા તથા ચોથા મંગળવારે હાલ મળે છે તેને બદલે દર મહીનાના બીજા અને ચોથા શુક્રવારે મળે તો વધારે સારૂં આ મતલબની દલીલ કમીટી આગળ રજુ કરવામાં આવી હતી. વધુ મતે એવો ઠરાવ થયો હતો કે શુક્રવારે વીલાયતના મેલની ટપાલ લખવામાં ઘણો વેપારી વર્ગ રોકાયેલો હોવાથી તે દીવસ અનુકુળ થશે નહીં, તેથી હાલ જેમ કમીટીની સભાઓ મળે છે તે પ્રમાણે મેળવવાનું કાયમ રાખવું.

૧૩. કમીટીની બીજી ત્રીમાસીક સભા મંગળવાર તા. ૧૩ એપ્રીલે ૨-૨૦ (મું. ટા.) કલાકે ભરવાનો ઠરાવ થયો હતો

૧૪. ચેમ્બરના સભાસદ થવામાટે નીચે જણાવેલી અરજીઓ આવેલી હતી જેમને રાબેતા મુજબ બેલટ ઉપર મોકલવા ઠરાવ થયો હતો બેલટ માટે તા. ૧૮મી માર્ચ ૧૯૨૦થી તા. ૨૫ મી માર્ચ ૧૯૨૦ ના દીવસો મુકરર કરવામાં આવ્યા હતા. સ્કુટીનીયર તરીકે શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસીને નેમવામાં આવ્યા હતા.

૧. શેઠ અમરચંદ માધવજી. ૨. શેઠ નારણદાસ આસનમલ.

---

ધી ઇન્ડીઅન મરચન્ટસ ચેમ્બર અને બ્યુરોની કમીટીની એક સભા મંગળવાર તા. ૧૩ મી એપ્રીલ સને ૧૯૨૦ ને રોજ સાંજના ૨ કલાકે (સ્ટા. ટા.) મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા:—

શેઠ જહાંગીર બમનજી પીટીટ.
,, સોરાબજી એદલજી વાર્ડન.
ઓન. શેઠ ચુનીલાલ વી. મેહેતા.
,, ,, મનમોહનદાસ રામજી.
શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસી.
,, સુરજમલ લલ્લુભાઇ.
,, લખમીદાસ રવજી તેરશી.
શેઠ વલ્લભદાસ ચતુરભુજ શીવજી.
,, મોતીલાલ કાનજી.
,, મનુ સુબેદાર.
,, ફીરોજ જે. બીલીમોરીયા.
,, માવજી ગોવિંદજી.
,, લાલજી ગોવિંદજી.
,, રેવાશંકર જગજીવન.

૧ તા. ૨૩ મી માર્ચ સને ૧૯૨૦ ને રોજ મળેલી મીટીંગની મીનીટો જે સભાસદોમાં ફેરવવામાં આવી હતી, તે પસાર કરવામાં આવી હતી.

૨ નીચે જણાવેલા ગૃહસ્થો તથા પેઢીઓ તરફથી ચેમ્બરમાં સભાસદ તરીકે દાખલ થવાની અરજીઓ આવેલી હતી, જેમને રાબેતા મુજબ બેલટ ઉપર મોકલવાનો ઠરાવ થયો હતો. બેલટ માટે તા. ૨૨ મી એપ્રીલ થી તા. ૨૯ એપ્રીલ સને ૧૯૨૦ ના દીવસો મુકરર કરવામાં આવ્યા હતા. સ્કુટીનીઅર તરીકે શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસીને નીમવામાં આવ્યા હતા.

| | |
|---|---|
| ધી ન્યુ ઇંગ્લીશ પ્રેસ. | મેસર્સ સીરાજ એ. વસીની કું. |
| ,, સેન્ટ્રલ પ્રેસીંગ એન્ડ મેન્યુફેકચરીંગ કું. | ,, સેકઆદમ હુસેનઅલી વસીની કું. |
| મેસર્સ દાદાભાઇ પેસ્તનજી એન્ડ કું. | શેઠ સારાભાઇ પ્રતાપરાય. |
| ,, પેસ્તનજી જહાંગીર એન્ડ કું. | ,, લક્ષ્મીદાસ જી. તેજપાલ. |
| મેસર્સ એમ. પી. ગોકુળદાસની કું. | ,, એમ. એન. ગોભાઇ. |
| શેઠ એ. અલ્લાદીના વિશ્રામ | ,, માધવદાસ ગોકુળદાસ પારતા |
| ,, મુરારજી આનંદજી તન્ના. | ,, એચ. સુલેમાન અબદુલ વહિદ. |
| ,, બહેરામ એન. કરંજીયા | ,, જમનાદાસ મુરારજી. |

૩ ઉત્તર આફ્રીકાના ટયુનીસ શહેરમાંથી આલબર્ટ કોહેન એન્ડ કું. તરફથી પત્ર આવ્યો હતો કે સુરતની સોરાબજી હોરમસજી જોશી એન્ડ કું ઉપર તેઓએ એક ૨૦ પાઉન્ડનો અને બીજો ૨૫ પાઉન્ડનો એમ મળી બે ચેક ડીપોઝીટ તરીકે મોકલેલા પણ તેની તેઓ તરફથી બીલકુલ પહોંચ મળી નથી.

આ સંબંધમાં વધુ ખુલાસો મંગાવવાને સારૂ ફ્રાન્સના કોનસલને પત્ર લખવામાં આવ્યો હતો અને તેઓ તરફથી તથા મેશર્સ સોરાબજી હોરમસજી જોશી તરફથી ખુલાસાના પત્રો આવ્યા હતા. આ પત્રો કમીટી આગળ રજુ કરતાં તેમની નોંધ લેવામાં આવી હતી.

૪ એ. મી. લલ્લુભાઇ સામળદાસ જેઓ આ ચેમ્બર તરફથી ઇન્ડીઅન શુગર કમીટી આગળ જુબાની આપવા સારૂ પ્રતીનીધી તરીકે ચુંટાએલા હતા તેમણે જે લેખી જુબાની આપેલી તે જુબાનીની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

૫. શેઠ મનુ સુબેદાર તરફથી પત્ર આવ્યો હતો કે તેઓ ચેમ્બર તરફથી બોમ્બે પોર્ટ ટ્રસ્ટમાં પ્રતીનીધી તરીકે હોવાથી આ ચેમ્બરની કમીટીના એક્સ ઓફીસીઓ મેમ્બર તરીકે રહી શકે તેમ હોવાથી તેમની જગ્યાએ મી. ફીકાભાઇ પ્રેમચંદ રાયચંદને આ ચેમ્બરની કમીટીના સભાસદ તરીકે ચુંટવાની દરખાસ્ત તેઓ કમીટી સમક્ષ રજુ કરશે. આ બાબત કમીટી આગળ રજુ કરવામાં આવતાં શેઠ મનુ સુબેદારે કમીટીના ચુંટાએલા સભાસદ તરીકેનું રાજીનામું આપ્યું હતું અને તેઓની જગાએ. શેઠ ફીકાભાઇ પ્રેમચંદ રાયચંદને કમીટીના સભાસદ નીમવામાં આવ્યા હતા. શેઠ મનુ સુબેદાર હવેથી ચેમ્બર તરફથી બોમ્બે પોર્ટ ટ્રસ્ટનાં પ્રતીનીધી તરીકે કમીટીના એક્સ ઓફીસીઓ સભાસદ ગણાશે.

૬. મેસર્સ કાસવજી દીનશા એન્ડ બ્રધર્સ તરફથી પત્ર આવ્યો હતો કે હીંદુસ્થાનથી "યુનાઇટેડ કીંગડમ"માં જતા તારના દરમાં ઘટાડો થયો છે પણ તેજ પ્રમાણે મુંબઇથી એડન જવા તારના દરમાં ઘટાડો થયો નથી તો તે વાત ઉપર ના. સરકારનું લક્ષ્ય ખેંચી ત્યાં જતા તારના દરમાં પણ ઘટાડો કરવાની અરજ કરવી. આ બાબત ઉપર પુરતી માહીતી મેળવવા સારૂ કમીટીની આવતી મીટીંગ સુધી કામ મુલતવી રાખવાનો ઠરાવ થયો હતો.

૭. મેસર્સ કે. જી. એ. રહીમતુલ્લા સુબજી એન્ડ કું. તરફથી પત્ર આવ્યો હતો કે ના. સરકાર તરફથી જે હાલ "ટેન્ડર" ધોરણે સોનું વેચવામાં આવે છે અને જેઓનાં ટેન્ડર પાસ થઇને મુંબઇની ટંકશાળમાંથી સોનું લઇ જવાનો હુકમ કરવામાં આવે છે તે ધોરણે ટંકશાળમાંથી સોનું મળતાં ઘણોજ વીલંબ થાય છે. આ સંબંધમાં તેઓએ કમીટીની દાદ માગી હતી. પત્ર કમીટી આગળ રજુ થતાં ઠરાવ થયો હતો કે, પત્રની એક નકલ ના. હીંદી સરકારના નાણાં ખાતા ઉપર બીડીને ખુલાસો મંગાવવો કે એ બાબતમાં કીશે કાંઇ યોગ્ય પગલાં લેવામાં આવ્યાં છે કે નહી.

ત્યાર બાદ કમીટીને વખત પુરતો નહી હોવાથી બીજાં કામો મુલતવી રાખવાનો ઠરાવ થયો હતો અને સભા બરખાસ્ત થઇ હતી.

---

# ચેમ્બરની ત્રીમાસીક સભા.

ધી ઇન્ડીઅન મરચન્ટસ ચેમ્બર અને બ્યુરોની બીજી ત્રીમાસીક જનરલ સભા મંગળવાર તા૦ ૧૩ મી એપ્રીલ સને ૧૯૨૦ ને રોજ સાંજના ૨-૨૦ કલાકે (મું૦ ટા૦) શેઠ જહાંગીર બમનજી પીટીટના પ્રમુખપણા હેઠળ ભરવામાં આવી હતી જે વેળા નીચે જણાવેલા ગ્રહસ્થો હાજર હતા.

ઓન. શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ.
શેઠ સોરાબજી એદલજી વાડન.
,, હંસરાજ પ્રાગજી ઠાકરસી
,, સુરજમલ લલ્લુભાઇ.
,, વલ્લભદાસ ચતુરભુજ શીવજી.
,, મોતીલાલ કાનજી.
,, ફીરોજ જે. બીલીમોરીયા.
,, ફાજલભાઇ ઇબ્રાહીમ રહીમતુલા.
,, રણછોડદાસ વલ્લભદાસ કાનજી.
શેઠ માવજી ગોવિંદજી.
,, લાલજી ગોવિંદજી.
,, રેવાશંકર જગજીવન.
,, બી. એફ. માદન.
,, એન. એમ. મઝુમદાર.
,, તુળસીદાસ મોહનજી વોરા.
,, ગોકળદાસ જીવરાજ.
,, લખમીદાસ હરીદાસ ઠકર.

શરૂઆતમાં ચેમ્બરના સેક્રેટરીએ સભા બોલાવનારો સરક્યુલર વાંચી સંભળાવ્યો હતો. ત્યારબાદ કમીટીએ છેલ્લા ત્રણ મહીનામાં કરેલા કામકાજનો રીપોર્ટ જેની નકલો સભાસદોમાં ફેરવવામાં આવી હતી તે રીપોર્ટ મે. પ્રમુખે સભા સમક્ષ રજુ કર્યો હતો અને તે પસાર કરવાની દરખાસ્ત મુકી હતી તેને શેઠ સોરાબજી એદલજી વોર્ડને ટેકો આપ્યો હતો. એ દરખાસ્ત સર્વાનુમતે પસાર થઇ હતી.

ત્યારબાદ શેઠ માવજી ગોવીંદજીએ પ્રમુખનો ઉપકાર માનવાની દરખાસ્ત રજુ કરી હતી જેને શેઠ મોરારજી મુળરાજ ખટાઉએ ટેકો આપ્યો હતો. અને દરખાસ્ત સર્વાનુમતે પસાર થઇ હતી.

ત્યારબાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

# હીંદી ખજાનચી હીંદી વેપારી ચેમ્બરની મુલાકાતે.

## મી૦ જેહાંગીર પીટીટે ચલણ અને હુંડીયામણ સંબંધી કરેલું વીવેચન.

હીંદી ખજાનચી ઓનરેબલ મી૦ હેલીની મુલાકાત લેવા માટે હીંદી વેપારી ચેમ્બરની કમીટીની સભા બુધવાર તા. ૩૧-૩-૨૦ ને દીને પાછલે પહોરે બોલાવવામાં આવી હતી તે વેળા હીંદી સરકારનાં નાણાં ખાતાના સેક્રેટરી મી૦ એલ્ડર અને ચલણને લગતા ડેપ્યુટી કંટ્રોલર મી૦ કારસન પણ હાજર હતા.

ચેમ્બરના પ્રમુખ મી૦ જેહાંગીર બહમનજી પીટીટે કમીટી તરફથી મી૦ હેલીનો ઉપકાર માનતાં જણાવ્યું કે તમે આ ઉંચા ઓદ્ધાપર આવ્યા પછી તમને આવકાર આપવાની મારી કમીટીને આ પહેલી તક મળી છે. આ વખતે હું તમને અગત્યના ઘણા સવાલોની ચર્ચા કરી તસ્દી આપીશ નહીં પણ હું માત્ર ચલણ અને હુંડીયામણની રાજનીતીને લગતા સવાલોજ હાથ ધરીશ. ઘણા તાકીદના સવાલોપર મારી કમીટીએ અત્યાર અગાઉ પોતાના અભીપ્રાય દર્શાવ્યા છે અને તે વીગતવાર તમારી સમક્ષ છે. હું ખાસ કરીને તમારૂં લક્ષ એ બીનાપર ખેંચવા માગુ છું કે મારી કમીટીના અભીપ્રાય પ્રમાણે હવે એવો વખત આવ્યો છે કે જ્યારે હીંદી સરકારની ચલણ અને હુંડીયામણની રાજનીતી ૬૦૦૦ માઇલ દુરથી નીશ્ચીત થવી જોઇયે નહીં પણ હીંદી પ્રજામત અને હીંદી કાઉનસીલની બહાલી મેળવી હીંદી સરકાર તે ઠરાવે એવું થવું જોઇયે. ચલણની કમીટીનો બહુમતીનો રીપોર્ટ મારી કમીટીને એકપક્ષીય માલુમ પડયો છે. અને કમીટીની ભલામણો પ્રત્યે દેશને પોતાના અભીપ્રાય દર્શાવવાની તક આપ્યા વીના સરકાર તેની ભલામણો અમલમાં મુકશે એવું કમીટીએ ધાર્યું ન હતું એ કમીટીની બહુમતી અને ઓછી સંખ્યામાંના સભાસદ બધા કબુલ કરે છે કે હીંદમાં આયાત થતા સોનાપરનો અંકુશ કહાડી નાખવો જોઇએ. દેશે તે સબંધી સર્વાનુમતે માગણી કરવા છતાં સરકારે તે ભલામણ અમલમાં મુકી નથી અને સોનાની આયાતને લગતો ખરડો વડી ધારાસભામાં થોડા વખતપર રજુ થયો તે પરથી એ અંકુશ સ્થાયી રહેવાનો હોય એમ લાગે છે

મી૦ પીટીટે ને પછી હીંદી પ્રધાન પરની હુંડીના વેચાણ સામે વાંધો ઉઠાવી જણાવ્યું કે મારી કમીટીએ આ સંબંધી સરકારને પોતાના અભીપ્રાય જણાવ્યા છે. સરકાર અત્યાર સુધી અમારી અરજીનો જવાબ આપતી હતી પણ થોડો વખત થયાં સરકારે તે વીવેક છોડયો છે તે દલગીરી ભર્યું છે. જયારે દરેક બાબદ હીંદની તરફેણમાં છે ત્યારે સરકારે હીંદી પ્રધાન પરની હુંડીઓના વેચાણની રાજનીતી શા માટે એખત્યાર કરી હશે તે મારી કમીટી સમજી શકતી નથી. વળી એ હુંડીઓ પક્ષપાત રીતે ઇંગ્રેજી અને પરદેશી બેંકરો અને વેપારીઓને વેચવામા આવે છે અને હીંદીઓને વેચવામાં આવતી નથી તેથી દેશમાં દીલગીરી અને તીરસ્કારની લાગણી ઉત્પન થઇ છે હીંદી પ્રધાન પરના હુંડીના વેચાણ સામે અમારો વાંધો છે તેને નુકશાન નહીં પહોંચે તેવી રીતે હું જણાવીશ કે હુંડી માટેની અરજીની હદ ઘટાડીને ૧૦૦૦ પાઉંડની રાખવી અને દરેક વખતે વેચાણ પછી કોની કેટલી રકમની માંગણી સ્વીકારવામાં આવી છે તેની યાદી પ્રગટ કરવી.

---

ધી બોમ્બે ટાઇલ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ મુંબઇ.

સરકાર હીંદમાં સોનું ટેનડરથી વધુ ભાવ આપનારને વેચે છે. જ્યારે હીંદી પ્રધાન પરની હુંડીથી તે ઇંગ્લંડમાં હીંદના પૈસાઓનું સોનું ઓછામાં ઓછા દરવાળાને આપે છે. મારી કમીટી ધારે છે કે આ હુંડીઓ પણ વધુ ભાવ આપનારને આપવી.

મી૦ પીટીટે તે પછી હુંડી વેચવાને બદલે શું કરવું તે વીશે કેટલીક સુચનાઓ રજુ કરી હતી. તેમણે તે પછી હુંડીના વેચાણ સંબંધી મુંબઇની પ્રજાએ જાહેર સભા ભરી કરેલા ઠરાવ તરફ તેમનું લક્ષ ખેંચી તે પર ધ્યાન આપવાની અરજ કરી હતી.

મી૦ હેલીએ તે પછી જવાબ આપ્યા બાદ કેટલીક ચર્ચા ચાલી હતી તેમાં મેશર્સ સુબેદાર, માહન અને મજુમદારે ભાગ લીધો હતો.

મી૦ પીટીટે તે પછી મી૦ હેલીનો ઉપકાર માન્યા બાદ સભા વીસરજન થઇ હતી.

---

## ચેમ્બરની લાયબ્રેરીમાં આવેલાં પુસ્તકો.

G.I

1551 The Ninteenth Financial and Economic Annual of Japan 1919.

1552 Proceedings of the Board of Agriculture in India held at Pusa on the 1st December 1919.

1553 Report on the Progress of Agriculture in India for 1918-19.

1554 Resolution on the Report of the Indian Industrial Commission regarding the creation of a Chemical Service and of an Indian Store Department 1919.

1555 Report on the Administration of the Bombay Presidency for the year 1918-19.

1556 Season and Crop Report of the Bombay Presidency for the year 1918-19.

1557 Paper regarding to the Second Revision Settlement Chikodi and Hukeri Talukas of the Belgaum Collectorate

1558 Report of the Director of Public Instruction in the Bombay Presidency 1918-19.

1559 The Production of Coal and Coke in Canada During the Calendar year 1918.

1560 Annual Statement of the Sea Borne Trade of British India with the British Empire and Foreign countries for the fiscal year ending 31st March 1919 Volume 1.

1561 Revised Financial Statement 1920-21.

1562 The Bihar and Orisa Local Stattutory Rules and Orders 1919.

1563 ,, ,, ,, ,, ,, ,, ,, ,, 1917.

1564 ,, ,, ,, ,, ,, ,, ,, ,, 1917.

1565 Report on the Operation of the Department of Land Records, Punjab, for the year ending 30th September 1919.

---

1566 Legislative Council 13th March 1920 List of Questions and Answers.
1567 Bulletin No 81 D Government of India Department Commerce and Industry.
1568 Papers regarding to the Second Revision Settlement of the Bagalkot Taluka Including Bilgi Peta of the Bijapur Collectorate.
1569 Paper regarding to the Second Revision Settlement of the Gokak Taluka of the Belgaum Collectorate.
1570 Paper regarding to the Second Revision Settlement of the Sangameshwar Taluka of Ratnagiri Collectorate.
1571 Paper regarding to the Second Revision Settlement of the Maval Taluka of the Poona Collectorate.
1572 Paper regarding to the Second Revision Settlement of the Yawal Taluka of the East Khandesh District.
1573 Paper regarding to the Second Revision Settlement of the Badami Taluka of the Bijapur Collectorate.
1574 Report on the Rail-Borne Trade of the Bombay Presidency 1918-19.
1575 Annual Report of the Department of Commerce & Industry Baroda State for 1917-18.
1576 Statistical Tables regarding to Banks in India. (Fifth Issue)
1577 Annual Administration Report of the Bombay Veterinary College and Civil Veterinary Department in the Bombay Presidency 1918-19.
1578 Income Tax Statistical Return of the Bombay Presidency 1918-19.
1579 Estimates of Area and Yield of Principal Crops in India 1918--19.
1580 Indian cascin Part I Preparation of Sulphuric cascin.
1581 Brazilian Report.
1582 Administration Report of the North West Frontier Province 1918-19.

C.

850 The Times of India Directory 1920.
851 International Conciliation November 1919.
852 Report of the Commissioners appointed by the Punjab Sub-Committee of the Indian National Congress Vol. II.
853 Report of the Commissioners appointed by the Punjab Sub-Committee of the Indian Notional Congress Vol. I.
854 International Conciliation December 1919.

---

ધી ઓરબ્રે ટાઇપ આર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઈ.

# વેપારી કેળવણી.

જન સમાજની અંદર જે જુદા જુદા પ્રકારની પ્રવૃત્તિઓ ચાલી રહી હોય તેને અંગે જુદો જુદો અનુભવ ધરાવનારાઓને એકઠા કરી તેમની સલાહ લઇને ઉછરતા જુવાનોને કેળવણી આપવા માટેની ગોઠવણો કરનારી અથવા તે ઉપર દેખરેખ રાખનારી સંસ્થાને આપણે અંગ્રેજી શબ્દ "યુનીવર્સીટી" થી ઓળખીયે છીએ. માત્ર અમુક વીષયના ઉસ્તાદો પોતાના માનીતા વીષયો શીખવે અને એ રીતે વિદ્યાનાં સર્વ અંગો શીખવવા માટેની છુટી છુટી ગોઠવણો હોય તેને એકત્ર કાબુ હેઠળ મુકવાથી યુનીવર્સીટીની સ્થાપનાનો ખરો હેતુ સંભાળાતો નથી. કારણ કે એકજ વિષયનું જ્ઞાન ધરાવનારાઓ બીજા વિષયોના ઉસ્તાદોની સાથે હળી મળીને કામ કરે એવી વ્યવસ્થા એથી થઇ શકતી નથી. વિદ્યાના દરેક અંગને બાકીના પ્રત્યેક અંગ સાથે થોડો ઘણો પણ સંબંધ રહેલો હોય છે તે જો ધ્યાનમાં રાખવામાં આવે તોજ એવી ગોઠવણ થઇ શકે અને તેટલા માટે યુનીવર્સીટી એવે સ્થળે હોવી જોઇએ કે જ્યાં એ બધાં સાધનો હોય. વેપારી કેળવણી માટેની કોલેજ મદરાસમાં સ્થાપવાની હીલચાલ હમણાં ચાલી રહી છે અને મુંબઇની સીડનહામ કોલેજ ઓફ્ કોમર્સના પ્રીન્સીપાલ મી. પર્સી એનેસ્ટી સાથે મદ્રાસ ખાતે એ વીશે મસલત કરવામાં આવી હતી. તા. ૧૫-૧-૧૯૨૦ને દીને એમણે એ બાબતમાં એક ભાષણ આપ્યું હતું અને તે પછી એ વીશે ચર્ચા પણ ચલાવવામાં આવી હતી જે દરમ્યાન એમને પુછવામાં આવ્યું હતું કે ચારથી પાંચ કરોડ મનુષ્યોની વસ્તીવાળો દેશ એક વેપારી કોલેજ નીભાવવા માટે પુરતો થઇ પડે કે નહીં? મી. પર્સી એનેસ્ટીએ એના ઉત્તરમાં હા પાડી હતી પણ અમને ભય છે કે જે સંજોગોમાં એ હા પાડવામાં આવી છે તે વીશે ત્યાંના અગ્રેસરોનું ધ્યાન બરોબર ખેંચાયું નહીં હોય. મી. પર્સીએ વેપારી કેળવણી માટે ઇંગ્લાંડ વગેરે દેશોમા જે પધ્ધતી હાલ સ્વીકારવામાં આવે છે તે વીશે ખાસ ધ્યાન ખેંચ્યું છે અને એ કેળવણી માટેની ગોઠવણોમાં સરકારનાં કરતાં વેપારી વર્ગનો વધારે હાથ રહે છે તે બતાવ્યું છે. હાલ મુંબઇમાં એ બાબતમાં જે ગોઠવણો છે તેમાં વેપારી વર્ગનો અવાજ એટલો થોડો છે કે એ શિક્ષણ ઉપર દેખરેખ રાખનારી સંસ્થાને યુનીવર્સીટી નામ શોભે છે કે કેમ તે વીશે શંકા રહે. મી. પર્સી જણાવે છે કે:—

"It is the absence of control by the business world that makes the managemant of our only Indian University College of Commerce defective. It is run directly by Government; conditions in India perhaps make this inevitable, but undiluted Government control is undesirable because of its aloofness and inelasticity. It should therefore be modified. To make the organisation of such a college a success we need control through a committee on which Government, the University, and the business community are all represented. These three controlling influences should be brought into contact."

એટલે કે વેપારી કેળવણી આપનારી જે એક કોલેજ હીંદમાં છે, તે આ સીડનહેમ કોલેજ ઓફ કોમર્સ છે. પણ તેમાં વેપારી વર્ગનો કાબુ નથી તે એક ખોડ છે. એને હાલ માત્ર સરકાર ચલાવે છે. હીંદના હાલના સંજોગોમાં કદાચ એમ કર્યાં વગર છુટકો નહીં હોય પણ સરકારના હાથમાં સંપૂર્ણ કાબુ રહે એ ઇષ્ટ નથી કારણ કે તે આધી રહે અને વ્યવસ્થામાં વખતો વખત જરૂર પડે તે પ્રમાણે ફેરફાર થઇ શકે નહીં, તેટલા માટે હાલની વ્યવસ્થા સુધારવી ઘટે છે. સરકાર, યુનીવરસીટી તથા વેપારી વર્ગ એ ત્રણેના પ્રતીનીધીઓની બનેલી કમીટીના હાથમાં એનો કાબુ મુકાય તોજ એ કોલેજ ફતેહવંત થાય. એ ત્રણેને એ કાર્યમાં ભેળવવા જોઇએ.

મી. પર્સી એનેસ્ટી જેવા સરકારી અને જોખમદાર અમલદારની આ ટીકા પછી આપણે આશા રાખીશું કે હીંદી વેપારી કોમને યુનીવર્સીટીની કોમર્સ ફેકલ્ટીમાં પ્રતીનીધી મોકલવાનો હક જલદી આપવામાં આવશે અને એ રીતે યુનીવરસીટીના બંધારણમાં હાલ રહેલી ખોડ દુર કરી એનુ નામ સાર્થક કરવામાં આવશે. મદ્રાસમાં વેપારી કોલેજ કહાડવામાં આવે તો તેની ઉપર દેશના વેપારી વર્ગનો પણ કાબુ એજ પ્રમાણે રાખવો જોઇએ.

વેપારી કેળવણી કેવા પ્રકારની હોવી જોઇએ એ બીજો પ્રશ્ન છે. બીજા હુન્નરોની માફક વેપાર કેમ કરવો એ શીખવવાનો પ્રયત્ન ગમે તેટલો યોગ્ય હોય તો પણ તેટલા શીક્ષણથીજ એ લેનાર વીદ્યાર્થી ફતેહવંત વેપારી બની શકે એ આશા રાખી શકાય નહીં આ રીતની ટીકાએ કેળવણીની કીંમત ઉતારી પાડવ. માટે કરવામાં આવે છે પણ તે વેળા એ વાત ભુલી જવાય છે કે શાળામાં અથવા શાળા બહાર પણ એ કેળવણી લીધા વગર કોઇ પણ વ્યક્તી વેપારી ફતેહવંત કારકીર્દિ ભોગવી શકતો નથી અને તેથી યોગ્ય સમયે, યોગ્ય સંજોગોમાં એ કેળવણી આપવાની ગોઠવણ કરવી સારી અને દેશની પ્રગતી માટે જરૂરની ગણવી જોઇએ. મી. પર્સી એ વિભાગ પાડે છે. પત્રવ્યહાર, નામુંઠામું, વેપારી હીસાબ, ટાઇપ રાઇટીંગ વગેરે જે વિષયોનું જ્ઞાન નોકર વર્ગમાં હોવાની ઇચ્છા રાખી શકાય તે સર્વ વિષયોને વેપારી કેળવણીના નીચલા વીભાગમાં મુકી, અર્થશાસ્ત્ર, વેપારી ભૂગોળ, આંકડા શાસ્ત્ર, શરાફી ધંધો વગેરેને ઉપલા વિભાગમાં મુકયા છે. આ વર્ગીકરણ વીશે ચર્ચા અહીં નહીં કરીયે કેમ કે તે માત્ર ઝીણી વીગતની બાબદ છે. એ નીચલા વિભાગનું શીક્ષણ દેશી ભાષામાં અપાય તેમાં મી. પર્સી એનેસ્ટી કશું વાંધો લેવા જેવું ગણતા નથી. ઉપલા વિભાગનું શીક્ષણ અંગ્રેજી ભાષા મારફતે કોલેજમાં અપાય તે માટે એમને આગ્રહ હોય એમ લાગે છે અમને લાગે છે કે એ વિષયો સમજી શકાય એટલું સામાન્ય જ્ઞાન વિદ્યાર્થીઓમાં કોઇ પણ અમુક ધોરણમાં કે અમુક ઉમરે એકદમ આવી જાય એ માનવું ભુલ ભરેલું છે અને એ વિષય શીખવતી વેળા અંગ્રેજી ભાષાનો તથા તેમાં લખાયલાં પુસ્તકોનો ઉપયોગ કરવા સામે પ્રતીબંધ ન મુકતાં દેશી ભાષામાં એ શીક્ષણ આપવાની છુટ રાખવામાં આવે તો વધારે લાભ થવાનો સંભવ રહે. ખરી વાત એ છે કે પાઠશાળાઓમાં દાખલ કરી શકીયે એવા વિદ્યાર્થીઓની સંખ્યાની અમુક હદ હંમેશા રાખવી પડે છે તેજ વેળા પોતાની મેળે. અથવા ખાનગી શીક્ષકની મદદથી ઘરમાં એવો અભ્યાસ વધારનારાઓની સંખ્યા જેમ વધે તેમ દેશની પ્રગતી વધારે સહેલી થઇ પડે અને તેટલા માટે એ વિષયનું જ્ઞાન આપનારાં પુસ્તકો એવા હોવાં જોઇયે કે જે એવા પ્રૌઢ વિદ્યાર્થીઓ ઘરે વાંચી શકે અને જો તે દેશી ભાષામાં હોય તો આ રીતે એનો વીશેશ ઉપયોગ થાય. એ કારણથી અમે ઉંચું વેપારી શીક્ષણ પણ દેશી ભાષા મારફતે અપાય તે વીશેશ પસંદ કરીએ છીએ.

---

મેટેલીક શીલીંગથી બીલીંગનો ઓરડો શોભે છે

આવા શીક્ષણને યુનીવર્સીટીએ પદવી આપવી યોગ્ય થઇ પડે કે કેમ તે બીજો પ્રશ્ન છે. અમે દલગીર છીયે કે એવી પદવી આપવાની જરૂર કલકત્તા યુનીવર્સીટી કમીશને સ્પષ્ટ રીતે સ્વીકારી નથી. દેશની ઉન્નતીને માટે જે પ્રકારની કેળવણીનો લાભ લેનારની સંખ્યા વધારવાના પ્રયત્નો કરવા ઇષ્ટ હોય તે સર્વને માટે પદવી દાન જરૂરનું ગણાવું જોઇએ. વળી જે કેળવણી લીધેલી હોવાનો પુરાવો બીજી રીતે સહેલાઇથી રજુ કરી શકાય એમ ન હોય તેવી કેળવણી લીધા બાદ વિદ્યાર્થીને એ લીધેલી હોવા બાબતનું પ્રમાણ પત્ર મેળવવાનો હક ગણાવો જોઇએ. એને પદવી ગણો કે સરટીફીકેટ ગણો પણ એની ખરી યોગ્યતા તો એ શીક્ષણમાં છે. લંડન ચેમ્બર ઓફ કોમર્સ તરફથી નામુંઠામું વગેરે વીષયમાં લેવાતી પરીક્ષાઓમાં હીંદના વિદ્યાર્થીઓની સારી સંખ્યા બેસે છે અને તેમને મળતાં સરટીફીકેટ પદવોની ગરજ સારે છે. અમે ઇચ્છીયે કે હીંદમાં વેપારી કોલેજમાં અપાતી કેળવણી ઉંચા પ્રકારની રહે અને તેને પદવી આપવાનું હીંદની દરેક યુનીવર્સીટી યોગ્ય ગણે. પદવી આપવાથી એવા અભ્યાસને ઉત્તેજન મળશે એ વાત ભુલવા જેવી નથી. મુંબઇમાં વેપારી ડીગ્રી મેળવી બહાર પડેલા ગ્રેજ્યુએટોને વેપારી આલમે પોતાના ધંધામાં નોકરીએ રાખતી વેળા સારા પગારથી શરૂઆત કરી ઉત્તેજન આપ્યું છે તે બતાવે છે કે વેપારી વર્ગ એ કેળવણી માટે સારી કદર બતાવે છે. એવા સંગીન પુરાવા પછી એ કેળવણી યુનીવર્સીટી તરફની પદવીને યોગ્ય નથી એમ માનવામાં ભૂલજ થશે.

---

# પરદેશો સાથેના વેપાર ઉપર હુંડીના ભાવની અસર

લડાઇને લીધે કેટલાક દેશોનો વેપાર ચુંથાઇ ગયો હતો તે હજી આગલી સ્થીતીએ આવ્યો નથી અને લડાઈ પછી દેશ પરદેશ વચેની હુંડીના ભાવોમાં થયેલી ઉથલ પાથલને લીધે પણ વેપાર ઉદયોગને ઘણી હાની પહોંચવાની બ્હીક રાખવામાં આવે છે. તેમ છતાં ખરી વાત એ છે કે લડાઇ થઇ ન હોત તો પણ દરેક દેશે પોતાની આયાત તથા નીકાશનાં પાસાં લગભગ સરખાં કરવાં પડતજ. લડાઇને લીધે ઉદયોગને થયેલું નુકશાન જેમ ઘણું છે તેમ જે ચીજો અગાઉ બનતી ન હતી તે ચીજો બનાવવાનું ઘણા દેશોમાં શરૂ થયું છે તે ભુલી જવા જેવી બીના નથી. તે ઉપરાંત યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકા જેવા જે દેશોમાંથી ચલણ માટે જોઇતું સોનું રૂપું મળી શકે એમ છે ત્યાં પોતાનાથી બને તેટલો માલ મોકલવાને સર્વ દેશો તૈયાર થયા છે. ત્યાં ૧૯૧૮માં યુરોપના દેશોમાંથી આયાત થયેલો માલ લગભગ બત્રીશ કરોડ ડોલર જેટલો હતો તેમાં વધારો થયાથી ૧૯૧૯માં એ આયાત પંચોતર કરોડ ડોલર જેટલી થઇ હતી. માલના ભાવમાં વધારો થવાને પરીણામે એ આયાત થયેલા માલની કીંમત વધારે મોટી દેખાતી હોય એ કેટલેક અંશે સંભવીત છે પણ તે છતાં માલની આયાતનો જથો પણ વધ્યો છે એમાં શક નથી. આ જથો જ્યારે એટલો વધી જશે કે લડાઇ દરમ્યાન અમેરીકા પાસેથી ઉછીનાં લીધેલાં નાણાં તથા ત્યાંથી મેળવેલાં માલનાં નાણાં પાછાં અપાઇ જાય ત્યાં સુધી હુંડીના ભાવો લડાઇ અગાઉની હદે આવી પહોંચવાનો સંભવ નથી. એ સ્થિતિ આવવા અગાઉ કદાચ દસ વરસ નીકળી જશે એમ ધારવામાં આવતું હતું. પણ વેપાર ઉપર હુંડીના ભાવની અસર એવી સચોટ છે કે એ સ્થીતી જલદી આવે તો આશ્ચર્ય

પામવાનું નથી. ૩ અને એવો જે માલ કેટલાક વખત અગાઉ અમેરીકા પાસેથી યુરોપનાં વેપારીઓએ ખરીદ્યો હતો તે માલ અત્યારે પાછો અમેરીકા ખાતે મોકલી આપવાનું પોસાય છે. એમ કરવામાં એ લાવ લઈજા માટે થયેલો નુરનો વીમા માટેનો તથા એવોજ બીજો બધો ખરચ હુંડીના ભાવમાં થયેલા તફાવતને લીધે નજીવો થઇ પડે છે. ન્યુયોર્ક ખાતે પ્રગટ થતાં કોમર્સ એન્ડ ફીનાન્સ પત્રના તા. ૧૮-૨-૧૯૨૦ના અંકમા એટલે સુધી જણાવવમાં આવ્યું છે કે રૂની ત્રણ હજાર ગાંસડી લીવરપુલથી અમેરીકાના ગાલ્વેસ્ટન બંદર ખાતે હમણાં પાછી મોકલવામા આવી છે. જો આ પ્રમાણે યુનાઇટેડ સ્ટેટસથી માલ આયાત કરવાનું ઘટે અને ત્યાં માલ મોકલવાનુ વધે તો હુંડીનો ભાવ લડાઇ અગાઉની સ્થીતી પર આવી જવાને બહુ વાર નજ લાગે. હીંદની ઇંગ્લાંડ સાથેની હુંડીનો વ્યવહાર અત્યારે ઘણો અસ્થીર લાગે છે. તેમાં પણ એ પછી કાંઇક સ્થીરતા આવશે. હાલ તો હીંદી પ્રધાનની હુંડીના ભાવ સોળ પેન્સ જેટલા ઓછા રહે તો હીંદમાં બનતી ચીજો માટે દુનીયામાં એટલી માગણી છે કે તેના ભાવમાં અતીશય વધારો થયા વગર રહે નહીં અને એવો વધારો થતાં પ્રજામાં શાંતિ જળવાય નહીં એવો ભય માની લઇને નામદાર સરકાર એવી રાજનીતી પાળે છે કે જેને લીધે હુંડીના ભાવ ઉંચા રહે અને હિંદમાં બનતી ચીજોના ભાવ નીચા રહે. આ રાજનીતીની દૃષ્ટિએ જોઇએ તો એને સોનાના કે ચાંદીના ભાવ સાથે જાણે કાંઈ પણ સંબંધ ન હોય એવી એ વાત થઇ પડે છે. બીજી રીતે જોઇએ તો જેમ ચાંદીનો ભાવ વધે તેમ હીંદી પ્રધાનની હુંડીનો ભાવ પણ વધારવો અને અને એ ઘટે તેમ આ પણ તેજ પ્રમાણે ઘટાડવો એ રાજનીતી પાળવામાં આવે તો હીંદી પ્રધાનની હુંડીના ભાવો કોઇ પણ વેળા સ્થીર રહેવાનો સંભવ પણ ન રહે. હીંદમાં સોનાનું ધોરણ છે એ કહેવું તો તદ્દન મીથ્યા છે. હીંદમાં બનતી ચીજોના ભાવો કે હીંદી પ્રધાનની હુંડીના ભાવો સોનાની કીંમતના પ્રમાણમા વધે ઘટે એવું છેલ્લાં કેટલાક વરસમાં સરકાર વચ્ચે પડવાથી અત્યાર સુધી બન્યુ નથી અને જ્યાં સુધી ઇંગ્લાંડ પાસે ત્યાની ચલણી નોટો વટાવવા માટે જોઇતું સોનું એકઠું થાય ત્યાં સુધી હીંદની હુંડીને સ્વાભાવીક ગતીએજ લાવવા દેવામાં આવનાર નથી એટલે સોનાનું ધોરણ હીંદમાં પ્રવર્તે છે એ ખ્યાલ બાજુએ મુકવોજ ઠીક થઇ પડશે. ચાંદીના ભાવ વધે તેમ હીંદી પ્રધાનની હુંડીના ભાવ વધારવા એ રાજનીતી નામદાર સરકારે અખત્યાર કરી છે અને તે ચાલુ રાખવામાં આવે એવો સંભવ માની લેવો પડે છે. તોપણ કે ચાંદીનો ભાવ ચાલીસ પેન્સથી નીચો જાય તે વેળા હીંદી પ્રધાનની હુંડીનો ભાવ બે શીલીંગ કરતાં નીચો જવા ન દેવાની રાજનીતિ સરકાર પાળશે એવી ખાતરી રાખવાને આપણને કારણ છે. એ પ્રયત્નમા કેટલે અંશે ફતેહ મળશે એ એક સવાલ છે અને તેનો જવાબ આપવા માટે વીગતવાર તપાસ લેવી જોઇએ તે અત્રે લઇ શકાય તેમ નથી. અત્રે માત્ર એક વાત ઉપર ધ્યાન ખેંચવું યોગ્ય થઇ પડશે કે હિંદી પ્રધાનની હુંડીના ભાવો ગમે તેવા હોય તો પણ માલ બનાવવાની જે શક્તી યુરોપના દેશોમા અત્યારે છે તે એટલી થોડી છે અને તેમાં હવે પછી મોટો વધારો ઝડપથી થવાનો સંભવ એટલો થોડો છે કે પરદેશી માલની આયાતથી હીંદમા ભાવો બગડી જવાનો ભય નહીં જેવોજ ગણવો જોઇએ. બીજી રીતે જોતાં એ સર્વ પરદેશોમાં માલની હાજત એટલી છે કે હીંદી માલની નીકાશ ઘટવાના સંભવ કરતાં વધવાનો સંભવ વધારે ગણવો જોઇએ. હીંદના વેપારની આ સ્થીતીનો લાભ લઇ તેના ઉદ્યોગોને વધારે સારા પાયા ઉપર મુકવાને જેટલી ખતથી અને દુર અંદેશીથી પ્રયત્ન કરવામાં આવશે તેટલાં પ્રમાણમાં હીંદનું કલ્યાણ સાધી શકાશે.

---

# હીસાબ રાખવાની રીત.



માલ વેચતી વેળાના ભાવ કેટલા નફાકારક છે તે નકી કરી અતીશય નફો કરતા હોય તેમનો દંડ કરવાનુ ઇંગ્લંડના કાયદામાં ઠરાવવામાં આવ્યું છે. એ નફો નકી ઠરતી વેળા માલની પડત કીંમત કઇ ગણવી તે વીશે લંડનની ચેમ્બર ઓફ કોમર્સની કાઉન્સીલે ઠરેલો એક ઠરાવ ઇંગ્લંડની સરકારે કબુલ રાખેલો જણાવવામાં આવે છે. એ ઠરાવ એવો હતો કે માલ બનાવતાં થયેલો ખરચ પડત કીંમત તરીકે ન ગણવો પણ હમણાં એવો માલ બનાવવામાં આવે તો કેટલો ખરચ થાય તે ગણવો. દાખલા તરીકે ચોપડી છપાવવા માટે અગાઉ ખરીદેલા કાગળ વાપરવામાં આવ્યા હોય તો ખરચ થયેલી રકમ ઓછી દેખાય પણ એને બદલે એ કાગળ હાલ ખરીદ કરતી વેળા જે ખરચ થાય તે ગણવામાં આવે અને તે પ્રમાણે ચોપડીની કીંમત રાખવામાં આવે તો તેમાં થતો નફો અયોગ્ય રીતે થયેલો ગણાવો ન જોઇએ કેમકે વાપરેલા કાગળને બદલે કાગળનો નવો જથો લેવો પડે તે વેળા હાલના ભાવ ખરચવા પડે. આ ઠરાવની યોગ્યતા વીશે વીવેચન કરવાનો અત્રે ઉપયોગ નથી. આપણે માત્ર એટલુંજ જોવું યોગ્ય થઇ પડશે કે લડાઈને લીધે થયેલા નફા ઉપરનો જે કર હીંદમાં એક્સેસ પ્રોફીટ ટેક્સ નામથી નંખાયો તેમાં ઉપર દર્શાવેલો નીયમ ધ્યાનમાં લેવાયો લાગતો નથી. કેમ કે જેમ જેમ જુનો માલ વપરાય તેમ તેની મુળ કીંમત પડત ખરચ ખાતે ઉધારાય અને નવો લેવાય તેમાં વધારે ખરચ થાય તો કંપની પાસે શીલીકમા પડેલો એ નવો માલ નવી અર્થાત વધારે કીંમતે સરવાયામાં આવે એવી રીતે હીસાબ રાખવાનું ધોરણ નામદાર સરકારે એ કાયદાની રૂયે બહાલ રાખ્યું છે. અમને નથી લાગતું કે લંડનની ચેમ્બર ઓફ કોમર્સે કરેલા ઠરાવને અમલમાં મુકતા હોય એવી રીતે કોઇ કંપની પોતાના હીસાબ તૈયાર કરે તો સરકાર તેને એ કાયદાની રૂયે કર નક્કી કરતી વેળા સ્વીકારે. આ ઉપરથી એક વાત નક્કી કરવાની જરૂર વીશે વેપારી વર્ગે ધ્યાન આપવાની અગત્ય દીસે છે. તે એજ છે કે હીસાબ રાખવાની રીત બધે એક સરખી રખાવવી જોઇએ. જુદા જુદા વેપારીઓ જુદી જુદી રીતે રાખે તો તેમાં ઉપર દર્શાવ્યું તેમ જુદા જુદા નીયમોને અનુસરવાનું બની શકે અને તેને પરીણામે નફો વધારે ઓછો દર્શાવી કંપનીના શેરોના ભાવો બજારમાં વધારી કે ઘટાડી દેવામા આવે એ અશકય નથી. કેટલીક મીલના શેરોના ભાવમાં થોડાંક વખત અગાઉ જે મોટી વધઘટ અહીંના બજારમાં થઇ છે તેનાં મુળ તપાસતાં આવાં હીસાબી ધોરણની હેર ફેર માલમ પડી આવશે. કેટલીક કંપનીઓ રૂ અગર સુતર ખરીદે અને તેને અનુસરતા ભાવે લાંબી મુદતની ડીલીવરીનું સુતર કે કાપડ વેચે તો એ બે વચેના ગાળામાંથી મજુરી વગેરેનો ખર્ચ જતા જે રહે તે રકમ કંપનીની નફાની રકમ ગણાય. પણ તેને બદલે એ ડીલીવરીની મુદત આવવા અગાઉ માલના ભાવ વધે કે ઘટે તો તે બનેલા માલનો અથવા કાચા માલનો બજારભાવે થતી કીમત પ્રમાણે સ્ટોક ગણી હીસાબ બંધ કરવાનુ ધોરણ રખાય ત્યારે તેમાં ખોટી રીતે નફો કે નુકશાન દેખાય. આવી રીતે હીસાબમાં ગરબડ કરવામાં આવે છે અને તે હીસાબો ઓડીટરો પસાર કરે છે- એટલે શેર હોલ્ડરોનો મોટો

ભાગ વિશ્વાસથી એ હીસાબ મંજુર રાખે છે અને તેને પરીણામે બજારમાં એવી કંપનીઓના શેરોમાં ઉથલપાથલ થાય છે. અમને ખાતરી છે કે એવી ઉથલપાથલ કરી તે દ્વારા સટો ખેલનારને ઉત્તેજન આપવાની સરકારની ઇચ્છા નથી અને એવી રીતે સટો ચાલે તેનો લાભ લેવાની વૃત્તી જ્યાં જ્યાં હોય ત્યાં ત્યાં તેને અંકુશમાં રાખવા માટે નામદાર સરકાર ના પાડશે નહિં; પણ એ કાર્ય કાયદામાં સુધારો કર્યાથી જ બની શકે અને એવો સુધારો કરવાનું હાથ ધરવા અગાઉ એવા દાખલા એકઠા થવા જોઇએ કે જેવાં આવી રીતે ઉથલપાથલને ઉત્તેજન આપવામાં આવ્યું હોય. એવા દાખલા પકડાય તે માટેનો ઇલાજ તેટલા માટે પહેલેથીજ લેવો જોઇએ અને તે એ છે કે હિસાબ રાખવાની પદ્ધતી દરેક ધંધા માટે વીગતવાર રીતે કાયદા કાનુનથી નકી કરવી. એક બીજું દ્રષ્ટાંત અત્રે આપવું યોગ્ય પડશે. એક બેંક કોઇ કંપનીના શેરો માટે ઘરાક મેળવી આપવાનું માથે લે તો તે માટેની જોખમદારી તેના સરવાયામાં બેઉ બાજુ એક સરખી રકમની દેખાડાય છે અને તેમ કરતી વેળા એવુ માની લેવામાં આવે છે કે એ પ્રમાણે ઘરાક મેળવી આપવા માટે ઠરાવેલો દીવસ આવી લાગશે ત્યારે તે કામ પાર પાડતી વેળા બેંકને ખોટ જશે નહીં. આથી એ કાર્યમાં દલાલી તરીકે મળવાની રકમ જો કે કમાણી તરીકે તુરત ગણવાની ભુલ ન કરાય તો પણ એ શેરોના ઘરાક એને સરભર ભાવે રાખશે એમ ગણી સરવાયામાં થાપણ બાજુ ઉપર એ શેરો સરભર ભાવે દેખાડાય છે. કાયદાની રૂએ એવું ઠરાવવામાં પણ આવ્યું છે કે જે જે રકમ ધીરવામાં આવી હોય તે બધી સધર છે કે કેમ ત સ્પષ્ટ રીતે સરવાયામાં બતાવવું. આ કલમ આવા શેરોની જોખમદારીને લાગુ પડતી નથી. તેમ જો એ શેરોના બજાર ભાવ સરભર હોય તો બેંકની પાસે તેની મોટી સંખ્યા હોવાને લીધેજ નુકશાન જશે એમ પુરવાર કરવું પણ મુશ્કેલજ થઇ પડે. વેપારીઓ તેમ છતાં સમજી શકશે કે રોજ ખપતા હોય તે કરતાં પાંચ કે દસ ગણી સંખ્યામાં એકજ જાતના શેરો બજારમાં વેચાવા આવે તો તેના ભાવ ટકી ન રહે. એવા સંજોગોમાં કેટલા શેરો પાસે હોય તો બજાર ભાવે ગણવા યોગ્ય થઇ પડે અને કેટલા હોય તો સામટા વેચવામાં જનારી ખોટનો સંભવ ધ્યાનમાં લેવો જોઇએ તે નક્કી કરવું જરૂરનું ગણાવું જોઇએ. આ મુદ્દો હિસાબ રાખવાની રીતના પેટામાં સમાઇ જાય છે. ઉપર દર્શાવેલા તથા એવા બીજા જે જે મુદ્દા નીકળે તે પીથી ઓડીટરોનું જે મંડળ મુંબઇમાં છે તેણે તપાસ કરી પોતાની તરફથી યોગ્ય લાગે તેવી ભલામણો પ્રજા પાસે તેમજ સરકાર પાસે રજુ કરવી ઘટે છે.

---

ઇગ્લંડની નેશનલ ફીઝીકલ લેબોરેટરીએ ઠરાવ કર્યો છે કે જે માલ એણે નક્કી કરેલા નમુના પ્રમાણે હશે તેની ઉપર 'Z' અને 'Ko' એવી નીશાની કરવા દેવામાં આવશે.

---

# અધિપતીની નોંધ.

દુનીયાંમાં જે હીરા આજ સુધીમાં ખાણોમાંથી કાઢવામાં આવેલા છે તેને લગતા આંકડા અમેરીકામાં આવેલાં ચીકાગો ખાતેના એક આંકડા શાસ્ત્રીએ એકઠા કર્યા છે જે ઉપરથી જણાય છે કે એ સર્વ હીરાઓને એક જગ્યાએ એકઠા કર્યા હોય તો એક ગાડું ભરાય. એ સઘળા મળી ૪,૬૩,૫૫,૪૭૪ કેરેટ થાય અને તેનું વજન સાડાદસ ટન જેટલું થાય. જો દરેક કેરેટ દીઠ ત્રણસો ડાલરની કીંમત ગણીયે તો એની કીંમત લગભગ ચઉદ અબજ ડોલર થાય. એમાં મોટો ભાગ આફ્રીકાની પેદાશનો છે જે ૧૭,૦૫,૭૪,૦૦૦ કેરેટ જેટલો છે, જ્યારે હીંદમાં થયેલી હીરાની પેદાશ પાંચ કરોડ કેરેટ જેટલી છે.

---

નોકરવર્ગને વણાટ કામનું શીક્ષણ આપવા માટે મારકીટની કાપડ બજાર હીત વર્ધક સમાજે કહાડેલી ઉદ્યોગશાળા પ્રત્યે વાંચકોનું ધ્યાન ખેચતાં અમને આનંદ થાય છે. એવી શાળાઓ દ્વારા જો થોડાક નોકરો પણ એ ઉદ્યોગ શીખી હાલના કરતાં વધારે નફાકારક કામ મેળવી શકશે તો તેઓ પોતાનેજ નહીં પણ એ નોકર વર્ગને સર્વને ઘણો લાભ કરી શકશે. કેમકે એ નોકરોની છેલ્લી હડતાળ વેળા આપણે જોયું હતું તેમ હાલ એ વર્ગની સંખ્યામાં જે નવો વધારો થતો રહે છે તે એવા પ્રકારનો હોય છે કે એ આખો વર્ગ તેમના રોજના કાર્યમાં અમુક હદ કરતાં વધારે સારી સ્થીતી પ્રાપ્ત કરે એવી આશા રખાયજ નહીં. જો એવા દુખદાયક સંજોગોમા પોતાનુ ભરણપોશણ મેળવવા માટેજ એ નોકરીમાં દાખલ થયલા થોડાક યુવાનો પણ આ ઉદ્યોગદ્વારા સ્વતંત્ર રીતે પોતાનું ગુજરાન મેળવી શકે તો એ વર્ગ ઉપરથી એટલી સંખ્યાના નીભાવ જેટલો હરીફાઈનો ભય ઓછો થાય એટલુંજ નહીં પણ જો બાકીના નોકરો પણ તેમના ચાલુ કામકાજ માટે તેમના શેઠ પાસેથી નીભાવ પુરતી આવક પણ મેળવી ન શકે તો તેઓ પણ હીંદના આ પુરાણા ઉદ્યોગમાં જોડાય. મીલના ઉદ્યોગની સાથે હાથે કાપડ બનાવવાના ઉદ્યોગની હરીફાઈ એવા પ્રકારની છે કે એ બેમાં કોણ જીતશે તે વીશે ખાતરીપુર્વક અભિપ્રાય આપી શકાય તેમ નથી પણ ગમે તેવી સખત હરીફાઇ છતાં હાથે કાપડ વણવાનો ઉદ્યોગ નીભાવ માટેનાં સાધન પુરાં પાડવા જેટલો ઉપયોગી છે એ વીશે શંકાને સ્થાન નથી અને તેથી હાથે કાપડ વણવાના ઉદ્યોગ માટે વાલીમ આપનારી આવી શાળાઓ આવકારદાયકજ ગણાશે.

---

સંચા કામને લગતા ઓજારોનો વેપાર હીંદમાં કેટલો છે તે વીશે ૧૯૧૭-૧૮ ના વરસને લગતા આંકડા ઉપરથી માલમ પડે છે કે લડાઇ અગાઉ હીંદમાં આયાત થતા સંચા કામમાં મોટો ભાગ બ્રીટીશ હતો. તે પછી યુનાઇટેડ સ્ટેટ્સ તથા જાપાનથી વધારે પ્રમાણમાં એ માલ હીંદમાં આવવા લાગ્યો છે. સંચા કામને લગતાં ઓજારો, વીજળીને લગતું સંચા કામ, અને ખાણોને લગતું સંચા કામ એ બાબદોમાં અમેરીકાએ એવો પગદંડો જમાવ્યો છે કે એને પાછા હઠાવવાનું મુશ્કેલ થઇ પડશે. હવે હીંદમાં ઉદ્યોગો વધતા જશે ત્યારે સંચા કામને લગતાં ઓજારો ખપાવવા માટે સારી ગોઠવણ કરી શકાય તો તેથી લાભ થયા વગર રહે નહીં. આગળ જતાં જરમની

પણ હરીફાઇ કરવા લાગશે. હવે ઇંગ્લંડમા માલ ખરીદવાનું કમી થશે અને તેને બદલે એ માટેના ટેન્ડરો હીંદમા માગવામાં આવશે તે વેળા ઇંગ્લંડના કે અમેરીકાના જે જે માલ બનાવનારાઓ પોતાની શાખા કે આડત હીંદમા રાખી બેઠા હશે તેઓ તેનો વધારે લાભ લઇ શકશે.

---

રેલ્વે મારફતે માલ જ્યા મોકલવાનો હોય ત્યાં પહોંચે તે પછી માલ ઉતારી લેવામા ઢીલ થાય તે માટે નુકશાનીની રકમ રેલ્વેવાળાઓ વેપારી પાસેથી ભરી લે છે તે માટેના દરમા વધારો કરવામા આવતા ઇંગ્લંડમા ન્યુરી ખાતેની ચેમ્બર ઓફ કોમર્સે ઠરાવ કર્યો કે રેલ્વેવાળાઓ માલની લાવલઇજા કરવામા બેદરકારીથી ઢીલ કરે તો તે માટેની નુકશાની રેલ્વેવાળાઓ પાસેથી વેપારીઓ ભરી લઇ શકે એવી ગોઠવણ પણ કાયદામા થવી જોઇએ એવી રીતની ઢીલથી વેપારીઓને ઘણું નુકશાન ગયેલું હોય એવા દાખલાઓ એકઠા કરવામા આવ્યા હતા અને તે વીશે બીજી ચેમ્બરોને વાકેફ કરવાનો પણ ઠરાવ કરવામા આવ્યો હતો હીંદમાં પણ આવા દાખલાની નવાઇ નથી. એવા દાખલાઓ વીશેની ખબરો ભેગી કરી અત્રે પણ વેપારી વર્ગ એવીજ માગણી કરે તો અયોગ્ય કે આશ્ચર્યકારક નથી.

---

પરદેશમાં કોઇ પણ ચીજ ખરીદવાની કે વેચવાની જે સત્તા નામદાર સરકાર અત્યારે ધરાવતી હોય તેનો ઉપયોગ હવે પછી પાર્લીમેંટની રજા પહેલેથી મેળવ્યા વગર કરવો નહીં જોઇએ અને દેશ-પરદેશ વચેના વેપારને અંગે થતી લેવડદેવડમાં સરકારે પાર્લીમેંટની પહેલેથી મંજુરી લીધા વગર ભાગ લેવો ન જોઇએ એવી ભલામણ લંડન ચેમ્બર ઓફ કોમર્સના ફીનાન્શીયલ વીભાગે કરી છે. હીંદના વેપારીઓનો અભિપ્રાય માગવામા આવે તો અમારી ખાતરી છે કે એવોજ અભીપ્રાય આપવામાં આવ્યા વગર રહે નહી હીંદી સરકાર જ્યા સુધી વેપારના છુટાપણાનો સીદ્ધાંત વડી સરકારની આજ્ઞાને અનુસરીને પાળતી હતી ત્યાં સુધી હીંદને હીસાબે ઇંગ્લંડમાં ખરીદી કરવા કે લોન ઉભી કરવા કે પરદેશથી ચાંદી ખરીદવા શીવાય વેપારમાં ભાગ લેતી નહીં પણ લડાઇ દરમ્યાન ઘણું હીંદમાંથી ખરીદ કરી મીત્રરાજ્યોને પુરા પાડવાનું કામ હાથ ધર્યું ત્યાર પછી તેની વેપારી રાજનીતી પણ બદલાઇ છે અને જો કે નવી રાજનીતીને સામ્રાજ્યની ઓદ્યોગીક ઉન્નતીની રાજનીતી તરીકે ઓળખાવવાનો પ્રયત્ન કરવામા આવે છે તોપણ નવી રાજનીતીમાં વેપારના છુટાપણાના સીધ્ધાંત કેટલે અંશે પળાશે અને ઉદ્યોગને રક્ષણ આપતી વેળા એક દેશનો વીચાર કરવામા આવશે કે સામ્રાજ્યના બધાં અંગો સાંધે ગણીને કામ લેશે તે અત્યારે જાહેર થયું નથી અને અમને ભય છે કે સોનાના વેપારમા મળતો નફો સરકારી તીજોરીમા નાખવા માટે હીંદમા સોનાની આયાત માટે અટકાવ કરવામા આવ્યો છે તે એ નવી રાજનીતીનેજ આભારી છે. આપણે આશા રાખીશું કે લંડનની ચેમ્બરે ઉઠાવેલો અવાજ સંભળાય અને એમા દર્શાવેલો નીયમ દુનીયામાં બધે ન સ્વીકારાય તોપણ બ્રીટીશ સામ્રાજ્યના બધા વિભાગોમા અને ખાસ કરીને ઇંગ્લંડમા તથા હીંદમાં સ્વીકારાય

---

દુશ્મન રાજ્યોની પ્રજા સાથે લડાઇ અગાઉ થયેલી લેવડ દેવડને અંગે વ્યાજ ગણવું કે નહીં તે વીશે કર્નલ ન્યુમેને બ્રીટીશ પાર્લીમેંટમા સવાલ પુછયો હતો. સર એડવર્ડ કારસને જણાવ્યું કે એ નાણા બ્રીટીશ પ્રજા પાસેથી દુશ્મન !! પ્રજા માગતી હોય તો તે તેને આપવાનું

ઇંડેંટ આવ્યું તે માત્ર ૩૦૦ ગાંસડી "એ ૧૨" નું આવ્યું. તે વેળા એક હજાર ગાંસડીની ત્યાં જરૂર હતી. જો તેટલી ત્યાં મોકલવામાં આવી હોત તો કાંઈ મુશ્કેલી ઉભી થાત નહીં પણ એ ઇંડેંટ ઓછું આવવાથી વધેલો માલ સંયુકત પ્રાંતો તથા બીહાર ઓરીસાને ઓપવામાં આવ્યો. સદભાગ્યે આસામ તથા મધ્યપ્રાંતોમાંથી પણ સારી માગણી આવી. તેમ છતાં બીહારમાં માગ્યો તેટલો માલ પુરો પાડી શકાયો નહીં. તે પછી તા. ૩-૩-૧૯૧૯ ને દીને મીટીંગ થઇ ત્યારે ભાવ નીચે પ્રમાણે ઠરાવવામાં આવ્યાઃ—શર્ટીંગ રૂ ૧-૫-૬, ધોતી રૂ. ૧-૬, સાડી રૂ. ૧-૬-૬, "એ ૧૨" રૂ. ૧-૩-૬ રૂનો ભાવ ખાંડી દીઠ રૂ. ૫૩૦ નો ગણી કાપડના આ ભાવ નકી કરવામાં આવ્યા હતા. મીલોને આરડર તરતજ આપવામાં આવ્યા. તે પછી ડીસેંબર આખરથી તે એપ્રીલના ત્રીજા અઠવાડયા સુધી કાપડના ભાવ ઘટતો રહ્યો તેમાં મુખ્ય કારણ બે હતાંઃ-એક તો રૂનો ભાવ ઘટતો જતો હતો અને બીજું આ સ્ટેન્ડર્ડ કલોથની હરીફાઇ હતી. રૂના ભાવ તથા કાપડના ભાવ વચેનો ગાળો એક સરખો રહ્યો હતો તેમાં મુખ્ય કારણ સ્ટેન્ડર્ડ કલોથનું હતુ. એપ્રીલમાં ભાવ બહુજ નીચા ગયા હતા. સેન્ચરી મીલના કાપડનો ભાવ રતલ દીઠ રૂ. ૧-૮-૦ નો થઇ ગયો હતો અને મુંબઇની બીજી મીલોના ભાવ એ કરતાં પણ એકથી બે આના વધારે નીચા હતા. સ્ટેન્ડડ કલોથના જે ભાવ પહેલા નકી કરેલા હતા તે કરતાં પણ ઓછે ભાવે બજારનો બીજો માલ એ રીતે જથાબંધ વેચાવા લાગ્યો. તેમ છતાં સ્ટેન્ડડ કલોથ બીજા કાપડ કરતાં ઘણું સસ્તું હતું. આ બધા સંજોગોને લીધે જે પછી સંયુકત પ્રાંતોમાથી તથા બીહાર અને ઓરીસામાંથી ઇંડેટ ન આવ્યાં અને છેલા ઇંડેંટને લીધે મળેલા માલમાંથી કેટલોક વધ્યો હતો તે ખપાવવા માટે પાછો આપવાની માગણી બીહાર ઓરીસાથી આવી. પંજાબમાં "એ૧૨" કાપડ લોકોને પસંદ થઇ ગયું હતું અને ત્યાંથી માગણી આવતી હતી પણ એકજ પ્રાંતને માટે માલ બનાવવાનું ચાલુ રાખવું એ ઠીક ન લાગ્યું અને તેથી તા૦ ૧૬ મી એપ્રીલે મળેલી મીટીંગમાં એમ ઠરાવ્યું કે હવે પછી મીલોને નવા આરડર આપવા નહો. અગાઉ આપેલા આરડરને પેટે કેટલોક માલ મીલોએ બનાવ્યો હતો તેનો વીચાર કરવાનો હવે રહ્યો. એ માલ બનાવે એવી ૧૪૫ મીલો બ્રીટીશ મુલકમાં હતી. તેમાંથી બે મીલો ચાલતી ન હતી અને બીજી ચારમાં સ્પીન્ડલ ન હતાં તથા લુમોની સંખ્યા પણ સોથી ઓછી હતી એટલે તેમને આ કાયદાના અમલમાંથી મુકત રાખવામાં આવી હતી. દસ મીલોએ પોતાને જે આરડર મળે તે માટેનો માલ બનાવવાનું બીજી મીલોને સોંપ્યું હતું. પોંડીચરીમાં આવેલી એંગ્લો ફ્રેંચ ટેકસ્ટાઇલ મીલના એજંટો મેસર્સ બેસ્ટ એંડ કંપનીએ પોતાની મીલ જાણે બ્રીટીશ મુલકમાં આવી હોય તેવી રીતે કામ આપવાની માગણી કરી હતી. એ રીતે કુલ ૧૨૯ મીલો સ્ટાન્ડર્ડ કલૉથ બનાવતી હતી જેમાંથી મુંબઇમાં ૫૫, અમદાવાદમાં ૩૫ અને તે શીવાયનાં સ્થળોએ ૩૯ હતી. એમણે પહેલા આરડર માટે બનાવેલી ગાંસડીઓની સંખ્યા કુલ ૫૦૫૩ હતી જેમાંથી ૨૨૭૦ સંયુકત પ્રાંતોમાં, ૧૫૩૪ બીહાર તથા ઓરીસામાં, ૧૧૭૮ પંજાબમાં, ૩૭ મુંબઇમાં, ૨૯ મધ્યપ્રાંતોમા, અને ૫ વાયવ્ય સરહદ તરફનાં પ્રાંતમાં મોકલવામાં આવી હતી. હુગલી મીલે એમને ફાળે આવેલી ગાંસડીઓ કરતાં ૨૫ વધારે બનાવી હતી છ મીલોમાં બનેલી ૧૦૬ ગાંસડીઓ તદન નપાસ કરવામાં આવી હતી. બીજા ઓરડર માટે ૪૫૯૮ ગાંસડીઓ સ્વીકારવામાં આવી હતી જેમાંથી સંયુકત પ્રાંતોમાં ૧૭૧૦, બીહાર ઓરીસામાં ૧૫૭૨, પંજાબમાં ૪૭૯, આસામમાં ૪૦૭, મધ્યપ્રાંતોમાં ૩૫૧, મુંબઇમાં ૨૫, બંગાલમાં ૩૭, વાયવ્ય સરહદના પ્રાંતમાં ૨૯, બલુચીસ્તાનમાં ૩૬,

દીલ્હીમાં ૧ અને મદ્રાસમાં એક મોકલવામાં આવી હતી. ૧૮ મીલોના માલમાંથી ૫૨૨ ગાંસડીઓ તદ્દન નપાસ કરવામાં આવી હતી એને બદલે બીજો સંતોષકારક માલ પુરો પાડવાની મીલોને ફરજ પાડવાની સરકારને સત્તા હતી પણ તેનો ઉપયોગ કરવામાં આવ્યો નહતો.

એપ્રીલ પછી કાપડના ભાવ પાછા વધવા લાગ્યા તે આગસ્ટ સુધી વધ્યા પછી તેમાં ઘટવાની શરૂઆત થઇ. એ વધારાને લીધે "એ ૧૨" માલની લેવાલી જાગી. બજારભાવ ઘટ્યા ત્યારે પણ એ નવો માલ બનાવવાનો આરડર ન આપતાં જ્યાં માલ બનેલો હતો ત્યાંથી સ્ટેન્ડર્ડ ક્લોથ લઇને તેમજ બજારમાં વેચાતો બીજો સસ્તે ભાવે ખરીદ કરીને પંજાબ વગેરે પ્રાંતોમાં જોઇતો માલ પુરો પાડયો હતો "એ ૧૨" ની ૧૩૫ ગાંસડી રતલ દીઠ રૂ. ૧-૬-૬ ને ભાવે જણાવેલી મીલો પાસેથી મળી હતીઃ—

| મીલવાળા. | ગાંસડી. |
|---|---|
| સેન્ચરી | ૨૫ |
| કરીમભાઇ ઇબ્રાહીમ | ૧૨ |
| તાતા સન્સ | ૧૭ |
| બોમ્બે ડાઇંગ | ૧૨ |
| ફીન્લે | ૧૧ |
| કીલીક નીકસન | ૧૧ |
| ઇ. ડી. સાસુન યુનાઇટેડ | ૧૨ |
| કોલાબા લેંડ એંડ મીલ કું. | ૧૦ |
| કુલ ... | ૧૩૫ |

એમાંથી ૭૨ પંજાબમાં, ૭૩૫ સીંધમાં, ૧૫ બલુચીસ્તાનમાં અને ૧૩ વાયવ્ય સરહદવાળા પ્રાંતમાં મોકલવામાં આવી હતી. એ ઉપરાંત રતલ દીઠ રૂ. ૧-૬-૬ ને ભાવે ૧૫ ગાંસડી કીલીક નીકસન પાસેથી મેળવવામાં આવી હતી અને તેમાંથી ૫ બલુચીસ્તાનમાં અને ૧૦ પંજાબમાં મોકલી હતી. સોલાપુર મીલે ૩૧ ઇંચ બદલે ૩૬ ઇંચ પહોળાઇનો "એ૧૨" માલ દર રતલ દીઠ રૂ. ૧-૬-૬ ને ભાવે ૩૦ ગાંસડી જેટલો પુરો પાડયો હતો તેમાંથી ૧૮ ગાંસડી પંજાબમાં, ૧૦ ગાંસડી વાયવ્ય સરહદના પ્રાંતમાં, અને ૨ ગાંસડી સીંધમાં મોકલી હતી. એ ઉપરાંત "એ ૧૨" ની ૫૦ ગાંસડી સેન્ચરી મીલ પાસેથી અનુકુળ ભાવે લેવામાં આવી હતી જેમાંથી ૪૧ પંજાબમાં અને ૯ સીંધમાં મોકલી હતી. એ ઉપરાંત રૂ. ૧—૬—૦ ને ભાવે ૬૫ ગાંસડી પંજાબના ડીરેક્ટર સીવીલ સપ્લાઇઝને અને રૂ. ૧—૮—૦ ને ભાવે ૧૨ ગાંસડી રજીસ્ટ્રાર, કો-ઓપરેટીવ સોસાયટીઝ, પંજાબ, ને પુરી પાડવાનું સેન્ચરી મીલને સોંપવામાં આવ્યું હતું અને રૂ. ૧-૬ ને ભાવે ૧૦૦ ગાંસડી રજીસ્ટ્રાર કો-ઓપરેટીવ સોસાયટીઝ, પંજાબને પુરી પાડવાનું મેસર્સ કરીમભાઇ ઇબ્રાહીમ એંડ સન્સને સોંપ્યું હતું. "એ ૧૨" માલ પંજાબમાં એવો લોકપ્રીય થઇ પડયો છે કે એવો માલ હંમેશાં ત્યાં પુરો પાડવામાં આવે એવી ગોઠવણ કરવાની ત્યાંની કો-ઓપરેટીવ સોસાયટીઝનો રજીસ્ટ્રારની ઇચ્છા છે. તે માટે તેણે

મુંબાઇની મુલાકાત લીધી છે અને ઘણું કરીને એવી ગોઠવણ થઇ ગઇ હશે રૂ. ૧-૮ ને ભાવે ૨૬૦ ગાંસડી આપવાની માગણી કરીમભાઇ ઈબ્રાહીમ સન્સે કરી હતી. બજારની સ્થીતી જોતાં એ ભાવ સસ્તો હતો તેથી એમાંથી સો ગાંસડી કબુલ કરવામાં આવી હતી અને બાકીની પણ બધી લેવાઇ જાય એવી વકી હતી. નવરાત્રીના દીવસોમાં માલની લેવાળી વધે અને બજારમાં માલ ન હોય તો ભાવ વધી જાય એવી બીક કલકત્તા ખાતે રહેતી હતી તેથી સાવચેતી માટે મુંબાઇમાં બોમ્બે ડાઇંગ કંપની પાસેથી ૪૮, કરીમભાઇ ઈબ્રાહીમ એંડ સન્સ પાસેથી ૪૯, અને કીલીક નીકસન પાસેથી ૨૨ મળી કુલ ૧૧૯ ગાંસડી અનુકુલ ભાવે ખરીદવામાં આવી હતી. એ ઉપરાંત ૩૦૦ ગાંસડી સેન્ચરી મીલમાંથી સાધારણ ભાવે મેળવી હતી.

એ રીતે કંટ્રાક્ટ દરમ્યાન કુલ ૧૧૭૦૮ ગાંસડી મેળવવામાં આવી તેમાંથી જુદા જુદા પ્રાંતોમાં કેટલી મોકલી તે નીચે બતાવ્યું છે:—

| | | | |
|---|---|---|---|
| સંયુક્ત પ્રાંતો | ૪૨૭૪ | મુંબઇ | ૧૧૨ |
| બીહાર ઓરીસા | ૩૯૦૫ | બલુચીસ્તાન | ૬૧ |
| પંજાબ | ૨૦૭૯ | વાયવ્ય સરહદ | ૫૭ |
| બંગાલ | ૪૬૧ | દીલ્હી | ૧ |
| આસામ | ૪૧૭ | મદ્રાસ | ૧ |
| મધ્યપ્રાંતો | ૩૪૦ | | |
| | | કુલ ... | ૧૧૭૦૮ |

આ બધી ગાંસડી મળી કુલ ૨૨૨॥ લાખવાર કાપડ થયું હતું.

## હિંદમાં લોખંડની ચીજોનું બજાર.

હીંદના બજારોમાં પોતાનો માલ કેમ વધારે ખપાવવો તે વીશે હાર્ડવેર ટ્રેડ જર્નલના તા. ૨૭-૨-૧૯૨૦ના અંકમાં એવી શીખામણ આપવામાં આવી છે કે હીંદમાં માલનો બહારનો દેખાવ તથા સસ્તી કીંમત ઉપર જેટલું ધ્યાન અપાય છે તેટલું એ માલ કેટલી મુદત ચાલે એવો છે તે ઉપર આપવામાં આવતું નથી તેનું કારણ એ છે કે લોકોની સરેરાશ આવક ઓછી હોવાથી ઘણી નાની રકમ આવી ચીજો ખરીદી કરવામાં ખરચી શકે એમને તમે મોંઘી ચીજો બહુજ સારી જાતની આપો તો શા કામની? દાખલા તરીકે ખેડુતનો એક નોકર રોજ છ આના મેળવતો હોય તેને એક તાળુ જોઇતું હોય તો ત્રણ આનામાં હલકી જાતનું જરમન તાળુ મળી શકે તો તે ઈંગ્લીશ બનાવટનું બહુ સારૂં તાળુ એક રૂપીઓ ખરચીને લે એવી આશા રાખવી કેટલી વાજબી ગણાય? જરમનો અને આસ્ત્રીયનો આવી બાબતોનો બરોબર વીચાર કરીને વર્તે છે વળી હીંદમાં પોતાનો માલ વેચવા માટે પેઢીની શાખાઓ કે આડતો જુદાં

જુદાં મુખ્ય શહેરોમાં સ્થાપવી જોઇએ. જયાંથી માલના નમુના તથા ભાવ વગેરે માહીતી ઘરાકને મળી શકે અને વાકીફ હોય તો માલ પણ મેળવી શકાય. મોટી વસ્તુઓની સાથે નાની ચીજો માટેના આરડરો પણ ત્યાં સ્વીકારાય એવી ગોઠવણ હોવી જોઇએ. ત્યાંની શાખાના વડાએ કે આડત્યાએ જાતે ફરીને ઓરડરો મેળવવા માટે પ્રયત્ન કરવો પડશે અને તે વેળા બીજા દેશોથી આવતા હરીફોના માલ વીશે પુરતું જ્ઞાન હોવાની ઘણી જરૂર પડશે.

એ માલ મંગાવનારાઓએ તે માટેનાં નાણાં ક્યારે આપવાં તે બાબદમાં જરમનો ઘણી સગવડ આપે છે, સાધારણ રીતે એ માલનાં ઓચર્યાં આપતી વેળા હુંડીના નાણાં લેવામાં આવે છે અથવા એ હુંડી સ્વીકારવામાં આવે છે. તેની મુદત પાકેથી તુરત નાણાં ભરવાને બદલે થોડો દીવસ વાર લગાડીને એટલા દીવસ માટેનાં ભારે વ્યાજ સાથે એ રકમ આપવી એ આ વેપારીઓને વધારે અનુકુળ પડે છે અને એમ થવા દેવા માટે વધારે દીવસ સહ જોવાની સગવડ જરમન વેપારીઓ ઘણી આપે છે. દેખાડ થયા પછી દસ મહીને નાણાં ભરવાનાં હોય એવી હુંડી પણ લેવામાં આવી છે. તેમ છતાં આવી રીતે લાંબી મુદતની સગવડ આપવી એ રીતે ઉત્તેજન આપવા લાયક નથી. લડાઇ દરમ્યાન જરમની તથા આસ્ટ્રીયાને બદલે યુનાઇટેડ સ્ટેટસથી લોખંડનો માલ હીંદ આવતો અને વીજળીક કામકાજમાં જરૂર પડે એવો માલ, તાંબુ, કાગળ, કાચ, કાપડ વગેરે ચીજો જાપાનથી આવતી. એ ચીજોમા જાપાનની સાથે હરીફાઇમાં યુરોપના માલ બનાવનારાઓ ટકશે કે કેમ તે કહેવું મુશ્કેલ છે.

જુદી જુદી ચીજોનો જે માલ લડાઇ દરમ્યાન જરમની તથા આસ્ત્રીયાથી આવતો તે માલનો વેપાર જાપાને તથા યુનાઇટેડ સ્ટેટસે કેટલો હાથ કર્યો છે તે નીચે દર્શાવ્યું છે.

હજાર પાઉંડ

| | જરમનીથી. | આસ્ત્રીયા હંગરીથી | જાપાન. | | યુનાઇટેડ સ્ટેટસ. | |
|---|---|---|---|---|---|---|
| માલ. | ૧૯૧૩-૧૪ | ૧૯૧૩-૧૪ | ૧૯૧૩-૧૪ | ૧૯૧૭-૧૮ | ૧૯૧૩-૧૪ | ૧૭-૧૮ |
| કાપડ. | ૧૦૪ | ૫૫ | ૬૮ | ૧૪૩ | ૩ | ૯ |
| મકાન બાંધવાનો સામાન. | ૧૦૧ | ૪ | ... | ૮૨ | ૧૩ | ૩૧ |
| રંગવાનો સામાન | ૬૨૨ | ૧ | ... | ૧૯ | ... | ૨૫૬ |
| કાચ | ૧૦૧ | ૫૮૩ | ૧૦૫ | ૭૬૯ | ૧૨ | ૧૨ |
| લોખંડનો માલ | ૪૮૨ | ૨૨૩ | ૪૧ | ૪૫૫ | ૨૫૫ | ૫૦૭ |
| ઓજારો | ૧૦૨ | ૨૫ | ૭ | ૩૦૯ | ૯૭ | ૨૨૦ |
| દારૂ | ૧૫૮ | ૪ | ૨ | ૧૪૬ | ૪૧ | ૬૮ |
| મશીનરી | ૨૮૮ | ૧૩ | ૧૦ | ૧૩૪ | ૧૬૮ | ૬૫૬ |
| ધાતુઓ | ૨૫૭૩ | ૧૧૫ | ૨૭૬ | ૧૧૪૪ | ૩૦૨ | ૨૩૧૬ |
| કાગળો | ૧૮૩ | ૮૮ | ૧૧ | ૩૯૨ | ૯ | ૧૩૫ |
| સુતરાઉકાપડ રંગીન | ૨૪૪ | ૯૯ | ૨૩ | ૪૪૪ | ... | ૧૦ |

---

દીવાલના માટે ફેન્સી ટાઇલ્સની છેલ્લી ડીઝાઇનો જોશો કે

# મુંબઈનો વાંક શું ?

ઓછા ચાર્જે એજ હલકા ખોરાકની સચોટ સાબીતી, ને હલકો ખોરાક તે શરીરના રસાયણીક તત્વોને નાશ કરવાનો ( આત્મઘાતી ) ઉપાય.

અત્યુતમ સગવડ—ઉમદા ખોરાક.



ઠે મુમ્બાદેવી પોસ્ટની પાછળ મુંબઈ ન. ૨

(૩૦)

---

# ધી એલેમ્બીક કેમીકલ વર્કસ કું. લી.

## મુંબઇ અને વડોદરા.

આયુર્વેદના ભાવ પ્રકાશ નામના ગ્રંથના આધારે તૈયાર કરેલી દવાઓ—

**વેજીટેબલ ટોનીક સીરપ**—( દેશી ઓષધિયોમાંથી શાસ્ત્રીય રીતી અનુસાર બનાવેલી શક્તિની દવા આ દવા જઠરાગ્નિ સુધારી પાચનશક્તિ વધારે છે અને શરીરને અખુટ કૌવત આપે છે ( એ ખાસ ધ્યાનમાં રાખવુ કે વેજીટેબલ ટોનીક સીરપથી શરીરમાં આવતી શક્તિ ઉત્તેજક અને ઉન્માદક દવાઓથી ટુંક સમય માટે જણાતી કૃત્રીમ શક્તિ જેવી નથી પણ કાયમની કુદરતી શક્તિ છે )

( ૨ ) લીવરને પોતાનુ કામ બજાવવાને નિયમીત બનાવી શરીરને નિરોગી બનાવે છે

( ૩ ) અજીર્ણની વ્યાધીનો નાશ કરે છે, અને અન્ન માર્ગને તાકાત આપે છે

નોટ—ગર્ભવતી તેમજ સુવાવડી સ્ત્રીઓને પણ આ દવા આપી શકાય છે તેથી સુવારોગ લાગુ થઇ શકતો નથી, અગર લાગુ થયો હોય તો મટી જાય છે કિંમત દર બાટલીના રૂા ૧—૨—૦

**ગ્લીસેરો ફોસ્ફેટ કમ્પાઉન્ડ સીરપ**—( જ્ઞાનતન્તુને શક્તિ આપનારી અમુલ્ય દવા ) માણસના જ્ઞાનતન્તુઓમા અને મગજમા મુખ્ય પદાર્થ તરીકે ગ્લીસેરો ફોસ્ફેટના તત્વો રહેલા હોય છે અને જ્યારે તેનુ પ્રમાણ ઘટી જાય છે, ત્યારે સાધારણ આરોગ્યતા અને શક્તિ જતી રહે છે અને અશક્તિને લઈ જુદા જુદા સમ્બન્ધ દરદો ઉત્પન થાય છે તેથી શરીરને કુદરતી રીતે માફક આવે તેવા તત્વોમાથી બનાવેલી આ નિર્દોષ દવાનો ઉપયોગ કરવાથી પડેલી ખોટ પુરી પડે છે, ને શક્તિ આપનારા તત્વોની વૃદ્ધિ થાય છે જેઓને મગજનો કે અગજનો ઘસારો વિશેષ જણાતો હોય તેમણે અચુક આ દવા વાપરવી કીંમત દર બાટલીના રૂા. ૧—૬—૦ ( મોટી સાઇઝ. )

„ ૦-૧૪—૦ નાની સાઇઝ )

બીજી બનાવટો માટે કેટલોગ મગાવો.

**મળવાનું ઠેકાણું—ધી એલેમ્બીક કેમીકલ વર્કસ કું. લી.**

(૩૯) પ્રીન્સેસ સ્ટ્રીટ—મુંબઇ.

( આ પ્રોસ્પેકટસ જોઈન્ટ સ્ટોક કંપનીના રજીસ્ટ્રારની ઓફીસમાં નોંધવામાં આવ્યું છે. અને અરજીઓ સ્વીકારવાનું તા. ૧૦-૪-૨૦ ને દીને બંધ કરવામાં આવશે.)

# ધી હિન્દ બટન ફેક્ટરી એન્ડ મેટલ વર્કસ લીમીટેડ.

( ૧૯૧૩ ના હિન્દી કંપનીઓના કાયદાને આધારે સ્થપાયેલી )

## થાપણ. રૂા. ૨૫,૦૦,૦૦૦

જે

પ્રત્યેક રૂા. ૨૫ ના ૧,૦૦,૦૦૦ શેરોમાં વહેંચી નાખવામાં આવી છે અને જેનાં નાણાં નીચે પ્રમાણે ભરવાનાં છેઃ—

અરજી વખતે રૂ. ૩.     શેરોની વહેંચણી વખતે રૂ. ૩.

અને બાકીની રકમ જરૂર પડયે વસુલ થશે પણ પ્રત્યેક વખતે શેર દીઠ રૂ. પાંચ કરતાં વધારે રકમનો કોલ નહિ લેવામાં આવે અને ત્રણ માસથી ઓછી મુદતને અંતરે કોલ લેવાશે નહિ.

ડીરેકટરોનો ઈરાદો શેરોની વહેંચણી પછીથી નાણાંની ખાસ જરૂર પડયા વિના કોલ ઉઘરાવવાનો નથી. એટલે કે નવાં યંત્રો વગેરેની ખરીદીની મસલત પુરી થતા સુધી અને તેને માટે ઓર્ડરો અપાતાં સુધી કોલ લેવાશે નહિ. એજન્ટો, ડીરેકટરો અને તેમના સ્નેહીઓએ રૂ. ૧૦,૦૦,૦૦૦ ની કીંમતના ૪૦,૦૦૦ શેરોની અરજી કરી દીધેલી છે. અને હવે શેષ ભાગજ જાહેર પ્રજાને માટે રહ્યો છે.

**શેરો અંડરરાઈટ કરવાનું બીલકુલ કમીશન અપાયું નથી.**

અરજીઓ મોકલવાનું ઠેકાણુંઃ—મેશર્સ બીલીમોરીયા, ગીલ્ડર એન્ડ કાં.
૩૨, એપોલો સ્ટ્રીટ, મુંબઈ.

## ડીરેકટરો:—

મોરારજી આણંદજી ટન્ના એસ્કવાયર બી. એ. એલ. એલ. બી માજી દીવાન ભાવનગર, ભટવાડી ગીરગામ મુંબઇ. (ડાયરેકટરઃ-તાતા આયર્ન એન્ડ સ્ટીલ વર્કસ લીમીટેડ, તાતા હાઇડ્રો ઇલેટ્રીક કંપની લીમીટેડ, બોમ્બે સ્ટીમ નેવીગેશન કંપની લીમીટેડ, ગાયકવાડ ઓઇલ એન્ડ કેમીકલ કંપની લીમીટેડ, વેસ્ટર્ન ઇંડીઆ કેમીકલ કંપની લીમીટેડ, અંબાજી તારંગા લાઇટ રેલ્વે કંપની લીમીટેડ, એંગ્લો ઇંડીયા એન્ડ કોલાનીયલ નેવીગેશન કંપની લીમીટેડ.)

મહુમદ હાજી અબુ એસ્કવાયર; વેપારી, ૧૦૧ કટલરી બજાર, મુંબઇ; કટલરી અને સન્ડ્રી ગુડસ મરચન્ટ એસોસીએશનના પ્રમુખ.

ચત્રભુજ કરસનદાસ શ્રોફ એસ્કવાયર; કાપડના વેપારી મુળજી જેઠા મારકીટ, ચોક, મુંબઇ.

ઇસ્માઇલ જી. અલ્લાના એસ્કવાયર; વેપારી. (અલાના સન્સની કુંo) ૧૫ વોર્ડન રોડ મુંબઇ. અલાના રહીમતુલ્લા એન્ડ કું. ના ભાગીદાર, ઇંડો ચાયના મીલ્સ લીમીટેડના એજન્ટસ તથા બીરલા મીલ્સ લીમીટેડના એજન્ટસ અને ડીરેકટર.

જયસુખલાલ કૃષ્ણલાલ મહેતા, એસ્કવાયર; એમ. એ. ૧૯ બેંક સ્ટ્રીટ મુંબઇ; સેક્રેટરી ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરો મુંબઇ, ઇન્ડીયન ટોયઝ અને ગ્લાસ મેન્યુફેક્ચરીંગ કુંo લીમીટેડના ડીરેકટર, તથા ધી બોંબે કોઓપરેટીવ હોલસેલ સોસાયટીના ડીરેકટર.

ફાઝલભાઇ ઇબ્રાહીમ રહીમતુલા એસ્કવાયર; વેપારી, ૧ હમમ સ્ટ્રીટ, મુંબઇ. મુંબઇ મ્યુનીસીપલ કોરપોરેશનના સભાસદ, ઇન્ડીયન ચેમ્બર એન્ડ બ્યુરોની કમીટીના મેમ્બર. બોંબે સીટી ઇન્સ્યુરન્સ કંપનીના ડીરેકટર, ન્યુ સ્ટીમ નેવીગેશન કંપનીના ડીરેકટર, સુલતાનીઆ કોટન મેન્યુફેકચરીંગ કંપની લીમીટેડના ડીરેકટર.

દ્વારકાદાસ મુળજી ગોરડીઆ એસ્કવાયર; વેપારી, ૧૪૭ અબદુલ સ્ટ્રીટ, નં. ૩, દ્વારકાદાસ જગમોહનદાસની કું. ના ભાગીદાર.

મદનલાલ પ્રાગજી મીસ્ત્રી એસ્કવાયર; (એક્ષઓફીસીઓ) વેપારી, ૧૪૭ અબદુલ રહેમાન સ્ટ્રીટ મુંબઇ નં. ૩, દ્વારકાદાસ જગમોહનદાસની કું. ના ભાગીદાર.

### બેન્કર્સ

ધી સેંટ્રલ બેન્ક ઓફ ઇંડીયા લીમીટેડ હોર્નબીરોડ કોટ, મુંબઇ.
તાતા ઇંડસ્ટ્રીઅલ બેન્ક લીમીટેડ કોટ મુંબઇ.

### સોલીસીટર્સ

મેસર્સ ધરમશી એંડ કો. ચર્ચગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

### ઓડીટર્સ

મેસર્સ એસ. બી. બીલીમોરીઆની કું. એસ્પ્લેનેડ રોડ, કોટ મુંબઇ.

### મેનેજીંગ એજન્ટસ

મેસર્સ દ્વારકાદાસ જગમોહનદાસની કું. ૧૪૭ અબદુલ રેહેમાન સ્ટ્રીટ, મુંબઇ નં. ૩.

### રજીસ્ટર્ડ ઓફીસ

૩૦૩ હોર્નબીરોડ કોટ, મુંબઇ.




# સાનમેટો.

# SANMETTO.

આ દવા પુરૂષ તથા સ્ત્રીની જનનેંદ્રિયની જીવનશકિત વધારનાર એક ઉત્તમ દવા તરીકે આખી દુનીઆના પ્રખ્યાત દાકતરો અને વૈદ્યો મુત્રવ્યાધિના અસાધ્ય રોગોને માટે ઘણા વખતથી વાપરે છે. સાનમેટો યકૃત તથા જનનેંદ્રિય અને મુત્રાશયના રોગો માટે ઘણુંજ ઉપયોગી છે; તે લેવાથી પિશાબ સ્વચ્છ અને સાફ આવે છે. મુત્રાશયના મોં આગળના ભાગ ઉપર 'પ્રોસ્ટેટ ગ્લેન્ડ' નામની એક નાની ગાંઠ હોય છે, તે ઘણું કરીને વૃદ્ધાવસ્થામાં મોટી થઈ જાય છે અને તે કારણથી પિશાબ સાફ આવવામાં ઘણી અડચણ આવે છે તથા રાત્ર-દિવસ ઘડી ઘડી પિસાબ કરવાનીશંકા થાય છે; આવી સ્થિતિમાં સાનમેટોના જેવી બીજી એક પણ દવા નથી. સાનમેટો સ્ત્રીઓના ગર્ભાવસ્થાના કાળ વખતે થતા રોગો જેની અંદર પિસાબ ઘણીજ ગરમ, બળતરા થતી અને ઘણી વખત થાય છે એવા મુત્રાશયને લગતા વ્યાધિમાં બહુ ફળદાયક છે. વળી નાનાં બચ્ચાંઓ ઉંઘમાં બિછાનામાં પિસાબ કરી નાંખે છે તે રોગમાં ઘણું ઉપયોગી છે, તથા સ્ત્રી પુરૂષને પિસાબમાં થતી હરેક પ્રકારની અડચણ તથા બળતરા દુર કરે છે. આ ઉત્તમ દવા પ્રમેહ અને વિપ્રમેહના રોગ માટે ઘણા વખતથી વપરાય છે. સાનમેટો પુરૂષ તથા સ્ત્રીની જનનેંદ્રિયની શિથિલતા તથા દુર્બળતાને લગતા દરેક વિકારને માટે વિશેષ ફળદાયી છે તથા અશક્ત અને નિર્બલ થયેલી ઈંદ્રિને તાકાદ આપી સ્ત્રી પુરૂષને નવી જુવાની બક્ષે છે.

## સાનમેટો રોગને અટકાવનારી દવા તરીકે.

ઘણાખરા લોકો જનનેંદ્રિયને રોગમાંથી બચાવવાને અને સારી તંદુરસ્તીમાં રાખવાને ઘણુંજ થોડું લક્ષ આપે છે. કોઈ પણ માણસ પરસેવા અથવા તો આંતરડાંની હીલચાલ વગર થોડા વખત લગણ જીવી શકે છે પણ જો જનનેંદ્રિય ૨૪ થી ૪૮ કલાક કામ કરતી બંધ પડે તો ઘણુંજ દુઃખ અને ઇજા થઇ આવે છે કારણ કે ઘણોજ ઝેરી કચરો જે મુત્ર વાટે નીકળી જવા જોઇએ તે રહી જાય છે; અને તેથી જનનેંદ્રિયના સઘળા અગત્યના કામ કરતાં કબજીઆતથી છુટા થવાને અને આંતરડાંની ઇજા વગર હીલચાલ માટે ઘણું વિચારવામાં આવે છે. જો હમેશ મુત્ર ઘણું વધારે અથવા થોડું નીકળે અથવા ઘણો વખત અથવા જોઇએ તે કરતાં ઓછી વખત નીકળે; જો મુત્રમાં કાંઇ કચરો હોય અથવા ભુરાસ પડતું અને પારદર્શક નહિ હોય અથવા લોહીવાળું હોય; જો મુત્રથી વળુખ મારતી હોય કે ઇજા થતી હોય અથવા ટીપાં પડતાં હોય; જો મુત્રાશયની કોથલી-આગળનો ભાગ પુરો ભરેલો છે એમ લાગતું હોય, અને તે કાઢવાને પુરી શક્તિ નહિં હોય; જો કોઇને રાત્રે મુત્રને માટે વારંવાર ઉઠવું પડતું હોય; જો જનનેંદ્રિય ઉઘાડી રહેવાથી ઠંડી લાગી હોય તેથી ઇજા થતી હોય તો આ દરેક માટે એક અથવા બે ચમચા દહાડામાં જમ્યા આગાઉ અથવા પછી અને રાત્રીએ સુતા વખત મળી ત્રણચાર વાર સાનમેટો લેવા ભુલવું નહિ.

આથી જનનેંદ્રિયને ભવિષ્યમાં ઇજાથી બચાવી દેશે અને આખી સીસ્ટમ બરાબર ચાલુ રહેશે તે જનનેંદ્રિયને પુરેપુરી મુત્રથી ખાલી કરીને મજબૂત કરશે અને જનનેંદ્રિયમાં ખરાબ મુત્ર રહેવાથી ધીમી ફરી સિસ્ટમને દુર કરશે.

સાનમેટો ફક્ત આઠ ઔંસની બાટલીમાં વેચાય છે. દરેક બાટલીની કિંમત ત્રણ રૂપીયા અને આઠ આના. દવા વેચનાર કેમિસ્ટ અથવા ડ્રગિસ્ટને ત્યાંથી છુટક તથા જથાબંધ મળશે. કોઈપણ કારણથી ન મળી શકે તો અમને લખી જણાવવાથી તરત મોકલવામાં આવશે.

**ઓડ. કેમીકલ કુંપની, બૅરો સ્ટ્રીટ, ન્યુ યૉર્ક—અમેરિકા.**

(૩૮) Od. CHEM. CO., 61 Barrow Street, NEW YORK

સરક્યુલર ના. ૪.

### ધી ઇન્ડિયન પેસેન્જર્સ એન્ડ ટ્રાફીક રીલીફ એસોસીએશન.

## હિંદી પ્રજાને અપીલ.

જોઇએ છે,

દરેક હિંદી રેલ્વે ઉતારૂએ જાણવુ —

૧ કે જ્યારે આ રેલ્વે કપનીના નોકર અથવા રેલ્વે પોલીસનો માણસ ઉતારૂઓના વ મા ખાચોખીચ બેસાડવાને સખ્તાઇ વાપરે ત્યારે તેને તેમ કરતા અટકાવવાને કાયદા પૂર્વક હક છે

૨ કે આ હકના જ્ઞાનનો અજવાળ ઉતારૂઓમા ફેલાવો કરવ ની દરેક ભણેલા ઉતારૂની ફરજ છે

૩ કે પોતીકા ને પોતીકા કરતા ઓછા નસીબદાર ઉતારૂ ભાઇના સ્વાર્થને ખાતર આ હકનો ઉપયોગ કરવાનો દરેક ભણેલા ઉતારૂની ફરજ છે

૪ કે હિંદ દરેક તેના બેઠ, ગે પછી તે પહેલા વર્ગનો કે બીજા વર્ગનો ઉતારૂ હોય તે જોય કે તેના ત્રીજા વર્ગના ઉતારૂઓ તરફ વાજબી રીતે વર્તવામા નથી આવતુ તો તેની મદદે જવા આશા રાખે છે

૫ કે ઇન્ડિયન પેસેન્જર્સ એન્ડ ટ્રાફીક રીલીફ એસોસીએશન નામની એક મડળી છે તે કોઇ પણ ઉતારૂને રેલ્વે સામે ફરિયાદ કરવી હોય તો તેને ઉપરી મડળીના ઓનરરી સેક્રેટરીને ન ૨૯૧–૨૯૩ બોર બજાર સ્ટ્રીટ, કોટ, મુબઇ લખી જણાવવુ

૬ કે દરેક ઉતારૂએ રેલ્વે કાયદાઓ મુસાફરી કર્યા પહેલા જાણવાની જરૂર છે


લી૦ સેવક,

જીવરાજ ગોકલદાસ નેભુરી.

ઓ. સે. સેક્રેટરી

બોરા બજાર સ્ટ્રીટ,

કોટ. મુબઇ

## મહુવા (કાઠિયાવાડ) ગૌરક્ષક સભાનો હેવાલ અને તેને મદદની જરૂર.

આ જીવદયાની સંસ્થામા સં. ૧૯૫૯ મા ૧૨૩૮, સં. ૧૯૬૮ માં ૨૧૭૬ ને સં. ૧૯૭૨ મા ૨૩૭૭ ગાયોનું સંરક્ષણ થયું છે ને આ વરસે પણ ઘાસ-ચારાનો ભયંકર દુષ્કાળ પડયાથી એક રૂપીયાનું ત્રીશ રતલ ઘાસ મળવાથી આસપાસના ગામોની હંમેશાં દિવસે પાંચ સાત ગાયોની આવક શરૂ છે; અને પ્રાતઃકાળે ગોશાળાનો દરવાજો ઉઘાડવામા આવે છે ત્યાં નજીકમાં કુંમકુંમના ચાંદલા કરેલી, શીંગડે લીલા કટકા બાંધેલી ગામડાની પ્રજા મુકી ગયેલી દશ પંદર ગાયો બેઠેલી હોય છે તે સર્વે સંભાળી લેવામાં આવે છે તેને લીધે અત્યારે ત્રણ હજાર ગાયો એકઠી થઈ છે ને હજુ ઉનાળાની ખરી મોસમ બાકી છે તે મુદતના દરમીયાન કેટલી સંખ્યા વધશે તેનું પ્રમાણ બાંધી શકાતું નથી. તેના સંરક્ષણાર્થે કાયમી ઉપજ કે કેપીટલ નહીં હોવાથી હાલના કટોકટીના વખતમાં તેના કાર્યવાહકો પૂર્ણ ગમગીની ને મુશ્કેલીમાં આવ્યા છતાં જાહેર હિંમત રાખી કમર કસી જુવાર બાજરાની પુષ્કળ કડબ ખરીદ કરવા તથા દાનેશ્વરીની મદદ મેળવવા સ્તુતિપાત્ર પ્રયાસ શરૂ રાખ્યો છે તે ઘણુંજ આહ્વાન ધરાવનારૂં છે. આવા દેશહિતૈષી પરમાર્થિક ખાતાને લક્ષ્મીવાનો પોતાની લક્ષ્મી મદદમાં મોકલવાનો સદ્વ્યય કરશે તો પરમાર્થ થવા સાથે દેશોદય થશે.

## ૩૩ બી.

# હુન્નરનાં નવાં પુસ્તકો.

**હુન્નર સાગર.**—મેણબતી, સાબુ, રંગ, વારનીસ, ગીલીટ સીમેંટ વીગેરે ૧૩૦૦ હુન્નર કીમત ૨-૮-૦

**હુન્નર પ્રકાશ મોટો**—દીવાસળી, કાચ સુગંધી સેંટ, અર્કો વીગેરે ૨૦૦૦ હુન્નર કીં રૂ. ૧-૮-૦.

**હુન્નર સંગ્રહ**—ઉંચામાં ઉંચી શોધનાં, અનુભવિક અને ખરા હુન્નરોથી ભરપુર. (આ બુક માટે દેશી વેપારી ચેમ્બરનો ઉત્તમ અભીપ્રાય મલ્યો છે) કીંમત રૂ. ૧-૮-૦

**સાબુનો હુન્નર**—સરવે જાતના સાબુ, બાર સોપ, ટોઇલેટ સોપ, સેવીંગ સોપ, વીગેરે હુન્નર કીંમત રૂ ૦-૬-૦.

**હુન્નર માલીકા**—૧-૨-૩ હેર ઓઇલ, અત્તર, લવંડર, પોમેડ, સોપ, લાઇમજ્યુસ, બામ, એગ્યુમીક્ષચર વીગેરે અનુભવિક અને ખરા હુન્નરોથી ભરપુર કીમત રૂ. ૧-૪-૦

**હુન્નર દર્પણ**—૨-૩-૪-સુગંધી તેલો, સેંટ પેનકીલર, વાળ કાઢવાનો સાબુ, કોસમેટીક, જર્મન સીસ્ટમ અતરો, રંગ, વારનીસ, પ્લેટ, હેરડાઈ, બાર સોપ, વીગેરે હુન્નર. કીંમત રૂ ૧-૦-૦

**હુન્નર કળા જ્ઞાન**—અગરબતી, સાઈ, ડોળ ગીલીટ, કાચની આરશી, સોના રૂપાનું પાણી વીગેરે હુન્નર કીંમત રૂ ૦-૬-૦

ફોટોગ્રાફીક હુન્નર—કીંમત રૂ ૦-૬-૦

હુન્નરમાળા નવીન—કીંમત રૂ ૦-૪-૦

પોસ્ટેજ જુદુ

લખોઃ—હુન્નરોદય બુક ડીપો.

હુન્નરનાં પુસ્તકો વેચનાર, પ્રગટ કરનાર, કમીશનથી વેચનાર.

૧૬—૨૨ બનીઅન રોડ (ડી.) મુંબઈ નં૦ ૯.

# ધાતુ ક્ષિણતાના રોગનાં લક્ષણ તથા તેની દવા.



અંગનું થાકી જવું, મનનું ઉદાસ રહેવું, છાતીમાં ધબકારા થવા ઉંઘ ન આવવી માથામા વેદના થવી, ચકરી તથા આંખે અંધારાં આવવા, કંટાળો આવવો, વિચાર શકિતનું ગુમ થવું સ્વભાવ ચીડીઓ થવો, જરા જરામાં ઉશ્કેરાઇ જવું, ઓીપર અભાવો ધાતુનું તુરત સ્ખલીત થવું. શરીરનુ તવાઇ જવું તથા હમેશ ગરમ રહેવું, પ્રિયવસ્તુ તરફ અણગમો:—આમ જ્યારે થાય ત્યારે સમજવું કે ધાતુ ઓછી થઇ ગઇ છે. અથવા થાય છે, ત્યારે નિરાશ ન થતાં અમારી બનાવેલ ગેરેન્ટીવાળી

## રાજ રાજેશ્રી ગોળીઓ

નું સેવન કરવા ભલામણ કરીએ છીએ. આ ગોળીઓ તમામ દર્દો મટાડી શરીર હૃષ્ટપુષ્ટ બનાવી લોહી તથા વિર્યને સુધારી વધારી શરીર તેજસ્વી બનાવે છે, મર્દાઈ વધારે છે અને ખોરાકી વધારી દુધ પચાવી વિર્ય સ્તંભન કરે છે. ક્ષય સંગ્રહણી ઇત્યાદિ રોગ મટાડી તવાઇ ગયેલ શરીરને હૃષ્ટપુષ્ટ બનાવે છે કીં. ગોળી ૩૦ ની ડબીના રૂા. ૨ા) ફાયદો ન થાય તો એક પણ શબ્દ પુછયા શિવાય પૈસા પાછા આપવાની લેખીત જામીનગીરી મળે છે.

### ખાસ સ્ત્રીઓ માટે ગેરેન્ટીવાળી

## કાન્તામૃત ગોળીઓ.

આ ગોળીઓનું સેવન કરવાથી સ્ત્રીઓને સ્વરૂપવાન બનાવે છે. ખિખાયેલ શરીરનો બાંધો સ્તન વિગેરે અવયવોને ફરી દૃઢ કરે છે, ધાસણી ધુપણી અને રૂતુદોષથી થતા રોગ મટાડે છે ગર્ભાશયને સુધારે છે અને ગર્ભધારણ કરવા યોગ્ય બનાવે છે. સુવારોગ અને તે પછીની નબળાઇ પાચન શક્તિનો નાશ થવો, ઝાડા વિગેરે રોગને મટાડી શરીર હૃષ્ટપુષ્ટ બનાવે છે. કીં. ગોળી ૩૨ ની ડબીના રૂા. ૫.

એક ડબી સાથે ફાયદો ન થાય તો પૈસા પાછા આપવાની લેખીત ગેરેન્ટી આપવામા આવે છે.

---

## વૈદ્ય કલ્યાણજી હરીકૃષ્ણ ઠાકર,

જુની હનુમાન ગલીને નાકે, કાલકાદેવીનાં મંદીર સામે,

કાલબાદેવી રોડ—મુંબઇ.

( ૧૯૧૩ ના ઈંડીઅન કંપનીઝ એકટની ૭ મી કાયદાની ૯૮ મી કલમને અનુસરીને મરેહુનજરને બદલે એક ચાદી મુંબઈની જોઈંટ સ્ટૉક કંપનીનાં રજીસ્ટ્રાર હજુર દાખલ કરવામાં આવી છે)

# ધી નેશનલ સીમેંટ મેન્યુફેક્ચરીંગ કંપની લીમીટેડ.

( જે ૧૯૧૩ ના સાલના ઈંડીઅન કંપનીઝના ૭ મા કાયદા મુજબ ઉભી કરવામાં આવી છે )

સતાવાર થાપણ.... .... રૂ. ૫૦,૦૦,૦૦૦.
કાહાડેલી થાપણ.... .... રૂ. ૨૫,૦૦,૦૦૦

જે રૂ. ૨૫ ના ૧૦૦૦૦૦ ઓરડીનરી શેરોમાં વહેંચાઈ ગઈ છે, અને જે નીચે મુજબ પગાર કરવાની છેઃ—

રૂ. ૩) અરજી સાથે, રૂ. ૫) શેર નામ ઉપર કરતી વેળાએ, અને બાકીના જેમ જરૂર પડે તેમ દરેક શેર પાછળ રૂ. ૫) થી વધુ નહીં એવા કોલથી, જે કોલ શેર નામ ઉપર કીધા પછી, બે મહીનાથી ઓછી મુદતમાં નહી, એવે અંતરે અને બે મહીનાથી ઓછી મુદત નહી એવા ગાળાથી કહાડવામાં આવશે.

ડીરેકટરોઃ—

ઓ૦ મી૦ સાલેભાઈ કે. બરોડાવાલા, મીલકતદાર અને વેપારી (પ્રમુખ)
સર હુકમચંદ સરૂપચંદ, નાઈટ, બેંકર અને મીલમાલેક.
રાય બહાદુર ઓંકારજી કસ્તુરચંદ, બેંકર અને વેપારી.
મી૦ કીરન કે. સેન-ગુપતા, એમ. એ., બી. એસ. સી. (કલ૦) બી. એસ. સી. (ખાણને લગતી) એમ. એસ. સી (બરમી.) એમ. આઈ. એમ. ઇ, એફ. જી. એસ. ભુશાસ્ત્રશાસ્ત્રી, કલકતા
મી૦ રતનલાલ એમ. મોદી, બી. એ, એલ એલ. બી, સોલીસીટર અને નોટરી પબલીક (મેસર્સ માળવી મોદી, રણછોડદાસની કંપનીવાળા).
મી૦ દેવીદાસ નારણદાસ, ( મેસર્સ નારણદાસ પરશોતમદાસ એંડ સન્સવાલા ) વેપારી
મી૦ એમ. એચ. એમ. મહેતા, બેચેલર ઓફ કોમર્સ (મેસર્સ એચ એમ. મહેતાની કંપનીવાલા) વેપારી અને મીલમાલક.
મી૦ ત્રીપુરારી બી. કંધારીઆ.
મી૦ જીતુભાઈ બી. મહેતા બી. એ. એલ એલ. બી. એક્ષ—ઓફીસીઓ.

બેંકરોઃ—

ધી ઇંટર-નેશનલ બેંકીંગ કોરપોરેશન.
ધી બેંક ઓફ ઈંડીઆ લીમીટેડ

સોલીસીટરોઃ—

મેસર્સ માલવી, મોદી, રણછોડદાસની કંપની.

ઓડીટરોઃ—

મેસર્સ બાટલીબોઈ અને પુરોહીત.
ઇનકોરપોરેટેડ એકાઉટંટો ( લંડન ) હોર્નબીરોડ, મુંબઈ.

મેનેજીંગ એજંટો.—

રાયબહાદુર ઓંકારજી કસ્તુરચંદની કંપની.

રેજીસ્ટર્ડ ઓફીસઃ—

૯૫, મેડાસ સ્ટ્રીટ કોટ મુંબઈ.

ટેલીફોન નં. ૧૯૭૦.

તારનું સરનામું રવભીયા ( Ravabia. )

# શુરજી વલ્લભદાસની કું૦

## નં. ૫૦ અર્પગેટ સ્ટ્રીટ—ફોર્ટ. મુંબાઈ.

અને

## વડગાદી—મુંબઈ.

રંગ અને રંગને લગતા મસાલા (કેમીકલ) સીધા મંગાવનારા
અને વેચનારા.

| પાકા રંગ | બાઝીક અને એસીડ | સલ્ફર રંગ | કેમીકલ્સ |
|---|---|---|---|
| કોંગોરેડ | મેથીલ વાયોલેટ | સલ્ફર બ્લેક | બાઇક્રોમ સોડા |
| ડેલ્ટ રેડ | મેથીલીન બ્લ્યુ | ,, ગ્રીન | ,, પોટાશ |
| ડીરેક્ટ બ્લેક | મેલેકાઇટ ગ્રીન | ,, યલો | બ્રાઉન શુગર લેડ |
| ડીરેક્ટ યલો | ઓરામીન II | ,, ખાકી | લીથાર્જ ફ્લેક |
| ડીરેક્ટ ગ્રીન | નેટાનીલયલો | ,, બ્લ્યુ | ટેનીક એસીડ |
| ડીરેક્ટ પીંક | ઓરેંજ II | ,, બ્રાઉન | એન્ટીમની સોલ્ટ |
| બેન્ઝો પરપ્યુરીન | સ્કારલેટ 3 R | વિગેરે વિગેરે. | ટીન ક્રીસ્ટલ્સ |
| ડીરેક્ટ ઓરેંજ | સાઇઝીંગ બ્લ્યુ | | હાઇડ્રો સલ્ફાઇટ સોડા |
| ડીરેક્ટ રૂબીન | વીકટોરીઆ બ્લ્યુ | | સ્ટેનેટ સોડા |
| ડીરેક્ટ વાયોલેટ વિગેરે. | સ્ટેપીંગ રેડ વિગેરે વિગેરે | | સોડીઅમ સલ્ફાઇડ |
| | | | કોસ્ટીક સોડા વીગેરે વીગેરે. |

(૫૭)

આ માસિક નં. ૯૩, ચીંચપોકલી પરેલ રોડ મુંબઇ, લેડી નોર્થકોટ હિંદુ ઑર્ફનેજ કે. એન સેલા પ્રેસમાં જાદવજી પીતાંબર ઠક્કરે છાપ્યું છે અને ધી ઇન્ડીયન મરચન્ટસ ચેમ્બર અને બ્યુરો [illegible]લાલ કૃષ્ણલાલ મહેતાએ, મુંબઇ ઓફ ટેલીફોન બીલ્ડીંગ્સ ૧૯, ઍપ સ્ટ્રીટ કોટમાં પ્રસિદ્ધ કર્યું છે

## જાહેર ખબરની અનુક્રમણીકા.

## INDEX.

# The Indian Cotton Co., Ltd.

*7/9 Churchgate St. Fort Bombay.*

Represent the *following companies* for fire, marine and Life Insurance *Rates Tariff.*

(1) Royal Exchange Assurance Corporation.

(2) Hongkong Fire Insurance Co. Ltd.

(3) Union Insurance Society of Canton Ltd.

(4) Canton Insurance Office Ltd.

(5) Triton Insurance Co. Ltd.

(6) Imperial Marine Transport & Fire Insurance Co. Ltd.

(૫૨)

---

# તમારા ઘરઘતુ ખપની
કે
# વેપાર વણજને માટે

ડગલા અને સુટને માટે ઘણીજ સરસ ચાઇના સીલ્ક, અને લેમીંગ કાર્ડ સીલ્ક જાપાનીસ રેશમી કે સુતરાઉ કાપડ અને તૈયાર સીવેલો માલ અને એન્ટીમનીવેર, ડામાસેંટ, ક્લોઝની, સર સુમા, લેડીઝ હેન્ડબેગ અને નોટકેશ વગેરે અમારે ત્યાંથી જથાબંધ તથા પરચુરણ, કીફાયત ભાવે મલશે.—લખી મોકલો.

J. Balamal & Co.
Dana Bunder
Bombay. 3.

## જે. બાલામલ કું૦

દાણા બંદર, મુંબઈ. ૩.

(૫૨)

વાંચો—

ધી લક્ષ્મી આર્ટ

THE LAKSHMI ART

વેપારીઓ તથા સાહિત્યના શોખીના માટે

# ઉત્તમ સાધન.

આ ભયંકર લડાઇના વખતમાં દરેક ચીજ બેહદ મોંઘી થઇ છે
તેવા વખતમા
વેપારીઓને પોતાના માલ સારૂ જોઇતા
**નવનવીન લેબલો**
તથા વાર્તાઓ તથા સાહિત્યના પુસ્તકોમાં નાંખવા લાયક
**ત્રણ રંગમાં તથા એક રંગમાં**
૫૦૦ ઉપર ચિત્રોના બ્લોક અમારી પાસે તૈયાર છે,
જેમાંથી તમોને મનપસંદ જરૂર મળી શકશે

એકવાર આવો અને ખાત્રી કરો

ધી લક્ષ્મી આર્ટ પ્રીન્ટીંગ વર્કસ,
સાંકલી સ્ટ્રીટ, ભાયખલા, મુંબઈ.

(૧૦)

ધી લક્ષ્મી આર્ટ ભાયખલા મુંબઇ

BOMBAY.

# હીસ્ટિરિયા-વાયુ મુક્તા—

## કીં. રૂ. ૫-૦-૦ પો. જુદું.

મૃગી-ફેફરૂં કે વાઇથી આંકડી, તાણુ, એંચ કે ડાકણી આવતાં બેશુદ્ધ, હાતખીલી શ્વાસ રૂંધાવો, થંડાગાર બનવું, ફીણના ફીસોટા, પેટના દુખાવા ઇ૦ નવા કે જુના દર્દ માટે રામબાણ છે વળી ચિત્તભ્રમ-ઉન્માદ કે ઘેલછાને લીધે, રડવુ, કુટવુ, ધુણવું, નાસવું, બકવું, મૌન્યતા, વિચિત્ર જોવુ, પ્રેતાદિચેષ્ટા વગેરે લક્ષણો ઉપર તેજદાર વસ્તુ છે ઉપયોગ કરેથી ખાત્રી. દવા મહિનાભરની-વનસ્પતિની-રિપ્લાય પત્રે જવાબ વ્યાયામ કળાશાસ્ત્ર-શરીર કેળવવા ૩૫૦ કદનું રૂ. ૨, પો.)=-દેશીનામું-નામું શિખવાનું ગવર્નમેન્ટ ટેકસ બુક કી ૦)=૱. પો-)૰
છગનલાલ લલ્લુભાઈ શાહ દેશીનામાવાળા સંશોધિક હીસ્ટિરિયા-શેઠ શેરી-વડોદરા.
(૨૬)

### પ્રેમચંદ કશનાજી સુરતવાલા.

વીજલીનો દરેક જાતનો સામાન વેચનાર તથા રીપેરીંગ અને ફીટીંગ કામ કરનાર. ગ્લોબ, સેન્ડ, તથા વાયરની દોર, તથા ઝુમર, તથા બેટરી ટેબલફેન, વગેરે માલ કીફાયત ભાવે મળશે. એક વખત પધારી કામ પાડી ખાત્રી કરશો.
ઠે૦ મુળજી જેઠા બીલડીંગ, બીજે માલે, બ્લોક નં. ૬, મુંબઇ નં. ૨.

*Registered No. B. 510.*
THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER.

# દેશી વેપારી ચેમ્બરનું માસિક.

પુસ્તક ૧૨મું. VOL. XII. JUNE 1920. No. 12. જુન ૧૯૨૦. અંક ૧૨ મા.

## અનુક્રમણિકા



આ માસિકમાં બહારથી આવેલા લેખો માટે અમે જવાબદાર નથી.

આ માસિકનું લવાજમ મુંબઇના ગ્રાહકોને માટે વાર્ષિક રૂ. ૩–૮–૦ તથા બાહાર ગામના ગ્રાહકો માટે વાર્ષિક રૂ. ૪—૦—૦ પોસ્ટેજ સુદ્ધાં રાખવામાં આવ્યું છે. છુટક નકલ એકના આના ૬ છે. નમુનાની કોપી મફત મોકલવામાં આવતી નથી. આ માસિકમાં જે જાહેર ખબરો છે તેમાં કંઇ ફેરફાર સુચવવો હોય યા તો કાઢી નાંખવી હોય તો આવી જાતની ખબર આગલા મહિનાની ૨૦ મી તારીખ પહેલાં આપવી જોઇએ નહિ તો તે પ્રમાણે કરવું બની શકશે નહિં.

રીડીંગ મૅટરમાં અમે જાહેર ખબર લેવા માગતા નથી તેથી સર્વ જાહેર ખબર આપનાર ગૃહસ્થોને વિનંતિ કરવામાં આવે છે કે ત્હેમણે પોતાની જાહેર ખબરો મૅટરની આગળ યા પાછળ છપાવવા માટે આપવી. આ માસીક દર મહીને પહેલી પાંચ તારીખોની અંદર પોસ્ટમાં રવાના કરવામાં આવે છે માટે જે ગ્રાહકોને આઠમી તારીખ સુધીમાં અંક ન મળે તેમણે અમને તુરત ખબર આપવી જેથી જલદી તે વીશે તપાસ પણ કરી શકાય અને જરૂર હોય તો શીલીકમાંથી બીજી પ્રત પણ રવાના કરી શકાય. પાછળથી બધી પ્રતો ખપી જાય છે એટલે તે પછી કોઇની ફરીયાદ ખરી હોય તો પણ તે માટે ઇલાજ કરવો અશક્ય થઇ પડે છે.

# ચેમ્બર વીભાગ.

## ચેમ્બરની કમીટીની સભા.

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરોની કમીટીની એક સભા મંગળવાર તા. ૨૭ મી એપ્રીલ સને ૧૯૨૦ ને રોજ સાંજના બે કલાકે (સ્ટા. ટા.) મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા.

શેઠ જહાંગીર બમનજી પીટીટ.
,, સોરાબજી એદલજી વાર્ડન.
ઑ. શેઠ ચુનીલાલ વી. મેહતા.
શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસી.
,, સુરજમલ લલ્લુભાઇ
,, વલ્લભદાસ ચતુરભુજ શીવજી.
,, વિઠ્ઠલદાસ દામોદર ઠાકરસી.
,, ફીરોઝ જે. બીલ્લીમોરીયા.
શેઠ ફાજલ ઇબ્રાહીમ રહીમતુલ્લા.
,, ગીરજાશંકર બી. ત્રવેદી.
,, માવજી ગોવિંદજી.
,, લાલજી ગોવિંદજી.
,, રેવાશંકર જગજીવન.
,, બી. એફ. માદન.
,, કીકાભાઇ પ્રેમચંદ.

૧. તા. ૧૩ મી માર્ચ સને ૧૯૨૦ ને રોજ મળેલી કમીટીની મીટીંગની મીનીટો જે સભાસદોમાં ફેરવવામાં આવી હતી તે પસાર કરવામાં આવી હતી.

૨. નીચેના ગૃહસ્થો તથા પેઢીઓ તરફથી ચેમ્બરમાં સભાસદ તરીકે દાખલ થવાની અરજીઓ આવેલી હતી જેમને રાબેતા મુજબ બેલટ ઉપર મોકલવાનો ઠરાવ થયો હતો. બેલટ માટેના દીવસો તા૦ ૮ મી મે સને ૧૯૨૦ થી તા. ૧૫ મી મે. સને ૧૯૨૦ સુધીના મુકરર કરવામાં આવ્યા હતા. સ્ક્રુટીનીઅર તરીકે શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસીને નીમવામાં આવ્યા હતા

સર દીનશાહ મા. પીટીટ.
શેઠ રહીમતુલ્લા કરીમભાઇ.
,, પાનાચંદ માનચંદ
ધી બોમ્બે સ્ટોક એકસચેંજ લી.
શેઠ બુહારમલ મદનલાલ.
,, અમરતલાલ કાળીદાસ.
,, માણેકલાલ જેઠાભાઇ.
મેસર્સ લાભચંદ મોતીચંદ
શેઠ મનસુખલાલ છગનલાલ.
,, કરમચંદ ચુનીલાલ
,, બાલકીસનદાસ રામકીસનદાસ.
,, કે. આર. પી. શ્રોફ.
,, પેસી. આર. પી. શ્રોફ.
,, નારણદાસ મનોરદાસ.

૩. જાપાનના કોનસલ તરફથી જે પત્ર આવ્યો હતો (વધુ વીગત સારૂ જુઓ કમીટીની મીટીંગની મીનીટ મંગળવાર તા. ૧૩ એપ્રીલ બાબત છઠ્ઠી) તે સંબંધમાં મેશર્સ ખુશાલદાસ ગોવીંદજીની કું. તથા મેશર્સ કાનજી ધરમસીની કું. તરફથી તેઓના અભીપ્રાય જણાવનારા પત્રો આવેલા હતા. આ પત્રો કમીટી આગળ રજુ થતાં એવો ઠરાવ થયો હતો કે તેમાંથી જે હકીકત વ્યાજબી જણાય તે હકીકતના રૂપમાં એક પત્ર જાપાનના કોનસલને લખવો.

૪. મેશર્સ દાવરજી દીનશા એન્ડ બ્રધર્સ તરફથી એડનના તારના દરમા ઘટાડો કરવાને ના. સરકારને અરજી કરવાના સંબંધમાં જે પત્ર આવ્યો હતો તે ઉપર વધુ વીચાર કરતાં કમીટીએ એવો ઠરાવ કર્યો હતો કે તે બાબતમા ના. સરકારને પત્ર લખી ખુલાસો મંગાવવો.

માર્સેલ્સની રંગીન લાદીઆ સફાઇદાર અને મજબુત.

૫. સુલેહની શરતો પ્રમાણે જર્મની તરફથી જે રંગ લેવામાં આવનાર છે તેની વહેંચણીના સંબંધમાં ના. મુંબાઇ સરકારે બહાર પાડેલી "પ્રેસનોટ"ની એક નકલ ના. મુંબાઇ સરકારના રેવન્યુ ખાતા તરફથી મોકલવામાં આવી હતી. આ પત્રની નોંધ લેવામાં આવી હતી.

૬. રંગના સંબંધમાં કમીટી તરફથી જે પત્ર તા. ૩૦ મી માર્ચ સને ૧૯૨૦ ને રોજ ના. હીંદી સરકાર પર મોકલવામાં આવ્યો હતો તેના જવાબમાં ના. હીંદી સરકારના વેપાર ખાતા તરફથી પત્ર આવ્યો હતો કે એલીઝરાઇન શીવાય બીજા રંગને જથાવાર મોકલવાનું કામ બોર્ડ ઓફ ટ્રેડે શરૂ કર્યું છે. વધારામાં જણાવ્યું હતું કે દરેક રંગના ૧૫ ટકા અને ખાસ કરીને જે રંગની હીંદુસ્થાનને જરૂર હશે તેના ૧૫ ટકા હીંદુસ્થાનને સારૂ જરૂર અલગ રાખવામાં આવશે. આ પત્રની નોંધ લેવામાં આવી હતી.

૭. કોટન સબ કમીટીનો રીપોર્ટ કમીટી આગળ રજુ થતાં તે પસાર કરવામાં આવ્યો હતો.

૮. કમીટી તરફથી રેલ્વે વેગનના સંબંધમાં જે પત્ર લખવામાં આવ્યો હતો તેના જવાબમાં ના. હીંદી સરકારના રેલ્વે ખાતા તરફથી પત્ર આવ્યો હતો કે રેલ્વેના પ્રતીનીધીઓની જે સભા કલકત્તા મુકામે મળી હતી અને તેમાં જે રેલ્વે વેગનનો વીષય ચર્ચાવવાનો હતો તે ખાસ કરીને રેલ્વે સતાવાળાઓને લગતો હોવાથી વહેપારી વર્ગમાંથી પ્રતીનીધીઓ બોલાવવામાં આવ્યા ન હતા. આ પત્રની નોંધ લેવામાં આવી હતી.

૯. ઇન્ડીઅન કંપની એકટની કલમ ૯૧ ની રદ કરવા અગર તો સુધારવા બાબત ના. મુંબાઇ સરકાર તરફથી પત્ર આવ્યો હતો. આ બાબત કમીટી આગળ રજુ થતાં એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે જે મતલબનો સુધારો કરવાની ના૦ સરકાર ભલામણ કરે છે તે સુધારો અમલમાં મુકવાની કમીટી પસંદગી બતાવે છે.

૧૦. યુગાન્ડા પ્લેગ રેગ્યુલેશનના સબંધમાં કમીટી તરફથી જે રેપ્રીઝેન્ટેશન કરવામાં આવ્યું હતું તેના જવાબમાં ના. હીંદી સરકાર જણાવે છે કે કમીટીનો પત્ર ઇન્ડીઆ ઓફીસમાં રવાના કર્યો છે.

૧૧. ઇન્ડીઅન કંપની એકટની રૂઇએ રજીસ્ટર થયેલી કંપનીની થાપણ ઉપર સેંકડે રૂ ટકાની "એડવેલો રમ" ડયુટી નાંખવા બાબત ના. મુબાઇ સરકાર તરફથી પત્ર આવ્યો હતો. કમીટીએ ઠરાવ કર્યો હતો કે જે ડયુટી નાંખવાની ના. સરકાર ભલામણ કરે છે તેથી સારી કંપનીઓ સ્થપાતા મુશ્કેલી પડવાનો સંભવ હોવાથી, ના. સરકારની તે ભલામણને કમીટી ટેકો આપી શકતી નથી.

૧૨. ના. મુંબાઇ સરકારના રેવન્યુ ખાતા તરફથી પત્ર આવ્યો હતો કે ખપોલી લેન્ડ કંપનીના સંબંધમાં કમીટી તરફથી જે દલીલો કરવામાં આવી હતી તે સઘળી દલીલો ઉપર ના. સરકારે પુરતો વીચાર કરેલો છે અને તેમ છતાં પણ તેઓનો મત એવો છે કે જે પગલાં લેવામાં આવ્યાં છે તે વ્યાજબી છે. આ પત્રની નોંધ લેવામાં આવી હતી.

૧૩. પહેલાંના જરમન ઇસ્ટ આફ્રીકાના સંબંધમાં ના. સરકાર તરફથી અપર ઇન્ડીઅન ચેમ્બર ઓફ કોમર્સને જે ત્રણ સવાલ પુછવામાં આવ્યા હતા તે સબંધમાં કમીટીનું લક્ષ

ખેંચવામાં આવ્યું હતું. કમીટીએ ઠરાવ કર્યો હતો કે તે સવાલો ના. મુંબાઈ સરકારને પુછાવવામાં આવ્યા હતા કે નહી. અને જો પુછવામાં આવ્યા હોય તો તે કોયા અને તે સવાલો સબંધમાં તેઓ તરફથી વેપારી પેઢીઓનો અભીપ્રાય મંગાવવામાં આવ્યો હતો કે નહી? આ સઘળી વીગત જાણવા સારૂ ના. મુંબાઈ સરકારને પત્ર લખવો.

૧૪. કમીટી તરફથી રીવર્સ કાઉન્સીલના સબંધમાં જે પત્ર મોકલવામાં આવ્યો હતો તેના જવાબમાં વીગતવાર ના. હીંદી સરકારના નાણા ખાતાં તરફથી પત્ર આવ્યો હતો. આ પત્ર ફીનેન્સ સબ-કમીટી આગળ રજુ કરતાં જે ખરડો સબ કમીટીએ તૈયાર કર્યો હતો તે કમીટી આગળ રજુ થતાં તેમા કેટલોક સુધારો વધારો કરી ના. સરકાર તરફ રવાના કરવાનો ઠરાવ થયો હતો.

૧૫. ઓ. મી० હેલીની ચેમ્બરની કમીટી સાથે જે મુલાકાત તા० ૩૧ માચ સને ૧૯૨० ને રોજ થઇ હતી તે સબંધમાં શેઠ મનુ સુબેદારે તૈયાર કરેલો ખરડો કમીટી આગળ રજુ કરવામાં આવ્યો હતો. આ ખરડાના સંબંધમાં ઓ. મી. પુરૂષોત્તમદાસ ઠાકોરદાસને મત એવો થયો હતો કે તે ખરડો ના. સરકારને હાલ મોકલવો વ્યાજબી નથી. કમીટીનો પણ અભીપ્રાય તેવોજ થવાથી તે કામ મુલતવી રાખવાનો ઠરાવ થયો હતો.

૧૬. મેસર્સ મણીભાઇ ગોકળભાઇ એન્ડ કું. તરફથી ચેમ્બરની કમીટીનું હાલ જે બંધારણ છે તેમાં સુધારો દર્શાવનારો પત્ર આવ્યો હતો. પત્રમાં તેઓએ જણાવ્યું હતું કે કમીટીના ૧૫ સભાસદોની ચુંટણી સામાન્ય રીતે હાલ જે પ્રમાણે થાય છે તે પ્રમાણે કરવી અને બાકીના ૧० સભાસદો ચેમ્બરમાં જે સંસ્થાઓ સભાસદ તરીકે રજીસ્ટર થયેલી છે તે તે સંસ્થાઓના સભાસદો પોત પોતાની સંસ્થામાંથી એક એક સભાસદ ચુંટી કહાડે. કમીટીએ ઠરાવ કર્યો હતો કે જે યોજનાની તેઓ ભલામણ કરે છે તે અમલમાં મુકતી વખતે તેમાં ઘણી મુશકેલીઓ નડવાનો સંભવ હોવાથી તે યોજના અમલમાં મુકી શકાય તેમ નથી.

૧૭. ખપોલી લેન્ડ કંપનીના સંબંધમાં કમીટી તરફથી ના. હીંદી સરકારને જે રેપ્રીઝેન્ટેશન કરવામાં આવ્યું હતું તેના જવાબમાં તેઓએ જણાવ્યું હતું કે કમીટીનો પત્ર ઇન્ડસ્ટ્રી અને મ્યુનીશન્સના બોર્ડ તરફ નીકાલને સારૂ રવાના કર્યો છે. આ પત્ર કમીટી આગળ રજુ થતાં એવો ઠરાવ થયો હતો કે, કમીટીનો જે પત્ર રવાના કર્યો છે તે ઉપર ધ્યાન ખેંચી એક તાર ઇન્ડસ્ટ્રી અને મ્યુનીશન્સના બોર્ડ ઉપર કરવો અને જવાબ મંગાવવો.

૧૮. ચેમ્બરની ઓફીસ બદલવા બાબત કમીટીએ એવો ઠરાવ કર્યો હતો કે હાલ તુરત બીજુ વધારે સગવડવાળું મકાન મળતા સુધી હાલ જે મકાનમાં ચેમ્બર ઓફીસ છે તેને ત્રીજે માળે ખાલી થએલી જગા રૂ. ૨०० ના માસીક ભાડાથી ભાડે લેવી.

૧૯. નીચેની ત્રણ ....ભાઇ. કમીટીના સભાસદોમાં એક સરકયુલર તેઓના અભીપ્રાય

૩. જાપાનના કોનસલ તરફથી

મીટીંગની મીનીટ મંગળવાર તા. ૧૩ મી તેઓ ઓકટોબર માસ સુધી ઇંગ્લડમાં રહેનાર છે.

ગોવીંદજીની કું. તથા મેશર્સ કાનજી ધરમસીના પત્ર.

પત્રો આવેલા હતા. આ પત્રો કમીટી આગળ તરફથી જે રંગ મળનાર છે તેની વહેંચણીના હકીકત વ્યાજબી જણાય તે હકીકતના રૂપમાં રે

૪. મેશર્સ કાવસજી દીનશા એન્ડ બ્રધરની ફીનેન્સ સબ કમીટીના સભાસદ નીમવા ના. સરકારને અરજી કરવાના સંબંધમાં જે પ

ટીએ એવો ઠરાવ કર્યો હતો કે તે બાબતમાં ના. ...ગનો આરડો થાશે છે

મારસેલ્સની રંગીન લાદી

૧. પહેલી બાબત ઉપર તેઓનો અભીપ્રાય એવો થયો હતો કે મી. મજુમદાર ઇંગ્લાંડથી આવશે તે પહેલાં બીજી કમીટી ચુંટાઇ હશે તેથી તેઓની રજા મંજુર કરવાની કાંઈ ખાસ જરૂર જણાતી નથી. તેઓની જગાએ શેઠ એસ. આર. બમનજીને કમીટીના સભાસદ તરીકે નીમવાનો ઠરાવ થયો હતો.

૨. બીજી બાબત ઉપર એવો ઠરાવ થયો હતો કે ડાયરેક્ટર ઑફ ઇન્ડસ્ટ્રીઝ ઉપર જે વીગત પુછાવી મંગાવવાની ભલામણ કરે છે તે પ્રમાણે વીગત મંગાવવી. અને ના. મુંબાઇ સરકારને પત્ર લખવો કે રંગની વહેંચણીનું કામ ડાયરેક્ટર ઑફ ઇન્ડસ્ટ્રીઝ નીચે જણાવેલી ચાર ચેમ્બર અને એસોસીએશનના પ્રતીનીધીઓની એક કમીટીની સલાહથી કરવું.

૧. બોમ્બે ચેમ્બર ઑફ કોમર્સ.

૨. ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરો.

૩. બોમ્બે મીલ ઓનર્સ એસોસીએશન.

૪. અમદાવાદ મીલ ઓનર્સ એસોસીએશન.

૫. ત્રીજી બાબત ઉપર ઠરાવ થયો કે ઑ. શેઠ મનમોહનદાસને ફીનેન્સ સબ કમીટીના સભાસદ નીમવા.—

૨૦. શેઠ. મોતીલાલ વલ્લભજી તરફથી પત્ર આવ્યો હતો કે તેઓ જાત્રાએ ગયેલા છે તો તે દરમીયાન કમીટીની મીટીંગમાંથી ગેરહાજર રહેવાની રજા તેઓને મળવી જોઇએ. તેઓની રજા મંજુર કરવામાં આવી હતી.

૨૧. શેઠ. નારણજી દામોદરભાઇ તરફથી પત્ર આવ્યો હતો કે તેઓની તબીયત સારી નહિં હોવાથી કમીટીની મીટીંગમાંથી ગેરહાજર રહેવાની રજા મળવી જોઇએ. તેઓની પણ રજા મંજુર કરવામાં આવી હતી.

૨૨. મર વીઠ્ઠલદાસ દામોદર તરફથી ખપોલી લેન્ડ કુંપનીના સંબંધમાં પત્ર આવ્યો હતો કે ના૦ સરકારનો જવાબ સંતોષકારક નથી અને તે સંબંધમા વધુ લખાણ કરવું. આ પત્ર કમીટી આગળ રજુ થતા એવો ઠરાવ થયો હતો કે, તે સંબંધમા ના૦ હીંદી સરકારના ઇન્ડસ્ટ્રી અને મ્યુનીશન્સના બોર્ડ ઉપર જે તાર મોકલવાનો ઠરાવ થયો છે તેનો જવાબ આવતાં સુધી તે કામ હાલ મુલતવી રાખવું અને તે દરમીઆન ના૦ મુંબાઇ સરકારે કંપની સાથે કરેલો કોન્ટ્રાક્ટ રદ થઇ શકે કે નહીં તે સંબંધમાં મેસર્સ તાતા કંપની સાથે મસલત ચલાવી સોલીસીટરની સલાહ મંગાવવી.

૨૩ ના૦ હીંદી સરકારની નાણાં સંબંધી રાજનીતીના સંબંધમાં શાં પગલાં કમીટીએ યોજવાં તે બાબત ઉપર વીચાર કરતાં એવો ઠરાવ થયો હતો કે, તે સબંધમાં ઇંગ્લાંડની પાર્લામેન્ટમાં એક રેપ્રેસેન્ટેશન મોકલાવવું અને તેનો કાચો ખરડો શેઠ મનુ સુબેદાર મારફત તૈયાર કરાવવો, ત્યારબાદ શેઠ મનુ સુબેદાર જેઓ હાલમાં થોડા વખતમાં ઇંગ્લાન્ડ જવાના છે તેમને તે ખરડો ઇંગ્લાંડના કોઇક પાર્લામેન્ટના ધુરંધરની પાસે રજુ કરવાનું તથા તે પરથી એક પાકો ખરડો તૈયાર કરી, કમીટીની સમતી તથા સહી લેવા સારૂ અહીં રવાના કરવાનુ કામ સોંપવું.

ત્યાર બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી બોમ્બે ટાઇમ્સ માટ ૨૧ એંક્સ સ્ટ્રીટ, ફોર્ટ મુંબાઇ.

# ચેમ્બરની લાયબ્રેરીમાં આવેલાં પુસ્તકો

G.

1583 Chemical Services Committee Report 1920.

1584 Annual Statement of the Trade and Navigation of the Province of Sind for 1918-19.

1585 Large Industrial Establishments in India (Forth Issue.)

1586 Audit and Appropriation Report on the Accounts of the Government of India for 1918-19.

1587 Patent Office Journal 1919.

1588 Government of India Act 1919.

1589 The Commercial Museum and Commercial Library April 1920.

1590 Annual Report on the Punjab Colonies for the year Ending 30th September 1919.

1591 Agricultural Statistics of India 1917-18 Volume I

1592 Conclusions and Reccomandation of the Empire Cotton Graving Committee on the Indian Cotton Committees Report.

1593 Papers relating to the First Revision Settlement in 7 Government Village Second Revision Settlement in 56 Government Villages and First Revision Settlement in 1 and account Revision in 13 Inam Villages of the Sirur Taluka of the Poona Collectorate.

1594 Papers relating to the Second Revision Settlement of the Junnar Taluka of the Poona Collectorate.

1595 Papers relating to the Second Revision Settlement of the Hungand Taluka of the Bijapur Collectorate.

1596 Papers relating to the Second Revision Settlement of the Tegaum Taluka of the Satara District.

1597 Statistics of Gwalior State for 1910-11 to 1914-15.

C.

855 The Indian year Book 1920.

856 The West Coast Directory 1920.

857 Notes on Sampling and Testing.

858 Report on the Bombay Grass Merchants Association for 1918-19.

859 Indian Companies Act 1913.

---

ઉંચી પોલીસ કરેલા ટેબલ ટોપ ખરીદ કરવા ક્યાં જશો ?

# ચેમ્બરનો પત્રવ્યવહાર.

સ્ટીમર ઉપર મુસાફરોને પડતી હાડમારીના સબંધમા મી. ગુલાબચંદ મુલચંદ બાવીશી દારેસલામથી નીચે પ્રમાણે પત્ર લખી જણાવે છેઃ—

ચુડા, કાઠીયાવાડ, વા. ૮–૫–૧૯૨૦.

સદા મહેરબાન ઑનરરી સેક્રેટરી સાહેબ,

ધી ઈન્ડીઅન મરચન્ટસ ચેમ્બર ઍન્ડ બ્યુરો, મુંબઈ.

માનવંતા સાહેબ,

વિ. વિ. સાથ નમ્રતાપૂર્વક લખવાનું કે, આ સાથે લેખના સ્વરૂપમાં, ચેમ્બરની માનવંતી વ્યવસ્થાપક કમીટી ઉપર, એક પત્ર, અત્યન્ત, માનપૂર્વક પાઠવું છું જે વ્યવસ્થાપક સભામાં કૃપા રાહે રજુ કરી, યોગ્ય જણાયે માસીકમાં પ્રકટ કરશો તો ઉપકાર થશે. હું હમણાજ દારેસલામથી આવી પહોંચ્યો છું, અને કેટલીક બાબતો મેં દારેસલામમાંજ નોંધી રાખી હતી, અને આપ સાહેબ તરફ મોકલી યોગ્ય કરવા વિચાર્યું હતું, પરન્તુ કાર્યના બોજાને લઇને બની શક્યું ન હતું, પણ મુસાફરી કર્યા પછી, તેનુ સ્વરૂપ વધી ગયું, અને અહિથી તે મુદાસર લખી મોકલવું છું, તો કૃપા રહે માનવતી કમીટીમા રજુ કરી, નેવગેશન કંપનીને, યોગ્ય જણાયે પત્ર લખી આભારી કરશોજી આ બાબતમા આપ સાહેબ શું કરો છો તે લખી જણાવશો તો હું આપનો આભારી થઇશ. મેં ચર્ચેલા મુદ્દા, યોગ્ય લાગે, તેટલાજ લેશોજી. અન્યને પડતા મૂકવા હોય તો ખુશીથી તેમ કરશોજી કામ સેવા ફરમાવશોજી. વધિ માફ કરશોજી.

લી. આપનો સદાનો આજ્ઞાધિન સેવક,

ગુલાબચંદ મુલચંદ બાવિશી.

દારેસલામવાળા હેડમાસ્તરના

અવિનય નમસ્કાર કરશોજી.

Address.
Gulabchand M Bawishi
Chuda, (Kathiawar.)

---

## આફ્રીકાની સ્ટીમરોમાં, ત્રીજા વર્ગના ઉતારૂઓ માટે, કરવી જોઇતી આવશ્યક સગવડો અને નમ્ર વિજ્ઞપ્તિ.

આર. એમ. એસ. કાનાગોલા, બ્રી. ઇ. સ્ટીમ નેવીગેશન કુંપનીની સ્ટીમરમા તા. ૨૦–૩–૨૦ ના રાજ દારેસલામ પુર્વ આફ્રીકાના શહેરથી રવાના થઇ હિન્દુસ્થાન આવવા માટે રવાના થયો. સૌભાગ્યની બીના એ હતી કે, તેજ સ્ટીમરમાં મહાત્મા એન્ડ્રુસ તેમજ ઑ ન. શેઠજી અબ્દુલ રસુલ અલિદિના વિશ્રામ પણ હતા. ત્રીજા વર્ગના ઉતારૂઆને કઇ કઇ આવશ્યક વસ્તુઓની જરૂર છે, તે હકીકત, ડેપ્યુટેશનના સ્વરૂપમાં મહાત્મા એન્ડ્રુસ પાસે જઇને રજુ કરી, અને સઘળું બતાવ્યું, તેમજ ઑન શેઠજી અબ્દુલ રસુલભાઇને પણ, સઘળું બતાવવા ઉપરાંત, અગત્યની જરૂરીઆતોનુ લખાણ કરી, આમરફ્તર સદ્ગૃહસ્થોની સહિયો કરાવી મજકુર લખાણ માનપૂર્વક તેઓશ્રીને સુપ્રત કર્યું, અને તે બાબતમા તેઓ કાંઇક ઘટતું કરશે તેમ કરવા

લાગણીભર્યું મને વચન પણ આપ્યું. હવે આ બાબતોમાં આપ સાહેબો પણ કૃપાવંત થઈને યોગ્ય કરવા વિચારો તો અવશ્ય કાંઈક પણ કરી શકો, અને ઉતારૂ બન્ધુઓની મીઠી- દુવા પ્રાપ્ત કરી શકો, તો આશા છે કે. જરૂર પત્ર વ્યવહાર કરી યથ સ્થિત કરવા મહેરબાની કરશોજી.

(૧) ત્રીજા વર્ગના ઉતારૂઓ માટે રૂાળકાની જરૂર નથી, છતાં, રાખવામાં આવે તો અંદર વધારે પ્રકાશ માટે બારીઓ મૂકવા સાથ તાજી હવા આપવાની જરૂર છે, અને આ માટે વીજળીના પંખા મૂકવાની જરૂર છે.

(૨) ત્રીજા વર્ગના ઉતારૂઓને બકરાઓની માફક પુરવામાંજ આવે છે, અને ગમે તે સ્થિતિમાં પડયા રહે છે, તો આ અસહ્ય સ્થિતિ દૂર કરાવવા માટે, કુટુંબીજનો રહી શકે તેવા માટે નાની ઓરડીઓ, અને બાકી છુટક છુટક ઓરડીઓ કરી નાખવાની જરૂર છે, અને ત્રણ માણસો બબ્બે કુટના ઉંચે રહી શકે તેમ પાટીઆં જડી તેવી ગોઠવણ કરવાની જરૂર છે.

ત્રીજા વર્ગના ઉતારૂઓના જાજરૂ નાના છે, અને હિવાલો બન્ને બાજુની બહુ નાની છે, તો જાજરૂની દીવાલો મોટી કરવાની જરૂર છે, અને જાજરૂમાં એકેકો નળ રાખવાની જરૂર છે. સ્ત્રીઓના એકજ બાજુએ, અને પુરૂષોના એકજ બાજુએ, જુદા જુદા જાજરૂ આ વીસમી સદીમાં હોવાની ખાસ જરૂર છે

(૪) જનાવરો અને કુકડા વિગેરે રાખવા માટે એક એવા બંધીઆર ઓરડાની જરૂર છે, કે જેથી ધાર્મિક લાગણી કોઈની દુખાય નહિં

(૫) હિન્દુના વીશી સામે બરાબર, કુકડાઓ કાપવામાં આવે છે, અને કપાયેલું માંસ સામે ટાંગવામાં આવે છે, જે દેખાવ અત્યંત ભયંકર અને કરૂણાજનક છે, તો વચમાં પડદાની ખાસ ગોઠવણ કરવાની આવશ્યકતા છે.

(૬) સ્ટીમરો બંદર કરવાના અને ઉપડવાના સમાચાર અંગ્રેજીમાં સીઢી ઉપર ટાંગવામાં આવે છે, તેવાજ સમાચાર ગુજરાતીમાં ટાંગવાની ખાસ જરૂર છે

(૭) રૂાળકા, ઉપરનો ભાગ, જાજરૂ વિગેરેમાં ગંદકી થવા ઉપરાંત જાજરૂમાં પાણી ભરાઇ રહે છે, તે માટે માર્ગ કરવાની જરૂર છે.

(૮) Wash House—એકજ ન્હાવા ધોવાનો ઓરડો છે તો એક બીજા ઓરડાની જરૂર છે. અને તેમા એક મીઠા નળની ખાસ જરૂર છે.

(૯) ડોકટર સાહેબે હમેશા તપાસ કરવાની જરૂર છે, અને દવા લેવા ક્યારે આવવું તે વખત મુકરર કરી ગુજરાતીમાં નોટીસ મૂકવાની જરૂર છે.

(૧૦) પહેલા બીજા વર્ગમા હિન્દી ગૃહસ્થો પણ સારી રીતે મુસાફરી કરે છે અને તે વર્ગના લોકોને આનન્દ કરવા માટે ખાના મુકેલા હોય છે, જે ઉપર વિદેશી ગૃહસ્થોજ મોજ લોગવી શકે, જેથી મોટી જાતના હાર્મોન્યમો પહેલા બીજા વર્ગમાં રાખવાની જરૂર જણાય છે. ઉપરની બાબતોમાંથી બની શકે તેટલી બાબતો ઉપર વિચાર ચલાવી યોગ્ય કરવા કૃપા કરશો તો અત્યન્ત આભાર થશે. એજ અરજ.

લી. આપ સર્વેના તાબેદાર સેવક,

ગુલાબચંદ મુલચંદ બાવિશી.

હેડમાસ્તર.

દારેસલામ.

---

મેટેલીક શીલમયી બોર્ડીંગનો ઓરડો શોભે છે.

## ખપોલીના પાણીના સ્વતંત્ર ઇજારા સામે ચેમબરનો પ્રોટેસ્ટ.

ચેમબરની કમીટીએ ખપોલીના પાણીના આપવામાં આવેલા સ્વતંત્ર ઇજારા સામે જે પ્રોટેસ્ટ ઉઠાવ્યો હતો તેના સંબંધમાં ના. હીંદી સરકારના બોર્ડ ઓફ ઇન્ડસ્ટ્રી અને મ્યુનીશન્સ ઉપર એક તારનો સંદેશો મોકલીને એવું જણાવવામાં આવ્યું હતું કે ગઇ તા૦ ૬ ઠી એપ્રીલને દીને કમીટી તરફથી જે પત્ર મોકલવામાં આવ્યો હતો તે વેપારી ખાતા તરફથી તમારા ખાતામાં તેના કડચા માટે હીંદી સરકાર તરફથી મોકલવામાં આવ્યો છે. આ બાબતમાં ઘણા અગત્યના સવાલો સમાયલા હોવાથી અને તેમાં જે નીયમ સમાયેલો છે તે જોતાં અમારી કમીટી આશા રાખે છે કે ખપોલીના પાણી માટે સ્વતંત્ર ઇજારો આપવાના સવાલ ઉપર પુરતું ધ્યાન આપીને તેનો સંતોષકારક ફડચો કરવામાં આવશે.

---

## પુર્વ આફ્રીકાના હીંદીઓનો સવાલ.

ઇંડીયન મરચન્ટસ ચેમબરે હીંદી સરકાર ઉપર મોકલેલો સંદેશો.

મુંબઇની ઇંડીયન મર્ચન્ટસ ચેમબર એન્ડ બ્યુરો તરફથી હીંદી સરકારના વેપાર ખાતાના વડા ઉપર તારનો નીચેનો સંદેશો મોકલવામાં આવ્યો છે.—

પુર્વ આફ્રીકાના હીંદી ડેલીગેશન તરફ ઇંગલંડની સંસ્થાનો ખાતાની ઓફીસે જે વલણ અખત્યાર કીધી છે અને ખાસ કરીને સંસ્થાનો ખાતાના પ્રધાન લોર્ડ મીલનરે સરકાર કોઇ રીતે બંધાઇ નહી જાય તેવો જે જવાબ વાળ્યો છે તે તરફ ખેદની નજરે જોય છે. પુર્વ આફ્રીકાનો મામલો ઘણો કટોકટ બનતો જાય છે અને હીંદીઓના લાભો ગંભીર જોખમમા છે. અમો આગ્રહ મનપુર્વક રીતે પણ મકકમપણે નામદાર હીંદી સરકારને આગ્રહ કરીયે છીએ કે કોઇ પણ છેવટના ચુકાદા પર આવવામા આવે તે આગમચ મામલો કહેવો ગંભીર છે તે ઉપર સંસ્થાનો ખાતાની ઓફીસનું ધ્યાન ખેંચવુ.

---

## નીઝામના રાજ્યમાં રૂની જગાતમાં વધારો.

ફરમાન બહાર પડવા આગમચ ખરીદેલા માલના સબંધમાં મુકાયેલી છુટ.

હૈદ્રાબાદના રાજ્યમા રૂની નીકાશ ઉપરની જગાત નામદાર નીઝામે એક ફરમાન બહાર પાડી બેવડી કીધી હતી. આના સંબંધમાં ચેમબર તરફથી તથા મુંબઇના મીલ માલેકોની મંડળી તરફથી નામદાર સરકારને એવી અરજ કીધી હતી કે જે દીવસે એ ફરમાન બહાર પાડવામાં આવ્યું તે આગમજ ખરીદવામા આવેલા માલ ઉપર આગલીજ જગાત લેવાને નામદાર નીઝામ સરકારને સમજાવવી. એ બાબે પત્ર વહેવાર ચાલ્યા પછી નામદાર નીઝામની સરકારે જાહેર કીધું છે કે તા૦ ૧૨ મી ડીસેમ્બર ૧૯૧૯ના દીવસની આગમચ જે માલ ખરીદવામાં આવેલો પુરવાર કરવામાં આવશે તે ઉપર લેવામા આવેલી વધારાની જગાત પાછી વળતર આપવામા આવશે.

---

ચેમબરના મેહ માસના અંકમાં ૪૯૦ મા પાન પર સ્ટીમર ઉપર મુસાફરોને પડતી હાડમારીના સંબંધમાં મેશર્સ પદમશી કુંવરજી એન્ડ કું. તરફથી પત્ર આવેલો એમ લખવામાં આવ્યું છે. પણ તે સંબધમાં મી. જીવરાજ મનસી લોહાણાનો પત્ર આવ્યો હતો કે તે પત્ર પેઢી તરફથી મોકલવામાં આવ્યો ન હતો પણ તેઓ તરફથી અલગ મોકલવામાં આવ્યો હતો.

---

# હીંદી પ્રધાન તરફથી નીમવામાં આવેલી કેમીકલ સરવીસ કમીટી.

## તેનો બહાર પાડવામાં આવેલો રીપોર્ટ.

નામદાર હીંદી પ્રધાન તરફથી હીંદમાં કેમીકલ સરવીસ નામની રસાયણશાસ્ત્રની ખીલવણી કરવા માટેના ખાતાની નોકરીનું ખાતું સ્થાપવા અને શોધખોળ કરવા માટેની લેબોરેટરીઓ સ્થાપવા સારૂ તપાસ ચલવવાને પ્રોફેસર ડા૦ જે. એફ. થોરપના પ્રમુખપણા હેઠળ જે કમીશન નીમવામા આવ્યું હતું, તેનો રીપોર્ટ હાલમા બહાર પડયો છે જે ઉપરથી જણાય છે કે આ કમીટીએ કેમીકલ સરવીસ સ્થાપવાની સાથે નીચે મુજબની કેટલીક જાણવા જોગ ભલામણો કીધી છે.—

કેમીકલ સરવીસ નામના ખાતાની સ્થાપના કરવી.

દેહરાદુન ખાતે રસાયણ બાબતની શોધખોળ કરવા માટે એક વડું મથક અથવા ઇનસ્ટીટ્યુટ કેમીકલ સરવીસના ડીરેકટર જેનરલ હસ્તક રાખવું અને એ ડીરેકટરના હાથ નીચે કેટલાક ડેપ્યુટી ડીરેકટરો રાખવા.

દરેક ડેપ્યુટી ડીરેકટર એક ખાસ જુદા ખાતા માટે નીમાવો જોઇએ, અને એ જુદા જુદા ખાતા નીચે મુજબની ૪ બાબતના રાખવ:—(૧) ઇનઓરગેનીક અને ફીઝીકલ કેમીસ્ટ્રી, (૨) ઓરગેનીક કેમીસ્ટ્રી, (૩) મેટલરજીકલ કેમીસ્ટ્રી (૪) એનેલીટીકલ કેમીસ્ટ્રી

દરેક પ્રાંતમા શોધખોળ કરવા માટે સ્થાનીક સરકારના કાબુ હેઠળ એક ઇનસ્ટીટ્યુટ મુખ્ય ઉદ્યોગના મથકે ઉભું કરીને તે ડીરેકટર ઓફ રીસર્ચ નામના એક અમલદારના હાથ હેઠળ સોંપવુ.

શોધખોળ કરનાર વડા ઇનસ્ટીટ્યુટે નીચે મુજબ કામકાજ બજાવવું:—

(૧) નવા નવા ઉદ્યોગો ઉભા કરવા અને નવી રૂઢીઓની ખીલવણી કરવા માટે સારા પાયા ઉપર તેની સ્થાપના કરવી.

(૨) પ્રાંતીક ઇનસ્ટીટ્યુટમા કઇ બાબત અગત્યની જણાય તો તેની તપાસ ડીરેકટર જેનરલની મંજુરી લઇને તે બાબે તપાસ ચલાવવી. એવી તપાસ જો ડીરેકટર જેનરલ કે ડીરેકટર ઓફ રીસર્ચને જો પ્રાંત માટે કઇ અગત્યની નહીંજ લાગે પણ તેથી કઇ શોધખોળો બાબે અજવાળું પડતુ હોય તો તેવા તપાસ ચલાવવી.

(૩) વડા મથક અને પ્રાંતીક મથકોના અમલદારો વચ્ચે વાદવીવાદ અને કોનફરનસો ભરીને એકેકના વીચારો અને અનુભવથી વાકેફ રાખવા.

(૪) જરૂર જોગુ પ્રથકરણનુ કામ બજાવવું અને તેને લગતી વીગતોથી બીજા પ્રાંતોને વાકેફ કરવા

---

મેટેલીક શીલીંગની સારી ડીઝાઇન ગમશે કે?

(૫) જરૂર પડે તો એ માટેનાં ચોપાનીઆં બહાર પાડવાં

શોધખોળ માટેના પ્રાંતીક ઈનસ્ટીટયુટે નીચે મુજબ કામકાજ બજાવવું:—

૧ રસાયણીઓ અને તેઓને લગતા કામકાજ બાબે વાકેફ રેહવું: અને જો કંઈ તપાસ કરવાનું સોંપવામાં આવે તો તેવી તપાસ કરવી.

૨. વડા મથક તરફથી કોઈ નવા ઉદ્યોગ બાબે તપાસ થવા પછી તેવા ઉદ્યોગની ખીલવણી કરવા અને તેને પગભર કરવાનાં પગલાં ભરવાં.

૩ પ્રાંતને લગતા ચોકસ ઉદ્યોગોની ખીલવણી કરવા માટે તેની તપાસ હાથ ધરવી

૪. પ્રાંતમા જેટલી જરૂર પડે એટલું રસાયણી પ્રથક્કરણનું કામ બજાવવું

૫. પ્રાંતના ઉદ્યોગોની જરૂરીઆત મુજબ પ્રાંતમાં એ માટેનાં નાના પેટા ખાતાઓ ઉભા કરવા.

પ્રથકરણ માટે એવી ગોઠવણ હોવી જોઈએ કે એક પહેડી તરફથી તપાસ માટે કંઈ બાબતો રજુ થાય તો આવી તપાસનો લાભ તે પહેડીને ચોકસ મુદત સુધી આપીને તે જાહેર લાભને માટે જણાવવી.

આ નોકરીને લગતા સભાસદોની સેવા કોઈ મેળવવા માગે તો તે માટેનો ઠરાવેલો લવાજમ આપવામાં આવે તો તેવી સેવા તેઓને ઉછીકી આપવી.

ખાનગી આસામીઓ સાથે કોઇ ચીજ બનાવવા બાબત વડા ઇનસ્ટીટયુટે હરીફાઈ ચલાવવી નહી, પણ રસાયણને લગતા હુનરોની ખીલવણી થતાં તેની વીગતો ખાનગી પહેડીઓને બની શકે ત્યારે જણાવી દેવી.

રસાયણી ઉદ્યોગોની બાબતની જાણીની રૂઢીઓ બાબે જરૂર પડે ત્યારે એકસપૉટ મારફતે તેની સ્થાપના કરવા માટે તપાસ ચલાવવી.

સેંટ્રલ ઇનસ્ટીટયુટનું કામ એક બોર્ડ મારફત ચલાવવું જેના ડીરેકટર જેનરલ પ્રમુખ ગણાશે અને બીજા ડેપ્યુટી ડીરેકટરો સભાસદો ગણાશે

વડા ઇનસ્ટીટયુટનો પ્રાંતીક ઇનસ્ટીટયુટ ઉપર કંઈપણ કારોબારી કાબુ રહેશે નહી પણ ડીરેકટર ઑફ રીસર્ચની નેમણુંક માટે ડીરેકટર જેનરલની બહાલી લેવાશે

ડીરેકટર અને ડેપ્યુટીઓએ પ્રાંતીક ઇનસ્ટીટયુટોની વારંવાર મુલાકાત લઈને તેઓના કામમા મદદ કરી સલાહ આપવી

પ્રાંતીક સરકારે પ્રાંતીક ઇનસ્ટીટયુટોમા કામ બજાવવા રસાયણીઓની નેમણુક ડીરેકટર જેનરલ અને ડીરેકટર ઓફ રીસર્ચની મંજુરી લઈને કરવી.

આ રસાયણીઓ કેમીકલ સરવીસના સભાસદો હોવા જોઈએ

ખેતીવાડી ખાતાના રસાયણીઓને આ સરવીસમા હાલતુરત ગણવા નહી

જંગલ ખાતાની, લડાઇ ખાતાની, ફ્રેસે માસ્તરની, તબીબી સ્ટોર્સ ખાતાની, જીઓલોજીકલ સરવે અને બીજા સરકારી ખાતાના રસાયણીઓની નોકરી અને કેમીકલ સરવીસ વચેનો સંબંધ રીપોટના પાચમા પ્રકરણમાં જણાવ્યો છે તેવો રાખવો.

---

જેમ બને તેમ જલદી સાયન્સના ખાતા માટે એક પ્રધાનપદ ઉભું કરવું.

કેમીકલ સરવીસ માટેના ઉમેદવારો ૧૫ મા પ્રકરણમાં જણાવ્યા મુજબ મેળવવા.

એનેલીટીકલ કેમીસ્ત્રી ખાતાના ડીરેકટર જેરનલે પ્રાંતીક સરકારના પ્રયકરણીઓને હીંદની આખી પ્રયકરણી શોધોથી વાકેફ કરવા.

પ્રાંતીક સરકારના પ્રયકરણીઓ ડીરેકટર ઓફ રીસચના હાથ હેઠળ કામ બજાવે, અને તેઓએ હાલમાં કેમીકલ એકઝામીનર જે કામ બજાવે છે તે ઉપાડી લેવું.

બેંગલોરની સાયનસ ઇનસ્ટીટયુટનો કેમીકલ સરવીસ સાથનો સંબંધ એ ઇનસ્ટીટયુટની કાઉનસીલની સુચનાઓ જાણવા પછી નકકી કરવો.

રસાયણી શોધખોળ કરવાનું વડું સેંટ્રલ ઇનસ્ટીટયુટ ૧૧ મા પ્રકરણમાં જણાવ્યા મુજબ સ્થાપવું.

સેંટ્રલ ઇનસ્ટીટયુટ અને દરેક પ્રાંતીક ઇનસ્ટીટયુટ સાથે પુછપરછનું ખાતું, રેકોર્ડ ઓફીસ, એક લાઇબ્રેરી અને એક મ્યુઝીયમ સ્થાપવાં.

સેંટ્રલ ઇનસ્ટીટયુટે પોતાની શોધખોળો વગેરે એક ચોપાનીયું બહાર પાડીને જાહેર કરવી.

હીંદના રસાયણોની એક સરવે જેમ બને તેમ જલદી થવી જોઈએ છે.

કેમીકલ સરવીસ માટેના ઉમેદવારોને ૯ મા પ્રકરણમાં જણાવ્યા મુજબની તાલીમ આપવી.

કેમીકલ સરવીસ માટે જરૂર પડે તો કેળવણી ખાતા અને યુનીવરસીટીના ખાતાઓની ડીગ્રી પામેલા ઉમેદવારો મેળવવા.

હીંદી સરકારે આ સરવીસ માટે યોગ્ય નીવડવાની તાલીમ લેવા માટે વિદ્યાર્થીઓને ગ્રાંટ આપવી.

આ ઉપરાંત કેટલીક વધારે લંબાણમાં સુચનાઓ છે કે જે વીગત અત્રે જણાવવાની જરૂર નથી.

રીપોર્ટનું નિષ્પક્ષપાતપણે જો અવલોકન કરીએ તો એમ જણાવવું જોઇએ કે તે ઘણોજ બુધ્ધીપુર્વક રચવામાં આવ્યો છે. પણ હમારે ઘણીજ દીલગીરીથી લખવાની ફરજ પડે છે કે જે પાયા ઉપર એ રીપોર્ટની તમામ રચના કરવામાં આવી છે તે પાયો બીલકુલ સાબીત નથી. રીપોર્ટનું બંધારણ એક એવા સીદ્ધાંત ઉપર રચવામાં આવ્યું છે કે હીંદુસ્થાનની હુન્નર ઉદ્યોગ ક્રેળવીને સારૂ એક "ઇનડસ્ટ્રીયલ સરવીસ" જરૂરની છે. આ સીદ્ધાંત, જાણે કે સ્વસીદ્ધ હોય તેમ ના. સરકારે તેનો સ્વીકાર કરીને તે યોજનાના ઉપાયો અને બંધારણ નક્કી કરવાને સારૂ એક કમીટી નીમી હતી કે જે કમીટી તરફથી આ રીપોર્ટ બહાર પાડવામાં આવ્યો છે.

હાલની વેપાર ઉદ્યોગની દેશની ચળવળ જોતાં પણ એજ અનુમાન ઉપર આપણે આવ્યા વીના ચાલે તેમ નથી.

હમે આશા રાખીએ છીએ કે, ના. સરકાર એ રીપોર્ટ ઉપર હાલ તુરત કાંઇપણ પગલાં નહી લેતાં તે સવાલ હવે પછી સુધારાની રૂએ જે નવી ધારાસભાઓ સ્થપાશે તેને એ કામ સોંપશે.

---

કારણ કે ખેતીવાડીની પદ્ધતીમાં કાંઈ ફેરફાર થતો નહોતો અને તેઓના બાપદાદાથી ચાલતી આવેલી જુની પદ્ધતી પ્રમાણેજ ખેતી કરતા અને "સાયન્સ"ની બીલકુલ મદદ લેવા નહોતા.

ઓગણીસમા સૈકાના મધ્ય ભાગમા ઈંગલાંડમાં ખેતીવાડીમાં "સાયન્સ"ની મદદ પ્રથમ લેવામા આવી અને તેનું પરીણામ પણ ઘણુંજ સંતોષકારક નીવડયું. ઢોર, ઘેટાં, ઘોડા વીગેરેની એટલી તો ઉંચા પ્રકારની માવજત લેવાની શરૂ થઇ કે થોડા વખતમાં ઈંગલંડ એ આખા જગતનું "સ્ટડ ફાર્મ" મનાવવા લાગ્યું થોડા વખતમા મહેનત બચે તેવાં યંત્રોથી તથા ખેતીની વધારે સારી પદ્ધતીથી તથા સારી જાતના બીથી ખેતી ઘણીજ આબાદીની દશામાં આવી. પાણી અને ખાતરની બરાબર સંભાળ રાખીને જમીનનો કસ ખેડુતે એ વધાર્યો અને ઢોરની પણ વધારે સારી સંભાળ રાખવા લાગ્યા. આ બધા સુધારાના એકત્ર બળે કરીને મુખ્ય પાકના વજનમાં ઘણોજ વધારો થયો અને ઢોરની સારી સંભાળ રાખવાથી તેઓના વજનમાં પણ બમણો સુધારો થયો. આ સુધારાને લીધે ઇગ્લંડના ખેડુત વર્ગની આબાદી થઇ.

મહાન યુધ્ધ કે જે હવે સુભાગ્યે બંધ થયું છે તે યુધ્ધને લીધે ૧૯૧૪ની સાલથી ઈંગલાંડની ખેતીવાડીના ક્ષેત્રમાં "સાયન્સ"ની નવી શોધખોળ તરફ ઘણીજ પ્રવૃત્તી શરૂ થઇ છે ઇંગલાંડના રાજ્યકારભારીઓ તથા એકત્ર પ્રજા હવે એમ સમજે છે કે તેઓના મહરાજ્યને શોભે તેવી રીતે ખેતીવાડીની ખીલવણીનાં પ્રયાસો કરવાની જરૂર છે. અને ૧૮૬૩ની સાલમાં જરમનીએ ડેનમાર્કને હરાવ્યું ત્યાર પછી ડેનમાર્કને પણ એ પ્રમાણે ભાન થવા માડયુ છે અને તેથી કરીને ૫૦ વર્ષની ટુંક મુદતમાં તેના પાકમા સેકડે ૨૪ ટકા જેટલો વધારો થયો છે જરમની પણ યુધ્ધ વખતે સર્વ દુશ્મન રાજ્યો તેની સામે દરીયાઇ વેપાર બંધ કરશે અને તેથી કરીને એનાજની ઘણી તંગી પડશે એ સઘળી મુશ્કેલીઓનો વીચાર પ્રથમથીજ કરીને આજથી ૪૦ વર્ષ પહેલાં ખેતીવાડીની આબાદી સારૂ શોધખોળ તથા "સાયન્સ"ના પ્રયોગો કર્યાજ કરતું હતું અને તેને પરીણામે જ્યારે યુધ્ધ શરૂ થયુ, અને દરીઆ મારફત ખોરાક ન મળી શકયો તેમ છતાં પણ એણે એ સંકટ સામે એવો તો ટકાવ રાખ્યો કે દુશ્મનો સઘળા ચકીત થઇ ગયા

હવે આપણે હીંદુસ્થાનની ખેતવાડી સબંધી શું સ્થીતી છે તેનો તથ ઈગ્લાંડે જે અનુભવ મેળવ્યો તે અનુભવનો ઉપયોગ કરીને હાલની ચાલુ સ્થિતિ સુધરે કે કેમ એ બંને બાબતનો વીચાર કરીશું. હીંદુસ્થાનની હાલની સ્થીતીનો જો આપણે વીચાર કરીએ તો તે લગભગ ઈંગલાંડની ૧૯ મા સકાની શરૂઆતમાં જે સ્થીતી હતી તેને મળતી છે જેવી રીતે તે વખતે "નેપોલીઓનીક વોર"નો અંત આવ્યો હતો તે પ્રમાણે હાલ પણ મહાન યુધ્ધનો અંત આવ્યો છે. ઉદ્યોગની હાલ દેશમા કેટલી જાગતી છે તેનો ખ્યાલ આપવો પડે તેમ નથી તે સમયે જેમ મોઘવારી હતી તે પ્રમાણે હાલ પણ છે. આ બધા સંજોગોમાંથી જેવી રીતે ઈગલાંડ ખેતીવાડીમાં આગળ વધ્યું તેજ પ્રમાણે હીંદુસ્થાનને પણ આગળ વધવાની આ અમુલ્ય તક છે એ તકનો લાભ લેવો એ જમીનદાર તથા ખેડુત વર્ગના હાથમા છે. જો તેઓ તન મન અને ધનથી ખંત લે તો લાભ થવાનો ઘણોજ સંભવ છે." આ પ્રસંગે ખેતીવાડીના ખાતાની પણ મોટી ફરજ છે. અને તે એ કે, ખાતા તરફથી ઘણાજ બુદ્ધીશાળી અને અનુભવી રસાયણશાસ્ત્રીઓની મદદ

નીઅર નીમવામાં આવ્યો નથી અને તેને પરીણામે તેનું કામ ડેપ્યુટી ડાયરેક્ટરને સોંપવામાં આવે છે કે જેને મીકેનીકલ એનજીનીઅરીંગનું બીલકુલ જ્ઞાન હોતું નથી.

હીંદુસ્થાનની ખેડાણ જમીનમાંથી લગભગ તમામ ઠસ જર્તી રહયો છે. બધી જમીન ખવરાયા વગરની છે અને તેથી તેમાં જો ખાતર પુરતું નાખવામાં આવે તો ઘણાજ સારા પાકનો સંભવ છે. ગવરમેન્ટ ફાર્મ ઉપર ઘણોજ સારો પાક જોવામા આવે છે તેનું કારણ એજ કે તે જમીન ઉપર પાણી અને ખાતરની ઘણીજ સંભાળ લેવામાં આવે છે.

હીંદુસ્થાનના મુખ્ય પાકને રોગ ઉધાઇ વીગેરે લાગવાથી થતું નુકશાન પણ ધ્યાનમાં લેવા જેવું છે. આ બાબતમાં અનુભવી રસાયણશાસ્ત્રીઓની જરૂર છે. જો કે આ ક્ષેત્રમાં ઘણુંજ કરવામાં આવ્યું છે અને કેટલાક રોગ જડમુળથી નાશ થઇ શકે છે તેમ છતાં પણ હજી ઘણું કરવું જરૂરનુ છે.

ફળ ઉછેરવામાં પણ હીંદુસ્થાનમાં ઘણીજ સારી સગવડો છે. આ વીશય ઉપર ખાતા તરફથી હાલમાં વ્યાજબી ધ્યાન અપાવવા લાગ્યું છે. પણ આ બાબતમાં પણ ઘણા અનુભવી આદમી ઓની જરૂર છે. હાલ તે કામ તદન બીનઅનુભવી માણસોને સોંપવામાં આવ્યું છે. આ સર્વ વાત ઉપરથી સમજાશે કે ખેતીવાડીમાં ઘણુંજ કરવાનું રહેલું છે અને તે જેટલું જલદીથી થાય તેટલો વધારે લાભ થવાનો સંભવ છે.

જો આપણે નવા અને સારા કેળવાએલા માણસોની ખાતામાં ભરતી કરીશું નહી તો આપણે ખેડુત વર્ગને કાઇ શીખવી શકીશું નહી.

છેવટે હું એટલુંજ કહેવા ઇચ્છું છું કે આવતા વીસ વર્ષમાં અનુભવી રસાયણશાસ્ત્રીઓની મદદથી જો આપણે અમુલ્ય જ્ઞાન પ્રાપ્ત કરવાની આશા રાખીએ તો તે ગેરવ્યાજબી ગણાય? ખેતીવાડીની ઉન્નતિ થાય તેવુ કામ હજી ઘણું કરવાનું છે અને તે સારૂ તન મન અને ધનથી પ્રયાસ કરવાની જરૂર છે કારણ કે ખેતીની આબાદી ઉપર સઘળા ખેડુત વર્ગનો આધાર રહેલો છે એટલુંજ નહીં પણ તે ઉપર આધાર રાખતા સઘળા ઉદ્યોગની ઉન્નતીનો પણ આધાર ખેતી ઉપર રહેલો છે. પાકમાં વધારો થવાથી દેશમાંથી દુકાળ અને દરીદ્રતાનો નાશ થશે અને જે આપણી ખરા અંતઃકરણની ઉમેદ છે કે હીંદુસ્થાન એક સુશોભીત ફળ ફુલથી ખીલી રહેલો બગીચો થાય તે ઉમેદ પાર પડે.

ધી બોમ્બે ટાઇમ્સ માટે ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ મુંબઇ.

# અધીપતીનો નોંધ.

વધતાં ભાડાં—તા. ૧૭ મી. એપ્રીલ સને ૧૯૨૦ના લંડનના ઈકોનોમીસ્ટમાં જાહેર કરવામાં આવ્યું છે કે ફેબ્રુઆરી માસમાં ભાડા ઉપર અંકુશને લગતા કામ ઉપર વીચાર કરવાને સારૂ જે કમીટી નીમવામાં આવી હતી તે કમીટીએ નીચે પ્રમાણેનો રીપોર્ટ રજુ કર્યો છે. કમીટીની મુખ્ય ભલામણો.

૧. ત્રણ વર્ષ સુધી કાયદાની મદદ લંબાવવી.

૨. ભાડાના લડાઇ પહેલાંના દરમાં ૪૦ ટકા વધારો કરવો. ૩૦ ટકા હાલ તરત અને ૧૦ ટકા બાર માસ પછી. જે ગરીબ ભાડુતોની કમાણીમાં કંઇ વધારો થયો નથી તેમને ખાસ રહેમીયત બતાવવી.

૩. ગીરો હક ઉપર ½ ટકો વધારો હાલ તુરત અને ત્યાર બાદ વર્ષ પછી બીજો ½ ટકો વધારો કરવો.

૪. ભાડામાં ઉપર જણાવેલો વધારો કરી આપવો તે એવી શરતે કે વ્યાજબી સમારકામ અમુક મુદતમાં કરી આપવું.

૫. લડાઇ પહેલાંની ૧૦૫ પાઉન્ડવાળી ભાડાની ઇમારત. લંડનમાં ૯૦ પાઉન્ડવાળી સ્કોટલંડમાં અને ૭૮ પાઉન્ડવાળા બીજી જગાએ હોય તેને કાયદામાં જે રહેમીયત બતાવનારી કલમ હોય તેનો લાભ આપવો. વળી કમીટી તરફથી એમ પણ ભલામણ કરવામાં આવી છે કે ફરનીચર સાથે ભાડે અપાતાં ઘર ઉપર નફો લેવામાં આવે છે તે તથા કબજો આપતી વખતે જે ભાડુત તરફથી પૈસા લેવામાં આવે છે તે બંન્ને રીવાજ અટકાવવા. ભાડા સબંધી કાયદો વેપારી પેઢીઓ જે જગાએ બેસતી હોય તેવી જગાને લગુ પાડવાનો ઇરાદો નથી. કમીટી તરફથી સૌથી અગત્યની ભલામણ એ કરવામાં આવેલી છે કે જે કોઇ માણસ કોર્ટને સંતોષકારક રીતે એમ બતાવી શકે કે તેની કમાણી ૧૯૧૪ની સાલથી વધી નથી તો તે માણસનું ભાડું વધારી ન શકાય.

---

એમ્પાયરમાં કપાસનો પાક—મેનચેસ્ટર કોરસપોન્ડંટ લખી જણાવે છે કે બ્રીટીશ એમપાયરમાં કપાસના પાક ઉપર ગવરમેન્ટ કમીટીનો રીપોર્ટ બહાર પડયો ત્યારથી આ બાબતમાં લેંકેશાયરમાં વધુ કાળજી લેવામાં આવે છે. પાછલાં થોડાં અઠવાડીઆમાં ત્યાંના વણકરો તથા વ્હેપારીઓ કપાસનો પાક બ્રીટીશ એમપાયરમાં મોટા જથ્થામાં કેવી રીતે ઉગાડી શકાય તે વીશય ઉપર કમીટીઓ ભરી મોટી ચર્ચા ચલાવી રહયા છે. મીટીંગો મેનચેસ્ટર ચેમ્બર ઓફ કોમર્સમાં મી. ઇ. એફ. સ્ટોકટનના પ્રમુખપણા હેઠળ ભરાય છે. આશા છે કે આ પ્રકારની ચળવળને લગભગ સઘળા વીભાગોમાથી વધાવી લેવામાં આવશે. લગભગ છ મહીના પહેલાં બ્રીટીશ કોટન ગ્રોઇંગ એસોસીએશન તરફથી મેસોપોટેમીઆમાં કપાસ ઉગાડવાના શાં સાધનો છે તથા ફતેહમંદીનો શો સંભવ છે તે સઘળું નકકી કરવાને એક ડેપ્યુટેશન મોકલવામાં આવ્યું હતુ અને હાલમાં તેનો રીપોર્ટ બહાર પડયો છે. જેમાં જણાવે છે કે મેસોપોટેમીઆની જમીન તથા હવા કપાસને સારૂં તદન અનુકુળ છે અને ભવીષ્યમાં થોડાં વર્ષમા ઘણોજ સારો કપાસનો પાક થવાનો સંભવ છે. ફકત નાફમેદ થવાનાં એટલાંજ કારણો છે કે ત્યાંની વસતી ઘણીજ ટુંકી છે. નહેર મારફત પાણી લઇ જવાની સગવડોની ખામી છે અને દેશાવર માલ ચઢાવવાની સગવડો પણ જોઇએ તેવી સંતોષકારક નથી—.

---

માર્ચ મહીનામાં જાપાનની નાણા સંબંધી સ્થીતી—રોકડાં નાણાંને સારૂ વ્યાજનો દર સેંકડે ૧૨ ટકાનો હતો. ડીસકાઉન્ટ રેટ ૯૨ૂ ટકા જેટલો હતો આખા માર્ચ મહીનામાં નાણા બજાર ઘણુંજ મજબુત હતું. માર્ચની અધવચ શૅર બજાર બે દિવસ સુધી બંધ રહ્યું હતું કે જેથી બજાર નમતું પડવાથી ઘણીજ ઉથલપાથલ થએલી તે વ્યવસ્થાસર મુકી શકાય. ખુલતે બજારે કેટલાક કંપનીના શેર નીચા ગયા હતા અને કેટલીક કંપનીઓ નાદાર થઇ હતી. સઘળા માલની પણ કીમત ઘટતી જતી હતી. કોટન યાર્નની નીકાસ ઉપર અંકુશ હોવાથી અને દેશમાં તેનો ઉઠાવ વધારે નહી હોવાથી તેનું પણ બજાર નરમ હતું. રેશમનું બજાર મહીનાની શરૂઆતમા નમતું હતું પણ મહીનાની આખરે કેટલીક નીકાશ કરનારી પેઢીઓ તરફથી ખરીદી થવાથી બજાર મજબુત થયું હતું.

---

વીઝાગાપટ્ટમમાં બંદર ખોલવાની યોજના:—સેક્રેટરી ઓફ સ્ટેટ જણાવે છે કે ના. હીંદી સરકાર નાણાંની સગવડ થાય એટલે તુરત વીઝાગાપટ્ટમમાં એક બંદર ખોલવાની યોજના અમલમાં મુકશે તે કામને સારૂ રૂા. ૬૦ લાખનું ફંડ એકઠું કરવામાં આવશે એવી આશા રખાય છે. બંદરની રચના દરબાન હારબરને અનુસરીને ઠરવાની છે અને કામ થોડા વખતમાં હાથપર લેવામાં આવશે અને આશરે પાંચ વર્ષે પુરૂં થશે.

---

પેટ્રોલનો દુકાળ—એપ્રીલની તા ૨૨ મી દરમીયાન ૭૨૯૦ મોટરકાર રજીસ્ટર થઇ હતી. અને મોટરકારની આયાતના આંકડા જોતાં હજી પણ વધારે મોટરકાર હીંદુસ્તાનમાં આવવાનો સંભવ છે. જો આ પ્રમાણે મોટરો આવ્યાજ કરે અને તેને ચાલતી રાખવાનું મુખ્ય સાધન (પેટ્રોલ) તે સંતોષકારક રીતે પુરૂં પાડવાની યોજના તરફ બેદરકારી રહે તો સ્વાભાવીક રીતે હાલમાં મુંબાઇમા જે પેટ્રોલનો દુકાળ છે તે પ્રમાણે દુકાળ વેઠવો પડે. મુંબાઇમાં ખાસ કરીને આ પ્રકારનો દુકાળ વારંવાર પડે છે તેનું કારણ એ છે કે મુંબાઇમાં પેટ્રોલનો આધાર ખાસ કરીને મદ્રાસ અને કલકત્તા ઉપર છે. આ વખતો વખત પડતા દુકાળમાંથી બચવાનો ઇલાજ એકજ છે કે "બલ્ક પેટ્રોલ સ્ટોરેજ સીસ્ટમ" દાખલ કરવી. અને મુંબઇ જેવા શહેરમા આ પ્રકારની યોજનાની આશા રાખવી એ ગેરવ્યાજબી ન ગણાય કારણ કે મુંબઇ એ બ્રીટીશ એમ્પાયરમાં બીજા શહેરની ઉચ્ચ પદવી ભોગવવાનો દાવો ધરાવે છે.

---

મુંબાઇમાં સીવરી અને ટ્રોમ્બે વચ્ચે નવો ડાક ખોલવાની યોજના—બોમ્બે પોર્ટ ટ્રસ્ટના સેક્રેટરી તરફથી નવો ડાક ખોલવા વીશે મુંબાઇની જાણીતી વેપારી સંસ્થાઓનો અભીપ્રાય માગ્યો છે. મી મેસન્ટ પોર્ટ ટ્રસ્ટના સેક્રેટરીએ તે સ્કીમ ઉપર રીપોર્ટ તયાર કરેલો છે તેમા નવો ડાક ખોલવાની તરફેણમાં અનેક કારણો બતાવેલાં છે. આશા રાખીએ છીએ કે એ યોજના અમલમાં મુકાશે.

---

હીંદુસ્થાનમાં આર્યન અને સ્ટીલની બનાવટ વીશે એક અમેરીકન ગૃહસ્થનો અભીપ્રાય—અમેરીકાના યંગસ્ટાઉન ડીસ્ટ્રીક્ટ એનજીનીઅરની ક્લબના સભાસદોને મી૦ બારટન આર-શોવરે જણાવ્યું હતું કે, અમેરીકાને આયર્ન અને સ્ટીલની બનાવટમા હીંદુસ્થાનની હરીફાઇથી કાંઇપણ ભય રાખવા જેવું નથી. પોલાદ બનાવવાના કારખાનામાં કામ કરતા મજુરોનો દર અમેરીકામાં રોજના ૧ ડોલર અને પાંચ સેન્ટ છે અને હીંદુસ્થાનમાં રોજના નવ સેન્ટ છે અને તેમ છતાં પણ હીંદુસ્થાનના મજુરો પોતાના મજુરીના દર સંબંધી અસંતોષ બતાવતા નથી.

---

ધી બોમ્બે'ટાઇલ માટે ૨૧ બેક સ્ટ્રીટ ફોર્ટ મુંબઇ.

મી૦ શોવર જણાવે છે કે, હીંદુસ્થાનના મજુરો તેમ ધારવામાં કાંઇ ગેરવ્યાજબી કરવા નથી. કારણ કે તે મજુર પાસેથી જે કામ લેવાની ઇચ્છા હોય તો તેનાપર બરાબર નજર રાખવાની જરૂર છે. જો તેઓ પર બરાબર નજર નથી રાખવામાં આવતી તો તેઓ ફર્યા કરે છે અને જો નજર રાખવામાં આવે તો તેઓ ખરા અંતઃકરણ વગર કામે બેસે છે અને કામ ઉચું આવતું નથી. ઉદાહરણ રૂપે તેઓ જણાવે છે કે ઓહીઓ–અમેરીકાના કારનેજી સ્ટીલ કંપનીના કારખાનામાં ત્રણ હજાર મજુરો રોજનું ત્રણ હજાર ટન પોલાદ બનાવે છે. અર્થાત્ દરરોજનું એક મજુર એક ટન પોલાદ બનાવી શકે છે. હીંદુસ્થાનમાં તેઓના કારખાનામાં ત્રણ હજાર મજુરો મહિનાનું ત્રણ હજાર ટન પોલાદ બનાવે છે, અર્થાત હીંદુસ્થાનમાં જે કામ એક મજુર એક મહિનામાં કરે છે તેજ કામ અમેરીકામાં એક મજુર એક દિવસમાં કરે છે. હીંદુસ્થાનમાં મજુર વર્ગ તરફથી વધારે પગારની અરજીઓ સંપુર્ણ રીતે સ્વીકારતી વખતે ઉપર જણાવેલી બીના લક્ષમા લેવા જોગ છે.

---

કાગળ બનાવવાના માવામાં વાપરવામાં આવતી નવી ચીજ—હીંદુસ્થાનમાં કાગળની વપરાશ ઘણી છે અને તેને બનાવવાના ઇલાજો તરફ પુરતું લક્ષ અપાતું નથી તેથી કરીને કાગળની મોંઘવારી ખમવી પડે છે. આ પ્રમાણે હોવા છતાં પણ કાગળ બનાવવાના કારખાનાં ઘણા જથામાં સ્થાપવામાં આવતાં નથી અને કાગળ બનાવવાના માવામાં વપરાય તેવી ચીજોની શોધખોળ પણ થતી નથી. આ દીશામાં જાપાનની પ્રવૃત્તી ઘણીજ સંતોષકારક છે. વીશ લાખ યેનની થાપણથી એક કાગળ બનાવવાનું કારખાનું જાપાનમાં સ્થાપવામાં આવ્યું છે અને દરીયાના છોડમાંથી માવો બનાવવામાં આવનાર છે. દરીયાના છોડ સ્વાભાવીક રીતે ઘણા જથામાં મળી શકે તેમ છે અને તેમાથી બનાવેલા માવાના કાગળ બનાવતી વખતે ઘણાજ ઓછા રસાયણોની જરૂર પડે છે એમ સીધ્ધ કરવામાં આવ્યું છે. આ પ્રકારના કારખાનાની હીંદુસ્થાનમાં જરૂર છે.

---

નવી જોઇન્ટ સ્ટોક કંપનીઓ સંગીન પાયા ઉપર સ્થાપવા સારૂ અને શેર બજારમાં ફસાતા કેટલાક બીન અનુભવીઓના રક્ષણ સારૂ ના૦ સરકારની યોજના—હાલમાં મોંઘવારીને લીધે દરેક માણસની દ્રવ્ય પ્રાપ્ત કરવાની ઇચ્છા એટલી તો તીવ્ર થતી જાય છે કે એક રાતમાં પોતાની જાતને પસાદાર જોવા ઇચ્છે છે. જે માણસમાં એક શેર ખરીદવાની પણ પ્રાપ્તી હોતી નથી તેવો માણસ અનેક શેર ખરીદવાની હીમત કરે છે અને ફકત એવાજ હેતુથી કે રાખેલા શેરનું પ્રીમીયમ બજારમા બોલાય એટલે વેચી દેવા અને તફાવત લઇ ખસી જવું. આ પ્રમાણે આજકાલ શેરની ખરીદી એ એક વગર મુડીનો વહેપાર થઇ પડયો છે, આપણામાં કહેવત છે. કે "લોભીઆ વસે ત્યાં ધુતારા ભુખે ન મરે." તે ન્યાયે લોભીઆઓના ભક્ષણને સારૂ અનેક નવી કંપનીઓ સ્થપાય છે કે જેની સલામતી સંબંધી ઘણીજ શંકા રાખી શકાય. આ પ્રકારની કંપનીઓને અટકાવવા સારૂ અને બીન અનુભવીઓના રક્ષણને સારૂ ના૦ સરકારની એવી યોજના છે કે દરેક નવી સ્થપાતી કંપનીની સત્તાવાર થાપણ ઉપર ½ ટકાની ડયુટી નાંખવી. ના૦ સરકારની આ યોજના અમલમાં મુકવાનો ગમે તેટલો ઉંચ આશય હોય પણ તેને અમે ટેકો આપી શકતા નથી. કારણ કે તેથી કરીને હલકી કંપનીઓ જડમુળમાંથી નાબુદ થવાની નથી અને સારી કંપનીઓને વીના કારણ નુકશાન થવાનો સંભવ છે. વળી એક તરફથી સ્વતંત્રતાના પોકાર કરવા અને બીજી તરફથી આ પ્રમાણે ના૦ સરકારના અંકુશને આધીન થવું એટલું તો નહી પણ તેને આમંત્રણ દેવું એ એક વીરોધાભાસ જેવું છે.

---

(આ પ્રોસ્પેક્ટસ જોઈન્ટ સ્ટોક કંપનીના રજીસ્ટ્રારની ઓફીસમાં નોંધવામાં આવ્યું છે. અને અરજીઓ સ્વીકારવાનું તા. ૧૦-૪-૨૦ ને દીને બંધ કરવામાં આવશે.)

# ધી હિન્દ બટન ફેક્ટરી એન્ડ મેટલ વર્કસ લીમીટેડ.

(૧૯૧૩ ના હિન્દી કંપનીઓના કાયદાને આધારે સ્થપાયેલી)

## થાપણ. રૂા. ૨૫,૦૦,૦૦૦

જે

પ્રત્યેક રૂા. ૨૫ ના ૧,૦૦,૦૦૦ શેરોમાં વહેંચી નાખવામાં આવી છે અને જેનાં નાણાં નીચે પ્રમાણે ભરવાનાં છેઃ—

અરજી વખતે રૂ. ૩. શેરોની વહેંચણી વખતે રૂ. ૩.

અને બાકીની રકમ જરૂર પડયે વસુલ થશે પણ પ્રત્યેક વખતે શેર દીઠ રૂ. પાંચ કરતાં વધારે રકમનો કોલ નહિ લેવામાં આવે અને ત્રણ માસથી ઓછી મુદતને અંતરે કોલ લેવાશે નહિ.

ડીરેક્ટરોનો ઈરાદો શેરોની વહેંચણી પછીથી નાણાંની ખાસ જરૂર પડયા વિના કોલ ઉઘરાવવાનો નથી. એટલે કે નવાં યંત્રો વગેરેની ખરીદીની મસલત પુરી થતા સુધી અને તેને માટે ઓર્ડરો અપાતાં સુધી કોલ લેવાશે નહિ. એજન્ટો, ડીરેક્ટરો અને તેમના સ્નેહીઓએ રૂ. ૧૦,૦૦,૦૦૦ ની કીંમતના ૪૦,૦૦૦ શેરોની અરજી કરી દીધેલી છે. અને હવે શેષ ભાગજ જાહેર પ્રજાને માટે રહ્યો છે.

**શેરો અંડરરાઈટ કરવાનું બીલકુલ કમીશન અપાયું નથી.**

અરજીઓ મોકલવાનું ઠેકાણું.—મેસર્સ બીલીમોરીયા, ગીલ્ડર એન્ડ કાં.
૩૨, એપોલો સ્ટ્રીટ, મુંબઈ.

## ડીરેકટરોઃ—

મોરારજી આણંદજી ટન્ના એસ્કવાયર બી. એ. એલ. એલ. બી. માજી દીવાન ભાવનગર, ભટવાડી ગીરગામ મુંબઇ. (ડાયરેકટરઃ-તાતા આયર્ન એન્ડ સ્ટીલ વર્કસ લીમીટેડ, તાતા હાઇડ્રો ઇલેટ્રીક કંપની લીમીટેડ, બોંબે સ્ટીમ નેવીગેશન કંપની લીમીટેડ, ગાયકવાડ ઓઇલ એન્ડ કેમીકલ કંપની લીમીટેડ, વેસ્ટર્ન ઈંડીઆ કેમીકલ કંપની લીમીટેડ, અંબાજી તારંગા લાઇટ રેલ્વે કંપની લીમીટેડ, એંગ્લો ઇંડીયા એન્ડ કોલાનીયલ નેવીગેશન કંપની લીમીટેડ.)

મહુમદ હાજી અબુ એસ્કવાયર; વેપારી, ૧૦૧ કટલરી બજાર, મુંબઇ; કટલરી અને સન્ડ્રી ગુડસ મરચન્ટ એસોસીએશનના પ્રમુખ.

ચત્રભુજ કરસનદાસ શ્રોફ એસ્કવાયર; કાપડના વેપારી મુળજી જેઠા મારકીટ, ચોક, મુંબઇ.

ઇસ્માઇલ જી. અલ્લાના એસ્કવાયર; વેપારી. (અલાના સન્સની કું૦) ૧૫ વોર્ડન રોડ મુંબઇ. અલાના રહીમતુલ્લા એન્ડ કું. ના ભાગીદાર, ઈરા ચાયના મીલ્સ લીમીટેડના એજન્ટસ તથા બીરલા મીલ્સ લીમીટેડના એજન્ટસ અને ડીરેકટર.

જયસુખલાલ કૃષ્ણલાલ મહેતા, એસ્કવાયર; એમ. એ. ૧૯ બેંક સ્ટ્રીટ મુંબઇ; સેક્રેટરી ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરો મુંબઇ, ઇન્ડીયન ટોયઝ અને ગ્લાસ મેન્યુફેકચરીંગ કું૦ લીમીટેડના ડીરેકટર, તથા ધી બોંબે કોઓપરેટીવ હોલસેલ સોસાયટીના ડીરેકટર.

ફાઝલભાઇ ઇબ્રાહીમ રહીમતુલા એસ્કવાયર; વેપારી, ૧ હમમ સ્ટ્રીટ, મુંબઇ. મુંબઇ મ્યુનીસીપલ કોરપોરેશનના સભાસદ, ઇન્ડીયન ચેમ્બર એન્ડ બ્યુરોની કમીટીના મેમ્બર. બોંબે સીટી ઇન્સ્યુરન્સ કંપનીના ડીરેકટર, ન્યુ સ્ટીમ નેવીગેશન કંપનીના ડીરેકટર, સુલતાનીઆ કોટન મેન્યુફેકચરીંગ કંપની લીમીટેડના ડીરેકટર.

દ્વારકાદાસ મુળજી ગોરડીઆ એસ્કવાયર; વેપારી, ૧૪૭ અબદુલ સ્ટ્રીટ, નં. ૩, દ્વારકાદાસ જગમોહનદાસની કું. ના ભાગીદાર.

મદનલાલ પ્રાગજી મીસ્ત્રી એસ્કવાયર; (અક્ષઓફીસીઓ) વેપારી, ૧૪૭ અબદુલ રહેમાન સ્ટ્રીટ મુંબઇ નં. ૩, દ્વારકાદાસ જગમોહનદાસની કું. ના ભાગીદાર.

### બેન્કર્સ

ધી સેંટ્રલ બેન્ક ઓફ ઇંડીયા લીમીટેડ હોર્નબીરોડ કોટ, મુંબઇ.

તાતા ઇંડસ્ટ્રીઅલ બેન્ક લીમીટેડ કોટ મુંબઇ.

### સોલીસીટર્સ

મેસર્સ ધરમશી એંડ કો. ચર્ચગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

### ઓડીટર્સ

મેશર્સ એસ. બી. બીલીમોરીઆની કું. એસ્પ્લેનેડ રોડ, કોટ મુંબઇ.

### મેનેજીંગ એજન્ટસ

મેસર્સ દ્વારકાદાસ જગમોહનદાસની કું. ૧૪૭ અબદુલ રેહેમાન સ્ટ્રીટ, મુંબઇ નં. ૩.

### રજીસ્ટર્ડ ઓફીસ

૩૦૩ હોર્નબીરોડ કોટ, મુંબઇ.

આ પ્રોસ્પેક્ટસ જોઈન્ટ સ્ટોક કંપનીના રજીસ્ટ્રારની ઓફીસમાં નોંધવામાં આવ્યું છે.
અને અરજીઓ સ્વીકારવાનું તા. ૧૦-૪-૨૦ ને દીને બંધ કરવામાં આવશે.)

# ધી હિન્દ બટન ફેક્ટરી એન્ડ મેટલ વર્કસ લીમીટેડ.

(૧૯૧૩ ના હિન્દી કંપનીઓના કાયદાને આધારે સ્થપાયેલી)

## થાપણ. રૂા. ૨૫,૦૦,૦૦૦

જે

પ્રત્યેક રૂા. ૨૫ ના ૧,૦૦,૦૦૦ શેરોમાં વહેંચી નાખવામાં આવી છે અને
જેનાં નાણાં નીચે પ્રમાણે ભરવાનાં છેઃ—

અરજી વખતે રૂ. ૩. શેરોની વહેંચણી વખતે રૂ. ૩.

અને બાકીની રકમ જરૂર પડયે વસુલ થશે પણ પ્રત્યેક વખતે શેર દીઠ રૂ પાંચ કરતા વધારે રકમનો કોલ નહિ લેવામાં આવે અને ત્રણ માસથી ઓછી મુદતને અંતરે કોલ લેવાશે નહિ.

ડીરેકટરોનો ઈરાદો શેરોની વહેંચણી પછીથી નાણાંની ખાસ જરૂર પડયા વિના કોલ ઉઘરાવવાનો નથી. એટલે કે નવાં યંત્રો વગેરેની ખરીદીની મસલત પુરી થતા સુધી અને તેને માટે ઓર્ડરો અપાતાં સુધી કોલ લેવાશે નહિ. એજન્ટો, ડીરેકટરો અને તેમના સ્નેહીઓએ રૂ. ૧૦,૦૦,૦૦૦ ની કીમતના ૪૦,૦૦૦ શેરોની અરજી કરી દીધેલી છે. અને હવે શેષ ભાગજ જાહેર પ્રજાને માટે રહયો છે.

**શેરો અંડરરાઈટ કરવાનું બીલકુલ કમીશન અપાયું નથી.**

અરજીઓ મોકલવાનુ ઠેકાણું —મેશર્સ બીલીમોરીયા, ગીલ્ડર એન્ડ કો.
૩૨, એપોલો સ્ટ્રીટ, મુંબઈ.

( ૧૯૧૩ ના ઈંડીઅન કંપનીઝ એક્ટની ૭ મી કાયદાની ૯૮ મી કલમને અનુસરીને મરેહુમ ---ને બદલે એક ચાહી સુબાઈની લોઈટ સ્ટોક કંપનીનાં રજીસ્ટ્રાર હજુર દાખલ કરવામાં આવી છે)

# ધી નેશનલ સીમેંટ મેન્યુફેકચરીંગ કંપની લીમીટેડ.

( જે ૧૯૧૩ ના સાલના ઈંડીઅન કંપનીઝના ૭ મા કાયદા મુજબ ઉભી કરવામાં આવી છે )

સતાવાર થાપણ.... .. રૂ. ૫૦,૦૦,૦૦૦.
કાહાડેલી થાપણ.... ... રૂ. ૨૫,૦૦,૦૦૦

જે રૂ. ૨૫ ના ૧૦૦૦૦૦ ઓરડીનરી શેરોમા વહેંચાઇ ગઇ છે, અને જે નીચે મુજબ ૫ગાર કરવાની છે:—

રૂ. ૩) અરજી સાથે, રૂ. ૫) શેર નામ ઉપર કરતી વેળાએ, અને બાકીના જેમ જરૂર પડે તેમ દરેક શેર પાછળ રૂા, ૫) થી વધુ નહીં એવા કોલથી, જે કોલ શેર નામ ઉપર કીધા પછી, બે મહીનાથી ઓછી મુદતમા નહી, એવે અંતરે અને બે મહીનાથી ઓછી મુદત નહી એવા ગાલાથી કહાડવામા આવશે.

ડીરેકટરો:—

ઓ૦ મી૦ સાલેભાઈ કે. બરોડાવાલા, મીલકતદાર અને વેપારી (પ્રમુખ)
સર હુકમચંદ સરૂપચંદ, નાઇટ, બેંકર અને મીલમાલેક.
રાય બહાદુર ઓંકારજી કસ્તુરચંદ, બેંકર અને વેપારી.
મી૦ કીરન કે સેન-ગુપતા, એમ. એ., બી. એસ. સી. (કલ૦) બી. એસ. સી. (ખાણને લગતી) એમ. એસ. સી. (બરમી.) એમ. આઇ. એમ. ઇ, એફ. જી. એસ. ભુસ્તરશાસ્ત્રી, કલકતા.
મી૦ રતનલાલ એમ. મોદી, બી. એ. એલ. એલ. બી, સોલીસીટર અને નોટરી પબલીક (મેસર્સ માળવી મોદી, રણછોડદાસની કંપનીવાળા).
મી૦ રવીદાસ નારણદાસ, ( મેસર્સ નારણદાસ પરશોતમદાસ એંડ સન્સવાલા ) વેપારી
મી૦ એમ. એચ. એમ. મહેતા, બેચેલર ઓફ કોમર્સ (મેસર્સ એચ એમ. મહેતાની કંપનીવાલા) વેપારી અને મીલમાલક.
મી૦ ત્રીપુરારી બી. કંચારીઆ
મી૦ જીવુભાઈ બી. મહેતા. બી. એ. એલ એલ. બી. એક્ષ—આફીસીઓ.

બેંકરો:—

ધી ઇંટર-નેશનલ બેંકીંગ કોરપોરેશન.
ધી બેંક ઓફ ઈંડીઆ લીમીટેડ

સોલીસીટરો—

મેસર્સ માલવી, મોદી, રણછોડદાસની કંપની.

ઓડીટરો:—

મેસર્સ બાટલીબોઈ અને પુરોહીત
ઇનકોરપોરેટેડ એકાઉટંટો ( લંડન ) હોર્નબીરોડ, મુંબઇ.

મેનેજીંગ એજંટો:—

રાયબહાદુર ઓંકારજી કસ્તુરચંદની કંપની.

રેજીસ્ટર્ડ ઓફીસ:—

૯૫, મેડોસ સ્ટ્રીટ કોટ મુંબઈ.

આ માસિક નં. ૬૭, ચીંચપોકલી પરેલ રોડ મુંબઇ, લેડી નોર્થકોટ હિંદુ ઑર્ફનેજ ઈ. મેન. પ્રેસમાં જાદવજી પીતાંબર ઠક્કરે છાપ્યું છે અને ધી ઈન્ડીયન મરચન્ટસ ચેમ્બર અને બ્યુરો જયસુખલાલ કૃષ્ણલાલ મહેતાએ, મુંબઇ ઓલ્ડ ટેલીફોન બીલ્ડીંગ્સ ૧૯, બેંક સ્ટ્રીટ કોટમાં પ્રસિદ્ધ કર્યું